श्री

# भामिनीभूषण

## द्वितीय अलंकार

रचनार

श्री

શિખરિણી છંદ.

સુણો સ્ત્રીઓ શાણી, વળિ અબળ બાળા સઉ સુણો,
જગે શોભા આપે,—નવ અવર—જોજો શુભ ગુણો,
અલંકારો ઝાઝા, કર શ્રવણ કોટે શિર ધરો,—
કરે તે તો પીડા, સુખદ સજિ આ, નિર્ભય ફરો.

દોહરો.

મોક્ષસુખ કદિ શું જનો, શોધો સઘળા પંથ,
સો સુખ સઘળાં આ દિયે, ભામિનીભૂષણ ગ્રંથ.

प्रसिद्ध करनार

वीरक्षेत्र, राजनगर तथा विविधस्थलनिवासी

**श्रेयःसाधकअधिकारिवर्ग.**



मुंबई.

जगदीश्वरप्रेसमां मुद्रांकित करयो.

संवत १९४५. नृ. ३६. इ० स० १८८९

मूल्य रु. १-०-०

श्री

# भामिनीभूषण

## द्वितीय अलंकार

रचनार

श्री

शिखरिणी छंद.

સુણો સ્ત્રીઓ શાણી, વળિ અબળ બાળા સઉ સુણો,
જગે શોભા આપે,—નવ અવર—જોજો શુભ ગુણો,
અલંકારો ઝાઝા, કર શ્રવણ કોટે શિર ધરો,—
ફરે તે તો પીડા, સુખદ સજિ આ, નિર્ભય ફરો.

દોહરો.

મોક્ષસુખ ચહિ શું જનો, શોધો સઘળા પંથ,
લો સુખ સઘળાં આ હિયે, ભામિનીભૂષણ ગ્રંથ.



प्रसिद्ध करनार

वीरक्षेत्र, राजनगर तथा विविधस्थलनिवासी

**श्रेयःसाधकअधिकारिवर्ग.**



मुंबई.

जगदीश्वरप्रेसमां मुद्रांकित कर्यो.

संवत १९४५. नं. ३६. इ० स० १८८९

मूल्य रु. १-०-०

## દોહરા.

વરવાળી વરવની અને, વરનારી જે નાર,
વાંચી આ વર સુખ ગ્રહે, વહે ન ભવભયભાર.
વર્યા વર્યાવિણુ ને અવર, જે વરવાને ચ્હાય,
વર વર સુખ સત્વર લહી, સૌ ભય દુઃખને બ્હાય.

---

ભામિનિઓ ભૂષણ સજી, લો શોભા સુખસ્વાદ,
ત્યજી દૂષણ તનમનતણાં, ટાળો કલેશ વિવાદ.
અન્ય અલંકારોવડે, ભય દુઃખ ભારી થાય,
અલંકાર ઉર આ ધરયે, ભય દુઃખ સઘળાં જાય.

---

॥ ॐ ॥

# अथ प्रसिद्धकर्तृकृतमंगलम्

चंद्रार्काभ्यां यथा मेरुः स्वर्णांगो यो हि राजते ।
श्रीमद्विश्वेश्वरोपेन्द्रै र्नृसिंहं तं नुमोऽनिशम् ॥ १ ॥

योऽसंशयं सकलवेदविदां वरिष्ठो
वेदान् हि यः सततमुद्गिरति स्ववाचा ।
वेदा न शेकुरपि यस्य गुणान्निगातुम्
सर्वे नृसिंहमजरामरमानताःस्म ॥ २ ॥

दिशः पूर्णाः सर्वा विमलयशसा यस्य बृहतो
भजंते लोका यं विशदनयनं मंगलतनुम् ।
पदाब्जे यं श्रितं सुरगतिपदे यस्य सुषमे
स्तुमो ध्येयं ज्ञेयं सगुणमगुणं सद्गुरुवरम् ॥ ३ ॥

दृष्टा मृत्युमुखाद्विमोचनपरा वैद्या अनेके भुवि
किन्त्वज्ञानजदोषमोषधिषणा दृष्टाः श्रुता नो कदा ।
दीना येन कृताः क्षणादिव भवारण्ये भ्रमन्तो गजाः
भक्ताःस्माकलितं नृसिंहविकटाऽविधैकवैद्यं गुरुम् ॥ ४ ॥

अकलस्सकलविशांपति रादिरनादिर्ललाटचंद्रो यः ।
श्रेयःसाधकवर्गः साष्टांगं नौति सद्गुरुनृसिंहम् ॥ ५ ॥

विश्वस्य सृष्टिस्थितिनाशहेतो
श्रीसद्गुरो तारक ते कृपातः ।
पुण्यांश्च कल्याणकरांश्च हृद्यान्
ग्रंथान्प्रसिद्धिं क्रमशो नयाम ॥ ६ ॥

**અર્થ**:—૧ શ્રીઉપેન્દ્ર ભગવાન્ તથા શ્રીવિશ્વેશ્વર ભગવાને ક-રીને જે સ્વર્ણના જેવા અંગવાળા, પ્રાતઃકાળે એક બાજુ સૂર્ય તથા અન્ય બાજુએ ચંદ્ર આવેલા સ્વર્ણમય સુમેરૂની પેઠે શોભે છે તે શ્રીનૃસિંહ ભ-ગવાન્‌ને અમારા નિરંતર નમસ્કાર છે.

૨ વેદના તાત્પર્યને જાણનારા સર્વમાં જે નિઃસંશય શ્રેષ્ઠ છે તથા જે બ્રહ્મવિદ્‌વરિષ્ઠ છે, જે પોતાની વાણીથી નિરંતર વેદોનો જ ઉચ્ચાર કરે છે, જેમના ગુણોને વેદો પણ યથાવત્ ગાઈ શક્યા નથી, તે અજર અ-મર શ્રીનૃસિંહભગવાન્‌ને અમે સર્વે નમસ્કાર કરીએ છીએ.

૩ જે સર્વવ્યાપક પરમાત્માના વિમલ યશથી દશે દિશાઓ પૂર્ણ થઇ છે, જે પ્રસન્ન તેજોમય નેત્રવાળા, પરમ મંગલમય શરીર ધારણ કરનાર ભગવાન્‌ને સમગ્ર લોકો નિરંતર સ્તવે છે, જેમના અત્યંત સુંદર, દેવવર્ગની પણ ભક્તિના વિષયરૂપ ચરણકમલતળે, પદ્મ જેને અંતે છે એવાં શંખ, ચક્ર, ગદા, તથા પદ્મ એ ચાર ચિન્હો છે, તે ધ્યેય, જ્ઞેય, સગુણ તથા નિર્ગુણ શ્રેષ્ઠ શ્રીસદ્‌ગુરૂનું અમે સ્તવન કરીએ છીએ.

૪ મૃત્યુની અણીપર આવેલા રોગીનું પણ જીવન જાળવી શકે એવા વૈદ્યો પૃથ્વીપર અનેક જોવામાં આવ્યા છે. પરંતુ અવિદ્યાજન્ય ક્લે-શોની નિવૃત્તિ કરે એવી બુદ્ધિવાળા વૈદ્યો તો આંખે જોયા પણ નથી અને કાને સાંભળ્યા પણ નથી. જે શ્રીગુરૂએ આ સંસારરૂપ અરણ્યમાં મસ્ત હાથીની પેઠે ભ્રમણ કરતા અનેક જીવોને એક ક્ષણમાં દીન કર્યા છે, તે આ અત્યંત વિકટ અવિદ્યાજન્ય રોગોના એક જ વૈદ્ય તથા કોઇથી પણ ન કળાયેલા એવા શ્રીનૃસિંહભગવાન્‌ને અમે ભજીએ છીએ.

૫ જે દેશ કાળ તથા વસ્તુથી પરિચ્છેદરહિત છે, સમગ્ર લોકોના પતિ છે, સર્વના આદિ છે અર્થાત્ કારણરૂપ છે તથા અનાદિ છે, તથા જેમ-ના લલાટને વિષે ચંદ્રરેખા વિરાજે છે તે શ્રીસદ્‌ગુરૂ નૃસિંહ ભગવાન્‌ને આ શ્રેયઃસાધકઅધિકારિવર્ગ સાષ્ટાંગ નમસ્કાર કરે છે.

૬ હે વિશ્વની સૃષ્ટિ, સ્થિતિ તથા લયના કારણરૂપ! હે ભવા-બ્ધિથી તારણ કરનાર શ્રીસદ્‌ગુરૂ પરમાત્મા! પાવન કરનાર, હૃદયને પ્રિય લાગનાર શ્રેયસ્કર ગ્રંથોને એક પછી એક એમ ક્રમે કરીને પ્રસિદ્ધ કરવાની આપ કૃપા કરી અમને અનુકૂળતા આપ્યા કરજો.

# પ્રસિદ્ધકર્તૃકૃત સૂચના.

આ શ્રીભામિનીભૂષણ ગ્રંથનો પ્રથમ અલંકાર સંવત ૧૯૪૨માં પ્રકટ થયો હતો. તે અનેક સદ્ગૃહસ્થોનાં ઘરમાં ઘણી પ્રીતિથી વંચાયો, તથા તેના બીજા અલંકારની તે તે સુજ્ઞ સદ્ગૃહસ્થોતરફથી વારંવાર માગણી થઇ, તેથી ખાસ અવકાશ લેઇને હાલ આ શ્રીભામિનીભૂષણ ગ્રંથનો બીજો અલંકાર છપાવી પ્રસિદ્ધ કરયો છે.

પ્રથમાલંકારમાં ગૃહવ્યવહાર, તથા અનેક ગુણદોષોનાં સ્વરૂપ સ્થળે સ્થળે વર્ણવ્યાં છે, તેમ જ આ વિચિત્ર પાત્રવડે ભરેલો સંસાર અનેક પ્રકારના સ્વભાવનાં મનુષ્યોવાળો છે, તેથી એ કલ્યાણકારી ગ્રંથમાં તે ભિન્ન ભિન્ન સ્વભાવનાં ચિત્રો પણ આપ્યાં છે. એ પ્રથમાલંકાર સર્વ સુજ્ઞ સ્ત્રીપુરૂષોને અધિક રૂચિકર થઇ પડયો છે, એ વાર્તા તેના બીજા અલંકારને વાંચવાની આતુરતાપૂર્વક ઇચ્છા બતાવી માગણી કરવાથી સ્પષ્ટ જણાઇ છે; તેમ જ ઘણા વિદ્વાનોના મુખથી એ ગ્રંથની સ્તુતિવિષે ઉદ્ગાર જણાયા છે, એટલે ગ્રંથકર્તાનો તથા પ્રસિદ્ધકર્તાનો તે ગ્રંથના સંબંધનો શ્રમ સાર્થક થયો છે, એમાં કિંચિત્ પણ સંશય કરવાસરખું રહ્યું નથી.

આ દ્વિતીય અલંકાર પણ પ્રથમ અલંકારમાં રાખેલા બંધારણપ્રમાણે જ દિવસના વિભાગમાં રાખ્યો છે, અને કથા તથા આડકથાથી અનેક પ્રકારનો સુબોધ તથા વિવિધ સ્વભાવનાં ચિત્ર સ્પષ્ટ સમજાય એવી રીતે લખવામાં ન્યૂનતા રાખી નથી.

જેમ સ્ત્રી એક અલંકારને ધારણ કરવાથી સાદા શરીરકરતાં કંઇક અધિક શોભાને પામે છે, અને પછી બીજા અલંકારને ધારણ કરવાથી તેથી પણ અધિક શોભાવાળી થાય છે, તેમ આ ગ્રંથના પ્રથમ અલંકારને હૃદયમાં ધારણ કરવાથી બુદ્ધિઆદિ અંતઃકરણની શોભા વધવી ઘટે છે, અને તે અધિક શોભાવાળા અંતઃકરણમાં આ બીજો અલંકાર વાંચી ધારણ કરવાથી તેકરતાં અધિક શોભા વધશે એ નિઃસંશય છે.

બાળક અવસ્થાથી ઉત્તરોત્તર જેમ જેમ સમજણ વધે છે, અને શક્તિ વધે છે, તેમ તેમ તે કઠિણ વાર્તાને પણ હોંસથી સુગમતાથી સમજે છે, તેમ આ ગ્રંથના પ્રથમ અલંકારકરતાં આ બીજા અલંકારમાં વાંચનારની અધિક યોગ્યતાના અનુમાનથી ભાષા તથા વિષય, પ્રસંગપરત્વે લગાર કઠિણ લીધાં છે, અર્થાત્ ધીરે ધીરે વધારે શબ્દો જાણવામાં આવે, અને વિચાર પણ વધારે કિમતી જાણવામાં આવે એ ઇરાદાથી

નીતિ, ધર્મ, તથા વ્યવહાર એ ત્રણે બાબતને આમાં બનતી રીતે વિશેષ અંશે આણી છે. સ્થળે સ્થળે ગુણ તથા દોષ નિરાળા સમજાય એવી શૈલીમાં તેનાં સ્વરૂપો ખુલાસાથી વર્ણ્યાં છે.

આ જગત્માં સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ પરમેશ્વરનું પણ એવું એકે કાર્ય નથી કે જેની આખા સંસારનાં પ્રાણી એકે અવાજે પોકારી પોકારીને સ્તુતિ કરે; અને કાર્ય તો એવું નથી જ, પણ સાક્ષાત્ ઈશ્વિર જે સંપૂર્ણ પ્રાણીઓને સ્તુતિનો મુખ્ય વિષય છે, તેની પણ મંદમતિ મનુષ્યો અનેક વિધિથી અવજ્ઞા કરે છે, તો પછી અન્યની શી વાર્તા! માટે અમારો તો એ નિશ્ચય જ છે કે અનેક યત્નથી પણ આ સંપૂર્ણ સંસાર, જે સ્વરૂપે જ વિચિત્ર છે તે એક સરખા સ્વભાવ તથા અંતઃકરણવાળો ન હોવાથી કોઈ પણ કાર્યકારણને એક સરખી રીતે પ્રિય ગણે અથવા સ્તુતિપાત્ર માને એમ બને જ નહિ. માટે વિવેકી પુરૂષો પોતાના કાર્યની તમામ લોકો સ્તુતિ કરે એવી દુરાશાને વશ કદાચિત્ પણ થતા નથી.

સૌસૌને પોતપોતાની રૂચિઅનુકૂળ વસ્તુ જ પ્રિય હોય છે, તો આ ગ્રંથમાંથી ભિન્ન ભિન્ન અનેક પ્રકારની રૂચિવાળાં સર્વને પોતાની રૂચિઅનુકૂળ થોડો થોડો ભાગ પણ વાંચવા મળ્યાવિના નહિ રહે એવી અમારી તો ખાતરી છે.

કથાભાગમાં પ્રધાનપણે બોધ તથા ગૌણપણે સ્વભાવચિત્ર છે, અને આડપ્રસંગમાં સ્વભાવચિત્ર પ્રધાનપણે અને નિયમિત બોધ ગૌણપણે છે, માટે જેને જે રૂચિ હોય તેણે તે તે ભાગ ઇચ્છાનુસાર વાંચવો; તોપણ ગ્રંથનો પૂર્વાપર સંબંધ હોવાથી આદિથી અંતપર્યંત વાંચવામાં આવે એ તો ઉત્તમ જ છે.

પ્રથમ અલંકાર વાંચીને જેમ બીજા અલંકારની પ્રીતિથી સુજ્ઞ ગૃહસ્થોએ માગણી કરેલી, તેમ જે જે ગૃહસ્થોને આ દ્વિતીય અલંકાર વાંચ્યા પછી તૃતીય અલંકારની ઇચ્છા હોય તેમણે પોતાનાં નામઠેકાણાંસહ પત્ર વડોદરામાં **સૂચના**માં જણાવેલે સ્થળે મોકલવા શ્રમ લેવો, કે તેમનાં નામની નોંધ રાખી તૃતીય અલંકાર ઈશ્વરેચ્છાથી પ્રકટ થયે મોકલવામાં આવે.

ભાષા તથા વિષય કઠિણ આવે છે એમ કોઇને અનુમાન થાય એમ આ અલંકારમાં સંભવ છે, તોપણ આમાં આવેલા વિષયને સમજવામાં જેની શક્તિ હોય તેને માટે આ ભાષા કઠિણ ગણવાસરખી નથી. સારી કેળવાએલી સ્ત્રીઓ તો પોતાની મેળે વાંચી સમજી શકે એમ છે, અને ઘણું સાધારણ શીખેલી સ્ત્રીઓએ તો પોતાના પતિની અથવા કોઇ યોગ્ય અનુકૂળતાવાળા સજ્જનની પાસેથી કઠિણ પ્રસંગોને સમજી લેવા.

લાંબા ગ્રંથોમાં એક વાર વર્ણાએલો બોધનો વિષય લગાર રૂપાંતરથી બીજી વાર પ્રસંગ આવ્યે લખવામાં આવે તો તે દોષ નથી, પણ ષડ્લિંગમાંનું અભ્યાસ લિંગ છે એમ જાણવું. અભ્યાસની એવા પ્રસંગમાં જરૂર છે, કારણ કે એકદમ સાધ્ય ન થાય એવા વિષયને વારંવાર શ્રવણમનનથી સાધ્ય કરવા પડે છે. આમ છતાં પણ વિના પ્રયોજન તો આ ગ્રંથમાં કોઈ પણ વિષયની પુનરૂક્તિ થઇ જ નથી.

સુજ્ઞ જનો પ્રીતિપૂર્વક વાંચે અને તેનાં શુભ ફળ તેમને અનુભવમાં આવે એ જ આ ગ્રંથની તથા શ્રમની સાર્થકતા છે. અધિક કહ્યાથી શું?

વીરક્ષેત્ર
સંવત ૧૯૪૫ વૈશાખ
શુક્લપક્ષ ૧૫.

**श्रेयःसाधक अधिकारि वर्ग.**

---

**દોહરો.**

તન શોભાવી ભૂષણો, દેતાં સઘળો તાપ,
આ ભૂષણ ઉર સ્થાપતાં, શમે સકળ સંતાપ.

---

| નરખી | કેવડી | ગોદાવરી | ગંગા | કાવેરી<br>ધનેશ્વર | બાળમુકુંદદાસ<br>ચંચળા | **મનોહર**<br>**વિજયા** | પૂરણકોર<br>જેઠી<br>ભગવાન | સાંકળી<br>કૃષ્ણદાસ<br>ચંદન | ભૂધર<br>માણેક<br>વિગેરે | જતન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|

# ભટ્ટ મનોહરનો મહોલ્લો.

| ઝવરી | રામકોર | શિવકોર | પારવતી<br>ત્રિભુવન | | વિઠ્ઠલજી<br>ભાગીરથી | કમળા<br>ગોકળ | વીજળી<br>હરકીસન | પ્રાણકોર<br>વ્રજભૂખ૦ | ધનલક્ષ્મી<br>ગોવર્ધન | લાડકોર<br>હરજીવન | નવલ<br>દ્વારકાદાસ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्री भामिनी भूषण ॥

---

## ॥ द्वितीयालंकार ॥

### ॥ अथ मङ्गलम् ॥

આ સંસાર જેનાવડે ઉત્પન્ન થયેલો દેખાય છે, તથા જે વડે સ્થિતિને પામેલો પ્રતીત થાય છે, તથા જેવડે ઉત્પન્ન થતા સંપૂર્ણ પ્રાણીપદાર્થ લયરૂપ નાશને પામતા સમજાય છે, તેમ છતાં તે સર્વના કારણરૂપ મનાતું પરમાત્મ તત્વ આ ચર્મચક્ષુથી મલિન અંતઃકરણવાન્ સ્ત્રીપુરૂષ, તથા નપુંસકરૂપ પ્રજાને પ્રત્યક્ષ જણાતું નથી, તે સર્વેશ્વરને આરંભમાં નમસ્કાર કરૂં છું.

## दिवस ८ मो.

**મનોહર**—(સવાર થતાં પથારીમાંથી ઉઠતાં)

**શિખરિણી છંદ.**

અહો ત્રાતા[1] સાચા, અબલ જનનાં દુઃખ હરજો,
વદે રૂડી વાચા, હૃદય પણ તેવાંજ કરજો,
ભણે વિદ્યા સારી, સુશિલ મતિ પ્રીતેજ ધરજો,
ઉરે સ્વર્ગે આવી, સુગુણ ઉર[2] એવાજ ભરજો.

**શાર્દૂલ વિક્રીડિત છંદ.**

થાતાં પ્રાત પ્રભૂ પદે વિનયથી, માથૂં નમાવી કહું,

---

૧ રક્ષણ કરનાર. ૨ હૃદયમાં.

દેજો સારિ મતિ મને દિવસમાં, દુષ્કર્મમાં ના વહું;
રાત્રીમાં કરૂણાળુ આપ વિભુનું, ના ભાન થાતું અરે !
તોએ આપ કૃપા કરી શરણમાં, રાખો સદા હે હરે !

( આ પ્રમાણે બોલીને ' જય સચ્ચિદાનંદ ગુરૂ ' એમ કહેતાં બારીએ બેશી દાતણ કરે છે. )

**વિજયા**—( નીચે પોતાનું કામ કરતાં કરતાં )

### પદ. રાગ પ્રભાત.

પ્રભુ પાયે લાગી રે, વહાણું વાતાં વિનવું રે,
દેજો શુદ્ધ બુદ્ધિ હે દીનનાથ !
દુર્ગુણ મારા હરજો રે, કરજો સારૂં સર્વનું રે,
સ્મરણ કરી હરિ જોડું હું હાથ, પ્રભુ૦
ભુંડું નવ ઇચ્છું રે, મનથી હું કોઇનું રે,
વાણીથી ન કરૂં કોને તિરસ્કાર, પ્રભુ૦
શરીર ઇંદ્રિયથિ રે, સૌને સુખ આપવું રે,
દેજો મુજને એ મનહર ભર્તાર, પ્રભુ૦

( મનોહર તથા વિજયા ભોજનપર્યંતનાં પોતાનાં નિયમિત કામથી પરવારે છે. પછી મનોહર બહાર જાય છે, અને વિજયા પોતાના ઘરસંબંધી કામને કરતી બેસે છે. એટલામાં વીજળી આવે છે, અને વારાફરતી બીજી સ્રીઓ પણ આવે છે. )

**વીજળી**—( આવીને ) કેમ વિજયાલક્ષ્મિ બેહેન ? હું આવીછું તેથી કંઇ તમને હરકત તો નથી ? તમે કંઈ ખાનગી કામમાં હો તો હું પાછી જાઉં, અને જો મારા સરખું કામ હોય તો હું મદદ કરૂં. મને તમારી પાસે આવવાનું ઘણું મન થાય છે, માટે હું આવીછું. તમને અડચણ હશે તો મને પાછી જવાથી કંઈ દુઃખ લાગવાનું નથી. માટે તમે મનમાં કશો અસંગો રાખશો નહિ હો બા.

**વિજયા**—ના બેહેન ! આવો સુખેથી બેસો. મને કશી વાતે અડચણ નથી. જુઓ વિજળી ! માણસના પાસે માણસ જશે, કાંઈ પશુ પાસે જવાવાનું છે ? અને ખરૂં જુઓ તો 'જંગલમાં ઝાડ પણ એકલું ના હશો', એવી આપણામાં કહેવત ચાલે છે; તો હું એકલી છું અને તમે આવ્યાં તો ઉલટું મારા મનને સારૂં લાગશે. સુખેથી બેસો. તમારો સ્વભાવ કંઈ લોકોના કાથા કુથલા કરવાનો નથી, મારા જેવો સીધો સ્વભાવ છે, એટલે મને ઘણું ગમે છે. અને બીજાં કેટલાકને તો એવી ટેવજ હોયછે કે નવરાં પડયાં એટલે ગમે ત્યાંથી વાત કરનાર શોધી કાઢીને લોકોની સાચી જુઠી નિંદા

કરવી, અને તેમાંથી બે દુર્ગુણ લેવા, પણ ગુણ કશો લેવો નહિ. એવા કુ-ચાલવાળા માણસનું મોં મને ઝાંઝું કરીને ગમતું નથી. અને તમે તો ઉલટાં મને પણ બે વાત શીખામણની આપી શકો એવાં છો, તેથી તમારી સંગત મને અળખામણી લાગતી નથી. હું તો કહું છું કે રોજ જ્યારે તમને નવરાશ હોયત્યારે સુખેથી આવજો.

**વીજળી**—(લગાર શરમાયલું મોં કરીને) અરેરે! એ શું બોલ્યાં બહેન! હું, ખરૂં પૂછો તો, હજું બોલવાની રીતપણ જાણતી નથી. તમે જેટલું જાણોછો તેનો હજારમો હિસ્સો મેં કાને પણ સાંભળ્યો નથી, તો હું તમને શી શીખામણ આપી શકું? હું તો દુર્ગુણની ભરેલી મુરખ છું, તે તમારી પાસે સુધરવાને આવુંછું. માટે હું હાથ જોડીને કહું છું કે મારો અવગુણ હોય તે સુખેથી મને કહેજો. એ વાતે મને દુઃખ નથી. મારૂં મોટું ભાયેગ હું તો સમજુંછું કે તમારી સોબત મારે થઇ છે.

**વિજયા**—(ચંચળ તથા ભાગીરથીને આવતાં જોઇ તેમને) આવો આ બેસો. હમણાંજ મારા મનમાં તમે સાંભર્યાં હતાં. કેમ તમારી બંનેની તબીયત સારી છે?

**ભાગીરથી તથા ચંચળ**—હા. તમારી ઠીક છે?

**ચંચળ**—હું ભાગીરથીને તેડી આવી. કહ્યું ચાલો, કાલની પેઠે વિજીયાલક્ષ્મીપાસે જઇએ, એટલે કંઈ લાભ થાય.

**વિજયા**—(જરા હસતાં) હા સુખેથી આવો. તમે એટલું મને માન આપોછો તો ભલે, પણ હું શું એવી સમજણવાળી છું કે તમને લાભ આપીશ? ભલે બે ઘડી ના ગમે ત્યારે ગાંડું ઘેલું જે આવડે તે તમે પૂછો છો ત્યારે કહું છું. (તેઓ બેસે છે. પછી બીજાં પણ બૈરાં વારાફરતી આવી બેસે છે.)

**ચંચળ**—તમારા મનથી ગાંડું ઘેલું, પણ અમારા મનથી તો સોના મહોર જેવું છે. તમારી એકેક વાતનું મૂલ નથી. ગમે તેવું ઘરનું બળેલું માણસ તમારી પાસે આવીને ઘડી બેસે તો તેને આનંદ થયા વિના રહેજ નહિ. કેમ ભાગીરથી! ખોટું કહું છું? જેવું હોય તેવું બોલજો.

**ભાગીરથી**—ના તે તમે કહો છો તેમજ છે. મને તો ઘરમાં ગમે તેવો મનમાં ઉદ્વેગ[1] થાય કે બારીએ આવીને એમના ઘરતરફ જોઉં, ને એમનું મોં દેખું કે મારૂં ચિત્ત ફરી જાય. અને એમને ના દેખું તો મનમાં એમને સંભારૂં, એટલે મારા ઉદ્વેગ ખસી જઇને પ્રસન્નતા જણાય છે. પછી બીજાની વાત તો તે જાણે.

---

૧ શોક.

**વીજળી**—વિજયાલક્ષ્મિ બેહેન! કાલની પેઠે આજે પણ કંઇ ગીત કે નજરમાં આવે તે સંભળાવીને અમારૂં મન રાજી કરો.

**પારવતી**—હા બા, હવે તો કંઇ બોલો. વળી સાંજ પડવા આવશે એટલે ઘરની ફિકર પેસશે.

**વિજયા**—તમે કહો તે કહું. એવું તે શું મને આવડેછે, પણ તમારી સૌની આજ્ઞા છે તો વળી બોલું.

**ભાગીરથી**—એક બે ગરબી જેવું કાંઈ ગાવું, ને પછી સુબોધ મળે એવી કાંઈ વાર્તા કહેવી.

**વિજયા**—ભલે જેવી તમારી ઇચ્છા. (ગાય છે)

## ગરબી.

સખી જન્મી જગતમાં રે, કે દુર્ગુણ દુર કરવા,
લઈ સમજણ સાચી રે, કે સદ્ગુણ ઉર ધરવા.
છે મોંઘો મળવો રે, કે જન્મ મનુષ્ય તણો,
છે વેહેલો ટળવો રે, કે તેથી અમૂલ્ય ગણો.
નિત્ય જોવું વિચારી રે, કે જગમાં શું કરવું,
ચાલ ચાલવી સારી રે, કે કીર્તિ લઈ મરવું.
અભિમાન ન ધરવું રે, કે વઢવું ન કો સંગે,
વેણ ઘટતું વદવું રે, કે રહિ નિજ કુળ ઢંગે.
મુખ બોલવું સાચું રે, જુઠું ઉરથી તજવું,
નવ કાનનું કાચું રે,—થાવું, સઘ[1] સમજવું.
દુઃખ આવ્યે ન ડરવું રે, પતિને ન દુઃખ દેવું,
કહે સ્વામી તે કરવું રે, બીજાને ના કહેવું.
વસ્ત્ર ભૂષણ કેરો રે, કે મોહ ન કદિ ધરવો,
કરી લોભ આઘેરો રે, દિવસને જતો કરવો.
સખિ પ્રાણજતાં લગીરે, ક્રોધ ઉરથી તજવો,
મનહર કુળવતીએ રે, પતિ, પ્રભુને ભજવો.

**ચંચળ**—બોલો 'જય જય સદ્ગુરૂ દેવ'. (સૌ બોલે છે)

**ભાગીરથી**—વાહ! ધન્ય છે વિજયાલક્ષ્મિ! તમે બેહેન આવી આવી ગરબીઓ હોય તે તો અમને જરૂર શીખવજો હો, જો તમને કશી હરકત ન હોય- ને વળી બીજી પણ એક કહો તો બહુ સારૂં. (સર્વના તરફ જોઇને) કેમ તમારી સૌની મરજી છે કે નહિ? (સર્વે હા કહે છે)

---

૧ તરત.

**પારવતી**—લો બહેન, એવી તે કોણ રાંડ અભાગણી હોય કે તેને આવી વાત ના ગમે. રડયા રાત દહાડો લોકના કુથલા કરીને આપણને શો નફો મળવાનો છે? નારે બેહેન! સુખેથી ગાઓ. મારો જીવ તો આ સાંભળીને ટાઢો હીમ જેવો થઇ ગયો છે સાચું પૂછો તો.

**વીજળી**—વિજીયાલક્ષ્મિ બેહેન! બોલો હવે અમે બધાં છાનાં રહીએ છીએ.

**વિજયા**—

## ધોળ.

પ્રભુ પ્રેમવડે અમે પૂજીએ, દેજો સન્મતિ[1] કેરૂં દાન, સંકટ સઉ ટાળજો,
પ્રભુ પાપવડે અમે ધ્રૂજીએ, મારી આપો માગુંછું માન, બાળક ગણી પાળજો.
પ્રભુ દુ:ખનો દરિયો આ સંસાર છે, સુખદાતા તમારૂં ધ્યાન, સંકટ૦
પ્રભુ દુર્જનની પીડા અપાર છે, દિનરાત્ર કરે ઘણું જાન, બાળક૦
પ્રભુ મન મૂર્ખ ના કહ્યું માનતું, સમજાવીને થાકીએ રોજ, સંકટ૦
પ્રભુ બળહીન થઇએ ભવે વહી, જેમ ભટકતું વનનું રોઝ, બાળક૦
પ્રભુ આશરો છે એક આપનો, દુ:ખ દાખવી ધરીએ ધીર, સંકટ૦
મનહર આ અબળના તાપનો, ફેડી દામ ઉતારીને તીર, બાળક૦

**વીજળી**—બોલો 'જય જય શ્રીસદ્ગુરૂ દેવ' (સૌ બોલે છે.)

**ભાગીરથી**—વાહ! આ ધોળ પણ ઘણુંજ સારૂં ગાયું. હવે તો ઇચ્છામાં આવે તો કાંઇ સુબોધકારક વાર્તા કહો એટલે ત્યાર સોરી સાંજ પડવા આવશે.

**વિજયા**—મને એવી સુબોધકારક વાર્તા તો શું આવડે, પણ સાધારણ રીતે રમુજી અને કાંઈ એક સમજણ વધે એવી, મેં કોઈવાર સાંભળી હોય, તે યાદ આવે તે પ્રમાણે કહું છું. પછી સૌને ગમે કે નહિ, એ તો પોતપોતાનું મન જાણે. પણ સૌનો આગ્રહ છે તો કહું છું, સાંભળો. વખત થોડો છે, માટે ઘણી લાંબી તો નહિજ કહેવાય.

**ચંચળા**—લાંબી હશે તોયે શું છે? રહેશે એટલી કાલે પૂરી થશે. કેમ ભાગીરથી! બોલ્યાં નહિ.

**ભાગીરથી**—હા તેની શી ફિકર છે? આપણે તો રોજનું હવે લાગ્યું છે. ઘણી લાંબી હશે તો ઘણા દિવસ પહોંચશે. એમાં શી હરકત છે? તમારી ધ્યાનમાં આવે એ બોલો.

**વિજળી**—બોલો 'જય જય શ્રીસદ્ગુરૂ દેવ' (સૌ બોલે છે.) હવે એક ચિત્તથી સાંભળો..

---

૧ સારી બુદ્ધિ.

**વિજ્યા**—એક શ્રીનગર નામનું મોટું શેહેર હતું. તેની ચારે બાજુ ફરતો કોટ હતો. ત્યાંથી ત્રણ ગાઉપર એક મોટો પર્વત હતો. તેનું નામ ચિત્રકૂટ હતું. ત્યાં વર્ષોવર્ષ મોટી જાત્રા ભરાતી હતી. આજુબાજુના લોકો તો દરમાસે આવી મેળો ભરતા, અને દૂર દેશના લોકો તો વર્ષમાં એક વાર જાત્રા ભરતા. એ શેહેરમાં ઘણા બુદ્ધિવાળા અને જુદી જુદી જાતની વિદ્યા તથા હુનરને જાણનાર જાત જાતના લોકો હતા. સઘળા લોકો ઉદ્યમી હોવાથી ત્યાંની પ્રજામાં દરિદ્રિ તો જવલ્લેજ જણાતા હતા. ઉદ્યમથી દરિદ્રતા નાશ પામે છે એવું આપણા ઘરડા કહેતા આવ્યા છે, તે પ્રમાણે તે શેહેરના લોકો, આળસ છોડીને, રાત્રે છ કલાક ઉંઘ લેતા હતા તે શિવાયનો આખો દહાડો તથા થોડો રાત્રનો વખત સઘળો કામમાં ને કામમાંજ કાઢતા. અડોશી પડોશી પણ ખરા કારણવિના નકામી વાતો કરી પોતાનો વખત ગુમાવતા ન હોતા. કુળવાન્ પુરૂષો તો બહારનો ઉદ્યમ કરતા અને તેમની સ્ત્રીઓ તો પોતાના ઘરમાં બેશીને થઈ શકે એવાં કામોને કરતી. તે કુળવતી અને ઉંચી વર્ણની સ્ત્રીઓ એક બીજાની પાસે બેશી વાતો કરે તોપણ કામ હાથમાં લઇને કામ કરતાં વાતો કરે. એક મહિનામાં બે દિવસ તે સ્ત્રીપુરૂષ કામ ન કરતાં, અને વિસામો લેતાં. તે વિસામાને દિવસે સારૂં ખાતાં પીતાં, તથા ઓઢી પહેરીને આનંદથી એક બીજાની સાથે હળીમળી વાતો કરતાં. તે વાતો પણ એવી કરતાં કે જેમાંથી સૌને લાભજ મળે. વિના કારણની લોકોની નિંદા કે કથની કરતાં ન હોતાં. તેઓ જાણતાં હતાં કે માણસનું આવરદા, જુવાની, પૈસો, તથા પ્રાણ એ ચલાયમાન સ્વભાવનાં છે, મતલબ કે એ ઝાઝો કાળ એકસરખાં ટકતાં નથી. માટે એમને નકામાં ખરચવાં નહિ. એમનો ખરો ઉપયોગ કરી લેવો, એટલે પાછળથી પસ્તાવો થાય નહિ. ઘણાં માણસો બાળકોને શીખામણ દઈ પહેલેથી સુધારતાં નથી, તો તે બાળકો મોટાં થયા પછી પસ્તાવો કરેછે કે 'અરેરે! અમને કોઇએ સારે માર્ગે મૂળથી ચઢાવ્યાં નહિ.' તેમજ તેમનાં માબાપ વિગેરે પણ પાછળથી માઠાં ફળ નીપજે ત્યારે ખેદ કરે છે, પણ પછી કશો ઉપાય ચાલતો નથી. તેથી પહેલી અવસ્થામાંજ ખરો સુધારો કરયો હોય તો આગળ ઠીક પડેછે. કહેવત છે કે 'કુમળું ઝાડ નમે છે, એવું પાકટ ઝાડ નમતું નથી.' આ વિગેરે સઘળી નીતિને જાણનાર તે શ્રીનગરના લોકો પોતાના બાળકોને મૂળથીજ આળસુ થવા દેતા ન હોતા, તેમજ અનીતિને રસ્તે ચાલવાની ટેવ પડવા દેતા ન હોતા. તેથી સઘળાં માણસો અંતકાળ સુધી પણ દુઃખી થતાં ન હોતાં. તેઓ પહેલી અવસ્થામાં તો જૂદી જૂદી જાતના હુનરને શીખતાં, તથા જેમને વિદ્યા ભણવા જેવી સારી બુદ્ધિ હોય તેઓ તો વિદ્યા અને હુનર બંને બા-

બતને શીખી લેતાં. જેમ જેમ તેઓ કમાતાં તેમ તેમ આવકના પ્રમાણમાં ખરચ રાખીને, આપત્તિના[1] વખતે અથવા ઘરડપણમાં કામ લાગે એવા વિચારથી બાકીના પૈસાનું રક્ષણ કરતાં. ઉડાઉની પેઠે કમાણી કરતાં વધારે ખરચ કરતાં ન હોતાં. પોતાની શક્તિ પ્રમાણે કમાણીના બચતા ભાગમાંથી તથા ખરચના ભાગમાંથી દશમો, વીશમો, કે ત્રીશમો ભાગ પણ ધર્મ ખાતે સારા કામમાં અથવા પુણ્ય દાનમાં ખરચતાં. કારણ કે માણસને મુઆ પછી આ સંસારમાં કમાઇને મુકી છાંડેલો પૈસો, અથવા સગું વહાલું કોઈ સાથમાં આવતું નથી. પણ સારાં નરસાં કરેલાં કર્મો સાથે આવેછે. કહ્યું છે કે મુસાફરીમાં અથવા એકાંતમાં વિદ્યા છે તે મિત્ર જેવી છે, અને ઘરમાં પુરૂષને સારા સ્વભાવવાળી તથા આજ્ઞા પ્રમાણે ચાલનારી કુળવતી સ્ત્રી મિત્ર છે. માંદા માણસને સુખનું આપનાર ઓસડજ મિત્ર છે, કારણ કે તે ઓસડ રોગને કાઢે છે, સગાં વહાલાંથી કાંઈ કોઇનો રોગ લઈ શકાતો નથી; તેથી રોગીનો મિત્ર સારૂં ઓસડ છે. અને મુઆનો ખરો મિત્ર તો તેણે પોતાને હાથે કરેલો ધર્મ છે તેજ છે. કારણ કે મરનારને આ જગતમાં પોતાનાં માનેલાં સગાં તથા પૈસા વિગેરે તજે છે, પણ ધર્મ તો તેની સાથેજ જાય છે, અને તે જ્યાં જાય ત્યાં તેને સુખ આપે છે. માટે મુઆ પછીનો આપણો સોબતી ધર્મછે એમ જાણીને તે લોકો દિનપ્રતિ એક પણ ધર્મનું કાર્ય કરયાવિના રહેતા નહિ. વળી તેઓ સઘળા સદ્ગુણોનેજ સેવવા પ્રીતિવાળા હતા. દુર્ગુણોને તો જેમ જાણે તેમ દૂરથી તજી દેતા હતા. તેઓ હરવખતે સાચુંજ બોલતા, કેમ કે તેઓ જાણતા હતા કે જુઠું બોલવા સમાન આ જગતમાં બીજું કોઇ પાપ નથી. તેઓ એક બીજાનું ભુંડું ઇચ્છતા ન હોતા, પણ ઉલટા એક બીજાનું ભલું કરવાને ઇચ્છતા તથા પ્રયત્ન કરતા. ટુંકામાં કહું છું કે તે નગરના સર્વ કુળવાન્ લોકો ઉત્તમ નીતિમાન્ હતા. તેથી તેઓ આ જગતના ઉંચા સુખને ભોગવતા હતા. એ નગરમાં એક વિષ્ણુશર્મા બ્રાહ્મણ રેહેતો હતો. તેની સ્ત્રીનું નામ મુક્તા હતું. તે સ્ત્રીપુરૂષ ઘણા શાંતસ્વભાવનાં હતાં. પુરૂષ તો વેદશાસ્ત્રને જાણનાર હતો, તથા સ્ત્રીપણ વ્યવહારના સઘળા વિવેકમાં[2] કુશળ હતી. ઘરમાં રાત્રદિવસ શાસ્ત્રની વાતો ચાલે તેથી તે શાસ્ત્રપુરાણની રસિક કથા વાર્તાને પણ જાણતી, તથા બીજાના આગળ તે સર્વે કહી શકે એવી બુદ્ધિવાળી હતી. તે બંનેજણાં સદાચરણે ચાલી પોતાના ધર્મને પાળતાં હતાં તેથી આખા નગરમાં તેમની સારી કીર્તિ મનાતી હતી. એ

---

૧ દુઃખના. ૨ અમુક સારૂ છે તથા અમુક સારૂ નથી એ પ્રકારનો નિશ્ચય કરનાર વિચાર.

નગરમાં એક ધ્વજપાળ નામે વાણીઓ તથા સખાવતી નામે તેની સ્ત્રી રે-હતાં હતાં. એ વાણીઓ ધનવાન્ હતો, અને પેલા વિષ્ણુશર્મા બ્રાહ્મણનો મિત્ર હતો. તેમના ઝાઝા સ્નેહનેલીધે તે મુક્તાબાઇ તથા સખાવતીને પણ એક બીજાસાથે ભારે સ્નેહ બંધાયો હતો. એ ધનવાન્ ધ્વજપાળ શેઠને ઘેર છપ્પન ઉપર ભુંગળ વાગતી, અને ભોંયરામાં ધનનો ભંડાર હતો તેમાં ગેબીનાદ[1] થયા કરતો. દેશે દેશ એની કીર્તિ તથા વ્યાપાર ચાલતો હતો. તે શેઠનો તથા આ બ્રાહ્મણનો દેહ જુદો હતો પણ જીવ એક હતો, મતલબકે ઘણો ઘાડો સ્નેહ હતો. એક વેળા વર્ષો વર્ષ ભરાતી ચિત્રકૂટની યાત્રાનો દિવસ આવ્યો. ત્યારે આગલી રાત્રે સખાવતી પોતાના પતિને કહેવા લાગી કે હે પતિ ! કાલે યાત્રાનો દિવસ છે તેથી જો આપની આજ્ઞા હોય તો ચિત્રકૂટ ઉપર આપણું સ્થાન છે ત્યાં આપણે જઇએ, અને ચાર રાત્રી ત્યાંજ રહીશું. પહાડઉપર બેચાર રાત્ર રહેવાની મને ઘણા દિવસથી ઇચ્છા છે. પ્રકૃતિનેપણ સુધારનાર હલકી અને સ્વચ્છ હવા ત્યાં છે. જો જવાની આપની ઇચ્છા હોય તો ત્યાં આનંદથી કાળ ગાળવાને સત્સંગતિની જરૂર છે. માટે આપને અનુકૂળ લાગે તો મારી પરમપ્રિય ઇષ્ટ સખી મુક્તાબાઇને હું કહાવી મોકલું કે તે સાથે આવે. અને તે પતિવ્રતા પોતાના પતિવિના આવે નહિ તેથી, તથા આપને આનંદ મળે એટલાસારૂં, આપને ઠીક લાગે તો, તેમના પતિ જે આપના ઇષ્ટ મિત્ર છે, તેમને આપ ખબર આપો કે તેઓ પણ ત્યાં આવવાને તૈયારી કરે. આ પ્રકારનાં પોતાની સુજ્ઞ સ્ત્રીનાં વચન સાંભળી પ્રસન્નમુખથી ધ્વજપાળ શેઠ બોલ્યા કે 'હે સ્ત્રી ! તારી ઇચ્છા છે તો કાલે તેજ પ્રમાણે આપણે ચાલીશું. તું તારી એક દાસીને મોકલી મુક્તાબાઇને ખબર આપજે. હું પણ વિષ્ણુશર્માને સંદેશો મોકલુંછું, તથા આપણા બે માણસોને આજ્ઞા આપુંછું કે તેઓ પાછલી રાત્રે ઉઠી ચિત્રકૂટઉપર જોઇતી સગવડ કરી રાખવા આગળથી જાય.' આપ્રમાણે સર્વ વ્યવસ્થા કરીને તે સ્ત્રી પુરૂષ નિદ્રાવશ થયાં. પ્રાતઃકાળમાં ધારણાપ્રમાણે[2] વાહનમાં બેશી ચારેજણ ચિત્રકૂટપર ગયાં, અને પોતાને ઉતરવાના દિવ્ય[3]મંદિરમાં મુકામ કરયો. પછી પહાડઉપર સ્નાન કરવાના સ્વચ્છ જળના કુંડોમાં નાહ્યાં, તથા ઉત્તમ વસ્ત્રો પહેરીને દેવળમાં દર્શન કરવામાટે, પર્વતની ઉપરા ઉપર રહેલી ટુકોઉપર, જ્યાં જ્યાં દેવનાં તથા સિદ્ધ પુરૂષોનાં સ્થાન હતાં ત્યાં ગયાં. ચિત્રકૂટઉપરથી નીચેનું મોટું નગર તો એક ઘર જેવડું જણાતું. પહાડનાં શિખરો ઉપર જવાના માર્ગની આજુબાજુ મોટી ભયંકર ઉંડી ખાઈ જણાતી, તેથી વાયુની પ્રકૃતિના નબળા માણસને ચકરી આવી

૧ અવાજ. ૨ ધારયાપ્રમાણે. ૩ અત્યંત શોભાયમાન.

નીચે પડવાનો ભય રહેતો. એવા વિકટ રસ્તામાં તે મુક્તાબાઈ તથા સખાવતી એક બીજાના હાથ ઝાલી ચાલતાં, અને વિષ્ણુશર્મા તથા ધ્વજપાળ શેઠ પણ પરસ્પરના હાથ ઝાલી ચઢતા. પહાડનાં શિખર વાદળાથી છવાઈ જતાં, તથા ઉપરના માણસોને પણ તે વાદળાં અડકીને વહેતાં, તથા કેટલાંક વાદળાં તો શિખરઉપર નીચે પૃથ્વીઉપરથી ચઢી આવતાં જણાતાં હતાં. અઢારભાર વનસ્પતિ એ પહાડઉપર ઉગતી, તેથી ચોગરદમ જોતાં જાણે લીલા વાગા પહેરાવ્યા હોય એવાં પર્વતનાં શૃંગ[1] દેખાતાં, તથા સપાટીપણ લીલા ગાલીચા પાથરયા હોય એવી દેખાતી. જ્યાં જ્યાં માણસો ફરે ત્યાં સુગંધીવાળો વાયુ ચિત્તને પ્રસન્ન કરતો વાતો હતો, તેથી ઉપર ચઢેલા માણસને ભૂખ તરસ પણ જણાતી ન હતી. લાખો માણસો પર્વતઉપર ફરતાં જણાતાં હતાં તેથી ઘણું રળિઆમણું જણાતું. ઠેકાણે ઠેકાણે પગથીઓ પડેલી હતી, ત્યાંથી જતાં મોટી મોટી ગુહાઓ આવતી. તે ગુહાઓમાં મોટા મોટા સિદ્ધિ બળવાળા યોગીઓ રહેતા. તેમનાં દર્શન તો કોઈ ભાગ્યવાન્ પ્રાણીનેજ તેના ઉગ્ર[2] પુણ્યના બળથી થતાં. આવા રમણીય સ્થાનમાં ફરતાં ફરતાં તે ચારે જણાં મધ્યાન્હના સમયે પોતાના ઉતારામાં આવ્યાં. ભોજન વિગેરે કાર્યથી પરવારીને ચારે જણાં બેશી આનંદ વાર્તા કરવા લાગ્યાં. ત્યારે સખાવતીએ પોતાના પતિને કહ્યું કે 'વિષ્ણુશર્મા પાસે કાંઇ સુરસ સુબોધકારક કથાવાર્તાનો પ્રસંગ કહેવરાવો, તો આપણો સર્વનો કાળ આનંદમાં વ્યતીત થાય; પછી જેમ આપને તથા એમને અનુકૂળ લાગે તે ખરૂં.' એવાં પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને ધ્વજપાળ શેઠ પોતાના ઇષ્ટ મિત્ર વિષ્ણુશર્માને કહેવા લાગ્યા કે 'આ વિજ્ઞપ્તિ[3] અંગીકાર કરીને કાંઈ વાર્તાનો પ્રસંગ કાઢો. તેમાં સર્વને શીખામણ મળે અને વળી કલ્યાણ થાય, તથા સાંભળીને આત્મા પ્રસન્ન થાય એવું કરવું. તમે તો સર્વ વસ્તુના જાણનાર છો એટલે વધારે કહેવાની કાંઇ જરૂર નથી.' શેઠનાં આ વચનો સાંભળીને આનંદ પામી વિષ્ણુશર્મા બોલ્યા, 'આપની જેવી ઇચ્છા છે, તેવોજ પ્રસંગ કાઢું છું. તમે સૌ એક ચિત્તથી શ્રવણપાન કરજો.'

**વિજયા**—હવે છેક સાંજનો વખત થવા આવ્યો છે, માટે અહીં રહેવા દઇએ. કારણ કે વાર્તાનો પ્રસંગ ચાલ્યા પછી તરતજ ઉઠવાનું મન થશે નહિ. સૌને ઘેર કામનો પણ વખત થયો છે. વળી રાત્રે કથાનો વખત થશે. એટલેથી યાદ રાખજો. કેમ તમારી સૌની એજ ઇચ્છા છે કેની?

**ભાગીરથી**—અમારી ઇચ્છા તો લગારે ઉઠવાની થતી નથી,

---

૧ શિખરો. ૨ મોટા, તીવ્ર. ૩ પ્રાર્થના.

પણ આ વખત થઈ ગયો છે, માટે લાચારીથી ઉઠીએ. બાકી ખરો સાંભળવાનો વિષય તો હવે આરંભજ થાય છે. હશે, આપણે ક્યાં એક દિવસનું કામ છે ? બ્હેન ! તમને આજે ઘણો શ્રમ અમે સૌએ મળીને આપ્યો છે. ક્ષમા કરજો.

**વિજળી**—એ તો ખરૂં, પણ મને તો રાંડને ખરૂં પૂછો તો રાત્રે ઉંઘ પણ આવવાની નથી. જાણે ક્યારે કાલ બપોર થઇ જાય, ને આ વાત સાંભળી આવું, એમ થયા કરશે. ( એટલામાં મનોહર આવે છે. પછી સૌ રાજી થતાં પોતપોતાને ઘેર જાય છે. )

**મનોહર**—( વિજયા એકલી રહી ત્યારે ) કેમ આજે તો તમે પણ વ્યાસઆસને બેઠાં'તાં કે શું ?

**વિજયા**—( જરા હસતાં ) હા; આપની કૃપા જેના ઉપર થઇ હોય તેને આ જગતમાં શું દુર્લભ છે ?

**મનોહર**—હા, હવે પંડિતાઈ ભરેલું બોલતાં તને આવડયું ખરૂં. ભલે, સૌનું કલ્યાણ થાય એવો બોધ રોજ આપતી રહેજે એટલે થયું.

**વિજયા**—આપ જેવી પ્રેરણા કરશો, તેમ થશે. હું તો કશુંએ કરવા સમર્થ નથી.

**મનોહર**—આજે શો પ્રસંગ ચાલ્યો હતો ?

**વિજયા**—ના, એ તો સહજ રોજ આવીને સૌ બેસે છે, ત્યારે મને કાંઇ ગરબી ગાવાનું અથવા બોધક વાર્તા કરવાનું કહેછે, ત્યારે હું કાંઇ કરૂં છું.

**મનોહર**—હશે. આજે કેમ છે ? હમણાં કથાનો સમય થશે.

**વિજયા**—કંઇ વાર નથી. ( વિજયા તૈયારી કરેછે. મનોહર તથા વિજયા વાળુ કરી પરવારી બેસે છે. પછી કથાનો વખત થવાથી સૌ વારાફરતી આવી બેસેછે. )

**મનોહર**—( છેલ્લા બાળમુકુંદદાસને આવતા જોઇને ) કેમ દાસ ! પધારો. આજે કંઇ વધારે મોડું થયું ? હવે તો તમારી વારેવાર છે હો.

**બાળ૦**—( હેં હેં હેં એવા સ્વરથી હસતાં ) ભતજી માડાજ ! હું આપની સેવામાંજ ગયો ટો. ( ચંચળા તરફ હાથ કરી ) આ એમને ટોકાડનાંએ વિડાય કડયાં છે. પન મેં વિચાડ કીઢો બચ્ચા ! આપને આતલાં માનસો આવીએછ, પન કોઈ ડાહારો ભતજીને ફુલના હાડ પહેડાવ્યા નઠી. ટે આ લેટો આવ્યો જઇને. અપડાઢની માફી આપજો હો. ( એમ બોલતાં ભટજીને ચંદન કરી હાર પહેરાવતાં ) બોલોસી દવાડકાં ઢીસકી જે. બોલો સી સડગુડુ ડેવકી જે. હડા હડા મહાડેવ. ( પોતાની

જગાએ બેસતાં ) ચાલવા ડેન્જે ભતજી બાવા. હવે આપના ટરફની ધીલ નડી હો.

**મનોહર**—( ઇષ્ટને નમસ્કાર કરીને ) કહો ભાઈ કાલે ક્યાંથી રહ્યું છે ?

**વિઠ્ઠલજી**—કાલે અંતમાં આ વાર્તા કહી છે કે " ત્યાગીઓ ધનનો સંગ્રહ કરવાથી જેમ મહા હાનિને સહન કરે છે, તેમજ ગૃહસ્થ પૈસા વનાનો હોય છે તો દુઃખી થાય છે. માટે ગૃહસ્થે વિધિપ્રમાણે ધનાદિની વ્યવસ્થા કરવી યોગ્ય છે. "

**દાસ**—ને વળી એ વાટ પન આવી'ટી કે ' વિઢવાએ પન પોટાના બાલ બચ્ચાના પોસન પુડટું વિચાડ કડીને સંઘડી ડાખવું. ' કેમ વિથ્થલજી ! આવ્યું ટું કેની ?

**વિઠ્ઠલજી**—હા, એ વાત કહીને પછી આ છેલ્લું વચનકહ્યું હતું તે મેં કહી સંભળાવ્યું. હવે ભટજી ! આગળ કૃપા કરો. બોલો ' જય જય શ્રી સદ્‌ગુરૂદેવ. '

**મનોહર**—પાછાં બીજે દિવસે પોતપોતાના કામથી પરવારીને તે લક્ષ્મી માતા સરસ્વતી વિગેરે પુત્રીઓને પાસે બેસાડી આ પ્રમાણે બોધ કરવા લાગ્યાં.

લક્ષ્મી માતા કહે છે, હે ધર્માચરણી દીકરી! કાલે તને અંતમાં કહ્યું હતું કે' ગૃહસ્થે ન્યાય માર્ગે મેળવેલા ધનનું પોતાની શક્તિપ્રમાણે રક્ષણ કરવું; પણ આજે હવે એ કહું છું કે એવું છેક કૃપણપણું રાખી ધનનો સંચય ન કરવો કે જેથી આ લોકમાં અપકીર્તિ થાય, અને આપણને મળવા યોગ્ય સુખ પણ ન મળે. કેટલાક ધનવાન્ ઘણા કૃપણ હોય છે. તેઓ પોતે તથા પોતાની પ્રજા પણ સુખથી સારૂં ખાય નહિ, તથા વસ્ત્ર અલંકાર પણ પહેરે નહિ. કેવળ ધનને વધારવાના હેતુથી એકઠું કરીને બીજાને ત્યાં વ્યાજની લાલચે મુકે છે. તે વ્યાજનો વધારો પણ પાછો મુદ્દલમાં મેળવી વળી વ્યાજે ચાલતું કરે છે, અને તેમાંથી છેક દરિદ્રિની પેઠે પોતાના ખરચ સારૂ થોડું રાખે છે; તે પણ ક્લેશથી વાવરે છે. અને ઘણે પ્રસંગે તે ધીરેલા પૈસા લોકો ખોટા કરેછે ત્યારે પોકે પોક રડે છે, તોપણ બાકીનાં નાણાં પાછાં તેજ રસ્તે ચાલતાં કરે છે. આમ થવાથી પોતાના પદાર્થનું પોતે પણ સુખ ન ભોગવતાં ઉલટા તેના રક્ષણ અને નાશથી દુઃખનેજ ભોગવે છે. એવાં મૂઢ જનોને શાસ્ત્રોએ તથા અન્ય સજ્જનોએ ધિક્કારનાં પાત્રજ ગણ્યાં છે; અને હે દીકરી ! ખરૂં જોતાં તો તેઓ નિંદાનાંજ પાત્ર છે. ઉદારતા અને કૃપણતા એ બે ક્યારે, કેવે સ્થળે, અને કેટલે અંશે વવરાય તો શ્રેષ્ઠ ગણાય એ વાર્તાને ન જા-

ણનાર માણસો તિરસ્કારનાં પાત્રછે. કેમકે મર્યાદાથી અધિક ઉદારપણું અ-
થવા કૃપણપણું દુ:ખનેજ આપનાર છે. ઘણી કૃપણ સ્વભાવની સ્ત્રીઓ
હોય છે, તે તો રોજ રસોઇમાં પણ કરકસર કરે છે. છોકરાની વહુને વધારે
જમનારી જાણે છે તો તેના ઉપર દ્વેષ કરે છે; તેને કસરથી જમાડે છે.
તેથી તે બિચારી ગરીબ શરમાળ સ્વભાવની હોય છે તો રોજ થોડી ભૂખી
ઉઠે છે. એમ રોજ ભૂખ વેહવાથી તે દુર્બળ થાય છે, અને તે દુષ્ટ સાસુ
તેના પાસે અધિક કામ કરાવે છે, તેથી તે ભૂખ અને દુ:ખથી ત્રાસીને રો-
ગના ભોગરૂપ થાય છે, ને પ્રસંગે પીડાઇને મરી પણ જાય છે. જો તે વહુ
તીખા સ્વભાવની હોય છે તો રોજ સાસુ વહુને વઢવાડ થાય છે, જેથી
એક બીજા ઉપરની પ્રીતિ ઘટી જવાથી આખરે તે ઘર ભાગે છે. ત્યાં જો
છોકરો સ્વતંત્ર સ્વભાવનો અને ન્યાયી હોય તો બંનેને સમાધાનમાં રા-
ખવા યત્ન કરે છે, પણ ઘણાં કારણોથી તે નિષ્ફળ જાય છે. પ્રથમ તો તે
છોકરાની મા, વહુ પોતાના સ્વભાવથી પ્રતિકૂળ હોવાથી, તેનો દોષ રાત્ર
દિવસ તે છોકરા આગળ કહ્યા કરેછે. તે એવી આશાથી કે આ છોકરો એ
વહુને વારંવાર શિક્ષા કરે. છોકરો ન્યાયી હોવાથી, માનાં વચનોને સાંભળી
લઇ, જો માનો દોષ જણાય, ને તેને ચાર વચનો સમાધાનીને અર્થે કહે તો
તે માતા ઉલટી તે પુત્ર ઉપર ક્રોધ કરે છે અને કહે છે કે 'તું મૂર્ખ છે. તું
સ્ત્રીનો વેચાણ થઇ ગયો છે. તું તો એની આંખેજ જુએ છે. એ કહે છે
એટલુંજ માને છે. એને કશું કહેતો નથી. તેં એને માથે ચઢાવી છે તે કો-
ઇનું શેનું માને ! તને તો એણે છેક આંધળો કરી મુકયો છે; પણ તું જાણે
છે, એના જેવી રાંડો તો દસ હું તને પરણાવીને લાવીશ, પણ કંઇ મા ફરી
ફરીને મળવાની નથી, સમજ્યો ? તું મને શીખામણ દેવા આવે છે, પણ
એ રાંડને કેમ ડામ દેતો નથી કે ફરીથી આમ ના કરે. ભલે બાવા, તમને
અમારૂં મોં ના ગમતું હોય તો અમે અમારૂં સૂજતું કરીએ. તમને આ
ટલાં દુ:ખ વેઠીને ઉછેરયા છે તે છેક આમ પારકી જણીના ઠોંસલા ખાવા
નથી ઉછેરયા ! ના ના વિચાર કર, તને ભૂખ્યો રાખ્યો હોત તો હું આવ-
ડો શેનો થાત, ને એને ભૂખી રાખી હોત તો આવી રાખશી જેવી રહે?'
હે દીકરી ! આ વિગેરે વચનો બોલી રડે છે, અથવા કલેશ રાખે છે. અને
જો કદાચિત્ તે પુરૂષ તે સ્ત્રીને કાંઇ શીખામણ દેવાની જરૂર જાણે, અને
તે સ્ત્રી દોષવાળી હોય અથવા નહિ પણ, સમાધાની રહેવા અર્થે ચાર વચ-
નોથી નીતિનો બોધ કરવા જાય તો, તે સ્ત્રી પણ તેને એવાંજ સખ્ત અને
કઠોર વચનો સંભળાવે છે. તેથી ઘરનો કલેશ મટતો નથી અને દિન પ્રતિ-
દિન વધારે દુ:ખી થાયછે. જો સ્ત્રી ભલી હોય છે તો સઘળું સહન કરે છે,
અને પતિની આજ્ઞા માની દુ:ખ વેઠી દિવસો ગાળે છે, અને નઠારી હોયછે

તો પોતાને પીહેર રીસાઇને જતી રહે છે. પછી દુર્ગુણી તથા દુઃખી થાય છે. આ વિગેરે અનેક માઠા પરિણામ માત્ર અન્નમાં કૃપણતા કરવાથી થાય છે; અને દરેક કામમાં કૃપણતાનાં એવાં જ પરિણામ થાય છે, તેથી તે આખા ઘરનાં માણસો મરતાં સુધી દુઃખ જ ભોગવે છે. હે શાણી સુતા ! એવી કૃપણ માના દીકરાને જાણ્યા પછી કુળવાન્ માણસ તેને પોતાની દીકરી પરણાવતાં પણ આચકો ખાય છે, અને એવી હલકી મથોટી પડવાથી ઘણાનાં કુળ નીચાં ગણાય છે, અને તેમનાં છોકરાં પણ કુંવારાં જ મરે છે. માટે સમજણી સાસુએ આવા દોષોને તજવા જોઇએ, અને આપણા ઘરમાં આવેલી પારકી દીકરીને ખાવા પીવામાં સુખ આપવું જોઇએ. તેમ જ શાણી વહુએ પણ કદાચિત્ સાસુના એવા દોષ હોય તો વિવેકથી સહન કરવા, પણ બહાર લોકને જણવી ફજેતી ન કરવી જોઇએ.

હે સરસ્વતિ ! અન્નને માટે પણ એવાં નીચ જીવનાં કૃપણ માણસો ઘણા હલકા વિચારનાં હોય છે. જ્યારે તેમને ઘેર કોઈ નિમિત્તથી બ્રાહ્મણ વિગેરે જમાડવા પડે છે, ત્યારે તે ઘણું થોડું જમનાર બ્રાહ્મણને અથવા નાનાં છોકરાંને જમવા તેડે છે. તેમજ કોઈ વેળા તેને ઘેર પરોણા આવે છે ત્યારે તે કૃપણ પોતાના મનમાં ભારે સંતાપ કરે છે; અને કહે છે કે વળી આ અઢીશેરીયા કોણ જાણે કયાંથી આવ્યા ? તે આવનારને હેતવડે બોલાવે પણ નહિ, અને ઝાઝા દિવસ રહેવાના હોય તો તેમને છાની છપની મનમાં[1] અથવા પોતાના સંગીને મોંઢે ગાળો દે છે, તથા હલકાં વચનો બોલે છે. આવાં નીચ સ્વભાવનાં કૃપણ સ્ત્રીપુરૂષોને જાણ્યા પછી ડાહ્યાં માણસો પ્રસંગોપાત્ત હાસ્યનાં પાત્ર ગણી વર્ણેછે, તેથી છતે પદાર્થે તેમને નામે દરિદ્રીની છાપ પડે છે. વિવેકી માણસોએ આવા નીચ સ્વભાવ તજવા જોઇએ, તથા જાણમાં આવે તો અન્યના આ સ્વભાવ તજાવવા જોઇએ. હે દીકરી! વળી એ કૃપણ માણસ ઘણા દુર્ગુણવાળું હોય છે. પ્રથમ તો તે ઘણું જ લોભી હોય છે; તો ' લોભ પાપનું મૂળ છે' એ કહેવત પ્રમાણે તેના અંતઃકરણમાં પાપના મૂળરૂપ લોભ થયો, એટલે તેનામાં અદેખાઈ પણ હોય છે. અને અદેખાઇથી કોઇનું પણ સારૂં દેખી ખમાતું નથી, તેથી તે સૌની નિંદા કરે છે; અને નિંદા સમાન પાપ આ જગત્માં કોઈ નથી, તેથી તે મોટું પાપી થાય છે. વળી સૌની નિંદા કરનાર માણસથી સંપસંપીને રહેવાતું નથી, તેથી સૌનાથી વિરોધ[2] કરી તે એકલું રહેવા ઇચ્છે છે, અને તેથી ઘણાં માઠાં પરિણામ સહન કરેછે.

હે વિવેકી છોકરી ! કેટલીક એવા સ્વભાવની વહુઓ હોય છે તે પણ

---

૧ મનમાં. ૨ કજીયો.

પોતાનો કમાતો ધણી હોય છે તેને રાત્રદિવસ આ પ્રમાણે બોધ કરે છે. "જુઓ, તમને કશી વાતની સમજણ નથી. આ ઘરનાં બધાં માણસો તમને ખાઇને ખુવાર કરવા બેઠાં છે. તમે એકલા કમાઇને લાવો છો, તે તમારી કમાણી ચટણીની પેઠે ઉડી જાય છે. એમ ને એમ દહાડા કાઢવાથી તમારૂં કોઈ દહાડો ઉંચું આવવાનું નથી. અને જ્યાં સુધી કમાઈ લાવશો ત્યાંસુધી એમને તમે વહાલા લાગશો, ને ભોગજોગે માંદા સાજા થયા તો એ કોઈ ગાંઠનો પૈસો તમારા વાસ્તે તોડે એવું નથી. એ તો સૌ મતલબનું સગું એકઠું થયું છે; ને ભોગજોગે તમારૂં માથું દુઃખ્યું તો મારા રાંડના તો પૂરેપૂરા ભોગ મળે. મને તો કોઈ મરતાંએ ચાંગળું પાણી છાંટવાનાં નથી, તો જીવતાં શું ભાવ પૂછે એમ છે ? તેથી જો મારૂં કહ્યું માનો તો અત્યારથી કાંઈ ચેતો. આખો જન્મારો કાંઈ કમાવા જવાવાનું નથી. તેથી આ વખત પાંચ પૈસા સંઘર્યા હશે તો પરિણામે આપણા જ કામમાં આવનાર છે, ને આ તો સૌ ખાઇ ખદ્રોડીને આઘું ખસી જશે, એટલે ' ગધેને ખાયા ખેત, નહીં પાપ કે પુન ' એવું થશે. માટે જો નજરમાં આવે તો સૌ સૌનું જુદું કરો. બધા ભાઈ મળીને માબાપને ખરચ આપો કે તેમની મેળે સુખેથી દહાડા કાઢે. જો આમ કરશો તો સૌને કાળજી પેસશે, ને પોતપોતાનું ઘર વળગશે એટલે એની મેળે જાત તોડીને મહેનત કરશે, ને ઘર ચલવવું પડશે ત્યારે એ પણ એમ જાણશે કે ' આટલી વીશે સો થાય છે. ' " હે સુપુત્રિ ! આ વિગેરે અનેક પ્રકારનાં વચનો તે સ્ત્રી પોતાના પતિને રોજ સંભળાવે છે, તેથી તે પતિના મગજમાં દિન પ્રતિદિન એ વાર્તાના સંસ્કાર બંધાઇને બળવાન્ થતા જાયછે. જેથી પરિણામે તે પુરૂષ પણ પોતાના કુટુંબથી જુદો થવા નિશ્ચય કરેછે. તેજ પ્રમાણે કુટુંબમાં સર્વ કમાતા પુરૂષો પોતાની સ્વતંત્ર કમાણીનું સુખ લેતા થાય છે, અને બીજાં કમાવાને અસમર્થ એવાં કુટુંબનાં માણસો નિરાશ્રિતપણે[2] દુઃખ વેઠતાં જાયછે. આ ઘણું જ દુઃખદ છે. વ્યવહારમાં કુશળ અને વિવેકી પુરૂષોને આ વિચાર અણગમો ઉપજાવનાર થઈ પડે છે.

ખરૂં જોતાં તો આ સંસારમાં કોઈ કોઇનું પોષણ કરતું નથી. સૌ સૌના પ્રારબ્ધ અનુસાર પરમેશ્વર આખા જગતનો નિર્વાહ કરે છે, પણ અજ્ઞાની જીવો પોતાના મનમાં ' શકટ નીચે શ્વાન ' ની પેઠે મિથ્યા અભિમાન ધારણ કરી લે છે કે ' આ સઘળાં માણસનું હું પોષણ કરૂં છું. મારામાંથી હું એમને આપું છું, નહિ તો આ લોકને કોણ બીજું આપનારછે ?'[3] આ તે મંદમતિ માણસનું અભિમાન તેને જ નડે છે, તોપણ જગત્ના મુખ્ય

---

૧ છાપ. ૨ આશ્રયવિના. ૩ વાસ્તવ, ખરૂં.

સ્વરૂપને ન જાણનાર તે સમજતો નથી. આ પ્રસંગને અનુકૂળ શીખામણ લેવા યોગ્ય એક દૃષ્ટાન્ત છે તે કહું છું. તું તે સાંભળીને સાર ગ્રહણ કરજે.

પૂર્વમાં એક મૈનાવતી નગરીનો એકલશૂરો રાજા હતો. તે રાજાનું મુખ્ય નામ તો આવેશિક હતું. કારણ કે તે મૈનાવતીનો જીર્ણ નામનો રાજા જ્યારે મરણને બિછાને સુતો ત્યારે તેણે કહ્યું કે કોઇ પણ પુરૂષ કાલ પ્રાતઃકાળે ઉઘડતે દરવાજે મારા નગરમાં પ્રવેશ કરે તેને મારો વંશ ગણીને આ રાજ્ય આપવું. આથી બીજે દિવસે પ્રાતઃકાળે એ પુરૂષ નગરમાં પ્રવેશતો જણાયો તેથી એને રાજ્યાભિષેક[1] કરી એનું નામ 'આવેશિક' રાજા એટલે 'અતિથિ' રાજા એવું પાડયું, પણ પાછળથી એની કૃતિ[2] ઉપરથી શાણી પ્રજાએ એને એકલશૂરો રાજા એવું નામ આપ્યું, જે આજ પર્યંત લોકમાં ચાલ્યું આવે છે. તે એકલશૂરા રાજાને રાજ્ય મળ્યા પછી તેણે ધીરે ધીરે રાજ્યના સઘળા વ્યવહારને લક્ષમાં લીધા, અને પાછળથી થોડે કાળે તે આ પ્રમાણે દરેક બાબતનો વિચાર કરવા લાગ્યો.

અરે! આ મારા રાજ્યની લક્ષ્મી જેનો હું જ માત્ર માલિક છું, તેને આ ઘણાં માણસો વિનાકારણ ખાઇ જાય છે, તથા લઇ જાય છે, એ ઘણું ખોટું છે. ત્યાં આ મારૂં નિષ્કંટક રાજ્ય છે, અર્થાત્ કોઇ શત્રુ આવી રાજ્યને નુકસાન કરી શકે એમ નથી, તે છતાં પણ આ સો સરદારો જેઓ બબ્બે લક્ષ મુદ્રા[3] વર્ષોવર્ષ લીધા જાય છે, અને કશું કામ ન કરતાં માત્ર ખાઈ પીને મજા કરે છે, એમને એ શાવાસ્તે આપવી જોઇએ? નહિ જ આપવી જોઇએ. વળી આ શાસ્ત્ર, પુરાણ વિગેરે વિદ્યાને જાણનાર વિદ્વાનો જેમનો રાજ્યરક્ષણમાં અથવા મારા સુખમાં કશો ઉપયોગ નથી એવાને મારે શામાટે મિથ્યા રાજ્યલક્ષ્મી આપવી જોઇએ? નહિ જ આપવી જોઇએ. વળી કોઈ પણ બળવાન્ શત્રુ દેખાતો નથી, તો નિષ્પ્રયોજન આ લક્ષાવધિ[4] સૈન્યને શામાટે પગાર આપી રાખવું જોઇએ? વળી આ રાજ્યનાં સગાંસંબંધી થઇને નિરૂદ્યમીપણે બેશી ખાનારા પિત્રાઈ જમાઈ વિગેરેને મોટી નીમણુકો શામાટે આપવી જોઇએ? તથા એ શિવાયના ગાયક, વાદ્યંત્ર વગાડનારા, વિવિધ ખેલના કરનારા, તથા અવિદ્વાન્ ભિક્ષુકો વિગેરેને, રાજ્યકાર્યમાં ઉપયોગ ન છતાં શામાટે પોષવા જોઇએ? વળી દશ દેવતાની રૈતિવાળો[5] તથા સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ હું રાજા છતાં આ બીજા કલ્પિત, દેવળોમાં બેસાડેલા દેવોના નિમિત્ત ચાલતા ખર્ચોને વારને વર્ષોવર્ષ અપાતાં નિયમિત વર્ષાસનોનો ખર્ચ પણ મારે શામાટે સહન કરવો જોઇએ?

---

૧ રાજ્યાસન આપી. ૨ કર્મ, આચરણ. ૩ એક જાતનો સિક્કો. ૪ લાખો. ૫ દશ દેવતાના ઐશ્વર્યવાળો.

તથા ધર્માદા અને ઇનામમાં આપેલાં ગ્રામ અને ક્ષેત્રો છે, તે પણ મારે શામાટે ચલાવવાં જોઇએ? નહિ જ ચલાવવાં જોઇએ. કારણ મારી સ્વતંત્ર રાજ્યસત્તામાં અન્ય સત્તાનું પ્રયોજન શું? કદાચિત્ જરૂર જણાય તો તે બદલ તેમને કાંઇ દ્રવ્ય આપી તેમનો હાથ ઉઠાવવો જોઇએ. હું રાજ્યનો અધિપતિ છું માટે મારે અનેક પ્રકારની આ અવ્યસ્વથાઓ મટાડી રાજ્યની સરળતા કરવી જોઇએ, તથા ઉત્તરોત્તર રાજ્યલક્ષ્મીનો વધારો કરવો જોઇએ. આ પ્રમાણે અનેક પ્રકારના વિચારોને કરી ધીરે ધીરે તે પ્રમાણે અમલ કરવાના નિશ્ચયને કરવા લાગ્યો.

હે દીકરી! આવા તે રાજાના વિચારોને જાણીને પ્રજા તેને એકલપેટો તથા એકલશૂરો કહેવા લાગી. એક વેળા તેણે પોતાના વિચારપ્રમાણે જલદી બધો અમલ કરવા પ્રધાનને એકાંતમાં બોલાવી સમજુતી આપવા માંડી, ત્યારે તે પ્રધાન વિચાર કરી આ પ્રમાણે વિનયથી બોલ્યો. 'હે પૃથ્વીપતિ! હું આપનો દાસ છું, તથાપિ આપની આપેલી સત્તાથી હું સલાહકારમાં ગણાઉં છું, માટે આપની આજ્ઞા હોય તો હું સ્વતંત્રપણે નિર્ભય થઇને મારા વિચાર આપને નિવેદન કરૂં'. રાજાએ તે પ્રધાનને ઇચ્છાપ્રમાણે બોલવાની છૂટ આપી ત્યારે તે બોલ્યો, 'આપ મહારાજાપદને શા કારણથી પામ્યા છો, એ વાર્તાનો પ્રથમ વિચાર કરો. આ સરદાર લોકો જે રાજ્યના ખરા માલિક છે, તથા જેમના વડીલોએ પોતાનાં મસ્તક આપી રાજ્ય સંપાદન કરયાં છે, તથા આજે પણ જેમના ત્રાસથી આ રાજ્યસત્તા નિષ્કંટક ચાલે છે, તે સરદારોના પ્રતાપથી આપ મહારાજા છો, અને ઉત્તમોત્તમ વિભવોને ભોગવોછો. તો એ સરદાર લોકોના ખરા હક્ક ડુબાવી, તેમને દૂર કેમ કરાય? અને જો એકાએક દૂર કરવા જઇશું તો માત્ર એ સો સરદારો જ આ આખું રાજ્ય પોતાને કબજે કરી લેવાને સમર્થ છે. તે અવસ્ય બંડ કરી આપને પદભ્રષ્ટ કરી નાંખશે. માટે એ સરદારોને રોજી આપ્યા કરવી એટલું જ નહિ, પણ સમયે સમયે દરબાર ભરીને તેમને શાબાશી આપતા રહેવું જોઇએ. તથા તેમનું ઘટિત માન ઉત્તરોત્તર વધારવું જોઇએ. જેથી તેઓ આનંદથી પોતાનું અભિમાન રાખી બળવાન્ થતા જાય, અને આપણા રાજ્યઉપર આવતા ભયના પ્રસંગે હર્ષથી મસ્તક આપવા આગળ થાય. એમના ભયથી જ આપણું રાજ્ય છે; તો રાજ્યનું મૂળ છેદવું, એ મને તથા આપને ઘટતું નથી. વળી હે ઉદારચિત્તવાળા છત્રપતિ! આ શાસ્ત્ર તથા પુરાણ, જે ધર્મ તથા ઇતિહાસને જણાવનારી વિદ્યાના ગ્રંથ છે, તેમને રૂડે પ્રકારે જાણનાર

---

૧ માલિક.

વિદ્વાનોનું જો આપણે પોષણ ન કરીએ, તો આપણી પ્રજામાં તથા રાજસેવકમાં ધર્મ તથા ઇતિહાસનું જ્ઞાન કિંચિત્ પણ રહેશે નહિ, અને તેથી અધર્મને પાળનાર પ્રજા તથા સેવકો થશે; તો તેઓ પાપી થશે. અને પ્રજાનું પાપ રાજાને માથે છે તેથી રાજા પાપનો ભોક્તા થવાથી આ લોક તથા પરલોકમાં દુઃખને જ પામશે, અને એમ થવાથી અધર્મી પ્રજા રાજ્યમાં અન્યાયથી લોકોને પીડશે, ને રાજ્યને ધોકો પહોંચાડશે. એટલુંજ નહિ પણ સુજ્ઞ પ્રજાને ઘણો અસંતોષ થશે. કારણ તેને વિદ્વાનોનો સંગ નિરંતર જોઇએ છે, ને તેજ કારણથી તેઓ નાના પ્રકારના કર તથા વ્યાપારવડે રાજલક્ષ્મીનો વધારો કરાવે છે. રાજલક્ષ્મીનો થોડો અંશ લોકહિતાર્થ[1] કાર્યમાં વ્યય કરવો જ જોઇએ એવો નિયમ છે તો આ વિદ્વાનોનું સન્માન પણ લોકહિતાર્થ કાર્ય છે. વળી એ વિદ્વાનો દેશપ્રદેશમાં ફરીને તથા વિવિધ ગ્રંથો રચીને રાજાની તથા રાજ્યના ઐશ્વર્યની સ્તુતિ કરે છે. તેથી આપણી મહાન્ પ્રતાપી સત્તાને જાણીને અન્ય રાજાઓ પણ આપણું અહિત કરવામાં ભયથી પાછા હઠેછે. તેથી એ વિદ્વાનો આ રાજ્યના પણ સાક્ષાત્ સાહાય્યક છે. વળી તે વિદ્વાનો પૂર્વ રાજાપ્રજાનાં તથા રાજસેવકોનાં ઉત્કૃષ્ટ નિકૃષ્ટ[2] ચરિત્રોને લોકોમાં જાહેર રીતે વાંચી સંભળાવે છે; તેથી તેઓ ઉત્તમ ગુણોને સાંભળી આ વર્તમાન કાળે તેવા થવાને યત્ન કરે છે, વિગેરે અનેક લાભ એ વિદ્વાનોનું સન્માન કરવાથી આપણને છે. માટે તેઓને રાજ્યથી થતા કિંચિત્ ઉપકારોને બંધ કરવા એ મને ઉચિત લાગતું નથી.

વળી આ લક્ષાવધિ સૈન્યને પણ જરૂર આપણે પાળવું જ જોઇએ. કારણ કે તેઓમાં ઘણા તો પ્રથમ રાજ્યની જ પ્રજા છે. તે સર્વને જો આપણે કાઢી મુકીશું, તો એ નકામાં થયેલાં માણસો પોતાના નિર્વાહ અર્થે પ્રજામાં ચોરી, ઠગાઇ, વગેરે દુષ્ટ ઉપાયો કરવાનાં, તેમ જ રાજ્યને પણ બંડ, લૂંટ કરીને નુકશાન પહોંચાડવાનાં. વળી એ સૈન્યના પ્રતાપથી જ આપણા કરતાં ઓછી સેનાવાળા રાજાઓ આપણા રાજ્યપર ચઢાઈ કરતા નથી. જ્યારે એ સૈન્યને રજા આપી કે આપણને નિર્બળ જાણીને, કોઈ પણ બળવાન્ રાજા આ રાજ્યને જય કરી લેશે. માટે 'રાજાનું બળ સેના છે' એ કહેવતપ્રમાણે સેનાને કમતી ન કરતાં પ્રસંગે વધારવા મારી સલાહ છે. તેથી એ બાબતમાં પણ મારી બુદ્ધિ આપને અનુકૂળ નથી.

વળી સગાં સંબંધીઓને ન પોષવા, એ પણ આપનો વિચાર ઠીક નથી. કારણ કે, પિત્રાઇઓ જેઓ રાજ્યના ભાગીદાર છે, તેઓને રાજ્યનો

---

૧ લોકનું કલ્યાણરૂપ પ્રયોજન વાળા. ૨ સારાં માઠાં.

ભાગ આપતાં મોટું રાજ્ય ઘણા[1] વિભાગો થવાથી, ત્રૂટી જાય, એ ભયથી તેમને રાજ્યના વિભાગી ગણી તેટલો દેશ ન આપતાં તેને બદલે તેમની યોગ્યતાપ્રમાણે તેમને રોકડ રકમ આપવામાં આવે છે. તે રકમ ન આપવાથી તેઓ અસંતોષી થઇ અન્ય રાજાને શરણ[2] જઇને, અથવા તો સ્વતંત્રપણે ગુપ્ત રહીને, પ્રજાને તથા રાજ્યને ઉપદ્રવ કર્યા વિના[3] રહેશે નહિ. એટલું જ નહિ પણ આ રાજ્યકુળનો એમ કરતાં ઉચ્છેદ થઇ જાય તો, પછી ગાદિપતિનો વંશ ન હોય ત્યારે અન્ય કુળનો પુરૂષ રાજા થવાથી, આ રાજાઓનું નિર્મૂળ થાય એ ભયથી તેમને રાજ્યવિભાગી ગણી રાજાએ સત્તામાં રાખવા જોઇએ. આપને આ રાજ્ય આગલા મહારાજાની ઇચ્છાથી દત્તવિધાન કરી આપવામાં આવ્યું છે, તેથી તેઓ ખરા હક્કદાર છતાં અસંતોષથી રાજ્યને વિઘ્ન કરતા નથી. પણ તેમને ક્રોધ કરવાનું કારણ ઉત્પન્ન થાય, તો આજે પણ તેઓ વિઘ્ન કરવા સમર્થ છે. માટે ઉત્તરોત્તર તેમની પ્રીતિ વધે એવા ઉપાયો લઇ તેમને સંતોષ આપવો એ જ મારો વિચાર છે. તેમને નાઉમેદ કરવામાં મારો અભિપ્રાય નથી. વળી પિત્રાઇની પેઠે જમાઇ તથા પુત્રીના પણ ચાલતા હક્ક તેમને આપવા જોઇએ. ત્યાં જેઓને સ્વતંત્ર રાજ્ય નથી, એવા જમાઇઓને આશ્રય આપી અત્રે રાખ્યા છે, કારણ કે રાજપુત્રીઓને પારકી રાજસત્તામાં રહેવા દેવાથી કોઇ પ્રસંગે તેમના ઉપર જુલમ ગુજરે તો આ કુળને કલંક છે; માટે, તેમ જ તેઓ રાજપુત્રી છે તેથી તેમનો પણ રાજલક્ષ્મીમાં વિભાગ છે તેથી તેમનાં ચાલતાં વર્ષાસન પણ પાળવાં જ જોઇએ. તેથી અધિક આપવા વિચાર કરવો, પણ ઘટાડવાં એ યોગ્ય નથી.

વળી ગાયક આદિને પાળવા એ રાજ્યભૂષણ છે. કારણ કે પૃથ્વીમાં દરેક જાતની વૈભવી વસ્તુ, અથવા કળા, ચાતુરી, તથા વિદ્યાને પોતાના રાજ્યમાં લાવીને પોષવી એ રાજાઓનું કર્તવ્ય છે. માટે તેમને પણ ઘટતો આશ્રય આપવો યોગ્ય છે. અવિદ્વાન્ ભિક્ષુકોને કાંઇ જ ન આપવું યોગ્ય જણાય તો તે ઠીક છે, પણ તેમને નિરૂદ્યમી, નિર્મુખ ન કાઢતાં તેમના ઉપર રાજસત્તા વાવરી, તેમનું ભિક્ષુકપણું છોડાવી, તેમની શક્તિઅનુસાર વિદ્યા હુંનર અથવા સેવાનાં કાર્યમાં તે સર્વનો પ્રવેશ કરાવવો જોઇએ. પણ તેવાઓને કાંઇ ન આપતાં તેમને માટે કાળજી રહિત થવું, એ પ્રજાપતિને ઘટતું નથી.

દેવળોમાં બેસાડેલા દેવોના નિમિત્ત ચાલતો ખર્ચ પણ થવો જ

---

૧ ભાગીદાર. ૨ પીડા. ૩ નાશ.

જોઇએ. એ દેવો પ્રજા તથા રાજાના ધર્મની પ્રતિમા[1] છે, તથા લોકોમાં નિરંતર ધર્મનું રક્ષણ થવા, તથા પરમેશ્વરના સ્વરૂપનું વિસ્મરણ મંદબુદ્ધિવાળી પ્રજાને ન થવા માટે છે. તેમજ સર્વને પ્રત્યક્ષ નહિ જણાતા પરમેશ્વરને વિધિવત્ પૂજવાનાં ભક્તોને અર્થે સ્થાન છે. તેમના નિમિત્ત થતો ખર્ચ વિશેષે કરી પ્રજાહિતાર્થ છે, તોપણ તેમાં રાજાનું શ્રેય છે, માટે ઉભય પક્ષના[2] સંબંધથી તે ખર્ચનું પાલન થવું જ જોઇએ. વળી તે દેવો આપત્તિકાળે અનેક યુક્તિથી સહાયકર્તા થાય છે. પણ એ વાર્તા તો સદ્બુદ્ધિના જાણનારા જ જાણે છે, માટે આ સ્થળે મારે કહેવાનું પ્રયોજન નથી.

વળી ધર્માદા આપેલાં ગ્રામક્ષેત્રાદિ તો દાતાએ કાંઇ પણ નિમિત્તથી દાન કરેલાં હોય છે. માટે દાનમાં આપેલો પદાર્થ પાછો ગ્રહણ કરી લેવાથી દાતા નરકનો અધિકારી થાયછે, તથા આ લોકમાં પણ અધર્મી ગણાય છે, તેથી તે પણ યોગ્ય નથી. તેમ જ ઇનામમાં આપેલા પદાર્થો પણ પાછા લેવાય નહિ, કારણ કે કોઈ પ્રકારના ઉપકારના બદલામાં ઇનામ આપવામાં આવે છે; તો તે ઇનામ પાછું લેવાથી કૃતઘ્નતારૂપ[3] મોટો દોષ પ્રાપ્ત થાયછે. તેથી એ પાપરૂપ ઉદ્યમથી પણ આપણે સર્વકાળ બચવું જોઇએ.

આ સઘળું છતાં પણ જો રાજ્યલક્ષ્મીનો કોઈ નિમિત્તથી નાશ થયો હોય અને રાજા આપત્તિમાં આવી પડ્યો હોય, તો એ સઘળી બાબતોમાં યોગ્ય વિચાર કરી સલાહસંપથી ખર્ચનો ઘટાડો કરી નાંખવો જોઇએ. પણ હે શ્રીમાન્ મહારાજ ! આપનો ભંડાર તો દિન પ્રતિદિન વધતો જાય છે, તેમ છતાં આપને આ અઘટિત વિચાર આવવાનું શું પ્રયોજન છે તે હું, જાણતો નથી. આશા છે કે આપ એ વિચારથી હવે પછી દૂર રહેશો.'

લક્ષ્મી માતા કહેછે, હે દીકરી ! આ પ્રમાણે તે ડાહ્યા પ્રધાને રાજાને કહ્યું, અને હાથ જોડી ક્ષમા માગી, ત્યારે રાજાએ કશું પણ ન બોલતાં તે પ્રધાનને કહ્યું કે આજથી તમે આ રાજ્યના નોકર નથી એમ તમે જાણજો. આજથી તમારી નીમણૂક બંધ છે. મારા વિચારને તમે મળતા નથી, માટે હું મારા વિચારપ્રમાણે યત્ન કરીશ, અને તેમાં જ્યારે મને વિઘ્ન જણાશે ત્યારે હું તમને બોલાવી પાછી તમારી નોકરી આપીશ. હાલ મારે તમારો ખપ નથી. એમ કહી રાજા પોતાના મેહેલમાં ગયો, અને તે વિવેકી પ્રધાન પોતાને મંદિર ગયો.

ત્યાર પછી તે રાજાએ પોતાની ઇચ્છાપ્રમાણે જ ચાલનાર એક

---

૧. મૂર્તિ. ૨ બંનેતરફના. ૩ નિમકહરામપણારૂપ.

બીજા પ્રધાનને સ્થાપી, તેને રાજ્યવ્યવહાર કરવાનું કામ સોંપ્યું. આ વાર્તા નગરનિવાસી લોકો સાંભળીને ત્રાસ પામવા લાગ્યા, તથા રાજાને મંદબુદ્ધિ કહેવા લાગ્યા. લોકો પરસ્પર આખા શેહેરમાં એજ વાર્તા કરવા લાગ્યા કે હવે કોણ જાણે કેવોએ પરિણામ નીપજશે. રાજા તથા પ્રધાન બંને સરખે સરખા મળ્યા છે. ખરે, હવે થોડી મુદતમાં મુલક ઉજડ થશે કે શું ? ભલા, ભગવાનને જે ગમે તે ખરૂં.

આ પ્રમાણે દિનપ્રતિદિન પ્રજાની રાજા તથા પ્રધાન ઉપર અપ્રીતિ થવા લાગી. તેમ છતાં પણ થોડો સમય મધ્યે જવા દઇને, પછી તે રાજા તથા પ્રધાને વિચાર કરીને, સો સરદારોને એકી વખતે એવો હુકમ આપ્યો કે 'આજથી તમારી સર્વની નિમણુક બંધ છે, અને જેમ બને તેમ જલદી આ રાજ્યની હદ બહાર જઈ વસવાને તમારે તજવીજ કરવી. અગર તમે રાજ્યમર્યાદામાં રહેશો અને કોઈ પ્રકારનો બખેડો થયો તો તેના જોખમદાર તમને ગણી જવાબ લેવામાં આવશે.' આ હુકમ સાંભળીને આખા નગરમાં હાહાકાર વર્તી ગયો, અને સૌ કહેવા લાગ્યાં કે આ રાજાને ઉંધી મતિ હતી જ અને આ નવા પ્રધાને એને વિશેષ બુડાડવાને દુષ્ટ બુદ્ધિ આપી છે. હાય હાય ! રાજ્યના થાંભલા જે સરદારો તેને જ રજા આપી તો બીજાને શું રાખનાર છે ? હવે રાજ્યને ખરાબ કરનાર છે ! અરે એ રાજબીજ નથી માટે જ એની આવી ટુંકી નજર થઇ છે. હવે તો પરમેશ્વર કરશે તે ખરૂં. આ વિગેરે વચનો બોલતી પ્રજા પરિતાપ પામવા લાગી.

સરદાર લોકો તો આ હુકમ સાંભળી આશ્ચર્ય પામવા લાગ્યા, અને તે સાચું હશે કે સ્વપ્નું છે એમ વિચારવા લાગ્યા. પણ તેમણે જ્યારે પરસ્પર એક બીજાની એક સરખી ખબર જાણી ત્યારે નિશ્ચય જાણ્યું કે આ વાર્તા સાચી છે. હે બેહેન ! આ વાર્તા સાચી છે એવું જાણતાં જ તે સરદારોમાં જે ખરા બીજના શૂરવીર હતા તેમને તો નેત્રમાં રક્ત[૧] ભરાઈ આવ્યું, અને રોમે રોમ ઉભાં થયાં, તથા મોટા ભયંકર શબ્દોવડે બોલતા તથા આસનેથી ઉછળતા, શસ્ત્ર તથા વસ્ત્રને સેવકોપાસે માગવા લાગ્યા; તથા રાજકુળનો ક્ષય કરી પોતાના હાથમાં રાજ્ય લેવાનો ઇરાદો રાખી વાહનો તથા સેવકોને સજ્જ[૨] થવા હુકમ કરવા લાગ્યા. એવે વખતે પેલો નીતિમાન્ તથા પ્રમાણિક જુનો પ્રધાન રાજાપ્રજાના વિનાશનો સમય આવ્યો જાણી સરદારોને ઘેરે ઘેર ફરી વળ્યો, અને તેમને આ પ્રમાણે ધીરજ આપતાં બોલ્યો કે 'હે શૂરવીર સરદારો ! આ રાજ્ય આદિથી

---

૧ રૂધિર. ૨ તૈયાર.

અંતપર્યંત તમારૂં જ છે, અને તમારા વડિલોએ શિરસાટે[1] મેળવી રક્ષણ કર્યું છે, તેથી જ આજ પર્યંત જેમનું તેમ રહ્યુંછે. તેમ છતાં આ સમયે અજ્ઞાન રાજાના હાથથી આ મહા દુઃખદ વચનનો ઘા સહન કરવો પડયો તેથી ગભરાશો નહિ, અને ધીરજ રાખજો. ઉતાવળ કરીને રાજ્ય અથવા પ્રજાને નુકસાન કરવાનો ભૂલ ભરેલો વિચાર કરશો નહિ. તમારો હક્ક કોઈથી પણ ખોટો થવાનો નથી. માત્ર પાંચ દશ દિવસ હજુ મૌન[2] થઈને બેસવું એવી મારી સલાહ છે. કારણ કે મૂળ રાજ્યનું અન્ન તમારા શરીરમાં છે, તો બનતાં સુધી એ રાજ્યનું ખેદાન મેદાન કરવું એ તમને ઘટતું નથી. મારો વિચાર એવો છે કે તમારે નગર બહાર આપણી વાડીઓમાં જઈને દશ રાત્રી મુકામ નાંખવો, તથા આ ઘરબારની ઘટતી વ્યવસ્થા રાખવી. એટલામાં પરમેશ્વરની મરજી છે તો સર્વ વાતે રૂડાં વાનાં થશે.' આ રીતે સર્વનું સમાધાન કરી પ્રધાન પોતાને ઘેર ગયો.

બીજા વગળવંશી તથા દત્તક થયેલા દુર્બળ હૃદયના તથા નિર્બળ સરદારો તો એકાંતમાં બેશીને અશ્રુપાત કરવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે 'અરે! હવે આપણી શી વલે થશે! આપણને કોઈ પાંચ રૂપીયા પણ વર્ષે આપનાર નથી. કારણ કે આપણે વિદ્વાન્ નથી, તેમજ સમશેર બહાદુર નથી. કોઇ દીવસ વઢતી બિલાડીને પણ અંધારી ઓરડીમાં લાકડી લઇને મારવા ગયા નથી તો બીજું શું આપણે જોર મારનાર છીએ? અરે! હવે આ સ્ત્રીછોકરાંની શી વલે થશે; અને કયાં જઈશું! અરે રાજા! તેં તો અમારૂં ખરા રણમાં માથું કપાવ્યાથીએ ભુંડું કર્યું! હે પરમેશ્વર! એ રાજાને કોણ બુદ્ધિ આપે કે ગમે તેમ કરીને ઓછી વધતી નિમણુક કરીને પણ અમને રાખે. હે પ્રભુ! તને ગમે તે ખરૂં.' આ વિગેરે વિચારને કરતા દુઃખમય થઈ પડયા, તથા કોઇ કોઈ નિર્બળને વાર્તા સાંભળતાં જ હેબકથી જ્વર ભરાઇ ગયો.

લક્ષ્મી માતા કહેછે, હે સરસ્વતિ! આખા નગરમાં શૂન્યકાર થઇ ગયું. એમ કરતાં રાત્ર પડી ત્યારે રાજા પણ પોતાના મનમાં ભય પામવા લાગ્યો, કે રખે કોઈ મને મારે, અથવા મારો ભંડાર લૂંટે. આ ભયથી તે પોતે ભંડારના દ્વાર સમીપ સુતો, અને બહારની સઘળી બાજુએ લશ્કરની ભારે ચોકીઓ મુકી. આમ કરયા છતાં પણ તે ભયભીત રાજાને નિદ્રા ન આવી. એકલો સુતો સુતો અનેક પ્રકારના વિચારને કરવા લાગ્યો. એવામાં મધ્ય રાત્રિને સમયે એક કૌતુક થયું તે હવે કહું છું. ધ્યાન દઇને સાંભળજે.

---

૧ મસ્તક આપી. ૨ ચુપ.

અર્ધી રાત્ર જતાં રાજાને નિદ્રા આવતી નથી એટલામાં તેને કાને સુ-સુવાટ જેવો ભારે અવાજ પડયો. તેથી તે ભયભીત થઈ ઉભો થયો. એટ-લામાં છેક પાસે અવાજ થતો આવ્યો, પણ એને કશું દેખાયું નહિ. ત્યારે આજુબાજુ તથા ઉંચે જોઇ ગભરાટથી 'કોણ છે, કોણ છે,' એવો પો-કાર કરવા લાગ્યો, તોપણ કોઇએ જવાબ આપ્યો નહિ. પણ તરત જ ભંડારનાં દ્વાર ઉઘડી ગયાં, અને લક્ષ્મીને કોઈ કાઢી લઈ જાય છે એવો ખણખણાટ થવા લાગ્યો. એ સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો કે 'અરે! આ તે દૈવકોપ છે કે શું? એ તે દેવ, યક્ષ કે પિશાચ છે? કોઈ જણાતું નથી, છતાં લક્ષ્મીને લઈ જાય છે, એમ મને પ્રત્યક્ષ જણાય છે.' આ વિગેરે વિચાર કરતાં બોલ્યો કે 'અરે! તમે કોણ છો? હું તમને નમસ્કાર કરૂં છું. તમે જે હો તે મને દર્શન આપો, અને પ્રકટપણે કહો કે કોણ છો, ક્યાંથી આવ્યાછો, અને આ શું કરો છો? આવાં વિ-નયનાં વચનોને સાંભળી માંહેથી એક અવાજ થયો કે 'હે મંદબુદ્ધિના એકલપેટા! અમે તને પ્રકટપણે તો દેખાવાના નથી, પણ તારી ઇચ્છા છે તો સાંભળ. અમે અલકાપુરીથી આવ્યા છીએ. સંપૂર્ણ શ્રી[1]રૂપ ઐ-શ્વર્યના અધિપતિ શ્રીકુબેર જે ધનેશ[2] કહેવાય છે, તેના અમે ગણ[3] છીએ. આ વિમાન લઇને આવ્યા છીએ, તે તારા ખજાનામાંથી અમારા ધ-ણીની આજ્ઞાપ્રમાણે ધન લઈ જઇએ છીએ. એ ધન લઈ જવાનું કા-રણ પણ સાંભળ. આ તારા ભંડારમાં અસંખ્ય માણસોના નશીબનો પૈસો પડેલોછે, તેને ન જાણનારો તું એમ જાણે છે કે આ સઘળું ધન મારૂં છે; એમ માનીને તેં કેટલાએક હક્કદાર માલિકોને આજથી નિરાશ કરી દૂર કર્યા છે, તથા હવે પછી પણ ઘણાના હક્ક તોડવાના વિચારમાં છે, તો તે સર્વના પ્રારબ્ધનું ધન જે તારા ભંડારમાં આજ પર્યંત ધનેશની આજ્ઞાથી રહેવા દીધું છે, તે આ ક્ષણે અમે કાઢી લઈ જઈએ છીએ. કા-રણ કે એ ધન અમારે તે તે માણસોને હરેક દ્વારે આપવું જ પડશે. હે એકલશૂરા! આ જગતના સ્વરૂપને તું જાણતો નથી. આ સંસારમાં પરસ્પર જીવોના સંસ્કારથી સંબંધ થઇને એક બીજાના વ્યવહાર ચાલે છે. તેમાં કેટલાકના તો પ્રાક્[4]સંસ્કારથી સંબંધ થાય છે. તે સંસ્કારની નિ-વૃત્તિ[5] ભોગવડે થાય છે. કેટલાક જીવો તો પ્રાક્સંસ્કાર સાથે વર્તમાન[6] સં-સ્કારને જોડી વૃદ્ધિંગત થતા સંસ્કારથી સંબંધ કરે છે; તથા કેટલાક તો ઉત્તર કાળે ભોગવવાના સંસ્કારોને રચેછે, નવિન સંબંધ કરે છે, અને સ્વા-

---

૧ લક્ષ્મી. ૨ ધનના પતિ. ૩ અનુચર, ચાકર. ૪ પૂર્વના. ૫ નાશ, ક્ષય. ૬ હાલના.

ભાવિક સંસ્કારથી વ્યવહારને ચલાવે છે. ત્યાં આ તારા સાથે સંબંધવાળા ઘણા તો પ્રાક્સંસ્કારથી બંધાયા છે. તેમને તેમના પરિપાક[1] થયેલા ફળનો માત્ર નિમિત્તરૂપ તું છે. તે તારા દ્વારા સર્વકર્મફલપ્રદાતા[2] ઈશ્વર, આ ધનાદિક પદાર્થો તે તે પ્રાણીથી રચિત કર્મના ફળરૂપ હોવાથી, અપાવે છે. તે ન જાણનાર તું અભિમાનને ધારણ કરી બેઠો છે, તો તને અન્ય નિમિત્તવડે તે ઈશ્વર નિર્બળ કરશે, અને તારા દ્વારા તથા અન્ય દ્વારા તે તે વિભાગીઓના વિભાગ તે તે સંસ્કારી જીવોને પહોંચાડશે. તે માટે આ ક્ષણે તો માત્ર અમારા અધિપતિ ધનેશની આજ્ઞાથી આ ધન લઈ જઈ તેના ભંડારમાં નાંખીશું, અને તેની આજ્ઞાપ્રમાણે તારા તથા તારા અનુયાયીના[3] સંસ્કારનું જ ધન આ સ્થળે રાખીશું. હે રાજા! ખરૂં જોતાં તો દરેક માણસ અન્ન તથા વસ્ત્ર વિગેરે જે જે અને જેટલા પદાર્થો ભોગવેછે, અથવા તો અન્યને આપે છે તે જ તેના છે; અને બાકી પડી રહેનાર ધનાદિ પદાર્થો તો અન્ય પ્રાણીના ભોગવાસ્તે છે. તેમાં તેણે અભિમાન કરી રક્ષણ કરવા ઈચ્છવું, એ તે દુર્ભાગી પ્રાણીને શ્રમ માત્ર છે; તથા તેના રક્ષણમાં પડતા પરિતાપ તો તે મંદભાગી જીવના પાપ કર્મનું પરિણામી ફળ છે. પણ અલ્પજ્ઞ જીવો આ વાર્તાને ન જાણનાર હોવાથી સંસારબંધનમાં બંધાઈ વળ્યા કરેછે, અને મિથ્યા અભિમાન ધરી ફુલાયા કરે છે. ધિક્કાર છે એવા કુપાત્ર મનુષ્યોને! એટલું જ અમે કહીએ છીએ. આથી વધારે સમજાવવાને અમે સમર્થ નથી. હે રાજા! તારી ઇચ્છાથી તને જણાવ્યું કે ધનેશ જે કુબેર તેના અમે દૂત છીએ, અને તેની આજ્ઞાથી આ ધન લઇ જઇએ છીએ.'

હે સરસ્વતિ! આ વચનો સાંભળીને ગળગળિત થયેલો તે રાજા નમ્રતાથી આ પ્રમાણે બોલ્યો, હે દેવો! તમે તમારા ધણીને મારા તરફથી કૃપા કરીને કહો કે હવે પછી હું મિથ્યા અભિમાનવડે કોઇને પણ દુભાવિશ નહિ, અને સરદાર વિગેરે સર્વને જેમ ચાલતું આવેછે તેમ ચલાવીશ. આ ધનને તમે લઇ જવા પહેલાં મને આવી ખુલાસો કહો. હું તમારો ઉપકાર માનીશ. આ વચનો સાંભળીને યક્ષોએ કુબેરને જઈ કહ્યું. તેણે જે જવાબ આપ્યો તે પાછા આવીને રાજાને આ પ્રમાણે કહ્યો. હે રાજા! ધનેશ તારાં વિનયવાક્યથી સંતોષ પામી આજ્ઞા કરે છે કે તું તારા ભોગમાં આવતા તથા હક્કવિના પરમાર્થે અપાતા પદાર્થો વિના બાકી રહેલા સર્વને તારા જાણીશ નહિ. અને જે જે હક્કવડે લે છે તે તે તેના પ્રારબ્ધનું છે એમ જાણી તું ખેદરહિત થઈ આપ્યા કરજે, નહિતો પરિણામે પશ્ચાત્તાપ કરીશ.

---

૧ પાકેલા. ૨ સર્વકર્મનું ફળ આપનાર. ૩ નોકરોના.

હે દીકરી! આ વચનો કહીને તે દૂતો પોતાને સ્થાને ગયા, અને રાજાનું ધન ભંડારમાં રહ્યું. એ રાજાને રાત્રે નિદ્રા ન આવી, તેથી તત્કાળ પેલા જુના પ્રધાનને બોલાવી મોટી બક્ષિસ આપી, તેનાં કામ તેને સ્વાધીન કર્યાં, તથા આજ્ઞા આપી કે જાઓ, સર્વે સરદારોને આ લેખી હુકમ આપો કે તમારો ચાલતો આવેલો ઠરાવ તોડવા સંબંધી મારો લખેલો હુકમ આ લેખથી રદ છે, અને તમે રાજ્યને તથા રાજ્ય તમને જેમ પાળતું આવે છે તેમ પાળશે. તમે નિર્ભય થઇ પોતપોતાના કામમાં સાવધ રહેજો. આ પ્રમાણે રાજાની આજ્ઞાથી તે જુના પ્રધાને સર્વેને ખબર આપી સમાધાન કરયું, તથા એ વાર્તાને જાણી પ્રજા વિગેરે સર્વ પ્રસન્ન થયાં.

હે શાણી સુતા! આ વાર્તા ઘણી સંક્ષેપમાં મેં તને કહી છે. એનો સાર એટલો જ લેવાનો છે કે આપણા માનેલા પદાર્થો આપણા નથી. જે ભોગવે તેના છે. માટે સૌ સૌના ભાગ્યનું ખાય છે, આપણું કાંઇ નથી, એવો વિચાર કરી આ સંસારમાં સુખથી તથા સંપથી રહેવું, અને આ કુટુંબનાં અથવા પરભાર્યાં ઘણાં માણસો મારૂં ખાઈ કે લઈ જાય છે એવું મનમાં આણવું નહિ. તોપણ સાધારણ રીતે નીતિથી વર્તવું. માત્ર દુરાગ્રહ[1]થી દુઃખી થવું નહિ, અને કોઇ સાથે ખોટો દ્વેષ કરવો નહિ. જાઓ, હવે તમે તમારૂં કામ કરો. વળી કાલે બીજી શીખામણની વાત કરીશ.

**મનોહર**—આ પ્રમાણે કહીને તે લક્ષ્મી માતા પોતાના કામે લાગ્યાં. બોલો 'જય જય શ્રીસદ્ગુરૂદેવ'. (સૌ બોલે છે)

**દાસ**—કેમ ટીભુ કાકા! સાંભળ્યું! આ પડમાને છે. સાલું અભિમાનનું ડુખ ઠોરૂં છે? સાચું પુછો ટો આપના ઘડમાં ડસ માનસ ખાનાડ હોય ટો પેતમાં એમ ઠયા પાકી ના રહે કે આ હું સાલો રાટ ડારો મજુડી કડીને લાવું છું, ને આ સૌ બેથાં બેથાં ખાય છે. પન એ આજઠી સમજી લેવું કે એમ જાનવું ને જખ માડવી બડાબડ છે. એ ટો સૌ સૌના પ્યાલબઢનું જ ખાયછે, હો. કેમ વિથ્થલજી! બોલ્યા નહીં.

**વિઠ્ઠલજી**—તમે સાચું કહો છો. હવે પછી આપણા ઘરમાં જે હોય તે બધું આપણું જ છે એમ ન જાણતાં ડાહ્યા માણસે એવો વિચાર કરવો કે આમાંથી જે આપણે ભોગવીશું એ તો પતી ગયું, અને કાંઇ સન્માર્ગે વાવરીશું તો તે આપણું કાયમ રહેશે, અને ફરીથી આપણને મળશે. પણ ખાધું નહિ ને ખરચ્યું નહિ એ તો પારકું જ છે, એમાં કાંઈ સંદેહ નથી. ચાલો હવે, ભટજીને પણ આજે ઘણો શ્રમ થયો છે, અને વખત પણ થઈ ગયો છે, માટે આપણે સૌ રજા લઇએ

(એમ કહી ઉઠે છે, ને વારા ફરતી સર્વે પોતપોતાને ઘેર જાયછે.)

---

[1] અત્યંત ક્લેશ થાય એટલે સુધીનો આગ્રહ.

# दिवस ९.

**ચંચળ**—( વહેલી ઉઠી સ્નાન વિગેરેથી પરવારીને શાખેલું પ્રભાત ગાયછે )

## પ્રભાત.

અંતના છો સાથી રે, હરિ હરિજનતણા રે,
તેથી પ્રાત થાતાં જપું છું નામ,
ઘડિ ઘડિ સંભારે રે, ભક્ત જન જે આપને રે,
તેનાં ટળી જાતાં દુઃખ તમામ. અંતના૦
બુદ્ધિને સુધારી રે, દુર્ગુણ તજાવજો રે,
કામ ક્રોધ લોભ મદ મોહ ને શોક,
અંતરમાં રહીને રે, પીડે છે આ જીવને રે,
જેના સંગે અધોગતિ પામે છે લોક. અંતના૦
સદ્ગુણ સજાવી રે, ઉંચી મતિ આપજો રે,
ધારૂં જેથી ક્ષમા દયા ને સ્વધર્મ,
રાગદ્વેષ છાંડી રે, ધ્યાન ધરૂં આપનું રે,
જેથી બળી થાય પ્રલય પાપકર્મ. અંતના૦
જગત્‌ના સ્વામિ રે, અંતે ના વિસારશો રે,
જ્યારે આવી મોત અચાનક સાહ્ય,
પરાધીન વર્તું રે, શું ભજી શકું આપને રે,
વહું મનહર નિજ માયામાંહ્ય. અંતના૦

**બાળ૦**—( દાતણ કરીને ) હે ગોલોકવાસી ! ડીન દયાળ ! આ બુદ્ધીને સુઢાડજો. જગટમાં ભુકિટ મુકિટના ડાટા ટમે છો. ( એમ બોલતાં પાન ખાય છે, તથા કપડાં પહેરી બહાર જાય છે. રસ્તામાં એક ઠેકાણે સ્ત્રીઓ વઢે છે, તે ઉભા રહી સાંભળે છે. )

**૧ સ્ત્રી**—અલી એ ભગતાણીની દીકરી ! તારૂં કોઈ નામ દેછે ?

**૨ સ્ત્રી**—મેર રાંડ ! મારૂં નામ લીધે શો તારો દાઢો વળવાનો છે ! લેને પરમેશરનું નામ કે તારી પેઢી ઉધરે, ને તારૂંએ કલ્યાણ થાય.

**૧ સ્ત્રી**—તું ઓધારજે તારા પરીયાને ! છો મારા નરકે જતા ! તારે એવડી પારકી પંચાત શીદ કરવી જોઇએ !

**૩ સ્ત્રી**—અલીયો ! વહાણામાં ઉઠીને તારની માછણોની પેઠે શું વઢવા બાઝિયો છો ! કંઈ વિચાર તો કરો. કોઇ જતાં આવતાં માણસો સાંભળે ! છોકરીઓની પેઠે બોલતી લજવાતીયો નથી !

**૧ સ્ત્રી**—અલી એ લાજુલાડી! તારે બારણે કોણ ચોખા મુકવા આવ્યું છે, જે તું વચ્ચે મુંડી ઘાલવા આવી! નરી વાઘરણ જેવી બોલતાં શીખી છે જો! લોકથી ડરનારી હોય તો જા મોંડું ઢાંકીને ઘરમાં પેશ.

**૩ સ્ત્રી**—અલી એ માથામુંડી! છેક આમ છાકી છાકી શું બોલે છે! ઓળખે છે મને! ઝાઝું બોલીશ તો બે આંગળ ભરીને જીભ જ કાપી નાંખીશ! પછી લાવજે તારૂં લશ્કર ચઢાવીને!

**૧ સ્ત્રી**—(એકદમ બારીએ અર્ધી બહાર નમીને લાંબા હાથ કરીને) લે રાંડ કાપ જોઉં! લે રાંડ કાપ જોઉં! અરે ચલ મોટી કાપનારી! પણ આવ જોઉં હવે પાછી બોલવા, પછી તમાસો દેખાડું! જોજે શંખણી! નાક ને ચોટલો જો કાપ્યાવિના મુકું તો મારો બાપ જોઈતો નહીં! તું શું મને ધમકાવતી'તી! તારા જેવી દસની છાતીએ બેશીને લોહી પીઉં એવી છું, જાણે છે મને?

**૪ સ્ત્રી**—(૩ જી સ્ત્રીને) અલી એ! જા તારા ઘરમાં છાનીમાની. પારકી લડાઈ તારે શીદ હોરવી પડે! (એમ કહેતી હાથ ખેંચી તેને ઘરમાં ઘાલે છે. તે બડબડતી ઘરમાં પેશી બારણાં દે છે.)

બાળમુકુંદદાસની પાસે ઉભેલો એક પુરૂષ—(૧ લી સ્ત્રીને) અરે બાઈ! આવડું શાસારૂ વઢો છો? પોતપોતાના ઘરમાં કામ કરો. પાડાપડોશમાં વિરોધ સારો નહિ.

**બાળ૦**—પન પૂછો ટો ખડા કે આ તંતાનું મંદાન સાડી દયું, ટે કંઈ જનાય!

**૧ લી સ્ત્રી**—(૨જીના બારણાતરફ આંગળી કરી) જુઓ ભઈ! મારો વાંક હોય તો બોલજો. આ રાંડનું આવડું મોટું આંગણું બળ્યું છે, ને રોજ મારા આંગણામાં દાતણની ચીરીયો નાંખે છે, તે કોણ એનો બાપ વાળે! ને કહેવા ગઈ ત્યારે વાંદરીની પેઠે દાંતીયાં કરી વઢવા બાઝી!

**૨ જી સ્ત્રી**—જુઓ ભઈ! એ રાંડની જીભે બોલતાં કાંટો વાગેછે! ધુળ જેવી વીસાતવાસ્તે ન બોલાય એવું બોલે છે. ચીરીયો આમ ફેંકતાં ઉડીને એના તરફ લગાર પડી, તે ઉપર આવડું હોય! સાચું બોલજો બાઈ!

**૧ પુરૂષ**—અરે રામ રામ! આટલાસારૂ આવી મોટી વઢવાડ! ક્યારનાં તો વઢો છો! તમને કામ ધંધો નથી? (બાળ૦ તરફ જોઈ) જુઓ શેઠ! આ લડાઈનો પાયો! મહીં કંઈ માલ છે? પણ ભાઈ! બૈરાંની જાત, જાણતા નથી, એમનું ચાલે તો રજનું ગજ કરી ગામ ઉજડ પાડે.

**બાળ૦**—અરે બાઇયો! આમ હુલ ગજાસાડું! જડા વિચાડ કડો! કાલ ઉથીને મડી જવું છે! ઘડ ને બાન્નું જ્યાંનું ટાં રે'સે. ખાલી હુંક ઉદાદવામાં સો માલ છે! સૌ જાઓ ઘડમાં. (સૌસૌને રસ્તે જાય છે.)

**વીજળી**—(કમળાને) કેમ કમળાગવરી! આજે વહેલાં ખાઇ પરવારીને મારી જોડે વિજીયાલક્ષ્મીને ઘેર આવવું છે? ઘણી મજેની વાત આજે થવાની છે.

**કમળા**—હા અલી! તું જાય ત્યારે મને બોલાવજે. ત્યારસોરી હું પરવારી લઇશ.

**માણેક**—(ચંદનની પાડોશણ એકદમ બારણે નીકળીને) અરે! આ કોનાં માણસ મરી ગયાં! આ કોના હાથપગ ભાગ્યા! એમનાં બારણાં બળી ગયાં છે તે મારે બારણે ખાળકુંડીનું પાણી રેડયું!

**જતન**—(માણેકની પાડોશણ) અલી ઓ ફુવડ! કોનાં માણસ મારે છે? મરેની તારાં હોય તે, ને ભાગેની હાથપગ તારા ને તારાં હોય તેના! છાકી છાકી બોલે છે તે!

**માણેક**—તો રાંડ કુભારજા! તારૂં ફીટી ગયું છે, તે મારે બારણે એંઠવાડો રેડે! આંખો ફુટી ગઇ છે, દેખાતું નથી, આ તારૂં બારણું છે કે મારૂં?

**જતન**—તારૂં હોય તો માથે મુકીને ફર, નહીં તો પેટમાં મુકીને તાળુ દે. ખબરદાર જે ગાળભેળ દીધી તો! મારે બારણે રેડતાં છાલક વાગી ને તારે બારણે પડ્યું, તેમાં કંઈ ઘસઇ ગયું કે!

**માણેક**—પારકે બારણે પડે કેમ? વધારે હોય તો રેડ તારા મોંમાં, નહીં તો તારાં હોય તેના મોંઢામાં! મારે બારણે આજ પછી રેડીશ તો હાથ કલમ કરીશ, જાણ્યું!

**જતન**—જાણ્યું જાણ્યું! તારા ઘરમાં રાજ હોય તો ગરદન મારજે! પાણી તો રોજ રેડીશ! (એમ કહી ઘરમાં જાય છે. માણેક પણ ગાળો દેતી ઘરમાં જાય છે.)

**કમળા**—(વીજળીને) કેમ જોયો તમાસો? પણ અલી આજ ભલી તું બોલ્યાવની રહી! બાકી તને તો ડાટી રાખે તોયે બોલ્યાવગર રહે એવી નહોતી!

**વીજળી**—જો! આ બે દહાડા વીજીયાલક્ષ્મીની સોબત ના થાત તો વાંદરાને સળી કરૂં એવી હતી; પણ હવે તો બળી એ ટેવ સારી લાગતી નથી. ઉલટું બીજાને લડતાં જોઉં છું, તો મનમાં જાણે આ ના

લઢે તો સારૂં એમ થાય છે. ચાલ બેહેન ! દહાડો તો ચઢતો ચાલ્યો, કામ ક્યારે કરી પરવારીશ ? (બંને જાયછે.)

**ભાગીરથી**—(કાવેરીને બારણે ઉભી જોઇ) કેમ, પરવારીને ઉભાં કે શું ? કાવેરી બેહેન !

**કાવેરી**—નારે બેહેન ! હમણાંજ રસોઈ કરી રહી, ને બહાર જોવા આવી કે હજુ બહાર ગયા છે તે કેમ ના આવ્યા ! તમે જમ્યાં કે હવે ?

**ભાગીરથી**—ના, આ તો એ સંધ્યા કરી રહ્યા'તા તે પાણી તુળશીએ રેડવા આવી'તી.

**બાળ૦**—(ઓટલે ચઢતાં) કાવેડી ! સાંભલ્યું કે ! રાંદોની જાટ, સાલું એક ડાટનની ચીડી સાડું મોતું જુદ્ધ મચાવીને બેથાં'ટાં ! સી ટમને વાટ કહું !

**ચંચળ**—(બહાર નીકળીને) કેમ દાતણની ચીરી શેની ?

**બાળ૦**—એ ટો રસ્ટાની વાટ. બે જનીયો લરટી'ટી કે માડે બાન્ને ડાટનની ચીડી ટેં કેમ નાંખી ? ટે વાટ કેહેટો'ટો કાવેડીને.

**ચંચળ**—ચાલો હવે જમી લ્યો. એ તો લોકોની વાતો જોવા બેશીયે તો પારે ના આવે. કેમ ખરૂં કેની કાવેરી બેહેન ! જુવોની હું થોડી વડકારી હતી, પણ સારી સોબત થઇ એટલે હવે કેવી સુધરી ગઇ ! એ તો એમનું એમ. સગત તેવી બુદ્ધિ. (સૌસૌના ઘેરમાં જાય છે. જમી પરવારીને વારા ફરતી બધાં બૈરાં વિજયાલક્ષ્મીપાસે આવી બેસે છે.)

**વિજયા**—(સૌને સ્નેહથી બેસાડી) આજે તો આપણે સૌ સારે વખતે પરવારી બેઠાં છીએ. રોજ આ પ્રમાણે નવરાશ લેવાય તો કેવું સારૂં !

**ભાગીરથી**—વાહ ! રોજ આમ થાય ત્યારે તો સારૂં જ તો. અમારા ભાગ્યનો પાર નહીં. પણ બળ્યું આ સંસારની જાળમાં ભરાયાં છીએ તે એમાંથી ઘણુંએ કરીએ છીએ પણ નીકળવા વારો જ આવતો નથીને. ભલા, પરમેશ્વરની મરજી. બળતા ઘરમાં દાંડો જે બચ્યો તે ખરો. ઘડી જંપ વાળીને સડેકાણે બેઠાં એ જ ખરૂં છે.

**ચંચળ**—અરે બેહેન ! સાચું પૂછો તો એટલું હજી સારૂં છે જે આપણામાં ઘણાંને પાછળ કશી લપ વળગી નથી. બાકી જો ભોગજોગે એક બે છોકરાં પેટ પડયાં કે પછી કુતરાનો અવતાર જોઈ લ્યો. ખાધાનાં નહીં, પીધાનાં નહીં; તેવી છોકરાંવાળી બિચારીયોને જોઇએ છીએ તો જંપીને પાણી પીવા વારો નથી આવતો. ને બચારીયો પોસ પોસ આંસુએ રડે છે. પણ શું કરે ! એમાં કંઈ કોઇનો ઉપાય છે ! નશીબમાં હોય તે ભોગવ્યાવના કંઈ છુટકો છે ?

**વીજળી**—મારા જેવીને તો પરમેશ્વરને કહીએ કે છોકરાં આપી-શ જ નહીં. કેમકે હું તો એવી ઠૂંઘી છું કે કંઇ વાત કરવા બેસું તો છો-કરૂં રડીને મરી જાય તોયે મને સાંભરે નહીં, ને ઉંઘી જાઉં તો પછી ઢોલ વાગે પણ હું જાગું નહીં, તો પછી તે બચારાંની શી વલે!

**કાવેરી**—જો બેહેન! એ તો પરમેશ્વરની માયા છે. સૌની તેને ફિકર છે. છોકરાં આપે તો તેની કાળજીએ આપણને આપે છે. પછી તો બાવા જેવી જેને પેલા જનમની લે'ણાદેણી.

**પારવતી**—અલી વીજળી! હજી તો તું ઉગી આવે છે, ને કહે છે મારાથી છોકરાં ના ઉછેરાય એ શું? કાલ પરમેશર રૂડો દહાડો દેખાડશે. સંસારમાં બીજું બૈરાંની જાતને શું સુખ છે? ભલા, ભગવાન્ કંઈ ઉજળો વસ્તાર આપે તો જનમનું મેણું ટળે. જો બેહેન! છોકરાંની માને તો તરવારની ધારપર રહેવાનું છે. ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, હરતાં, ફ-રતાં ચિત્ત છોકરાંમાં રાખવું જોઇએ, અમથાં ઉછરતાં નથી! બાપા, લો-હી ને પાણી એકઠાં થાય છે ત્યારે છોકરાં ઉછરીને મોટાં થાય છે. તેને ઘ-ડીયે ઘડીયે ધવાડવું જોઇએ, નહીં તો ગળું સુકાઈ જાય. તેને બચારાને કંઇ વાચા છે કે આપણને દુ:ખસુખ કહી દેખાડે!

**કમળા**—કાકીજી! તમે કહો છો તે તો ખરૂં પણ ઘણીયે બૈરીઓ ઢોરની પેઠે ઉંઘે છે, ને આળોટે છે, તે સોડમાં છોકરાં ચંપાઇને મરી જાય છે, ને ઉલટી હત્યા લાગે છે. ને ઘણાંને તો છોકરાં થાય છે પણ જીવતાં નથી, તે બચારાંનાં દુ:ખનો પાર નથી. તેથી પરમેશર આપીને જીવતાં રાખે તો સારૂં ને નહીં તો ના આપે તો સારૂં. કેમ વીજળી?

**વીજળી**—એ બધું ખરૂં, પણ એ વાત કંઇ આપણા હાથમાં નથી. ઘણાંને છોકરાં વેરભાવે આવે છે તે દુ:ખ દઇને મરે છે. પછી જીવતાં સુધી તે દુ:ખ સાલ્યાં કરે છે. માટે એ તો જે હરિને ગમે તે ખરૂં. લો આપણે તો આડા લખારા કરવા માંડ્યા, તે 'આમણની પુંજી દામ-ણમાં ખોઈશું.' ઘેરથી વહેલાં આવ્યાં તે નહીં આવ્યા જેવું થશે.

**ભાગીરથી**—વિજીયાલક્ષ્મિ! હવે તો નજરમાં આવે તે બોલો. આ વાતોનો કંઇ છેડો છે?

**ચંચળ**—વિજીયાલક્ષ્મિ! પેલાં પરવતઉપર ચઢીને વાત માંડ-તાં'તાં તેનું પછી શું થયું તે હવે પેહેલેથી કહો, ને પછી કંઇ ગરબી ગાજો, એટલે સાંજ પડશે.

**વિજયા**—જેમ તમારી સૌની મરજી. કેમ ભાગીરથી! કાલે આપણે ક્યાંથી બંધ રાખ્યું છે?

**ભાગીરથી**—પેલા ધ્વજપાળ શેઠે વિષ્ણુશર્માને કહ્યું કે કંઇ એવી

કથા કરો કે જેમાં શીખામણ મળે, કલ્યાણ થાય ને આત્મા સૌનો પ્રસન્ન થાય. પછી તે વિષ્ણુશર્મા કહેવા માંડે ત્યાંથી રહ્યું છે.

**વિજયા**—( જય બોલાવીને ) સાંભળો. પછી તે વિષ્ણુશર્મા સૌ સાંભળે એવી રીતે આ પ્રમાણે કથા કહેવા લાગ્યા.

વિષ્ણુશર્મા કહે છે, આ સરસ્વતીના કિનારાઉપર એક પવિત્ર ઋષિનો આશ્રમ હતો. એ આશ્રમની એક બાજુએ નદીનો પ્રવાહ ચાલતો, અને બીજી બાજુએ ભાતભાતનાં સુંદર ઝાડની ઘટા હતી. ત્યાં જાતજાતનાં પક્ષીઓ પોતપોતાના માળામાં તથા ઝાડની ડાળીઓએ બેશી કલ્લોલ કરતાં. એ આશ્રમમાં એક ગોકર્ણ નામના ઋષિ રહેતા હતા. એ ઋષિ ઘણા કાળના તપોબળથી બીજા ઇશ્વરસરખા શોભતા. સૂર્યનારાયણના સરખું એમના મુખપર તેજ હતું. કોઈ સાધારણ માણસથી તો એમના સામું નજર માંડીને જોઇ પણ શકાતું ન હોતું. પરમેશ્વરની મોટી આઠ સિદ્ધિઓ[1] તો એમની પાસે દાસીની પેઠે રહેતી હતી. એ ઋષિ પોતાના આશ્રમને છોડીને આજુબાજુએ વસેલાં નગર તથા ગામોમાં કોઇ દિવસ જતા ન હતા. આશા અને તૃષ્ણાને[2] જીતીને પરમ આનંદને[3] પામેલા હતા. આ જગત્માં એમને મેળવવા જેવું કાંઈ પણ બાકી ન હતું. આ મહા ઋષિનાં દર્શન અર્થે ઘણે છેટેથી યાત્રાળુ લોકો આવતા, તે સરસ્વતીમાં સ્નાન કરતા,અને આ ઋષિનાં દર્શન તથા સમાગમ કરવા ત્રણ અથવા પાંચ રાત્રિ એ ક્ષેત્રમાં રહેતા. આ પ્રમાણે દરવર્ષે ત્યાં જાત્રા ભરાતી. એ આશ્રમથી પાંચ ગાઉ ઉપર એક ભદ્રા નામે નગરી હતી. ત્યાં એક બ્રાહ્મણ અને એક બ્રાહ્મણી રહેતાં. તે નિત્ય આ ઋષિનાં દર્શન કર્‍યાવિના જમતાં ન હોતાં. એ બ્રાહ્મણનું નામ હરદત્ત અને તેની સ્ત્રીનું નામ ગિરિજા હતું. તે બંનેનાં ચિત્ત એકબીજાથી મળેલાં હોવાથી ગરીબ છતાં પણ આનંદથી રાત્રદિવસ કાઢતાં. પોતાના વ્યવહાર તથા ઘરના કામથી પરવારીને તે બંને જણાં એકબીજાસાથે ઇશ્વરસંબંધી ચર્ચા કરતાં,અને કોઈ વેળા તો મોટા પ્રેમથી એકે સ્વરે ભગવાન્ની સ્તુતિનાં કીર્તન ગાતાં. પોતાના ઘરનો ખર્ચ ચાલે એટલું હરદત્ત વસતિમાં સારા સારા લોકોને ત્યાંથી કમાઈ લાવતો. કોઈના પાઠ, કોઇની પૂજા કરીને પૈસા લેતો, અને કોઈ વિનાકારણ તેને દક્ષિણા આપે તો તે પોતાને ઘેર આવી તે પૈસાબદલ તે આપનારનું કલ્યાણ થાય એવું કાંઇ જપ વિગેરે કરીને જમતો. તે જાણતો હતો કે સંસારમાં વગરમહેનતે પારકું અન્ન ખાઇને જીવવું એ મોટું પાપ છે. જેનું અન્ન જમીએ તેના

---

૧ અલૌકિક શક્તિઓ. ૨ લાલસા, વારંવાર થતી ઉત્કટ ઇચ્છા. ૩ સૌથી મોટો આનંદ, જીવન્મુક્તિ.

પાપનો ભાગ આપણે માથે આવે છે. તેથી કોઈનું પણ અન્ન ખાવું તો તેને બદલે કાંઈ પણ આપણાથી બને તે સારૂં કર્મ કરવું, અને તેનું ફળ મનવડે તેને આપવું. આ રીતે ન્યાયથી ચાલનાર તે બ્રાહ્મણને એક દિવસ તેની સ્ત્રી ગિરિજા આ પ્રમાણે કહેવા લાગી.

ગિરિજા કહે છે, જુઓ આપણે વર્ષોવર્ષ જાત્રાનો દિવસ આવે છે તે દહાડે ઋષિઆશ્રમે જઈએ છીએ, પણ આપણી પાસે ધન નથી તે ત્યાં જઇને કશું દાન પુણ્ય કરતાં નથી. હજારો લોકો આવે છે, તે પોતપોતાના ગજાપ્રમાણે બ્રાહ્મણ જમાડે છે, વાસણ, લૂગડાં, પૈસા વિગેરે દક્ષિણામાં આપે છે, પણ આપણે તો એક બ્રાહ્મણ પણ જમાડતાં નથી. ફોડીઓ મારતાં જઇએ છીએ ને આવીએ છીએ, અને વળી પારકું અન્ન ત્યાં પણ ખાઇએ છીએ. આવાં દરિદ્રી આપણને ભગવાને શાં પાપે સરજ્યાં હશે? આપણાથી બને છે તેટલું કાયાનું કષ્ટ કરીએ છીએ પણ હજુ કંઈ ભગવાન્ આપણા સામું જોતા નથી. આપણા દુઃખનો છેડો આ જન્મમાં આવે એવું કંઈ જણાતું નથી. પરમેશ્વર જેવા આ ગોકર્ણ ઋષિનાં દર્શન કરતાં પણ આજ કાલ આપણને પાંચ વર્ષ થઈ ગયાં હશે, પણ હજુ દુઃખ ભાગતું નથી. લોકો કહે છે કે ભાઈ! મોટા પુરૂષને સેવતાં દુઃખ મટે છે, પણ એ વાતનો આપણને કંઈ દાખલો મળ્યો નહિ. હવે એવું શું કરીએ કે તેથી આપણું દુઃખ મટે?

હરદત્ત કહે છે, આપણે પાંચ વર્ષથી ઋષિનાં દર્શન કરીએ છીએ, તથા બીજાં પણ સત્કર્મ આપણી શક્તિપ્રમાણે કરીએ છીએ, એ વાર્તા સાચી. પણ આપણને આ દુઃખનાં આપનાર જે પાપકર્મ છે તે કેટલાં હતાં, તેમાંથી કેટલાંનાં ફળ આપણે ભોગવ્યાં, અને કેટલાં કર્મનાં ફળ હવે ભોગવવાનાં બાકી છે તે આપણે જાણતાં નથી. તેમ જ આપણે જે પુણ્યકર્મ કર્યાં છે, અને કરીએ છીએ તેનાં કેટલાં ફળ આપણે ભોગવ્યાં છે, હાલ ભોગવીએ છીએ, અને આગળ ભોગવીશું તેનું પણ આપણને પ્રત્યક્ષ ભાન નથી. તોપણ એટલું તો ખરૂં જ છે, કે આપણે ઉત્તમ બ્રાહ્મણના કુળમાં પુણ્યકર્મનાં ફળથી જ જન્મ્યાં છીએ; તથા જન્મ ધરીને સમજણાં થયાં ત્યારથી આજસુધી દિનપરદિન આપણી બુદ્ધિ પાપથી બચીને સારાં કર્મ કરવા ઉપર છે, તો એ પણ પુણ્યનું જ ફળ છે. વળી આપણને અન્ન તથા વસ્ત્ર પાપકર્મ કર્યાવિના ખરા ધર્મને માર્ગે મળ્યા કરે છે, એ પણ પુણ્યના ફળવિના મળે નહિ. આ સઘળું જોતાં આપણે દુઃખી તો નથી જ, પણ આ આશા, તૃષ્ણા, કામ, મોહ આદિવડે ઉત્પન્ન થનારી જે પદાર્થોની લાલસાવાળી વૃત્તિ છે, એજ માત્ર દુઃખનું ભાન આપણને કરાવે છે, અને તે તો મોટા ચક્રવર્તી થઇને રાજ

ભોગવનારાઓને પણ એવું દુઃખ તો દેખાડયા જ કરે છે. કારણ કે પદાર્થમાં લાલસા રહેવી એજ દુઃખનું મૂળ છે, અને તેથી ખરૂં જોનાર તો તે લાલસા વૃત્તિ જ દુઃખ છે માટે એ લાલસા વૃત્તિને જ મારવાના ઉપાય કરે છે. એવા ડાહ્યા પુરૂષો કંઇ લાલસા વૃત્તિ જણાવે તે બધા જ પદાર્થોને મેળવવા ઇચ્છતા નથી. કારણ કે લાલસા વૃત્તિની તથા પદાર્થની અવધિ નથી. માટે અસંખ્ય પદાર્થ મહેનત કરી મેળવીએ તોપણ એ લાલસા વૃત્તિ તો તેવી ને તેવી જ રહે છે. તેથી હે સારા વિચારવાળી શાણી સ્ત્રી! એ લાલસા વૃત્તિ જ દુઃખરૂપ છે માટે એને મારવાનો ઉદ્યમ આપણે કરવો ઘટે છે, અને તે ઉદ્યમ તો આપણે રોજ કરીએ જ છીએ. કામ, મોહ વિગેરે દુર્ગુણો છે તે પાપરૂપ મળથી પેદા થાય છે, અને તે લાલસાને પેદા કરે છે, તેથી મૂળ તો આ લાલસા વૃત્તિ પાપકર્મનું જ ફળ છે; અને એક તરફથી એ પાપના ફળને આપણે ભોગવતાં જઇએ છીએ, અને બીજી તરફથી એવાં પાપને નાશ કરવાનો ઉપાય રચીએ છીએ. તે ઉપાય આ સત્કર્મ, સત્પુરૂષનાં દર્શન, તથા સત્શાસ્ત્રનો અભ્યાસ છે. પુણ્ય પાપ કોને કહેવાં, તે પુણ્યપાપ શું ફળ આપે, તથા તે તે પાપ શાથી મટે, અને તે તે પુણ્ય કેવી રીતે મેળવાય, એ વાર્તા આપણે શાસ્ત્રમાંથી જાણીએ છીએ. સત્પુરૂષનાં દર્શન એ પાપને મટાડનાર, તથા પુણ્યને વધારનાર છે, અને એમની કૃપા પાપ મટાડવાથી સર્વ દુઃખનો નાશ કરનાર છે. અને પાપ મટવાથી પુણ્યનો વધારો થાય છે, જેથી મતિ રોજ પુણ્યકર્મ કરવા તૈયાર રહે છે. આથી પરિણામે સુખ જ મળે છે. માટે હવે આપણે કોઈ રીતે અકળામણ કરવાનું કારણ નથી. ખરૂં જોતાં આપણે દુઃખી નથી જ, તોપણ જો દુઃખી છીએ એવું આપણા મનમાં આવે તો, એ દુઃખ મટીને સુખ આવે એવાં ઘણાં સારાં કર્મ કરવા મંડવું, એટલે પછી મોડું દુઃખ મટવાનું હશે તે પણ જલદી મટશે. હે સ્ત્રી! આ સઘળું મેં તને કહ્યું તેની એટલી જ મતલબ યાદ રાખવી કે આપણને આ દુઃખ છે એવું જે વખતે તને જણાય તે જ વખતે દુઃખને મટાડનાર પરમેશ્વરની પ્રીતિ થાય એવાં સારાં કર્મ કરવાને મહેનત કરવા લાગવું. તેં કહ્યું કે આપણે પાંચ વર્ષથી ગોકર્ણ ઋષિનાં દર્શન કરીએ છીએ તેનું કાંઈ ફળ મળ્યું નહિ, એ તારૂં બોલવું ભૂલ ભરેલું છે. આપણે અજ્ઞાન છીએ તે એવો ખોટો વિચાર લાવીએ છીએ. બાકી હાલ જે આપણે થોડું ઘણું સુખ ભોગવીએ છીએ તે, તથા આગળ સુખને આપનાર પુણ્યકર્મ કરીએ છીએ તે એમનાં દર્શનનું જ ફળ છે. નહિ તો આજે આપણે કેવુંએ દુઃખ ભોગવતાં હોત, અને આગળ કેવાંએ ભારે દુઃખને આપનાર પાપકર્મોને આપણે કરતાં હોત. માટે હે સારા ભાગ્ય-

વાળી! આજ પછી એવો વિચાર કોઈ દિવસ પણ કરીશ નહિ કે આપણે ફલાણું સારૂં કામ કર્યું પણ તેનું કશું ફળ મળ્યું નહિ. કારણ કે નિશ્ચય છે તેજ ફળ આપનાર છે, અને નિશ્ચય તૂટવાથી ફળ પણ તૂટે છે. તેથી આપણને તે સત્કર્મનું ફળ થોડા દહાડામાં મળવાનું હોય અને એટલામાં આપણે નિશ્ચય તોડી વિશ્વાસ છોડી દઈએ તો તે ફળ અધુરૂં અને ઘણે દહાડે મળે, અને વખતે નહિ પણ મળે. માટે હવે પછી તને કહું છું કે તું દૃઢ નિશ્ચયવાળી થજે, અને એવું જ ધારજે કે આ સત્કર્મ કર્યું છે તેનું જરૂર મને સારૂં ફળ મળશે.

આ પ્રમાણે પોતાના પતિનાં વચન સાંભળીને તે ગિરિજા તો ગળગળી થઈ ગઈ, તેનાં નેત્રમાં જળ આવ્યાં, અને બોલી, હે પતિ! મેં ઓછી બુદ્ધિવાળીએ તમને ખોટો શ્રમ આપ્યો, તોપણ મને આટલી સમજણ મળી એથી ખોટો શ્રમ તો નહિ કહેવાય. પણ મારા મનમાં એમ થયું કે હું હજુ કશું સમજતી નથી. વગરસમજના વિચારથી ઘણી વાર હું તમને દુઃખ થાય એવું કરૂં છું. આજથી હવે તમે મને કહ્યું તે પ્રમાણે મારા મનને હું સમાધાન આપીશ, અને આપણું પરમેશ્વર સારૂં જ કરે છે, અને કરશે એવો વિશ્વાસ રાખીશ. તમે પણ રોજ મને કાંઈ સારી શિખામણની કથા સંભળાવજો, અને મને આ સંસારના ખોટા[1] પદાર્થોની લાલસાવાળી વૃત્તિથી છોડવજો. આ જગત્‌ના જાદા જૂદા પદાર્થોમાં પ્રીતિ એ મોહ, તથા તે મેળવવાની ઈચ્છા એ કામ, એ બે આ સર્વ પ્રાણિઓને દુઃખ આપે છે એ વાર્તા સાચી છે, એમ મને હવે સમજાય છે. હું બીજા દુઃખને તો ગણતી નથી પણ આ પૈસાનું દુઃખ મને બહુ સાલે છે. જેની પાસે પૈસા હોય તે પોતાની મેળે જોઈતી વસ્તુ તરત લાવે છે, અને આપણે પૈસાવિનાનાં તે વસ્તુ જોઈએ પણ પૈસાવિના લાવી શકીએ નહિ, ને ભીડ ભોગવીએ. હું કાંઈ ઘણો પૈસો માગતી નથી. માત્ર આપણો સંસાર ચાલે એટલું મળે તો ઘણું છે. હશે, પરમેશ્વરની મરજી. આપણું એમાં જ ભલું હશે, માટે ઈશ્વર આપણને નહિ આપતા હોય. કેમ એમજ કેની?

હરદત્ત કહે છે, હા એવો જ વિશ્વાસ રાખવો. પરમેશ્વર કોઈનું પણ ખોટું કરતા નથી. તું જાણે છે, આપણાં કર્મનું ફળ આપણે ભોગવ્યાવિના છુટકો નથી. મોટા પુરૂષની કૃપા અને આપણું કર્મબળ બે હોય તો ધાર્યું કામ થાય, પણ આપણું કર્મબળ લુલું હોય તો તે મોટા પુરૂષ શું કરે? તેમની કૃપાથી આપણું કર્મબળ વધે એજ આપણને તેમનાં

---

૧ સારવિનાના.

દર્શનનું ફળ છે, અને પછી તેમની કૃપાથી અને આપણા કર્મબળથી ઘણે દિવસે થવાનું કામ થોડા દિવસમાં પણ થાય છે. માટે આપણે કર્મબળ વધારવાને સારાં કર્મ તથા પરમેશ્વરની ભક્તિરૂપ ઉપાસના રોજ કરવી. જો! મોટા પુરૂષની કૃપાનું ફળ તો મોટું છે પણ કર્મબળવિના તે મોટું ફળ પ્રાણીથી ભોગવી શકાતું નથી. આ વાર્તાઉપર એક દૃષ્ટાંત કહું છું તે સાંભળ.

એક મોટા તપના કરનારા ઋષિ એકાંતમાં મઠ બાંધી રહેતા હતા. તેમને કોઈ પણ પ્રાણિનો સંગ ન હતો. તેમણે એવું તપ કર્યું કે તેમને પરમેશ્વરનાં સાક્ષાત્ દર્શન થયાં, અને પરમેશ્વરનાં દર્શન થયાં એટલે બીજા દેવોની તેમને શી ઉણ રહી? તેમ છતાં તે ઋષિ પોતાના તપોબળથી જે દેવનું આવાહન[1] કરે તે દેવ તરત આવીને ઉભા રહે, એવી શક્તિ ધરાવતા હતા. ઘણો કાળ એ ઋષિ જંગલમાં એકલા રહીને રાત્રદિવસ પરમેશ્વરનું ભજન કરતા. બપોરે એક વખત કંદ, મૂળ, પત્ર, ફળ વિગેરે જે મળે તે ખાતા, અને સંસારના કોઈ પદાર્થની પણ આશા રાખતા ન હોતા. ઘણે કાળે એ ઋષિના આશ્રમમાં, જંગલનાં ખેતરોમાં રહેનારી એક ઉંદરડી આવવા માંડી. તે રોજ આવીને ઋષિના પૂજાપાત્રમાંથી પાણી પીએ. વખતે ઋષિ જમતા હોય તો તેને પણ જીવ જાણી જરા નાંખે. એમ કરતાં તે ઉંદરડી રોજ પોતાનું ખાવાનું ગમે ત્યાંથી મેળવી ઋષિના મઠની ભીંતે પોતાનું દર કરી તેમાં આવી રહેતી. ઘણા દિવસ એ પ્રમાણે ઋષિ તે ઉંદરડીને જોતા તેથી એક દિવસ તેના ઉપર ઋષિની કૃપા થઈ. ઋષિ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે અરે રે! આ બિચારી જંગલની ઉંદરડીને આ સંસારમાં શું સુખ છે? કાંઈજ નથી. એ પણ ખરૂં જોતાં તો મારી પેઠે તપસ્વી સરખી જ છે. એને બીજું કોઈ સગું કે સંગી નથી. માત્ર હું જ આ ક્ષણે તો એનો સંગી છું. ભલા, એ મારા સમીપ રહી છે તો એનું કાંઈ કલ્યાણ થાય એવું યત્ન હું કરી જોઉં. એમ કહી એક અંજલિ[2] પાણી છાંટીને પોતાના તપના બળથી તેને દેવકન્યા સરખી કરી. દેવતાઓ પણ જેને જોઇને મોહ પામે એવી રૂપવાળી આ કન્યાને જોઇને ઋષિ પ્રસન્ન થયા, અને એવો વિચાર કરવા લાગ્યા કે હવે એ કન્યાને કોઇ સમર્થ દેવને અર્પણ કરૂં, તો પછી એના ભાગ્યમાં કાંઈ કચાશ રહે નહિ. પછી ઋષિએ સર્વે દેવતાઓવિષે વિચાર કરતાં નિશ્ચય કર્યો કે આ બ્રહ્માંડમાં સૂર્ય સરખો મોટી શક્તિવાળો તથા પ્રત્યક્ષ દેવ બીજો કોઈ નથી. માટે આ કન્યા સૂર્યના-

---

૧ મંત્રભણી બોલાવે. ૨ ચાંગળું.

રાયણને અર્પણ કરી હોય તો ઘણુ રૂડું થાય. આ પ્રમાણે વિચાર કરીને તરત મંત્રવડે સૂર્યનું આવાહન કર્યું, એટલે સૂર્યલોકના અધિપતિ સૂર્ય ભગવાન્ આવી પ્રત્યક્ષ મોટા તેજવાન્ સ્વરૂપે ઋષિના સામા ઉભા. ઋષિએ મોટા માનથી દર્ભના આસન ઉપર બેસાડી વિધિવત્ પૂજન કર્યું. પછી સૂર્ય ઋષિને કહે છે, તપના બળવડે આખા બ્રહ્માંડને આપણે વશ વર્તાવવામાં સમર્થ એવા હે મહર્ષિ! તમે મને કેમ બોલાવ્યો? તમારે શી ઇચ્છા છે તે કહો.

ઋષિ કહે છે, હે સર્વ દેવોમાં મોટા દેવ! તમને શ્રેષ્ઠ જાણીને આ કન્યા સમર્પણ કરવાને મેં બોલાવ્યા છે, માટે એનું પાણિગ્રહણ કરો. હે સૂર્ય ભગવન્! મેં એવો વિચાર કરયો છે કે આ કન્યાને સૌથી બળવાન્ દેવને અર્પણ કરવી. તો તમથી બળવાન્ આ જગત્માં કોઈ નથી, માટે તમે જ એને ગ્રહણ કરો.

સૂર્યે આ વચન સાંભળી વિચાર કરતાં જાણ્યું કે આ ઋષિએ ઉંદરડીની કન્યા કરી છે, તેથી એ વાર્તા મનમાં રાખીને બોલ્યા કે, હે મોટા મનવાળા ઋષિ! જો તમે બળવાન્ દેવને જ આ કન્યા આપવી ધારી છે તો મારાથી મોટા દેવ મેઘના રાજા ઇંદ્ર છે. કારણ કે તે મને પણ ધારે છે તે વખત જળનાં વાદળાં વડે ઢાંકી નાંખે છે. માટે મારાથી પણ બળીયા એવા મેઘના રાજા ઇંદ્રને આ કન્યા આપો. વળી તે ઇંદ્ર સર્વ દેવતાઓના પણ રાજા છે. માટે તે મોટા હોવાથી આ કન્યા લેવા યોગ્ય છે. એમ કહી સૂર્યે વિદાય[1] માગી. ઋષિએ તેમનું વિસર્જન કરી મંત્ર ભણીને ઇંદ્રનું આવાહન કર્યું, એટલે તરત ઇંદ્ર આવી ઉભા રહ્યા. ઋષિએ ઇંદ્રને આસન આપી વિધિવડે પૂજન કર્યું, અને બોલ્યા, હે દેવતાઓના રાજા, ત્રણે લોકના પતિ! તમેજ આ લોકમાં વૃષ્ટિ કરીને સર્વ પ્રાણીને જીવાડનાર છો, માટે સૌથી મોટા દેવને પરણાવવા ધારેલી આ સારા રૂપવાળી કન્યાને તમે પરણો. આ વચન સાંભળીને એ કન્યા ક્યાંથી આવી હશે, તેનો વિચાર કરતાં તરત જ ઇંદ્રે જાણ્યું કે આ તો ઉંદરડીની કન્યા કરી છે, તેથી એ વાર્તા મનમાં સમજીને પછી બોલ્યા, હે પવિત્ર મનના બ્રાહ્મણ! આ કન્યા તમે મોટા દેવને જ જો આપવી ધારી હોય તો વાયુદેવતાને આપો, કારણ કે એ દેવ સર્વથી મોટા છે. મારા મેઘોને વૃષ્ટિ કરતી વેળા એ વાયુદેવતા ધારે ત્યાં ઘસરડીને લઈ જાય છે, અને વર્ષાવે છે; તથા એજ વાયુદેવતા પ્રલયકાળે આ ત્રણે લોક એટલે, સ્વર્ગ, મૃત્યુ, તથા પાતાળને એક રસ કરી પોતાના શરીરમાં શમાવી દે છે,

---

૧ વિદાય.

માટે એ દેવ સૌથી મોટા છે, તેમને આ કન્યા આપવા યોગ્ય છે, એમ જાણો. આ પ્રમાણે બોલી ઇંદ્ર વિદાય માગી ગયા. પછી મરૂત્દેવનું ઋષિએ મંત્ર ભણીને આવાહન કર્યું, એટલે તે તરત આવીને ઉભા રહ્યા. તેમને બેસાડી વિધિવત્ પૂજન કરી કહ્યું, હે સર્વથી મોટા દેવ! આ કન્યા તમે પરણો, કેમકે સૌથી મોટા દેવને એ કન્યા પરણાવવી ધારી છે. આ વચન સાંભળી વાયુદેવતા, વિચાર કરી જોતાં આ કન્યા ઉંદરડીની કરી છે એમ જાણી, એ વાતો મનમાં રાખીને બોલ્યા, હે પરમેશ્વરના પદને પામેલા ભૂદેવ! જો મોટા દેવને જ આ કન્યા આપવાની તમારી ધારણા છે તો હાલ વિદ્યમાન મારાથી અધિક બળવાળા આ ઉંચાં શૃંગવાળા મોટા પર્વતો છે. તે પર્વતોને હું વાયુથી પણ ખસેડી શકાતા નથી, એવા સ્થિર[1] આસનવાળા છે. માટે સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ એવા સુમેરૂઆદિ મોટા પર્વતોમાંથી કોઇને આ કન્યા આપો. એમ કહીને તે વિદાય માગી ગયા. પછી ઋષિએ તત્કાળ પર્વતનું આવાહન કરી, બેસાડી, તે સારા સ્વરૂપવાળા પર્વતદેવતાનું પ્રીતિથી પૂજન કર્યું, અને બોલ્યા, હે અચલ દેવ! સર્વથી મોટા દેવને આપવા ધારેલી આ સુંદર કન્યાને તમે પરણો. આ વચન સાંભળીને પર્વતદેવતાએ વિચારી જોતાં જાણ્યું કે આ તો ઉંદરડીની કન્યા કરી છે. તે વાત મનમાં ગુપ્ત રાખીને બોલ્યા, હે ન કળી શકાય એવા બળવાળા બ્રાહ્મણ! તમે આ કન્યાને સૌથી મોટા દેવને આપવા ધારેલી છે, તો અમારાથી મોટા દેવ છે, માટે અમે એ કન્યા કેમ પરણીએ? તેથી તે મોટા દેવને આપો, તો તમારી ધારણા પાર પડશે. ઋષિ બોલ્યા, તમથી મોટા દેવ કોણ છે? પર્વત બોલ્યા, અમારાથી મોટા તો જગદીશ્વર મહાદેવજીના પુત્ર ગણેશના વાહન મૂષક[2]દેવ છે. કેમકે કોઇથી પણ ન ડરનાર અમને અમારામાં રહીને તે દેવતા રાત્રદિવસ કોચે છે, અને સ્થળે સ્થળે જ્યાં માર્ગ ન હોય ત્યાં માર્ગ કરી મુકે છે, અને વધારે કોરી કોરીને અમારાં શૃંગને પણ એ મૂષકદેવ જૂદાં કરે છે. માટે બળીયા દેવને આપવા ધારેલી આ કન્યા તે મૂષક દેવને આપવા યોગ્ય છે. એમ કહી તે પણ વિદાય થયા.

આ પ્રસંગને જોતાં ઋષિ સાનંદાશ્ચર્ય[3]ને પામતાં વિચાર કરવા લાગ્યા, અહો આશ્ચર્ય છે! કર્મની રેખા બલવતી છે, એ શાસ્ત્રવચનનો આ ક્ષણે પૂરો અનુભવ થયો. રે રે! આ બિચારી ઉંદરડીને દેવોનાં સ્થાનમાં ઉત્તમોત્તમ વૈભવ ભોગવવા અર્થે મેં દેવકન્યા સરખી કરી, તોપણ પરિણામે એની કર્મરેખાથી એ ઉંદરડી ઉંદરને જ પામવા યોગ્ય ઠરી. એમ કહીને આ શ્લોક બોલ્યાઃ—

---

૧ વાયુવિગેરેથી ચલાયમાન નહિ થનાર. ૨ ઉંદર ૩ આનંદસહિત આશ્ચર્યને.

## ॥ शार्दूलविक्रीडितं वृत्तम् ॥

**या नित्यं मम हस्तदत्तकवलैः संवर्धिता मूषकी**
**दातुं शंसितविक्रमं सुरवरं देवाङ्गना या कृता ।**
**सा सूर्येन्द्रसमीरणार्वनिभृतां केनाऽपि न स्वीकृता**
**दातव्याऽऽखव एव निश्चितमहो मौढा गतिः कर्मणाम्॥**

**ભાવાર્થ**—જે ઉંદરડી દરરોજ મારા પવિત્ર હાથથી આપેલા પવિત્ર પ્રસાદના કોળીયાવડે રૂડે પ્રકારે ઉછરેલી છે, તથા જેનો સર્વથી મોટા વૈભવ હોય, અને જેને કોઈ પણ ન જીતી શકે એવો પરાક્રમી હોય તેવા શ્રેષ્ઠ દેવતાને વિધિવત્ લગ્ન કરી આપવા જેને મેં દેવતાની સ્ત્રીસરખા અનુપમ રૂપવાળી કન્યા કરી છે, તેને સૂર્ય, ઇંદ્ર, વાયુ તથા પર્વતો, એમાંના કોઇએ પણ ગ્રહણ ન કરી, અને આખરે તે ઉંદરને જ આપવી ઠરી. ઓહોહો ! આ કર્મની શી મોટી ગતિ છે !

આ પ્રમાણે બોલ્યા પછી વિચાર્યું, અરે રે ! મારા સહવાસમાં ઘણા દિવસ રહેલી આ ઉંદરડીને મેં મોટા અનુગ્રહવડે[1] કન્યા કરી, અને હવે પાછી ઉંદરડી જ કરીને ઉંદરને પરણાવું તો પછી મારી મહત્તા શું રહી ? મેં આટલો કાળ ઇશ્વરનું આરાધન કરી જગત્પતિની પ્રીતિ સંપાદન કરી, તેથી શું કાંઇ જ નહિ એમ ઠરશે ! માટે હવે તો ઉત્તરોત્તર એની ચઢતી કળા થાય અને પરિણામે મારે શરણે આવેલી એ સર્વભયરહિત પરમેશ્વરના પદને જ પામે એવો ઉપાય કરવો જોઇએ. શાસ્ત્રમાં પુરૂષાર્થનો[2] મહિમા કર્મરેખા કરતાં કાંઈ ઓછો નથી કહ્યો. પુરૂષાર્થ જ મુખ્ય છે, અને પ્રારબ્ધ તો પુરૂષાર્થથી બંધાયું છે, માટે ગૌણ છે. પૂર્વે કરેલાં આપણાં જ કર્મો આગળ જતાં પરિપક્વ[3] થઇને આપણને ફળ આપે છે તેને પ્રારબ્ધ કહીએ છીએ. માટે પ્રારબ્ધ પુરૂષાર્થથી બંધાય છે, તો પુરૂષાર્થથી એનો ક્ષય પણ થવો જ જોઇએ; અને પુરૂષાર્થથી પાછાં નવાં સારાં પ્રારબ્ધ બંધાઇને પણ આગળ સારાં ફળ આપશે. માટે હવે તો એ કન્યાને પુરૂષાર્થમાં જોડું. જેથી ઉત્તર કાળે એનું સારૂં થવાથી એનું મારે શરણ આવ્યું પણ સાર્થક ગણાય. એવા વિચાર કરીને પછી તે ઋષિએ તે કન્યાને ઉપદેશ કરીને તપ કરવા બેસાડી, અને તેથી ઉત્તરોત્તર તેનું કલ્યાણ થયું. માટે હે સારા વિચારવાળી સ્ત્રી ! તું સંતોષ રાખ. આપણે જે મહાત્માનાં દર્શન અથવા સેવા કરીએ છીએ તે કોઈ કાળે પણ નિષ્ફળ થવાની નથી.

---

૧ કૃપા. ૨ પુરુષપ્રયત્નનો. ૩ બરાબર પાકા.

વિષ્ણુશર્મા કહે છે, આ પ્રમાણે સમાધાન આપીને તે હરદત્તે પોતાની ગિરિજા સ્ત્રીને પ્રસન્ન કરી બીજા કામમાં પ્રવેશ કરાવ્યો.

**વિજયા** કહે છે, હવે ઘણો વખત થયો છે, માટે વળી કાલે આગળ કહીશું. કેમ સૌની શી મરજી છે ?

**ભાગીરથી**—હા એમ જ રાખો. કેમકે પાછું પરવારીને રાત્રની કથાવખતે આવી હાજર થવાનું છે.

**ચંચળ**—હાય હાય ભાગીરથી ! પેલી રાંડ ઉંદયડીનું ભાગ્ય જુવોની; કન્યાની કન્યા થઇ ને વળી દેવતાને પયણી જાત તો આપણાથી ઉંચી આકાશમાં ફરતી હોત ને વેમાનમાં બેશીને મજા મારતી હોત. પણ રાંડનું કરમ મારા જેવું તેમાં બચારા ઋષિ શું કરે ! એમનું થયું એટલું તો એમણે બચારાએ કર્યું, પછી તેએ શું કરે ?

**વીજળી**—અરે સરગમાં ના ગઈ તો મોઈ, પણ રાંડને તપ કરવાનું મળ્યું ને મનખા દેહ તો મળ્યો, એ શું નાની વાત થઈ કે ? એનો તો બેડો પાર થઇ ગયો.

**પારવતી**—બાઇ, મોટા પુરસનાં પાસાં સેવ્યાં કંઈ ફોગટ જાયછે ! લો ચાલો હવે સૌ ઉઠીયે, પછી સાંજ પડશે.

**ચંચળ**—હજી સાંજ પડવાની તો વાર છે, કાકીજી ! બેસો. આપણે વાત કહ્યા પછી એક ગરબી ગવડાવવાની માગણી પેહેલેથી કરી છે, તે થવા દો. પછી જે બોલીને ઉઠીએ.

**ભાગીરથી**—હા વિજીયાલક્ષ્મી ! ત્યારે તો એક નાનીસરખી ગરબી બોલો તો સારૂં.

**વિજયા**—સૌની મરજી છે ત્યારે લો બોલું. ( ગાયછે )

## ગરબી

આ હરિભજન વિણ સુખ ના, શુણ સાહેલી,
આ સ્વાર્થી જગત્‌ના લોક, મુવે મુકે ઠેલી.
આ દાન ધર્મ જે આપણાં, શુણ સાહેલી,
તે આગળ ઉભાં થાય, વખત આવ્યે છેલ્લી.
આ માતપિતા ને સગાં ઘણાં, શુણ સાહેલી,
રોશે કુટશે પણ સંગ, ન આવે તજી ડેલી.
આ કાળ વિકટ જવ આવશે, શુણ સાહેલી,
તવ સાચો જગમાં કોઇ, હરિવિણ ના બેલી.
આ મતલબીયાં જે સગાં હશે, શુણ સાહેલી,
તે મનમાં દુઃખી ન થાય, જુએ નાણાંથેલી.

આ સગાં અને સ્નેહી ખરાં, શુણ સાહેલી,
તે રોશે સ્મરીને રોજ, કર મસ્તક મેલી.
ના અર્થ સરે કંઇ તેમનો, શુણ સાહેલી,
તેમ જીવનું હિત ના થાય, પીડ પડે પેહેલી.
આ વૈરી જન જે આપણા, શુણ સાહેલી,
તે થઈ રાજી મનમાંહ્ય, હસી ખાશે ખેલી.
માટે જુઠા આ સંસારમાં, શુણ સાહેલી,
સાચું મનહર હરિનામ, ભજ વેહેલી વેહેલી.

**વિજયા**—બોલો ' જય શ્રી સદ્ગુરૂદેવ. ' ( સૌ જય બોલે છે, અને વિજયાલક્ષ્મીનાં વખાણ કરતાં કરતાં પોતપોતાને ઘેર જાય છે. એટલામાં મનોહર આવે છે. )

**મનોહર**—કેમ હવે તો મોટી સભા રોજ ભરાવા માંડી છે ! કંઈ બૈરાં મંડળમાં સુધારો થતો જણાય છે, કે અહીંનું સાંભળ્યું અહીંયાં જ મુકીને સૌ જાય છે ?

**વિજયા**—એટલી બધી ઉંડી સમજણ તો મને કયાંથી પડે, પણ મારી થોડી બુદ્ધિપ્રમાણે એટલું તો જણાય છે કે કેટલાંએક બૈરાંના સ્વભાવમાં થોડો ઘણો સારો ફેરફાર થયો છે. કેમ કયાં સુધી જઈ આવ્યા ?

**મનોહર**—એક બે ઠેકાણે વિદ્વાનોની સભા થવાની હતી, ત્યાં જઇને પાછો ફરયો. બીજે કયાંહી ગયો નથી.

**વિજયા**—કેમ વારૂ ન ગયા ? જવાનો વિચાર તો ઘણી જગોએ હતો.

**મનોહર**—મારૂં મન જરા ઉદાસ સરખું થઈ ગયું, એટલે એમ જ થયું કે હવે આજ કયાંહી જતા નથી.

**વિજયા**—હેં એવું શું થયું જે મનમાં ઉદાસી આવી ? કંઈ કોઈજોડે ટંટો થયો ?

**મનોહર**—ના. આપણે ટંટો શું કામ કરવો પડે ? પરમેશ્વર કોઈસાથે વિરોધ કરવાનો સમય આપે નહિ એ જ રાત્રદિવસ પ્રભુનું સ્મરણ કરી માગીએ છીએ. આ તો ઉદાસી એટલી જ થઈ કે આ વિદ્વાનોની સભામાં પણ અવિદ્વાનૂની પેઠે રાગ, દ્વેષ, ને ઝગડા રહ્યા, ત્યારે એ લોકો ભણીને કમાયા શું ?

**વિજયા**—એવા વિદ્વાનો પણ એકબીજાથી શાસારૂ વેર કરતા હશે ને લઢતા હશે ?

**મનોહર**—મિથ્યા. એક જાણે હું મોટો વિદ્વાન્ ગણાઉં, અને

બીજાને જાણે હું ગણાઉં ! પછી માંહોમાંહે ખોટી શબ્દની લઢવાડ ઉભી કરે, તેમાં અંતે સાર કંઈ નહિ.

**વિજયા**—ત્યારે બળી એ સભા ! એવી સભામાં આપણે જઇને શું કામ હતું ?

**મનોહર**—આપણે કયાં રોજ જવું છે ? આ તો સહજ તેડું હતું તેથી ગયો. શાસ્ત્રમાં ના જ કહી છે કે કોઇનો પણ સંગ કરવો નહિ, અને કરવો તો માત્ર સત્પુરૂષોનો જ કરવો કે જ્યાં રાગદ્વેષ વિગેરે ક્લેશ છૂટી જાય છે. ને એવું જ સમજીને ગુરૂ દત્તાત્રિએ એક છોકરીપાસે લક્ષ લીધો હતો.

**વિજયા**—દત્તાત્રિ સરખા મોટા પુરૂષને છોકરીપાસે કેમ લક્ષ લેવો પડયો ?

**મનોહર**—કોઈ ગૃહસ્થને ઘેર દત્તાત્રિ ભિક્ષાઅર્થે ગયેલા, ને ત્યાં પરોણા પણ આવેલા. તે સર્વને માટે રસોઈ કરવાને જોઇતા કોઈ પદાર્થને તે ગૃહસ્થની છોકરી ઓરડામાં ખાંડવા લાગી, તેથી તેના હાથમાંની ચુડીઓનો ખડખડાટ થવા લાગ્યો. એટલે ઘેર આવેલા પરોણા ઘરની દુર્બળતાને જાણી જશે એ ધાકથી એક ચુડી રાખી ને બીજી કાઢી મુકી. ત્યારે પછી કાંઈ ખડખડાટ થયો નહિ. એ ઉપરથી ગુરૂ દત્તાત્રિએ લક્ષ લીધો કે બે હોય તો ખડખડયા વિના રહે નહિ, માટે ડાહ્યા પુરૂષે નિરંતર એકલા જ વિચરવું સારૂં છે. આમ સમજીને તેઓ એકલા જયાં ત્યાં ફરતા હતા.

**વિજયા**—વાહ ! કેવો સારો લક્ષ લીધો છે ! અમે સ્ત્રીઓને તો ઘડી એકલા પડીએ કે તરત જાણે કયાં જઇએ ને કોની જોડે વાત કરીએ એવો સ્વભાવ જ પડી ગયો, પણ ખરૂં જોતાં એ સ્વભાવ ઘણો ખોટો છે. કેમ વારૂ હવે ઉઠશો ?

**મનોહર**—હા ચાલો. સંધ્યા કરીને વાળુ કરી લઇએ, એટલે વળી આ લોકો ભરાશે. એક લેખે ઠીક છે, પણ ખરૂં જોતાં તો આપણે પણ આ પેટ ચોળીને શૂળ ઉપજાવવા જેવું કર્યું છે; નહિ તો નિરાંતે ચાર ઘડી પરમેશ્વરનું સ્મરણ થતું. હશે, ઇશ્વરને જે ગમે તે ખરૂં. ( પોતાના નિત્યકર્મથી પરવારી વાળુ કરી બેસે છે. પછી એકડ બેકડ લોકો આવવા માંડે છે.

**બાળ૦**—( 'જેસી જમના મૈયા' બોલતા પોતાને સ્થાને ભટજીને પગે લાગી બેસતાં ) કેમ ભતજી માડાજ ! વાલુ પાની ઠયાં ? હજુ કંઈ મંદલ ભડાયું નઠી !

**મનોહર**—હા દાસ ! તમે આવ્યા એટલે હવે સૌ ધીરેધીરે આવશે. આ આપણા શ્રોતામંડળમાં તમે તો નિશાનના હાથી જેવા છો. તમારા જેવા શુદ્ધ મનના અને શ્રદ્ધાવાળા શ્રોતા થોડા જ હોય છે.

**બાળ૦**—અંહ! એમાં અમે સી મોતી વાટ કડી કે ટમે આતલાં બધાં વખાન કડો છો! અમે ટો કસુંએ સમજટા નઠી માડાજ! સાચું પૂછો ટો. પન ભલે ટમે પોટે જ અમને સોટાઓમાં મુખી ઘેરવ્યા ટો માડે કબુલ છે. એતલી આપની ડયા!

**ચંચળ**—(ભટજીને નમન કરી પોતાને સ્થાને બેસીને) ભટજી! તમારા ગુણનો બદલો અમે શું વાળી શકવાનાં છીએ. હમણાંના તો અમારા દહાડા ક્યાં જાય છે તે સમજાતુંએ નથી. સવારથી આનંદમાં રહીએ છીએ તે સૂતાં સુધી. દહાડે વિજયાલક્ષ્મી અમને બોધ આપે છે, ને રાતે તમે આપો છો, એટલે અમારો તો જીવ તમારા ઘરમાં જ રહે છે. ને આપણા મહોલ્લામાં કેટલેક ઘેરથી કલેશનું તો મૂળ જ જતું રહ્યું.

**બાળ૦**—અડે ટમે જુઓ ટો ખડાં ટમાસો! ઢીડે ઢીડે સું ઠાય છે ટે! આ આપનો મહોલ્લો ટો ટોરા ડારામાં ગોલોકના જેવો ઠઇને રેહેસે. કલેસની સી મગડુર છે કે આપના મોલ્લામાં રહે! જ્યાં ભતજી માડાજ જેવા મોતા પુડુસ ને વલી ટેવાં જ વિજીયાલખમી, એના સપાતા ચાલ્યા છે પછી સી મના! એ ટો માડો નાઠજીબાવો સૌ સાડાં વાનાં જ કડશે. બોલો સી ડવાડકાંઠીસકી જે! (વિઠ્ઠલજીને આવતા જોઈ) આવો વિથ્થલજી.

**વિઠ્ઠલજી**—(ભટજીને નમસ્કાર કરીને બેસતાં) હવે ભટજી મહારાજ! શો વિલંબ છે? કોઈ રહ્યું સહ્યું હશે તો આવી પહોંચશે. યોગ્ય લાગે તો કરો પ્રારંભ.

**બાળ૦**—હા. બોલો સૌ સડગુડુ ડેવકી જે. ભતજી માડાજ! કડો પાડંભ.

**મનોહર**—કાલે ક્યાંથી રહ્યું છે વારૂ?

**વિઠ્ઠલજી**—પેલો રાજાનો ઇતિહાસ કહ્યો તેનો એ સાર આણ્યો હતો કે આપણા મેળવેલા ધન વિગેરે પદાર્થો આપણા જ છે એમ જાણીને કોઇને પણ તે પદાર્થોવડે ઘટતું સુખ પણ ન લેવા દેવું, અને કૃપણ મમતી થઇને આપણે જ ભોગવીએ એવો દુષ્ટ વિચાર રાખવો નહિ, પણ જગત્માં સૌ પ્રાણી પોતપોતાના નશીબથી ખાય પીએ છે. ખરૂં જોતાં કોઈ કોઇને ખવાડતું નથી, માટે અભિમાન[1] તથા મમત્વનો[2] ત્યાગ કરીને જગત્માં સૌએ સુખી થવું. એ મતલબ હતી કે આ મારૂં ખાઇ જાય છે, આ મારૂં લઇ જાય છે એવો ખોટો વલોપાત કરવો નહિ.

**મનોહર** જય બોલીને પછી કહે છે, પછી લક્ષ્મી માતા પોતાની

---

૧ "હું" આમ કરૂંછું એવો નિશ્ચય. ૨ "મારૂં" એવો ભાવ.

સરસ્વતી વિગેરે છોકરીઓને પાસે બેસાડી બોલ્યાં, હે દીકરી સરસ્વતિ ! કાલે એકલપેટા ન થવા વિષે મેં તને બોધ આપ્યો હતો, તે યાદ રાખજે. આપણાં કુટુંબી અથવા સગાં સૌ સુખી હોય અને આપણી આશા કરે એવાં ન હોય, અને આપણા પાસે વધારે ધન હોય તો તેમાંથી દયા આણીને કોઈપણ દુઃખમાં પીલાતાં માણસોને સુખ આપવામાં પૈસો ખરચતાં ડરવું નહિ. કેટલાંક માણસો વિશેષે કરીને દયા આણવાજોગ હોય છે. ઘણાં સુખ ભોગવેલાં માણસો કાળે કરીને દુઃખમાં આવી પડે છે, ત્યારે તેમને ઘણો સંતાપ થાય છે. કારણ કે જેમણે દુઃખની અવસ્થા જોઈ નથી, તેમને તે ભોગવવી પડે છે, ત્યારે બહુ કઠિણ લાગે છે. એક તો તેમને હલકી મજુરી કરી ખાતાં લાજ આવે છે, અને બીજું તેમનાથી ભીખ મગાતી નથી. રોજગાર કરવાને પણ પૈસા વિગેરે બીજી સઘળી બાબતની અનુકૂળતા હોતી નથી, જેથી તેવાં માણસોને પોતાનો નિર્વાહ કરવાને કાંઇ સાધન હોતું નથી. માટે તેમના દુઃખનો પાર નથી. એવાં ખાવાને પણ દુઃખ ભોગવતાં માણસો ઉપર દયા આણવી ઘટે છે. તેમની પાસે ઘટતું કામ કરાવીને તેના બદલામાં કાંઈ આપવું એ પણ દયા જ ગણાય છે. હે શાણી છોકરી ! સુખ ભોગવેલા માણસે પણ દુઃખમાં આવી પડવા ટાણે ઘણા વિચાર કરીને સરળતા તથા સમયસૂચકતા[1] આણવી ઘટે છે. તે સુખ ભોગવેલા દુઃખી માણસે દુઃખમાં આવી પડચા પછી કેવા વિચાર કરવા તથા કેવા સ્વભાવથી રહેવું તે પણ કહું છું, તે સંભારી રાખજે. કારણ કે તડકો છાંયડો તો સર્વ માણસોને એક વાર આવે છે જ.

સુખી માણસે પ્રથમ તો પોતાના ઉપર દુઃખ આવવા માંડે કે તરત જ વિચાર કરવો કે મને દુઃખ શા કારણથી આવવા માંડયું; અને જો તે કારણો સમજાય તો તેથી બચવાને બનતો ઉદ્યમ કરવો. દૈવગતિથી દુઃખ આવવાનાં કારણો બરાબર ના સમજાય અથવા સમજ્યા છતાં જો તે દુઃખ આણનાર કારણોથી બચી શકાય એમ ન જ હોય તો, તે માણસે તરત જ કોઈ સારા વિદ્વાન્ સજ્જન તથા સુબુદ્ધિમાન્ પુરૂષને શોધીને તેમનો સંગ કરવો, અને આપણી સ્થિતિનો સઘળો હેવાલ તેમના આગળ કહી સંભળાવવો, તથા વારંવાર તેવા અનુભવી વિદ્વાન્ સજ્જનની સલાહ લઇ કામ કરવું, તથા દુઃખથી બચવાના ઉપાયો પણ તે બતાવે તો તેને આદરથી[2] કરવા. હે દીકરી ! કેટલાક સુખી દુઃખમાં આવી પડે છે ત્યારે રાત્રદહાડો ખેદ કરે છે કે 'અરે રે ! મારા કર્મમાં આ દુઃખ ક્યાંથી આવ્યું ? મેં કોઈ દહાડો દુઃખનું મોં જોયું નથી, તે આ દુઃખ મારાથી શી

---

૧ વખત વિચારી લેવો તે. ૨ આગ્રહથી.

રીતે સહન થશે ! ફુટેલા કરમવાળો હું હવે શી રીતે જીવીશ ! અરે રે ! તડકાનું મોં તો મેં કોઈ દહાડે દીઠું નથી ! એક ગાઉ સરખોએ કોઈ દહાડો ચાલ્યો નથી ! તે હવે તડકામાં શી રીતે રખડીશ ! છત્રીવાળા સીસમના તથા સાગના પલંગવિના હું સૂતો ન હોતો, તથા તે ઉપર વેંતવેંત ઉંચી મશરૂની બબ્બે તળાઇઓ નાંખતો. વળી સુંદર ઓશીકાં મુકીને બે બાજુએ સુંવાળા સીમળાના રૂનાં કે ગાળાનાં ગાલમસુરીયાં મુકતો, ને સુંદર સુંવાળી ઝીણી ચાદરો પાથરતો, ને રેશમી નાગપુરી ધોતીની સોડ રાખી ઉંચી કાશ્મીરી શાલ જોડી તથા સુંદર રજાઇઓ તથા સુજનીઓ ઓઢતો. વળી તાપના દિવસમાં પલંગપર ટાંગેલા પંખા ખેંચાવતો, એ બધું સુખ ક્યાં બળી ગયું ? ને મારા કમનસીબે આ દુઃખ ક્યાંથી આવ્યું ? કોણ જાણે પૂર્વે કેવાંએ પાપ કર્યાં હશે, તેનું આ ફળ ભોગવવાનું આવ્યું! રે રે ! આ ફાટેલા ગોદડાના ગાભા, જેમાં એક જગાએ તો મુદ્દલ રૂ નથી, ને એક જગાએ તો મોટો ડુચો થયો છે; પરસેવો તથા ધૂળ લાગવાથી ચીકણા થર બાઝીને ગંધાય છે; એવામાં વળી ફાટેલી જૂની ચાદરના કડકા પણ ભાગ્યે પાથરવાના હોય, એવી દુર્દશામાં પાસાં ફેરવી ફેરવીને રાત કાઢવી પડેછે. તેમાં પણ પારવિનાના માંકણ ઘડી પણ એક પાસે જંપવા દે નહિ, અને પથારી છોડી જમીન ઉપર જ્યાં સૂવા જઇએ ત્યાં પાંસળાં તપે અને ભારે સંતાપ થાય. એટલા દુઃખમાં વળી ચેન ન પડવા દે એવા ચાંચડના ચટકા પણ ચિત્તને ચુંથારો કર્યા વિના ચુકતા નથી. હાય દૈવ ! આ દુઃખીની લાંબી રાત કેમ નીકે ! અરે ! એટલું જ દુઃખ હોય તો ધૂળ નાંખી પણ ખાવાની તો મોટી પીડા થઇ છે. ઝીણા પંખાળીના ચોખા, ને માંહી છ પૈસા ભાર ઘી વિના તો ખાતો નહિ; મોટા પાટ ને બાજઠ ઉપર ચાંદીના તાટમાં જૂદી જૂદી જાતનાં પાંચ દશ શાક, પાંચ દશ ચટણીઓ, પાપડ, અથાણાં, ઘીની વાટકી, અને તેવા જ સઘળા ઠાઠથી જમનારો જે હું, તેને આજે જાડા ભારે સાળના નવા ચીકણા ને બરસટ થયેલા ચોખા અને દાળ, કે જેમાં વઘાર સરખોએ કરવાને પળી તેલનું ઠેકાણું નથી, તે તે કેમ ગળે ઉતરે ! આવી વેલામાં શાક પાનડાની તો વાત જ શી ! હાય હાય ! આ બળ્યું પેટ કેમ ભરાશે ! ને કેમ જીવાશે ! જીવતાં મરવાનો દહાડો આવ્યો છે ! ઘોડાગાડીએ બેસતો ને આગળ નોકર ચાલતા ત્યારે, મૂછોપર હાથ રાખીને વાંકી મરડતો મરડતો હું રસ્તામાં સ્ત્રીઓને આડી નજરે, ને પુરૂષોને કરડી નજરે જોતો, તે મારૂં ભારે ડોળ ક્યાં ઝલાઈ ગયું! ભોગ મળ્યા છે ! વળી લાલ ચણોઠી સરખા રંગની તથા જૂદા જૂદા રંગની પેંઢણુ ને ચંદેરી પાઘડાઓ બાંધતો ને પહોરે પહોરે પોશાક બદલતો, તથા ફુમતાંવાળી કસએ ગુંથેલી કસોવાળાં ઝીણાં તસતસતાં અંગરખાં પ-

હેરતો એ વૈભવ ક્યાં ગયા, ને આ ચુંથાજેવી ભોંઠી પડેલી પાઘડી ને આ એક માદરપાટનું કેડીયું, ને ખાંધે મેલું ધોતીયું મારે કોડીયા જેવે કપાળે ક્યાં રહ્યાં! સોનાનાં આંકળાં, કડાં, કંઠી, વેઢ, વીંટીઓ, ને કાનમાં લીલમ-સહિત મોટાં મોતીની વીંટલી પહેરી ચાકર ઉપર હુકમ કરતો, ને મોં-માગી વસ્તુ હાજર થતી, તે હવે ચાકરની પેઠે અડવે શરીરે આ રાંડનો હુકમ મારે ઉઠાવવાનો કાળ ક્યાંથી આવ્યો! એજ રાંડ અભાગણી નેસ પગલાંની છે, તે આવી તે દહાડાથી ઘરનું ખડીયાખડબડ નીકળી ગયું! સાજો કમબખત આ છોકરો પણ દેવાળવા નજીસ પગલાનો આવ્યો છે, તે પેટમાં હતો તે દહાડાથી જંપીને બેસવા દીધા નહિ, ને જન્મ્યા પછી તો જેમ સાવરણીએ વાળીને કચરો કાઢી નાંખે તેમ બધી દોલત કોણ જાણે ક્યાંએ કાઢી નાંખી! બળ્યું આ ઘર! કોણ જાણે શાએ મુહુરતમાં એના પાયા નાંખ્યા હશે, અને કેવે કાળે આ ઘરના થાંભલા ઉભા કસ્યા હશે કે, આ ઘરમાં વસ્યા ત્યારથી વરસ વરસને ખાતું જ આવ્યું. એકે વરસ એવું ન થયું જે ખરચ કાઢીને પાંચ પૈસા ઉંચા મુક્યા! હાય દૈવ! હવે કોણ જાણે કેવી રીતે આગળ દિવસ નીકળશે તે કાંઈ સુજતું નથી. ન્યાતજાતમાં મારા વિના આગળ પડીને કોની મગદુર હતી કે બોલે, અને હું પંચમાં જતો તો મારૂં ધાર્યું કરીને ઉઠતો, તે આજે કોઈ મારો ભાવે પૂછતું નથી. સલાહ લેવા તો ક્યાંથી જ આવે, પણ ઉલટો હું સામો નીકળી બોલું છું તો મારો બોલ સરખો કોઇ ગણુ-કારતું નથી, ને ઉલટા દબાવતા આવે છે! એ કાળનું ઉલટું બળ કોણ જાણે શા પાપથી થયું હશે! ઓહોહો! જ્યારે પૈસો છોળે ઉછળતો ત્યારે અરધી પોણી ન્યાત તો સગાં થઇને જમતી. હું કોઈની પક્ષે ઉઠું તો મારી સાથે પાંચશેં માણસ ઉઠતાં, તે આજે કાળું ચલ્લું સરખુંએ ઉઠનાર નથી. સગાં થઇને મારૂં ખાઈ ખદોડી ગયાં, અને હવે મને કોઈ સગામાં પણ ગણતું નથી.' હે દીકરી! આ વિગેરે અનેક વાર્તાના વિચાર કરીને પાછળ થઈ ગયેલી વાર્તાને સંભારી સંભારીને દુઃખનો વધારો કસ્યા કરે છે, પણ દુઃખ મટવાના ઉપાયને ખોળતા નથી. વળી કોઈ વિવેકી પુરૂષ તેવાને સલાહ આપે કે ભાઇ! ગઈ વાર્તાને સંભારવી નહિ, ગઈ તિથિ તો જોશી પણ વાંચતા નથી, પાછલી વાત સંભારીને દુઃખ માને તેને વિચારવાન્ પુરૂષોએ મૂર્ખમાં ગણ્યા છે, તેથી હવે આ પ્રમાણે ઘરમાં બેસી રહી દુઃખ વેઠો છો તે કરતાં કાંઇ ઉદ્યમ કરો. એક નર અને સો હુનર. ચોરી તથા જારીની શરમ છે, બીજી વાતે શરમ રાખવી નહિ. વાંકો દહાડો આવે તો ઢેડનીએ ચાકરી કરીને પેટ ભરીએ, તેમાં કાંઈ નાનમ નથી. જુઓ,

મોટા હરિશ્ચંદ્ર રાજાસરખાએ પણ અંત્યજની[1] ચાકરી કરી પેટ ભર્યાં છે, ને પડદાની રહેનારી તેની રાણીએ પાણી ભરવાની, તથા બારણે બારણે તથા જંગલમાં અથડાઇને જૂદી જૂદી વસ્તુઓ આણવાની નીચી ચાકરી કરી દોહલા દિવસ કાઢ્યા છે, તો આપણે કોણ માત્રમાં છીએ. વળી જુઓ, નળરાજા તથા દમયંતી રાણી. તેમણે કોઇ દિવસ દુઃખ વેઠેલાં નહોતાં, પણ માથે પડ્યાં ત્યારે તેમણે પારકે ઘેર ચાકરની પેઠે રહી કોના કેવા હુકમ ઉઠાવ્યા છે! વળી પાંચ પાંડવ અને છઠ્ઠી દ્રૌપદી બાર વર્ષ સુધી વનમાં રઝળ્યાં, અને મોટા છત્રપતિ હતા તોએ વિપત્તિની વેળાએ વિરાટ રાજાને ઘેર છએ જણે કેવા દુઃખમાં દિવસો કાઢ્યા; પણ તે કંઈ લાજ્યાં નથી, તો આપણે તે શી ગણત્રીમાં! અને એ શિવાય પણ આપણા શ્રીકૃષ્ણ જે ઇશ્વરનો અવતાર ગણાયા છે તેમણે પણ કારાગ્રહમાં જન્મ લીધો અને ક્ષત્રિયના કુળમાં શરીર ધર્યા છતાં પણ, દિવસબળ વિપરીત જાણી, ગોવાળીયાને ઘેર રહી ગાયો ચારી અને ભડકું ને છાશ પીને દિવસો કાઢ્યા, પણ તે કાંઈ અકળાયા કે શરમાયા નથી. વળી શ્રી રામચંદ્રજી જુઓ, ક્ષત્રિયના કુળમાં પ્રકટ્યા, તથાપિ કાળબળ જાણીને વાંદરા તથા રીંછની સોબતમાં રહી પાંતરાં, ફૂલ, ફળ, કંદ, મૂળ વિગેરે પદાર્થો ખાઇને દિવસો કાઢી ગયા છે, તો આપણે તે શા હિસાબમાં! માટે ભાઈ! સમજણ રાખીને જેવો સમો તેવી વાત કરવી, અને ગમે તેવે પણ ન્યાયને રસ્તે અન્ન વસ્ત્ર મેળવવાં, એમાં કશી લાજ રાખવી નહિ. જુઓ ઘરમાં નકામા બેશી રહેવાથી હજાર હજાર અંદેશાઓ મનમાં આવે, અને તેથી સંતાપ થઇને આપણું લોહી ઉકળે અને દુઃખમાં વધારો થાય, તેમ જ બુદ્ધિ બીગડે, માટે કાંઈ ધંધો રોજગાર કરો. સાચું પૂછો તો પુરૂષનો મોટો ખોરાક તો રોજગાર છે. રોજગારવેપારવિના માણસ નબળું પડી જાય છે, તેથી હું ગરીબનું માનો ને કંઇ નબળો પાતળો જે મળે તે વેપારરોજગાર કરો તો સુખી થશો. પછી કહેનાર કહી છુટે ને બળદ વહી છુટે એ તો છેજ.'

હે બેહેન સરસ્વતિ! આ પ્રમાણે કોઈ ડાહ્યા માણસો શીખામણ દે છે ત્યારે કોઇ સમજુ માણસ તો દુઃખના દિવસોમાં ગમે તે રસ્તે નરમાશથી ચાલી પૈસો મેળવે છે, અને કાળે કરીને પાછો સુખી થાય છે. પણ કેટલાક ઉંધી બુદ્ધિના તથા ટુંકા નશીબના માણસો તો તે શીખામણ દેનાર ઉપર ઉલટા રીસે બળે છે. કેટલાક માણસોના સ્વભાવ 'દોરડી બળે પણ આમળો ન છુટે' એવા હોય છે, તે મરતા સુધી પણ પોતાની મગરૂરી તથા હઠ છોડતા નથી, અને દુઃખી થઇને મરે છે. તેવા

---

[1] ભંગીયાની.

ખોટી પતરાજીવાળા માણસને જ્યારે કોઈ ડાહ્યો માણસ ઉપરપ્રમાણે શીખામણ આપે છે ત્યારે તે ઓછી અક્કલવાળો એવો વિચાર કરે છે કે 'આ ભાઈના કહ્યાપ્રમાણે આપણાથી કેમ ચલાય? એને ખબર નથી કે હું કોણ માબાપનું છોકરૂં છું. હું જાતે કેવી સ્થિતિનો માણસ હતો, અને હાલમાં મારી મૂળ આબરૂપ્રમાણે બીજાં હલકાં કામ મારાથી થાય કે નહિ, એને એ વાતની શી ખબર છે? શીખામણ દેતાં તો સૌને આવડે છે, પણ માથે આવી પડી હોય ત્યારે સમજ પડે છે! હું પણ સુખી હતો ત્યારે સૌને શીખામણ દેતો કે શી ફિકર છે. ઠોકર મારીને પૈસો પેદા કરીએ. પૈસો તો લોંડી છે. પૈસા આપણે લાવીએ છીએ. આપણને પૈસો લાવી શક્તો નથી. માટે આપણાં કાંડાંમાં બળ છે તો પૈસો મેળવવો એમાં શી મોટી વાત છે! આ વિગેરે અનેક વચનો સંભળાવીને હું કહેતો કે જાઓ કામ ધંધો કરો, મજુરી કરો, ખુશામત કરો, અને હરેક રીતે પૈસો મેળવો. 'લાજે વણસે કાજ,' ને 'જેણે મુકી લાજ, તેને નાનું સરખું રાજ.' માટે લાજ ને કામને બનતું નથી. તેથી શરમ છોડીને ધંધો કરો તો સુખી થશો. આ પ્રમાણે ગરીબ તથા દુઃખીને હું સલાહ આપતો, અને મારી પાસે ભીખારીઓ માગવા આવતા, ત્યારે હું તેમના ઉપર દયા લાવતો નહોતો, પણ ઉલટો એમ કહેતો કે જાઓ મહેનત કરો. પૈસો હરામનો આવતો નથી. લોહી ને પાણી એક થાય છે ત્યારે પૈસો મળે છે, ખબર છે! તમારૂં શરીર કામ કરી શકે એવું છે, ને તમે ભીખ શા માટે માગો છો? હરામનું ખાવાનું શોધો છો તે અહીં મળનાર નથી! આ વિગેરે અનેક કઠોર વચનોથી તે બિચારા ગરીબ લોકોને હું તિરસ્કાર કરતો, તથા ધમકાવતો, તે હવે આજે મારા નબળા દિવસોમાં આ લોકો મને તેવાં જ વચનો સંભળાવે છે, પણ મારી ખાનદાનીયતનો કશો વિચાર કરતા નથી. રે રે! લોકોને દુઃખ પડ્યાવિના ખબર પડતી નથી કે દુઃખમાં કેવી અવસ્થા થાય છે!

હે ડાહી દીકરી! આ પ્રમાણે વિચાર કરતો તે દુઃખમાં આવી પડેલો સુખીયો માણસ ઘણા પ્રકારની દુરાશાને[1] વશ પણ થાય છે. તે દુરાશાનું સ્વરૂપ પણ કહું છું. તે માણસ એકલો બેસે છે ત્યારે એવી આશા બાંધે છે કે આહા! આ મારા દુઃખને પરમેશ્વર જાણે છે, પણ તે કેમ મારૂં દુઃખ ભાગતા નથી? એમને એમાં શી મુશીબત છે? ઘણા માણસોને ભોંય ખોતરતાં ધનના ભરેલા ચરૂના કાના હાથ આવ્યા છે, ને પછી ત્યાં ખોદવાથી અનર્ગલ[2] ધન તેમને મળ્યાં છે, ને દારિદ્રય મટયાં છે,

---

૧ નિષ્ફળ થનારી આશા. ૨ અખુટ.

તેમ મને પણ કેમ ધન પૃથ્વીમાંથી મળતું નથી! રખેને મારા ધરમાં મારા વડીલોએ ધન દાટેલું હોય, અને તે ધનવડે આ મારૂં દુઃખ ટળવાનું હોય ! આજ ઘણા દિવસથી બીજે ત્રીજે મારે કાને ખણણણ ખણણણ એવો અવાજ આવે છે, તે એ ધનનો જ હશે. એવું ઘણી વાર સાંભળ્યું છે કે જમીનમાં ધન બોલે છે, અને નિકળવાનું થાય ત્યારે ઉંડું દાટેલું હોય તો ઉંચું આવે છે, તેમ હવે આ મારા ધરમાંનું ધન પણ ઉંચું આવ્યું હશે, માટે થોડી થોડી આ જમીન ખોદાવી હોય તો કંઇ સમજાય ખરૂં. કોઇ માણસને તો ધન મળવાનું હોય છે ત્યારે સ્વપ્ન થાય છે કે 'અલ્યા ! હું ફલાણે ઠેકાણે છું અને તારા નશીબનું છું માટે મને કાઢ.' પણ મને તો હજુ સ્વપ્ન થતું નથી, માટે કાંઈ વાર હશે કે શું? આ વિગેરે અનેક વિચારને કરતો તે આ શાપાશથી બંધાએલો ધન મળવાની આશાથી વખતે થોડું ધન ખરચી જમીન ખોદાવી પણ જુએ છે, અને નિરાશ થઈ પાછો ખેદ કરતો બેશી રહેછે. વળી હે સરસ્વતિ ! એવો ધનવિનાનો માણસ માર્ગમાં ચાલતાં પણ નીચી નજર કરતો ચાલે છે, અને ધારે છે કે અરે ! મને આ રસ્તેથી કંઈ પારસમણિ કે ચિંતામણિ જડી જાય તો કેવું સારૂં ! જો પારસમણિ જડે તો તો લોઢાને અડકાડયું એટલે તરત સોનું થાય ! લોઢું તો ધરમાં ઘણુંએ અથડાય છે, અને નહિ હોય તોએ શું ? બારી બારણાંની સાંકળ, નકુચા, પેટીનાં તાળાં, સાંકળ, ચાપડા, એ બધું લોઢું જ છે કેની ! લગાર લગાર અડકાડયું કે ચીપાનું સોનું બને ! અને જો ચિંતામણિ મળે તો તો પછી દુઃખ જ રહ્યું નહિ. કેમકે હાથમાં ચિંતામણિ રાખીને ચિંતવન[1] કરયું કે આ વખત મારે ક્રોડ રૂપૈયા જોઇએ છે, કે આ વખત મારે આટલા હીરા, માણેક, મોતી કે સોનું જોઇએ છે, તો તરત આવીને આગળ પડે ! એ સૌથી સહેલું છે, પણ શી રીતે હાથ આવે? એવી ધારણા કરતો રસ્તે ચાલતાં કાચના કડકા કે સીપના કડકાને દૂરથી ચળકતા દેખીને તરત આઘુંપાછું જોઇને ઉપાડી લેછે, ને નકામું જાણી લજવાઇને નાંખી દેછે. હે શાણી છોકરી ! આ પ્રમાણે અનેક પ્રકારની આશાઓમાં બંધાએલો તે પુરૂષ રાત્રિદિવસ ધન ધન ઝંખ્યા કરે છે, પણ દુઃખનું મૂળ જે પાપ તેને બાળવાનો ઉપાય જે પરમેશ્વરનું સ્મરણ, તેને તે મંદબુદ્ધિ કરતો નથી. બાકી જેમ રાત્રદિવસ ધનને ચિંતવે છે તેજ પ્રમાણે એક ચિત્તથી જો પરમેશ્વરને એટલો કાળ ચિંતવે તો સર્વ દુઃખને નાશ કરનાર પરમેશ્વરનાં દર્શનને પામે, જેથી પછી કશું પામવું બાકી જ ન રહે. પણ ઓછા નશીબવાળો તેમ ક્યાંથી

---

૧ સ્મરણ.

કરી શકે ? પૂર્વે ઘણાએ ભક્ત લોકોએ માણસોની આશા છોડીને માત્ર એક પરમેશ્વરની જ આશાવડે પોતાની અનેક પ્રકારની વિપત્તિઓ ટાળી છે, અને આજે પણ અનેક ભક્તો સર્વે ક્લેશને મટાડવાની આશાથી પરમેશ્વરની જ ઉપાસના કરતા બેઠા હશે. પણ એવા દુર્ભાગી પ્રાણીથી લાલસા છોડી ઇશ્વિરની ઉપાસના કેમ થાય? હે શાણી સુતા ! આ સંસારમાં જ્યારે આપણે વિચાર કરીને જોઇએ છીએ ત્યારે સાફ જણાય છે કે આ સંસાર એ જ દુઃખ નામનો પદાર્થ છે. કેમકે સંસારથી રહિત વસ્તુમાં દુઃખ એવું કાંઇ જ નથી, માટે જ વિદ્વાનોએ સંસારને મોટા રોગરૂપ કહ્યો છે. કેમકે કોઇ પણ મોટો રોગ સુખરૂપ હોતો નથી. આવા દુઃખરૂપ સંસારમાં અવિવેકી મનુષ્યો આસક્તિવાળા[1] રહીને આ વસ્તુ મળે તો અમને સુખ થાય, પેલી વસ્તુ મળે તો અમને સુખ થાય એમ ને એમ કરતાં સુખ પામ્યા વિના જ મરી જાય છે, અને તેથી આખરે તેમની માઠી ગતિ થાય છે. માટે વિવેકી માણસોએ તો જે જે સમયે જે જે વસ્તુ મળી આવે, અને જેમાં વધારે કષ્ટ ન થાય એવા ઉપાયોવડે અન્ન, વસ્ત્ર વિગેરે વ્યવહારનાં સાધનોને મેળવી લેવાં, અને બાકીના પોતાના સઘળા બળવડે પરમેશ્વરની પ્રીતિ મેળવવાના ઉપાયોને રચવા. જ્યારે જ્યારે માણસને માથે દુઃખ આવે છે ત્યારે ત્યારે એમ થાય છે કે અરે રે ! આ વળી કયા પાપકર્મનું ફળ મને આવી નડયું. આથી એમ તો નક્કી જ જણાય છે કે દુઃખ એ પ્રથમ કરેલાં પાપરૂપ નઠારાં કર્મનું ફળ છે; અને જ્યારે જ્યારે સુખ આવે છે ત્યારે ત્યારે આપણને તથા બીજા વિવેકી પુરૂષોને એમ થાય છે કે અહો ! આ સુખ કોઇ પણ પૂર્વે કરેલાં પુણ્યરૂપ સારાં કર્મનું ફળ છે. તો સારાં કર્મથી સુખ મળે, અને નઠારાં કર્મથી દુઃખ મળે એ વાર્તા આપણા લોકને અનુભવસિદ્ધ જેવી થઇ પડી છે. આમ છતાં પણ આપણે જ્યારે સારાં કર્મને રાત્રિદિવસ કરવાની ઇચ્છા ન રાખીએ તો આપણાથી મૂર્ખ બીજું કોણ? આ વિગેરે અનેક પ્રકારના ડાહ્યા માણસોના વિચારને કિમતી ગણીને, જો દુઃખમાં આવી પડેલું માણસ સઘળી અન્ય વાર્તા છોડીને સારાં કર્મ કરે તો, તેને સુખ મળ્યાવિના ન જ રહે. પણ તેવા દુર્બળ સમયમાં દુઃખીયાને ઉંધી મતિ હોય છે, તેથી તે ભાગ્યે જ સારાં કર્મને કરવા ઇચ્છે છે.

હે સરસ્વતિ ! હવે આ ઠેકાણે પ્રસંગ આવવાથી સાધારણ રીતે સારાં કર્મ કયાં છે, અને નઠારાં કર્મ કયાં છે તેનું તને ટુકામાં સ્વરૂપ કહું છું, તે પણ લક્ષમાં રાખજે. કારણ કે પ્રથમ સારૂં તથા નઠારૂં જાણ્યા-

૧ સંસારના પદાર્થની પ્રીતિવાળા.

વિના નઠારૂં તજવું અને સારૂં કરવું તે કેમ બની શકે ? માટે હવે ચિત્તને ઠેકાણે રાખીને સાંભળજે. પ્રથમ સારાં કર્મોમાં મુખ્ય આ છે. ૧ મન, વાણી તથા શરીરવડે નિરપરાધી પ્રાણીને પીડા ન કરવી. ૨ આપણે જે જે વસ્તુને જેવે જેવે રૂપે જાણતાં તથા માનતાં હોઇએ તેવે જ રૂપે પ્રસંગ આવવાથી તે તે વસ્તુવિષે બીજાના આગળ કહી સંભળાવવું, એટલે સાચું બોલવું. ૩ કોઇ પણ પ્રાણીના અભિમાનનો અથવા હકનો એટલે માલકીનો પદાર્થ જાણ્યા છતાં તે તે અભિમાની, હકદાર, અથવા માલિકની રજાવિના આપણા ઉપયોગસારૂ લેવો અથવા વાપરવો એનું નામ ચોરી છે, તે ચોરી ન કરવી. ૪ પવિત્રપણું રાખવું. એ પવિત્રપણું બે જાતનું કહેવાય છે. એક તો અંતરની પવિત્રતા અને બીજી બહારની પવિત્રતા. અંતરની પવિત્રતા એટલે શોક, કામ, ક્રોધ, મોહ, ભય, લોભ એ છ, શરીરમાં રહેનાર આપણા શત્રુને વશ રાખવા તે. અને બહારની પવિત્રતા એટલે શરીરને તેલ વિગેરે ચામડીને સાફ રાખનાર પદાર્થોથી મસળ્યા પછી શુદ્ધ જળવડે ધોઇને સાફ કરવું તે. ૫ આપણી માનેલી વસ્તુને આપણા ખરા ઉપયોગ કરતાં વધારે છે એમ જાણ્યા પછી તેમાંથી કોઇપણ દુઃખી માણસને તેના દુઃખના સમયમાં સુખનું ભાન થવા માટે શક્તિપ્રમાણે આપવી, એટલે દાન કરવું. ૬ ઇંદ્રિયોને શાસ્ત્રે રજા આપેલી હોય એવા ધર્મના માર્ગમાં ચલાવવી; તેથી આડે માર્ગે ચાલવા ન દેવી તથા મનને શાસ્ત્રમાં કહેલા પાળવાયોગ્ય નિયમને પાળે એવું કરવું, મતલબ કે ખોટે રસ્તે ન જવા દેવું. ૭ કોઇ પણ ન્યાયથી ચાલનાર નિરપરાધી પ્રાણીને દુઃખમાં આવી પડેલું જાણીએ તો તેથી તેને બચાવવામાં મદદ કરવી, અથવા દુઃખીનું દુઃખ દેખીને આપણે જાણે દુઃખી હોઇએ તેવી લાગણી થવી, એટલે દયા રાખવી. ૮ કોઇએ આપણો અપરાધ કરયો હોય તે અપરાધનો બદલો તેને ન આપતાં માફી આપવી, એટલે ક્ષમા રાખવી. આ ક્ષમા ક્યારે વાપરવાની છે કે આપણને કરેલું નુકસાન તેનાથી અનેક ઉપાયથી પણ સુધરી શકે એમ નહિ હોય, તથા તેણે જાણી જોઇને આપણને નુકસાન કરવા ધારીને ન કર્યું હોય ત્યારે. હે દીકરી ! આ સારાં કર્મમાં ગણાવેલા ધર્મના મૂળ તત્વરૂપનિયમોને પોતપોતાની સ્થિતિ ( આશ્રમ ) ના પ્રમાણની મર્યાદાથી પાળવામાં આવે છે. તેમાં ગૃહસ્થે આ કર્મો, મેં કહ્યું તે પ્રમાણે સમજીને પાળવાં. એથી ઉલટાં જે હિંસા કરવી, જૂઠું બોલવું, ચોરી કરવી, મલીનતા રાખવી, અદાતાપણું રાખવું, ઇંદ્રિયોને વિષયોમાં ગમે તેમ વેહેવડાવી દેવી, મનને ખોટે માર્ગે ચાલવા દેવું, નિર્દયપણું રાખવું, ક્ષમા ન રાખવી, આ સઘળાં કર્મ તે બધાં નઠારાં કર્મ છે. આ ઉપર કહેલા ગુણને

સારાં કર્મ શા માટે કહે છે, તથા આ પછી કહેલાં તેથી ઉલટાંને નઠારાં કર્મ શા માટે કહે છે તે હું ખુલાસાથી તને સમજાવુંછું.

આપણી હિંસા નહિ કરનાર માણુસ આપણને સારૂં લાગે છે, અને આપણી હિંસા કરનાર માણુસ આપણને નઠારૂં લાગે છે. એજ પ્રમાણે સૌને પોતાની હિંસા કરનાર સારૂં લાગતું નથી. માટે અહિંસા સારો અને હિંસા નઠારો ગુણ છે. કોઈપણ માણુસ જૂઠું બોલી આપણને ફસાવે છે, ત્યારે આપણને તે ગમતું નથી, અને સાચું બોલી આપણને ફસવતું નથી તે સારૂં લાગે છે. કોઈપણ માણુસને જૂઠું બોલવાનું કારણ તો પોતાનો અથવા પોતાના સંબંધીનો લાભ મેળવવો એજ છે; તો આપણે આપણો લાભ મેળવવામાં વપરાતું જૂઠ કદાચ સારૂં ગણતાં હોઇએ, પણ જૂઠું બોલી આપણા તરફનો લાભ મેળવી જનાર ઉપર આપણને માઠું લાગે છે. માટે જૂઠું એ નઠારૂં છે, અને સાચું એ સારૂં છે. આપણે પાપના બળથી કદાચ કોઇની વસ્તુ ચોરી લાવીએ તે આપણને સારૂં લાગે તોપણ આપણી વસ્તુ બીજું કોઇ ચોરી જાય છે તે આપણને ઘણું નઠારૂં લાગે છે, માટે ચોરી એ નઠારૂં કર્મ છે, અને ચોરી ન કરવી એ સારૂં છે. મલીન માણુસ પણ બીજાને મલીનતાવાળો જોઇને સારૂં માનતો નથી તેથી મલીનતા નઠારી છે અને પવિત્રપણું સારૂં છે. દાન નહિ કરનારો માણુસ હોય છે તે પણ પોતાને કોઇ દાન આપે તો સારૂં ગણે છે, અને દાન નહિ આપનારને નઠારૂં ગણે છે, તેથી જ દાન કરવાનો સ્વભાવ સારો છે, અને દાન ન કરવું એ નઠારૂં છે. ઇંદ્રિયોને પોતે વશ નહિ રાખનારો માણુસ પણ ઇંદ્રિયોના વિષયો પોતાની પાસેથી મેળવી લેવામાં અતિ આતુરતાવાળાં બીજાં માણુસોને જોઇને નિંદે છે. માટે વિષયોમાં ઘણી પ્રીતિવડે ઇંદ્રિયો વહેવડાવવી એ સારૂં કર્મ ગણાયું નથી, અને ઇંદ્રિયોનો જય કરવો એ સારૂં ગણાયું છે. મનને ખોટે રસ્તે ચાલતું જાણીને ખેદ નહિ કરનાર માણુસ પણ પોતાતરફ મનને ખોટે રસ્તે ચલાવનાર બીજાં માણુસોને કદી પણ સારાં ગણતો નથી, માટે મનને જીતવું એ સારૂં છે, અને મનને વહેવડાવવું એ ખોટું છે. દયાવગરનો માણુસ હોય તોપણ તેને પોતાના ઉપર કોઈ બીજાં માણુસ નિર્દયતા વાપરે એ સારૂં લાગતું નથી, માટે દયા એ સારો, અને નિર્દયતા એ ખોટો ગુણ મનાયો છે. ક્ષમા નહિ રાખનાર માણુસને પણ જ્યારે કોઈ તેણે કરેલાં અપરાધની ક્ષમા આપે છે, ત્યારે તેને સારૂં માને છે, માટે ક્ષમા એ સારો ગુણ છે, અને ક્ષમા ન આપવાનો સ્વભાવ એ નઠારો ગણાયો છે.

હે સરસ્વતિ ! આ શિવાય પણ ઘણા સારા ગુણો હોય છે, તેનાં

લક્ષણો પણ વળી પ્રસંગે હું તને સમજાવીશ, પણ આજે જેટલાં મેં સમજાવ્યાં છે તેને તો તું પ્રાણની પેઠે ધારણ કરી રાખજે. એ ગુણોવડે આ સંસારમાં પ્રયત્નવડે પમાય એવા પદાર્થોને તો તું સહજ મેળવી શકીશ, પણ પ્રયત્નવડે પણ મેળવવું કઠિણ એવું જે પરમેશ્વરનું સ્વરૂપ છે તે પણ તું મેળવી શકીશ, અને આ લોકમાં વિવેકી માણસોવડે પૂજાવા યોગ્ય તું થઈશ. માટે એ ગુણોને સિદ્ધ કરવામાં આળસ રાખીશ નહિ. જગત્માં સદ્ગુણી માણસો વખણાય છે, તથા સુખી થાય છે, અને દુર્ગુણી માણસો નિંદાય છે, તથા દુ:ખી થાય છે. માટે તું મારા ઉદરમાં ઉત્પન્ન થઈ છે તેથી તને વારંવાર શીખવીને કહું છું કે તું નઠારાં કર્મથી બચીને નિરંતર સારાં કર્મને જ કરનારી થજે. હવે જાઓ સૌ સૌનું કામ કરો; વળી કાલે આગળ કહીશ. પછી છોકરીઓ લક્ષ્મી માતાને પગે લાગી પોતપોતાને કામે લાગે છે.

**મનોહર**—બોલો 'જય જય શ્રીસદ્ગુરૂ દેવ.' (સર્વે બોલે છે.)

**દાસ**—(જય બોલીને તરતજ) ભતજી માડાજ ! અપડાઢની મારી માગું છું પન એક સંડેહ છે. એક ડારો એક પુડાની બામનને ને માડે કંઈ ઢડમ સંબંઢી વાટચિટ ચાલેલી, ટેમાં પુડાનીનું બોલતું એવું હટું' ડું કે અસ્ટડીના આગલ જુઠું બોલવાનો બિલકુલ ડોસ નઠી; અને આજે ટો સટ બોલવાની જ વાટ આવી છે, ટાડે એમાં આપનો સો અભિપ્ડાય છે ટેની મેડબાની ઠવી જોઇએ.

**મનોહર**—દાસ ! તમને તે પુરાણી મહારાજે કહ્યું છે તે ઠીક છે. પણ એ વાર્તા તમને ખુલાસાથી સમજાવવી પડશે, માટે કાલે દાસ ! તમે આ પ્રશ્ન સંભારજો, એટલે હું તમને સમજાય એવી રીતે વિસ્તારથી કહીશ. આજે વખત થઈ ગયો છે માટે ઠીક નહિ પડે.

**દાસ**—ભલે જેમ આપની મડજી. ટાડે એક ભજનની ટો મેડબાની ઠવીજ જોઇએ.

**મનોહર**—('જય જય શ્રી સદ્ગુરૂ દેવ' બોલીને)

**પદ.** રાગ ધનાશ્રી.

ઉતારો ભવજળ પાર, અમને, ઉતારો પ્રભુ ભવપાર,
દુસ્તર આ સંસાર, અમને, ઉતારો૦ ટેક.
નાશ થતા આ વિષયો સઘળા, જાણ્યા વિચારી અસાર, અમને૦
મેળવ્યું ન મળે સુખ ઇચ્છું જે, સહી સહી દુ:ખ અપાર, અમને૦
ખાવા અન્ન મળે ના શોધ્યું, જ્યાં ઝાઝો વસ્તાર, અમને૦
અન્ન વસ્ત્ર ને ધન જ્યાં ઝાઝું, ત્યાં ન મળે ખાનાર, અમને૦
અન્ન વસ્ત્ર ને ધન જન જ્યાં છે, ત્યાં રોગી નર નાર, અમને૦

સંપત્તિ વળી જાતે સુખી ત્યાં, રાગ દ્વેષ વિકાર, અમને૦
જ્યાં જ્યાં સુખ સમજી વળીએ ત્યાં, જોતાં દુઃખ નિરધાર, અમને૦
દુઃખ સકળ જાણી ભોગવીએ, ભજિયે ન વિશ્વાધાર, અમને૦
શુભ શી રીતે થાય અમારૂં, તજિયે ન વિષયવિચાર, અમને૦
મનહર પ્રભુ કરજો કરૂણા એ, મળે પદાર્થ જ ચાર, અમને૦

**દાસ**—બોલો સી કુંજ બિહાડી લાલકી જે. સદગુરૂ દેવકી જે.

**વિઠ્ઠલજી**—(નમસ્કાર કરી ઉઠતાં) ઉઠો સર્વે. હવે સમય થઇ ગયો છે. (સૌ નમન કરી પોતપોતાને ઘેર જાય છે.)



# दिवस १०.

**ભાગીરથી**—(દિવસ ઉગ્યા પહેલાં નાહીને)

વસંતતિલક છંદ.

વા'ણે ઉઠી હરિતણા ગુણ ના ગવાયા,
તો તો સદા સફળ ના જ ગણાય કાયા,
તેથી વદે ઋષિ મુનિ જન માત્ર ડાહ્યા,
છે તે જ ધન્ય જગમાં હરિગુણ ગાયા.

**પદ.** રાગ વેળાવળ.

પ્રેમવડે પ્રભુ પૂજીએ, દુઃખ દારિદ્રય જાય,
દુર્ગુણ રહે સઉ વેગળા, શાંતિ ચિત્તમાં થાય. પ્રેમ૦
આળસ ઉડે અંગની, કામ ક્રોધ પળાય,
અધર્મ અળગો થઇ જતાં, સત્ય ધર્મ કળાય. પ્રેમ૦
નિંદા ગમે નવ કોઇની, સૌથી સ્નેહે સંધાય,
શત્રુ સર્વે ટળી જતાં, જીવ નવ બંધાય. પ્રેમ૦
દયા ક્ષમા સંતોષ ને, શીળ પદમાં શમાય,
મનહર પ્રભુપદ પામીએ, અધોગતિ ન પમાય. પ્રેમ૦

**કમળા**—(એટલે ઉભી રહીને પોતાની બહેનપણીને જતી જોઇને) અલી ક્યાં ગઇ'તી? (જવાબ ન દીધો ત્યારે જરા મોટેથી) અલી ઓ કાનવગરની! ક્યાં ગઇ'તી? સાંભળતી નથી કે?

**દીવાળી**—(તેના સામું જોઇને જરા મોં મલકાવતાં પાછી વ-ળીને) અલી મેં તો સાંભળ્યું નહિ.

**કમળા**—એવી ધસધસી શી ધાડ મારવા જતી'તી જે બૂમો પાડી ને ના સાંભળી. ક્યાં ગઇ'તી તે તો કહે?

**દીવાળી**—પરોઢિયાની ઓચ્છવમાં ગઇ'તી તે હવે ઘેર જાઉં છું.

**કમળા**—મેર રાંડ! ઓચ્છવ કોનો વળી? મને કશી ખબર નથીને!

**દીવાળી**—પેલાં માનકોર ડોશી સધામ પધાર્યાં. તારે એ કંઇ સગું ખરૂં કે?

**કમળા**—સગું નહિ પણ ન્યાતવેહેવારે રડ્યું કૂટવા ગયાવિના ચાલે!

**દીવાળી**—એ તો ક્યારના તો લઇ ગયા, ને બૈરાંએ નાવા ગયાં. હવે કુટચા કરજેની તારી મેજે જોર હોય તેટલું, ઘણાએ દહાડા છે.

**કમળા**—અલી કંઈ નવા જૂના તડાકા ભાયડાબૈરાંમાં કંઇ ચા-લ્યા'તા કે.

**દીવાળી**—બીજા શા તડાકા ચાલવાના હતા! બૈરાં મળ્યાં કે એ ચાલ્યું, ફલાણી રાંડ આવી, ઢીકણી રાંડ આવી.

**કમળા**—અલી ખરૂં પૂછે તો મને હજી બરાબર હાથ નાંખતાં જ આવડતું નથી, એટલે મને તો બળી આવતાંએ શરમ લાગે છે.

**દીવાળી**—લે લે! મોટી ગધેડી થઈ તોએ હજી કહે છે કે હાથ નાંખતાં નથી આવડતું! તુંએ પેલી રાભાથાણા જેવી છે તો!

**કમળા**—રાભાથાણું વળી કયું?

**દીવાળી**—લે હજી રાભાથાણાને નથી જાણતી કે? તું તે ગા-મમાં રહે છે કે ગામ બહાર! પેલી નવનીત કુંવરી, આજે આવી'તી તે ભોગજોગે હું રાંડ તેની પાસે ઉભેલી, ને તે તો એવી કે બધાં હાથા નાંખી રહે કે પાછળથી ધબડકો વાળે! ઓલી પેલી મારા ગમી જુએ તે મને રાંડને શરમ આવે, પણ એને તો બળી કશી લાજે ન મળે. કાં તો સૌના પહેલી કે પછી ધબડક કરીને ધબકો મારે! રાંડને એટલીએ અક્કલ નહિ કે આપણને ના આવડે તો હલકે રહીને હાથ અડાડીએ! સાચું પૂછે તો એ રાંડ છે જ એવી! ગરબામાંએ કહીં આવે છે તે આગળ કે પાછળ તાબોટા ટીપે છે! એણે રાંડે જનમ ધરીને કોઇ દહાડો સરખી તાળી પાડી હોય એવું મને નથી સાંભરતું. ઘણીએ એને મોંઢે હીંગાડોળી કરે છે, હસે છે, મોંએ ચઢીને કહે છે, પણ 'કૂતરાની પૂંછડી સોએ વર્ષે કાઢી તો વાંકી ને વાંકી'! એને તો હવે કશુંએ આવડવાનું નથી. લે ચાલ બેહેન!

મારે તો ઘેર નાહી, એમને ખાવા કરી આપીને પાછું ભાયડાવખત ત્યાં જવું છે. (જાય છે. આગળ ચાલતાં પોતાની બહેનપણી ભીખીને આવતી જોઇને) કેમ કંઇ અત્યારમાં હવા ખાવા નીકળ્યાં છો. કંઈ લાભી આવ્યાં કે શું? મોંડું મલકાઈ જાય છે તે!

**ભીખી**—મેર રાંડ! તું જાણતી નથી કે શું હજી? પેલી જીવકોરને ઘેર કોઈ બાવો સોનું કરી આપવા આણ્યો'તો તે સુનું કરી ગયો તે!

**દીવાળી**—નારે અલી! તને કોણે કહ્યું? મને તો રાંડને કોઇએ કહ્યુંએ નથી!

**ભીખી**—એ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. હું હમણાં ત્યાંથી જ બધો સાર કાઢીને આવું છું. એ રાંડ જીવલીનાં જ કરમ છે. બચારા એના વરે મરી મથીને આઠસેં કે હજારનું ઘરેણું તો કરાવી આપ્યું' તું, તોએ રાંડ ધરાય નહિ ને રોજ તેનો જીવ લે કે મને કાંટલી કરાવો, ને મને ચંદનહાર કરાવો, ને મને ઘંટી (કંઠી) કરાવો ને મને ડોળો (દોરો) કરાવો, ને એમ રોજ પજવે, ને કંકાસ કરે. બચારાનો હાથ ન પહોંચતો હોય ત્યારે કયાંથી લાવે? રડયાં નાણાં તે કંઈ ઝાડે લાગ્યાં છે! સાચું બોલજે અલી!

**દીવાળી**—ના ના, વારૂ પછી બાવાને કોણ તેડી લાવ્યું ને પછી શું થયું તે તો કહે.

**ભીખી**—એ વાત તો એમ બની કે પેલી રાંડ રામકોર એની બેહેનપણી છે, તેણે એને મોંઢે વાત કરી કે 'એક બાવો આવ્યો છે તેણે મારા વરને દયા જાણીને એક તોલો સોનું તાંબાનું કરી આપ્યું, તે તો અમે વટાવીને ઘરમાં સીધું સામાન આણ્યો. ને હવે તો કહે છે કે હું કરી આપું તો ખરો પણ એક હજારનું સોનું તમારૂં હોય તો તેનું ચાર હજારનું કરી આપું; એટલે સમજી કેની, જેટલું હોય તેથી ચારગણું કરી આપું. પછી એ રામકોરે તો કહ્યું કે 'મારી રાંડની પાસે તો વાલની વીંટી સરખીએ નથી તો વધારે તે કયાંથી લાવીએ! અને બેહેન! આજના વખતમાં અમને ગરીબ માણસને કોણ ધીરે? પાશેર મીઠું સરખુંએ કોઇ ઉધાર અમને આપે નહિ, તો સોનું કોણ આપે!' આ વાત સાંભળીને પેલી રાંડ જીવલીનો જીવ પલળ્યો, ને લાલચમાં લોભાઇ, ને તેને કહે કે 'અલી એવું હોય તો મારા ઘરવાળાને ને તે બાવાને મેળવે એવું તારા વરને કહીશ? જો એમ હોય તો એમને હું તારે ઘેર મોકલું.' ત્યારે રામકોરે કહ્યું, હા, એમાં અમને શો ભાર પડવાનો છે. અમારે તો આંગળી દેખાડયાનુંએ પુન છે. આજે દીવાવખતે મોકલજે, હું મારા

ઘરમાં કહી મુકીશ. પછી એ જીવલીએ તો એના વરને ખુબ પલાળ્યો, ને પાછળ પડી પડીને મોકલ્યો. બે ચાર દહાડા જતાં આવતાં એને પણ નજરે દેખતાં તાંબાનો કકડો એને હાથે ભઠ્ઠીમાં મુકાવીને એક તોલો સોનું કરી આપ્યું. તે જોઇને જીવલીને પાર નહિ એટલો હરખ થઈ ગયો. એના ધણીએ તો બચારાએ કહ્યું કે પરમેશ્વરના આપ્યા વિના કંઈ મળતું નથી. આવા માણુસો ઘણાંને ધુતી જાય છે, તેથી મારૂં મન તો માનતું નથી, પછી તું જાણે. ત્યારે એણે રાંડે કહ્યું કે એમ શું ધુતી જવાનો છે? એની છાતી ઉપર આપણે બેશીશું ને પછી તે શી રીતે ધુતી જવાનો છે? એમ કરીને ખુબ હઠ કરી ત્યારે એનો વર તો બચારો જઇને તે બાવાને તેડી લાવ્યો. તે પહેલી રાતે કાલે આવ્યો'તો; કોઈ ના જાણે એમ ભઠ્ઠી કરી, એના ઘરનું બધું સોનાનું જેટલું હતું એટલું ઘરેણું કઢાવીને મહીં તે બાવાએ કંઈ ઓસડીયાં નાંખીને, તેથી ચોગણું તાંબુ મુકાવ્યું. હાંલ્લું ભરીને એ રાંડને હાથે ભઠ્ઠીમાં મુકાવ્યું. પછી ચોખ્ખો અજવાળીને પાણીનો લોટો ભરી લાવવા એ રાંડને મોકલી, ને એના વરને ધૂપ લેવા મોકલ્યો, ને તેટલામાં પોતાનું કામ કાઢી લીધું. તે બંને આવ્યા પછી થોડી વાર બેશીને સળગતી ભઠ્ઠી દેખાડીને પેલો બાવો બોલ્યો કે આ કાલે બપોરે ટાઢી પડે પછી તમે કાઢજો, નહિ તો સાંજે મને તેડવા આવજો, હું આવીને કાઢીશ. પેલો પાણીનો લોટો પણ 'રાતમાં પાણી પીવાને જોઇએ માટે લઈ જાઉં છું, કાલે પાછો આપીશ,' કરીને ગયો તે પછી સવારમાં આ રાંડને ધીરજ ન રહી ને ભઠ્ઠીમાં જોયું તો નરી રાખ દીઠી, ને પોક પાડીને રડી. તેનો ધણી બચારો ફાળ ભરયો બાવાને શોધવા ગયો છે, ને એ રાંડ બેઠી બેઠી રડે છે. હવે જે થાય તે ખરૂં. પણ એ તો ગયું તે ગયું. હમણાં તો રડીને રહ્યાં.

**દીવાળી**—હાય હાય! હવે રાંડનું શું થશે? બળ્યું લોભ પાપનું મૂળ કહે છે, તે વાત ખોટી નથી હો. ચાલ બેહેન! મારે તો વાતમાં વાટ ઉઠી ને કામ રઝળ્યું તો! (ગભરાટથી ઉતાવળી ઘેર જાય છે. તેનો વર પરભુદાસ તેને ઘરમાં આવતી જોઇને)

**પરભુદાસ**—ઓ રાંડ શંખણી! તને કંઇ સામા માણુસની કે ઘરની કાળજી છે કે નહીં? સવારની ગઇ'તી તે દોઢ પહોર દહાડો ચઢયો તોએ હજી ઠેકાણું ન પડયું! ક્યાં રઝળતી ફરે છે? હજુ ખાવાનું તો બળ્યુંએ નથી!

**દીવાળી**—ખાવાનું તે ક્યાંથી બાળે? જાણુતા નથી, હું તે રાંડ શું ઓઢાઉં કે પથરાઉં! રડયું દુનીયાદારીમાં રહેવું તે ગયાવિના ચાલે? ને મુડદું ઉંચકી ગયાવિના બૈરાં શી રીતે નહાવા ઉઠે? આ પાધરે પગલે

ભાયડા લઇ ગયા, ને બૈરાં નહાવા ઉઠયાં એટલે એક સાસે તો ચાલી આવું છું. પછી હું તે રાંડ શું મરૂં! નાહીને બે તપેલી ઉતારતાં શી વાર લાગવાની છે જે! તમારો તો જનમથી સભાવ પડયો તે ગાળો દીધા વગર તમારા જીવને જંપ વળવાનો નહીં. પણ બળ્યો એ સભાવ! સામા માણસને તણખલા જેવું કરી નાંખવું, એવો સભાવ તે શા કામનો!

**પરભુ૦**—બેશ બેશ છાની માની! હવે તારો સ્વભાવ બહુ સારો છે તે હું જાણું છું. ગાળો નહીં દે ત્યારે શું તને પાટલે બેસાડીને તારી પૂજા કરે! રાંડ વાતુડી છે તે દસ જગાએ વાતો કરવા ઉભી હશે, ને મને સમજાવે છે કે એકે સાસે ચાલી આવું છું! પણ હું જાણતો નહાં હોઉં ત્યારે કેની?

**દીવાળી**—શું જાણીને કરવાના હતા જે! મેં રાંડે કંઈ કોઇની ચોરી તો નથી કરી! આડે અવળે માર્ગે ગઇ હોઉં તો દેખાડો. રડયું 'ચાલતા બળદને આર મારવી' એ શું! કોઇને બારણે કે ઉમરે ગઈ હોઉં ને બોલે તો લેખે લાગે. આ વગરલેવેદેવે હુંકારા તુંકારા રોજ ઉઠીને કોણ ખમે! બળ્યું આ તમારૂં ઘર ને મોઈ રાંડ હું! (એમ કરી રડતી બેસે છે.)

**પરભુ૦**—(એકદમ ગુસ્સાથી જઇને લાત મારીને) રાંડ લુચ્ચી! વળી પાખંડ કરીને મને ઓશીયાળો કરે છે! એમ તારા રડવાથી ડરી ગયા કેમ? ઉઠ ઝટપટ કર ખાવાનું, નહીં તો પછી હુંસરખો કોઈ ભુંડો નથી.

**દીવાળી**—(રડતાં મોટેથી) લો રાંડને મારી નાંખો, એટલે રોટલા ખવડાવવા મટયા. બીજું સુખ દેવાને નામે તો ઓટલો વળ્યો છે, ને મારવાનું ફરી ફરીને જોર કયાંથી આવે છે! 'નબળો માંટી બૈયરપર શૂરો'! જો મોટા તીરમારખાં આવ્યા છે તે નહીં જોયા હોય તો! માર મારનારા! ખવડાવીને મોટી નથી કરી તો!

**પરભુ૦**—(ઘણા ગુસ્સાથી તેને ખેંચે છે, ને લાત ને તમાચા મારે છે. તેને દીવાળી બાઝે છે, ને બુમો પાડે છે 'ઓ મારી નાંખી રે, ઓ મારી નાંખે છે રે,' એટલામાં અડોશી પડોશી દોડી આવે છે, ને તેમને બંનેને છુટાં પાડે છે, ત્યારે) રાંડને સો વાર કહ્યું કે મારી સાથે તારો મીજાજ નહીં ચાલે, સીધે સીધી ચાલજે, નહીં તો એકાદ દહાડો પાધરી દોર કરી નાંખીશ, ને તારાં સોએ વરસ પુરાં કરી દઇશ!

**પ્રેમકોર**—(પાડોશણ) અલ્યા ભાઈ! આમ કસાઇની પેઠે તે રાંડને મારતા હોઈશું! જરા હોકારો કરીએ, પણ હાથ ના ઉપાડીએ, ખબર છે? આજનો વખત ઘણો ખોટો છે.

**પરભુ૦**—ખોટો છે તો છો રહ્યો, મને ગરદન મારશે, તમને તો કોઇ નહીં પૂછે? તમે મને શું શીખામણ દેતાં'તાં, હું નથી સમજતો? મેં પણ ઘાટ ઘાટનાં પાણી પીધાં છે. એ રાંડ ભાગે હું ડરી જવાનો કે!

**પ્રેમકોર**—લો લો મારા ભાઇ! ડરી નહીં ગયા તેથી કંઇ તેને રાંડને મારી નંખાય કે? તમે તે ગામ વચ્ચે રહો છો કે રાનમાં રહો છો? રડયું અમારી આંખમાં તરસ આવે છે, ને તમને મારતાં દયાએ નથી આવતી?

**પરભુ૦**—દયા શેની! તમને ખબર છે! માર તો ચૌદમું રતન છે. માર્યા વના એવાં માણસ પાધરાં થાય જ નહિ. કહેવત છે કે 'ખુધે ડોબાં દો'વા દે ને ખુધે છોકરાં રોતાં રહે; ખુધે જાર બાજરી, ને ખુધે નાર પાધરી.' માટે ખુધાં પડયા વના છુટકો નહિ. તમે શું જાણો પારકા ઘરની વાત. હમણાંની રાંડ બહુ છાકી ગઈ છે!

**જીવકોર**—( એક બીજી તેજ મોલ્લાની સ્ત્રી ) ભાઇ, બૈરાંનું લોહી હળવું તે શું કરે? રાંડને માર ખાતાંએ જસ છે? બળ્યો આ બૈરાંનો તે કંઇ અવતાર છે? પણ જો જો ગાયની જણીને ને બૈરીને મારે છે તે હાથીઆ થુવેરનો અવતાર આવશે! તે હાથમાં હજારો કાંટા ઉગશે. કોઇ પાસે ઉભુ સરખુંએ રહેનાર નથી! અમારે શું! અમે તો તમારા સારાસારૂં કહીએ છીએ.

**પરભુ૦**—જાઓ જાઓ તમારે ઘેર! છો કાંટા ઉગતા અમારા હાથમાં, તમારે તેમાં શું? પારકા ઘરની પંચાત તમારે ના કરવી! તમને કોઇ પૂછે છે કે વચમાં ડહાપણ ડોળો છો?

**પ્રેમકોર**—લો ને ભાઈ! અમે તો આ ચાલ્યાં. ગમે તો તમે તમારે માંહોમાંહી કપાઈ મરોને! અમારે શું! 'વાઢશે તે વહેશે.' તમારૂં કર્યું તમે ભોગવશો. માને તેના ઉપર જોર છે. તમે ના માનો તો અમારો કંઇ અમલ છે, પણ પાસે રહ્યાં એટલે બોલવું તો પડે. ( એમ કહી સૌ જતાં રહે છે. )

**જીવકોર**—( પોતાને પીએર જતાં રસ્તામાં કમળાનું ઘર આવ્યું એટલે ) અલી કમળા! ઘરમાં છે કે? ઓ કમળા! કેમ બોલતી નથી?

**કમળા**—( બારીએથી ) આવો આવો, કયાં જાઓ છો? જરા આવો તો ખરાં.

**જીવકોર**—( તેના ઘરમાં દાદરે ચઢીને ) હું તો મારે પીએર જાઉં છું, તે તને બે બોલ કહેવા બૂમ પાડી. અલી આજ તો તારી સહીપણીને એના ધણીએ ખૂબ મારી. ઓ બચારી બેઠી બેઠી રડે છે. તે મેં કું

તું એણીગમ જાય તો બચારીનું સમાધાન કરી આવજે. રડયો દૈત્ય જેવો એનો વર મારવા મંડેલો તે ગડદા ને પાટુએ મારીને રાંડનો રોટલો કરી નાંખ્યો. મારા જેવી હોય તો મુવાને ઉંચકીને પટકે. પણ આ તો બચારી રાંક જેવી છે. લે અલી હું તો જાઉં છું. તારાથી જવાય તો મોડી વહેલી જજે. ( જવા માંડે છે. )

**કમળા**—હાય હાય ! બચારીને મારી ને તમે કોઇ બોલ્યાં નહિ એવું કેવું ?

**જીવકોર**—( દાદરે ઉતરતાં ) લે અલી ! પારકે ઘેર પોતાની બૈ-રીને તેનો ધણી મારે તેમાં આપણાથી શું થાય ! બોલ્યાં ત્યારે અમને હુંકારા તુંકારા કર્યા એટલે સૌ ચાલતાં થયાં.

**કમળા**—હશે, બનશે તો આજે, નહિ તો કાલે જઇશ. જીવકોર બા ! આવજો હો કે. ( ઘરમાં જાય છે. )

**વીજળી**—( વિજયાલક્ષ્મીને ઘેર જવા તૈયાર થઇને ) કેમ અલી કમળા ! આવે છે કે ?

**કમળા**—વખત થઈ કે શું ? હું તો જરા વાત કરવા ઉભી એટલે લૂગડું બદલવું રહી ગયું. રહે અલી ! લૂગડું કાંચળી બદલી લઉં એ-ટલે પછી જઇએ.

**વીજળી**—એવી શી વાત કરવા ગઇ'તી જે ! મેં તને ક્યારનું કહ્યું'તું જે તૈયાર થઈ રહેજે ને ભૂલી ગઈ ?

**કમળા**—એ તો પેલી રાંડ દીવાળીને એના વરે બહુ માર મા-ર્યો, એવી ખબર કહેવા જીવકોર આવી'તી. તે મને કહેતી'તી કે તું જ-ઇને સમાધાન કરી આવજે. પણ ભાઈ મારૂંએ ના માને ત્યારે હું અ-મથી ' સોનાની ઝાલ પાણીમાં શું કરવા નાંખવા જાઉં ' ? ( લૂગડું બદલી ઉતરે છે. )

**વીજળી**—આપણી બૈરાંની જાતને કશો બીજો વેપાર જ નહિ. અહીંની વાત તહીં, ને તહીંની વાત અહીં, એમ એકબીજાને કહી કહા-વીને કંઈ તેવી છાની વાત હોય તોએ ધજા બાંધે ! અલી એમ ના જાણે કે એવી પારકી પંચાત કરવામાં આપણો શો દહાડો વળ્યો ! ( વાતો કરતાં વિજયાને ઘેર જાય છે. દાદરે ચઢતાં ) કેમ ! વિજયાલક્ષ્મી બહેન ! અમે આવીએ કે ?

**વિજયા**—હા આવો. તમે તો ઘરના સરખાં થયાં, હવે તમારે આવતાં પૂછવું'તું શું ?

**વીજળી**—એટલો વિવેક તો તમારી પાસે બેસતાં આવડયો કે

કોઇને પણ ઘેર જઇએ તો જરા દૂરથી તેમને પૂછી ચેતાવીને જઇએ. વખતે એકાંતમાં હોય કે કાંઈ છાની વાત કરતાં હોય, ને ચટ દઇને તેના માંથા પર જઇને ઉભા રહેવું તે ખોટું. બાકી આટલા દહાડા તો હું ગમે તેને ઘેર જાઉં તે વગરબોલ્યે છેક છટ્ઠે ખૂણે તે બેઠાં હોય ત્યાં ચાલી જાઉં એવી હતી.

**ચંચળા**—(આવીને) અલી વીજળી! તું તો સૌથી પહેલી આ-વીને બેઠી છે! મારાથીએ જબરી નીકળી તો!

**વીજળી**—(હસતાં) તમારાથી જબરી તો ખરી જ તો. તમે મારાથી કંઈ નહિ તોએ દસ વર્ષે મોટાં હશો, ત્યારે હું નાની એટલી જબરી ખરી કેની?

**ચંચળા**—નાની એટલીએ જબરી ખરી, ને વળી મારા કરતાં દસ વરસ વહેલી ઉમરે તને સારી સમજણ આવવા માંડી એટલે મારા જેવડી થઇશ ત્યારે તો, તું વિજીયાલક્ષ્મી કરતાંએ સમજણવાળી થઇશ. ને હું તો ત્યારસોરી ઘરડામાં ખપીશ. બાઈ એટલું તો ખરૂં જ કેની કે જેવો નવાં ઉજળાં લૂગડાંને રંગ ચઢે તેવો કંઈ મેલા ને જૂના ગાભાને ચઢે છે? ભલા, ભગવાન્‌ની મરજી હશે તો હજી મારીએ શી ઉમર વહી ગઈ છે! ઘણું તો તીશેક થવા આવ્યાં હશે. (એટલામાં એક પછી એક ભાગીરથી, કાવેરી વિગેરે સર્વે સ્ત્રીઓ આવી આવી બેસે છે.)

**ભાગીરથી**—કેમ વિજયાલક્ષ્મી બેહેન! હવે તમારી અનુકૂળતા હોય ત્યારથી આરંભ કરજો.

**ચંચળા**—હું તો બટકબોલી છું તે બોલ્યાવિના મારાથી રહેવાતું નથી. રોજની પેઠે પહેલું ગરબી કે ધોળ કે એવું કંઈ બોલીને પછી આપણી વાર્તાનો આરંભ કરો તો સારૂં.

**વિજયા**—જેમ તમારી મરજી. (ગાયછે)

## ગરબી.

હો સખી સમજી રહીએ સંસારમાં.

આ ઘર કુળનો વટ પાળી રે, વહીએ કદી ના વિકારમાં[1] રે, સખી૦
આ સીધી વાટ સદા પળીએ રે, (જેમ) ફરીએ તરવારની ધારમાં રે, સખી૦
ખરી વાત પરસ્પર વદીએ રે, (પણ) વઢીએ નહિ કદી ખારમાં રે, સખી૦
ઘેર આવે તેને માન દઇએ રે, પડી ન સ્વપરના[2] વિચારમાં રે, સખી૦
આ જગનું કંઈ કામ ન આવે રે, અંતે બળી જવું છારમાં રે, સખી૦

---

૧ દ્વેષમાં. ૨ અમુક માણસ પોતાનું છે, તથા અમુક પારકું છે એવી ભેદબુદ્ધિ કરી.

આ આશા છુટવી નથી સહેલી રે, છોડે કો એક હજારમાં રે, સખી૦
જીવ હું ને મારૂં કરી મરતા રે, ભમતા માયાના તારમાં રે, સખી૦
ધનમદ ધરી બહુ ભટકે રે, સોનામાં ને સોનારમાં રે, સખી૦
સાચી સમજણ નથી જેને રે, તે વહે વિવિધ વ્યાપારમાં રે, સખી૦
હરિભજન તજી સાચું રે, પડે નરકના દ્વારમાં રે, સખી૦
અભિમાની જીવ ઝાઝા રે, ફસી મરે અહંકારમાં રે, સખી૦
માટે સદા સન્માર્ગે રે, વહેવું રહી નિજ ભારમાં રે, સખી૦
મનહર પ્રભુ છે દયાળુ રે, નાંખે ન યમના મારમાં રે, સખી૦

**વિજયા**—( જય જય શ્રી સદ્ગુરૂ દેવ બોલીને ) કહો હવે કાલે આપણી વાત ક્યાંથી રહી છે ?

**ભાગીરથી**—પેલા ઋષિએ ઉંદરડીની કન્યા કરી'તી, તેને તપ કરવા બેસાડી, એ વાર્તા પૂરી થઇ, પછી પેલી ગિરિજાને તેના પતિ હરદત્તે કહ્યું કે તું સંતોષ રાખ. આપણે જે મહાત્માનાં દર્શન તથા સેવા કરીએ છીએ તે કદાચિત્ પણ નિષ્ફળ થવાનાં નથી. એમ કહીને તેને ઘરના કામમાં પ્રવેશ કરાવ્યો; ત્યાંથી પછી બાકી રહ્યું છે.

**વિજયા**—હા. પછી તે સ્ત્રી પોતાના ધણીની આજ્ઞાપ્રમાણે પરમેશ્વર જે કરે છે તે સારૂં જ કરે છે, '' કોઇનું પણ બગાડતા નથી,' આપણા કર્મનું ફળ આપણને મળ્યા શિવાય રહેવાનું નથી, માટે જેમ બને તેમ નિરંતર સારાં કર્મોનો વધારો થાય તેમ કરવું, ' વિગેરે શીખામણરૂપે કહેલાં વચનોને સ્મરણમાં રાખીને પોતાના મનને સમાધાનમાં રાખવા લાગી. આ પ્રકારે સમાધાન રાખતાં છતાં પણ રોજ તે સ્ત્રીનું મન પૈસામાં તથા તેનાથી મેળવવાના સુખમાં જાય. તે તેને ઘણુંએ પાછું વાળવા મથે, પણ મન કંઇ તેના કહ્યામાં રહે નહિ. માળા ફેરવતાં, ધ્યાન[1] કરતાં, રસોઇ કરતાં, જમતાં, કંદ મૂળ કાષ્ટ વિગેરે શોધી વીણી લાવતાં, સુતાં, બેસતાં, જાગતાં, તથા સ્વપ્નામાં, એમ દરેક પ્રસંગમાં તેને દરિદ્રતાના દુઃખનું તથા પૈસાવડેના સુખનું ભાન કરાવનાર વિચારો જ આવ્યા કરે. વળી તે એવા વિચારને પણ કરતી કે અરે ! મારે પેટ પ્રજા નથી, મારે ઘણાં સગાં સંબંધી નથી, ઘરમાં સાસુ સસરો કે જેઠ દીયર, જેઠાણી દેરાણી કે નણંદ કે ભત્રિજા ભાણેજ કોઇ નથી, કે તેના તરફનું પણ દુઃખ હોય. માત્ર પૈસાનું જ દુઃખ છે. તે આટલું બધું સાલે છે, તો એવા મોટા કુટુંબમાં સૌના હુંકારા તુંકારા ખાઇને તથા તેમની મરજી સાચવીને

---

૧ વૃત્તિએ રચેલા સ્વરૂપપ્રતિ તેલની ધારામાફક વૃત્તિનો કાળે કાળે પ્રવાહ ચાલવો તે.

સૌની સેવા કરતી ઘરમાં રહેનારી સ્ત્રીઓને આખો દિવસ મનમાં કેટલી જાતના વિચારો આવ્યા કરતા હશે ! વળી જે ભારે વસ્તિમાં રહેતા હશે તેમને આજુબાજુ રહેનાર અડોશી પડોશીનાં મન સાચવવાનાં, તથા તેમના વડે આવતાં દુઃખ પણ સહેવાનાં, તેમ જ તેમનાથી વહાલાપણાનો કે વેરીપણાનો સંબંધ હોય તો તે તે સંબંધમાં તે વિષે હજારો પ્રકારના વિચાર પણ આખો દિવસ મનમાં આવવાના. એવી અવસ્થામાં રહેનાર પાકા સંસારી માણસોનાં મન આ પરમેશ્વરના સ્મરણમાં શી રીતે જોડાતાં હશે તે કાંઈ સમજાતું નથી. ખરે ! આ એક પૈસાસંબંધી જ વિચારો મારા મનમાં આવે છે તોપણ જાણે મારી છાતીમાં રાત્રિદિવસ એક પ્રકારની હોળી સળગતી હોય એવું લાગ્યા કરે છે; તો જેમને આ સઘળા પ્રકારના જૂદા જૂદા વિચારો અહોરાત્ર[1] આવતા હશે, તેમનાં હૃદયમાં તો જાણે પચીશ પચાશ હોળીઓના સામટા સળગેલા ભડકાથી જણાતાં દુઃખ સરખો સંતાપ થતો હશે. અરે રે ! એવા બળતા અંતઃકરણવાળા પ્રાણીઓને તો મન ઠેકાણે રહી આ પરમેશ્વરના તરફનો વિચાર આવવાની પણ તક ક્યાંથી ? ભલે જે ઈશ્વરને ગમતું હશે એ જ ખરૂં.

એક દિવસ વળી તે પોતાના પતિઆગળ કહેવા લાગી કે જો મને આજ્ઞા હોય તો મારે મારા મનમાં આવતી વાત તમારા આગળ કરવાની છે.

હરદત્ત કહે છે,- હે સારા ભાગ્યવાળી ! તારે જે કહેવાનું મન થાય તે તું મારા આગળ રોજ કહેતી રહેજે. તું તારા મનમાં શરમ રાખીને સંતાપને પામતી રહીશ નહિ. આ મનનો એવો ધર્મ છે કે તે, આપણાથી ગણી ન શકાય એટલા વિચારો પોતાની મેળે ઉપજાવ્યા કરે છે. તે જેટલા પ્રકટ કરે છે તેટલા ગણાય તો નહિ જ, પણ તેટલા સઘળા આપણા સમજવામાં પણ આવતા નથી. જેમ ચૂલામાં પેલાં તડતડીયાં લાકડાં હોય છે, અને તે સળગતાં જેમ ક્ષણે ક્ષણે તેમાંથી એકદમ એટલા બધા તણખા ઉડે છે કે તેને આપણે ગણવા ધારીએ તો ગણી પણ ન શકાય, તેમ જ તેમના નાનામોટાપણા વિગેરેની સમજ પણ ન પડે; તેમ આ મનમાં ક્ષણે ક્ષણે એટલા વિચારો ચાલી જાય છે કે તેને આપણે ગણી તો શું, પણ સમજીએ શકતાં નથી. એવા અનેક, પ્રવાહ[2]ની પેઠે ચાલતા વિચારોમાંથી કોઈએક વિચારને લઈને આપણે તેમાં આડાઅવળા વિચારને જોતાં ગુંથાઈ રહીએ છીએ, એટલામાં તો તે વિચારના સંબંધવગરના અસંખ્ય વિચારો આવી આવીને અળપાઈ જાય છે. એવા અસંખ્ય વિચારરૂપ સૃષ્ટિને પ્રવાહરૂપે પોતાનામાંથી પ્રકટ કરનાર,

---

૧ રાત્રિદિવસ. ૨ ધારાની.

ઈશ્વરના સમાન એક અંશે મળતા આ મનના પારને પામવું ઘણું કઠિણ છે. તોપણ તેમાં કેટલાક વિચારો જે આપણે જાણીએ છીએ, અને જેમાં સમજણથી આપણે ગુંચાઈએ છીએ, એવા વિચારને આપણા કોઈ પણ ખરા સ્નેહી આગળ તરતાતરત પ્રકટ કરવામાં આવે તો તેથી જીવને ઘણું સુખ થાય છે. કારણ કે તે વિચાર એક વાર ઉભરાતા બહાર નીકળી જાય છે, તો પછી હૃદય હલકું પડે છે. ત્યાં જેના આગળ આપણે આપણા વિચારને પ્રકટ કરીએ તે માણસ આપણા કરતાં વધારે સારી બુદ્ધિવાળું, અને આ સંસારના સારાસારવસ્તુના વિચારવાળું હોય તો જ, તે વિચાર બહાર કાઢવાથી આપણને સુખ થવાનો સંભવ હોય છે; અને જો આપણા કરતાં નઠારી બુદ્ધિવાળું, તથા વિવેક વિચારવિનાનું હોય, તેના આગળ આપણા વિચાર જણાવવાથી તો ઉલટું તે મૂર્ખ માણસ પોતાના દોષવડે આપણને વધારે ગુંચવણીમાં નાંખીને વિચારનો વધારો કરે છે, એટલું જ નહિ પણ વળી આપણા કરતાં પણ નઠારા અને વધારે દુઃખ આપનારા તેના વિચાર, ઉલટા આપણા મનમાં પેસે છે, જેથી આપણને દિનપરદિન દુઃખ વધતું જાય છે. માટે હે મોટા કપાળવાળી! તને સ્પષ્ટ કરીને કહું છું કે તારા સારા ભાગ્યે અન્ય કોઈ સ્થાન તારે વાત કરવા સરખું છે જ નહિ. માત્ર મારો અને તારો જ સહવાસ છે. તેથી તને મારા આગળ તારા વિચાર પ્રકટ કરવાથી લગાર પણ નુકસાન થવાનો સંભવ નથી. કેમકે હું તો નિરંતર તારા હિતનો જ કરનારો છું, તેમજ રાત્રદિવસ સંસારના તથા આ દુષ્ટ સ્વભાવવાળા મનના જ વિચારને પરખવામાં રહું છું, તેથી તેના સારાસારપણાને પણ હું જાણનાર છું. જેથી તારા સર્વ વિચાર મારા આગળ બહાર આવશે તેની હું વ્યવસ્થા કરીશ. અને તેની સાથે તેનો નાશ કરનારા જે સારા વિચારો મારા અંતરમાંથી બહાર આવશે, તે તારામાં પ્રવેશ કરશે, જેથી તને બેવડો લાભ થશે. માટે સુખેથી તું રોજના રોજ તારા વિચારોને મારા આગળ કહેવાની ટેવ રાખતી રહેજે.

હે સુંદર મુખવાળી! તું તારા મનના સ્વરૂપને હજી જાણતી નથી, અને હું તો મારા મનના સ્વરૂપને સારી પેઠે ઓળખી ચુક્યો છું; જેથી મને હવે એ મનથી સંતાપ થતો નથી; અને તું તો હજુ મનને તાબે રહીને ચાલનારી છે તેથી એ મન તને ઘણું સંતાપતું હશે. મોટા પુરૂષોએ અનુભવથી એવો નિશ્ચય જ કરેલો છે કે આ મન જો આપણા અનુકૂળ ચાલે તો, એના જેવો આપણું ભલું કરનારો કોઈ મિત્ર નથી, અને જો આપણાથી પ્રતિકૂળ રીતે ચાલનાર એ મન હોય છે તો એના જેવો આપણું ભુંડું કરનાર કોઈ શત્રુ નથી. માટે શાણાં સ્ત્રીપુરૂષોએ એ

મનને પોતાને વશ કરતાં સુધી જંપીને બેસવું નહિ. હજારો ઉપાયથી એને નરમ પાડીને તાબે કરી લેવું. હા હવે તું જે તારા વિચાર મને કહેવાના ધારતી હતી તે કહે, નહિ તો આ આડા વિચારમાં વળી તું ભૂલી જઈશ, અને પાછળથી પાછા તે વિચારો તને નિરાંત વાળી બેસવા દેશે નહિ.

ગિરિજા કહે છે, હે ભગવન્! તમારા આટલા બોલ સાંભળવાથી આ મન હમણાં તો જાણે લજવાઇને તથા ભય પામીને પાતાળમાં પેશી ગયું હોય એમ મને ભાસે છે, અને નહિ ત્યારે તો મારા ઉપર એટલો જુલમ ગુજારે છે કે હું તે સઘળું કહેવા ધારૂં તોપણ કહી શકું નહિ. શાસ્ત્રપ્રમાણે અને આ દેશરૂઢિપ્રમાણે એમ જ ગણાય છે કે સ્ત્રીઓને તો પોતાના પતિની આજ્ઞાપ્રમાણે જ ચાલવું જોઇએ; અને તે સર્વ પક્ષે જોતાં ખરૂં પણ છે. હવે આ મનતરફ જ્યારે જોઉં છું ત્યારે તો મને એમ લાગે છે કે જેમ આ લોકમાં પતિ પોતાની સ્ત્રીને પોતાની મરજીપ્રમાણે પોતાના તાબામાં વર્તાવે છે તેમ, સર્વ સ્ત્રીપુરૂષરૂપ પ્રજાના અંતરમાં રહીને આ ઇંદ્રિયો જે મનની સ્ત્રીઓ ગણાય છે તેમને એ મન જ પતિરૂપે પોતાની મરજીપ્રમાણે પોતાના તાબામાં વર્તાવે છે. જેથી વાસ્તવ દૃષ્ટિથી એમ પણ ભાસે છે કે એ મનસરખો સત્તાવાન્ કોઈ પણ પતિ પોતાની સ્ત્રીઓને પોતાના તાબામાં વર્તાવતો આ લોકમાં નહિ જ હોય. વળી બીજી તરફથી જોઇએ તો એ ઇંદ્રિયો જેમ મનની સ્ત્રીરૂપ છે, તેમ અંદરથી[1] ઉઠનાર અને ઇંદ્રિયમાર્ગે વિષયસાથે સંબંધ કરનાર વૃત્તિઓ[2] પણ એ મનની સ્ત્રીઓ છે, અને તેમ હોવાથી મનને વશ વર્તનાર આ સઘળા અજ્ઞાની જીવો પણ એ મનની સ્ત્રીરૂપ છે. અને તેથી તે અજ્ઞાની જીવો સ્ત્રીની પેઠે આ મનરૂપ પતિના તાબામાં ચાલે છે. આમ હોવાથી જો તે અજ્ઞાની પુરૂષો પણ સ્ત્રીની પેઠે એ મનને અધીન વર્તે છે તો અમે સ્ત્રીઓ એને તાબે રહીએ એમાં શી નવાઈ છે? હે પતિ! આ પ્રમાણે જોતાં તો જાણે મન જ પતિ થઇને સૌના અંતરમાં રહ્યું હોય એમ ભાસે છે. તોપણ હમણાં જ્યારે તમે મને આ સુબોધવચનો કહ્યાં ત્યારે એ મન મને ત્રાસ આપતાં દબી ગયું જણાય છે; અને જ્યારે તમારાથી ભય પામીને આ મારૂં મન હઠી ગયું તો તમારૂં મન પણ તમારાથી ભય પામતું હશે, એમાં કાંઈ શંકા જેવું નથી. જેથી હવે મને સમજાય છે કે જ્યારે જ્યારે એ મન મને સંતાપ આપતું જણાશે ત્યારે ત્યારે હું એને તમારા સંમુખ આણીશ, એટલે

૧ અંતઃકરણમાંથી. ૨ ઇંદ્રિયદ્વારા બહાર નિકળી વિષય જ્યાં હોય તે સ્થાનમાં જઇ, વિષયરૂપ થનાર અંતઃકરણના પરિણામરૂપ વૃત્તિઓ.

ધીરે ધીરે મને દુઃખ આપતું અટકશે. હા, હવે આપે મને આજ્ઞા કરી તે પ્રમાણે મારે કહેવાના હતા તે વિચાર હું કહી સંભળાવું છું. આ વખત તો તે વિચાર કહેવા સરખું પણ મને જણાતું નથી. તોપણ પ્રથમ ઘણો ઉભરો આવ્યો હતો, માટે જેવે તેવે રૂપે પણ તમને કહી સંભળાવવાથી મને સુખ થશે એમ જણાય છે, માટે કહું છું.

આજે સવાર થયા પૂર્વે આપણી પર્ણકુટી[1]ની આજુબાજુ જાણે અગણિત ધન પડી રહ્યું હોય એવું મને સ્વપ્નમાં ભાન થયું, અને તરત કુકડાના શબ્દસરખું મારે કાને પડ્યું એટલે હું જાગી ઉઠી, અને તરત મેં આપના ચરણની સેવા કરવા માંડી, એટલે બે ચાર ક્ષણમાં તમે પણ જાગી ઉઠ્યા. એ સ્વપ્નમાં જણાઈ આવેલા ધનથી અનેક વિચારો મારા મનમાં આવ્યા જ કર્યા છે કે, ધન હોય તો આમ કરીએ, તેમ કરીએ. એવા અનેક મનસુબા ચાલ્યા કર્યા હતા, તે સઘળા તો આ વખતે કહેતાં મને શરમ આવે છે, પણ તે સઘળા વિચાર તો સારા હતા. જાણે ખુબ પુણ્ય દાન કરીએ, અને દિશા દિશામાંથી હજારો ઋષિમુનિઓને તેડાવીએ, ને તેમને ઇચ્છિાભોજન તથા મોંમાગ્યાં દાન આપીએ, વિગેરે. એ વિચાર એટલા ઉપરાઉપરી પ્રાતઃકાળથી આવતા કે, મને ક્ષણવાર પણ જંપ વળતો ન હતો. પણ હવે તે સર્વ શાંત થઈ ગયા છે. ત્યારે આ ધન સ્વપ્નમાં દેખાયું એ સારૂં સ્વપ્ન ગણાતું હશે કે નઠારૂં, એ મારે તમને પૂછવાનું હતું.

હરદત્ત કહે છે, હે આશ્રમને શોભાવનારી ! આ તારૂં સ્વપ્ન સારા ફળને જ સૂચવનાર છે. કેમકે ઇષ્ટિનું, મિત્રનું, તીર્થનું, ધનનું, દેવમંદિરનું વિગેરે સારા પદાર્થોનું સ્વપ્નામાં દર્શન થાય તો તે શુભ ફળને આપે છે, એવું શુભાશુભસ્વપ્નવિચાર લખનાર વિવેકી પુરૂષો ઘણે સ્થાને લખી ગયા છે. માટે તે વિષે તું ચિંતા કરીશ નહિ. વળી એવું પણ છે કે, જે સ્વપ્ન બ્રાહ્મમુહૂર્ત[2]ની સંધિમાં આવે છે તે સાચું જ પડે છે. આથી તું બિલકુલ ખેદને પામીશ નહિ. હે સ્ત્રી ! તારા મનમાં ધનવિષેની પ્રીતિ બળવાન્ છે. તને ધનપ્રાપ્તિવિષે ઘણા વિચાર પણ વારંવાર આવે છે, તેથી સ્વપ્નમાં પણ એ જ વિષય આવે એવો સાધારણ નિયમ છે ખરો, પણ આજનું તારૂં સ્વપ્ન તો ઇષ્ટ ફળને જ આપનાર છે, એમ મને ભાસે છે, માટે તું પ્રસન્ન રહેજે.

તારી ધનમાં ઘણી આસક્તિ જાણીને મને પણ ઘણી વાર તારા સંબંધને લીધે વિચાર આવે છે કે, ભલે ઈશ્વરને યોગ્ય લાગે અને એક

---

૧ પાંદડાંની ઝુંપડીની. ૨ પ્રાતઃકાળ પૂર્વે ૭ ઘડી રાત્રિ રહે તે કાળ.

વાર આ સ્ત્રીને ધનની પ્રાપ્તિવડે થનાર સુખદુઃખનું ભાન પ્રત્યક્ષ કરાવે, તો સત્વર એનું હિત થવાનો સંભવ આવે. પણ તેમ થવું જ જોઇએ એવો આગ્રહ હજી મને થતો નથી, એટલું આપણા પુણ્યનું તથા મહાત્માની કૃપાનું ફળ છે, એમ સમજું છું.

આ સ્વપ્ન સારૂં છે, એમ જાણી કાળજી છોડીને તું તારા કાર્યમાં પ્રવેશ કર. હું પણ આ સ્તોત્રપાઠ[1] તથા જપને કરી લઉં.

વિષ્ણુશર્મા કહે છે, પછી પ્રસન્ન મુખથી ગિરિજા પોતાના કામમાં લાગી, અને તે જ પ્રમાણે આનંદમાં તે સ્ત્રીપુરૂષ પોતાના દિવસો કાઢવા લાગ્યાં. એમ કરતાં કરતાં દર વર્ષે ભરાતી મહાત્માની યાત્રાનો દિવસ સમીપ આવ્યો, ત્યારે તે સ્ત્રીને અત્યંત કાળજી થવા લાગી કે અરે! આ ઉત્સવનો દિવસ તો આવ્યો, પણ આપણને નિર્ધનને શું શોભવાનો છે! અરે! આ વારાફરતી પહેરવાનાં બે ધોળાં વસ્ત્ર કષ્ટથી પ્રાપ્ત થયાં છે, તે ઉપર વ્યવહાર ચાલે છે. એમને પણ તે કરતાં વધારે સુખનાં સાધન શાં છે? કાંઇ જ નહિ. આ આશ્રમી થઈ રહીએ છીએ પણ બારણે આવેલા અતિથિનુંએ સન્માન કરવાનું સામર્થ્ય નથી. પતિ પોતાના મનનું સમાધાન કરી બેઠા છે, અને મને પણ નિરંતર બોધ આપે છે. પણ શું કરૂં! આ પાપનું ભરેલું મન ફરી ફરીને મને એમાં ને એમાં નાંખે છે; કોઈ પ્રકારે પણ સુખ પામવા દેતું નથી એટલે શું કરૂં! અને આ પ્રમાણે વિચાર કરવાથી પણ શું ફળ છે? જે જગત્ના પતિને ઘટિત હશે તે જ તે કરશે. અને જે તે કરે તેમાં જ સુખ માની સંતોષ માનવો એ આપણો ધર્મ છે, તો વધારે ચિંતા કરવાથી પણ શું ફળ છે? આ વિગેરે વિચારને કરતી જાય, પતિની આજ્ઞાપ્રમાણે ઇષ્ટસ્મરણ કરતી રહે, અને પોતાના મનના સંતાપથી પતિને સંતાપ ન આપવા માટે પ્રસન્ન મુખ રાખી પતિની સેવામાં તત્પર રહે. આ પ્રકારે દિવસ જતાં, જ્યારે તે દિવસને માત્ર બે જ રાત્રિ આડી રહી એટલે, સુવાના વખત પહેલાં પોતાના પતિના ચરણ તળાંસતાં બોલી, હે સ્વામિન્! આપના સ્મરણમાં તો હશે જ કે આ મહાયાત્રાનો દિવસ સમીપ આવ્યો છે. આ વર્ષે આપણે યાત્રામાં શું સત્કર્મ કરીશું?

હરદત્ત કહે છે, હે મોટાં નેત્રવાળી! તું જાણે છે કે આપણે ધનાદિ પદાર્થવડે સત્કર્મ તો કરવા સરખું નથી જ. માત્ર મન, વાણી તથા શરીરવડે જે કાંઈ બનશે તે કરવાનું છે. તેમાં પણ તીર્થમાં જઈ નિરાહાર રહીએ, તો વખતે શરીરથી કોઇને ઉપકાર કરવાના સમયે વૃત્તિ સંકોચને

---

૧ દેવતાની સ્તુતિ વિગેરે ઉપાસનાનાં, મહાત્માઓનાં રચેલાં વાક્યો.

પામશે. માટે થોડાં કંદમૂળ વિગેરેને આહાર કરવાને અત્રેથી સાથે રાખજો; તે સ્નાન કરી, ઋષિનાં દર્શન કરી ગ્રહણ કરીશું. તીર્થમાં જઇને પારકા, શ્રદ્ધાવડે આપેલા અન્નને પણ આપણે ખાતાં નથી, કારણ કે તે અન્ન આપનારને એ પુણ્ય મળે છે. તેમ જ આપણે તો અયાચક વૃત્ત પાળીએ છીએ એટલે કોઇપાસે કશું માગીને લેવાનો તો સંભવ જ નથી.

ઘણા યાત્રાળુ લોકો અસંખ્ય ઋષિબ્રાહ્મણોને ત્યાં જમાડે છે, એટલે આપણા સુસ્વાદરહિત કંદમૂળ, ફળ, પત્રાદિની ઇચ્છાવાળો તો કોણ બ્રાહ્મણ મળનાર છે, કે તેને આપણે ભિક્ષાન્ન આપીશું ? વળી તેઓને દક્ષિણામાં આપવાનું ધન તથા વસ્ત્રાદિ પદાર્થ પણ આપણી પાસે નથી, એટલે તીર્થમાં ધનાદિની આશાવડે આવેલા બ્રાહ્મણો તો કોઇ પ્રકારે પણ આપણાથી સંતોષને પામનારા નથી. માટે હે મીઠાં વચન બોલનારી ! આ અનેક વિચારને ત્યજીને એવો નિશ્ચય રાખજે કે, આપણું આ પવિત્ર અન્ન મહાત્માના પ્રસાદરૂપ કરીને યથારૂચિ આપણે ક્ષેત્રમાં જમીશું, આખો દિવસ લોકયાત્રા કરતાં ક્ષેત્રમાં કોઇ નિવૃત્તિની જગાએ બેશી આપણા કર્તવ્યરૂપ જપને કર્યા કરીશું.

ગિરિજા પોતાના પતિનાં આ પ્રકારનાં વચનો સાંભળીને કહે છે, હે મોટા હૃદયવાળા ! તમે જે આ વચનો કહ્યાં છે તેને પ્રીતિવડે સાંભળીને મેં ધ્યાનમાં રાખ્યાં છે, અને તે જ પ્રમાણે કરીશ. 'મને એક એવો વિચાર આવ્યા કરે છે કે, આ સંસારનાં સઘળાં પ્રાણીઓ પારકા દુઃખને ખરે રૂપે, એટલે જેવે રૂપે દુઃખીના અંતઃકરણમાં દુઃખનું ભાન થતું હશે તેવે રૂપે, જાણતાં હશે ?

હરદત્ત કહે છે, હે પવિત્ર બુદ્ધિવાળી ! તું હજી આ સંસારના ખરા સ્વરૂપને જાણતી નથી, તેથી તને એ સંશયનું બરાબર સમાધાન તારી મેળે થતું નથી. માટે તને સમજ પડે એવી રીતે થોડું સમાધાન તને આપું છું. આ સંસારમાં દરેક માણસ પોતાના પણ ખરા સ્વરૂપને જાણતું નથી, તો બીજાના સ્વરૂપને તો જાણે જ કયાંથી ? આ કારણથી આ સંસારના જીવોને શાસ્ત્રમાં અલ્પજ્ઞ એટલે ઘણા થોડા જ્ઞાનવાળા કહ્યા છે. તેમાં મનુષ્ય જાતિ કાંઇક વધારે સમજણવાળી ગણાય છે, તોપણ તેમને સર્વને કોઈ પણ વસ્તુનું ખરે રૂપે ભાન થતું નથી. માત્ર સર્વજ્ઞ મહાત્માને જ સર્વનું જ્ઞાન થાય છે. સુખદુઃખનું ભાન જેને પોતાના અનુભવથી જેવું પોતાનું સમજાય છે તેવું બીજાનું સમજાતું નથી. કારણ, સૌનાં અંતઃકરણ અંતરાય[1]માં રહેલાં છે. જ્યારે આપણને દુઃખ

1 પડદામાં, અર્થાત્ ઢંકાયલાં છે.

થાય છે ત્યારે, જેવું આપણને તેનું સ્વરૂપ સમજાય છે તેવું, બીજાને ક્યારે સમજાય કે જ્યારે તેમનું અંતઃકરણ દરેક બાબતમાં આપણા સમાન હોય, અને તેમની બહારની દુઃખરૂપ સ્થિતિ પણ આપણા સમાન બધી રીતે હોય ત્યારે. પણ તેમ સંપૂર્ણ અંશે સમાનતા ક્વચિત્ જ હોય છે, અને હોય છે તો અંતર બાહ્ય ઉપાધિની સંપૂર્ણ અંશે સમાનતા છે, એવું ભાન ભાગ્યે જ તે સમાનતાવાળાં પ્રાણીને પરસ્પરને હોય છે. જેથી એકંદરે જોતાં એમ માન્યા વિના છુટકો નથી કે એકબીજાના સુખ-દુઃખના ખરેખરા અનુભવનું ભાન થતું જ નથી. અને જે થાય છે તે ખરેખરૂં નહિ પણ ભાસ માત્ર જ થાય છે. આથી દુઃખીના દુઃખને તથા સુખીના સુખને જેમ છે એમ તો તે પોતે જ જાણે છે, એ મારો નિશ્ચય છે.

ગિરિજા કહે છે, જ્યારે સુખદુઃખનું એકબીજાને ખરૂં ભાન નથી થતું, ત્યારે જ્ઞાનનું ને અજ્ઞાનનું પણ એકબીજાને ખરૂં ભાન નહિ જ થતું હોય; અને એજ રીતે દરેક અંતઃકરણના ગુણ દુર્ગુણનું પણ ખરૂં ભાન એકને માટે બીજાને નહિ જ થતું હોય?

હરદત્ત કહે છે, કોઇથી પણ દેખીને ન નિશ્ચય કરી શકાય, એવું જે એકબીજાનું અંતરનું તથા બહારનું વસ્તુનું સ્વરૂપ અથવા લક્ષણ, તે તો સર્વ અલ્પજ્ઞ જીવોના વિચાર તથા પ્રમાણથી કેવળ અંધારામાં છે, એમ જ જાણવું. અને એમ છે માટે જ આ જગત્‌માં સારા સ્વભાવના માણસને નઠારા અને નઠારાને સારા માનનાર અસંખ્ય પ્રજા છે. કેટલાએક, ઢોંગી માણસને સાચા જાણે છે અને સરળ મનના ચોખ્ખા માણસને કપટી માને છે; અને આથી જગત્‌માં તમામ દોષ પેદા થઇને દુઃખ થયું છે. કોઈ વિવેકવાન્ પુરૂષો જ જ્યારે આ જગત્‌નો તથા જગત્‌માંહેલી વસ્તુનો ખરો વિચાર કરી જાણે છે, ત્યારે જ તેમને ખરૂંખોટું શું છે તે સમજવામાં આવે છે. માટે હે સારા સ્વભાવવાળી! સદ્વિચારથી ખરા-ખોટા સ્વરૂપને જાણનાર વિવેકી પુરૂષવિના કોઇના આગળ પણ આપણી ખરી કિંમત કેમ થતી નથી એવા વિચારથી કદાચિત્ પણ સંતાપને પામવું નહિ. હવે અર્ધી રાત્રિ ગઈ છે, માટે હે સ્ત્રી! તું હવે તારા આસને નિદ્રાને પામ.

વિષ્ણુશર્મા કહે છે, પછી ગિરિજા આજ્ઞાપ્રમાણે નમન કરી પોતાના આસને સુતી, અને ઇષ્ટસ્મરણ કરતાં કરતાં નિદ્રાને વશ થઈ. એક પ્રહરની પહેલી ઉંઘ લીધા પછી તે સ્વપ્નાવસ્થાને પામી, અને સ્વપ્નું

---

૨ સ્થિતિની.

પુરૂં થતાં જ હર્ષને પામતી પોતાને ઠેકાણે ઉઠી બેઠી; અને આજુબાજુ જોતાં કાંઈ પણ વધારે જણાયું નહિ. માત્ર ઉંઘતાં પહેલાં હતું તેજ દીઠું. પછી મનમાં વિચાર કરવા લાગી, અરે! હવે પરમેશ્વરની શી ઇચ્છા હશે? આગલા ત્રણ દિવસનું સ્વપ્ન તો ગોળ ગોળ હતું, પણ આજનું સ્વપ્ન તો ચોકસ જેવું થયું છે. પણ અરે! હું લોભિણી એને ખરૂં માનીને આ પતિની નિદ્રાનો હમણાં ભંગ કરૂં, ને એમને જગાડું તો મોટો અપરાધ થાય. તેમજ એમને આ સ્વપ્નની વાર્તા ન જણાવી એમની આજ્ઞાવિના જ હું કાંઈ કરૂં, એ પણ મને ઘટતું નથી. તો હવે શું કરવું? ફરી મને ઉંઘ તો આવે એમ જણાતું નથી. સમીપના ગામમાં પણ હજી રોજની પેઠે વસ્તી જણાતી નથી. માર્ગ પણ હજી સૂનો જણાય છે. આજુબાજુએ ક્ષેત્રના રખેવાળો પણ ઘણા હોકારા કરતા જણાતા નથી. તેથી હજુ આસરે પહોરેક રાત્રિ છે. તો અત્યારથી જ પતિને જગાડવા એ પણ ઠીક નથી. આ પ્રકારે વિચાર કરતી તે ઉઠી, અને વળી પાછી પોતાના આસનમાં સુતી. પણ મન કોઈ પ્રકારે સમાધાન માને નહિ. પછી વિચારમાં ને વિચારમાં જ બે ઘડી તો તેણે ગુજારી નાંખી. એટલામાં હરદત્તને અર્ધ જાગ્રત્ અવસ્થા થઈ. તે જોઇને ગિરિજા બોલી કે તમે જાગો છો કે શું? આ સાંભળી હરદત્ત જાગીને બોલ્યો કે અરે! તું હજી ઉંઘી નથી કે શું? તારા મનના વિચારનો પાર આવીને તને ઉંઘ આવી હતી કે નહિ?

ગિરિજા કહે છે, તે વખત તો તમારી આજ્ઞાથી હું ઉંઘી ગઈ હતી. પણ માત્ર આશરે બે ઘડીથી હું જાગી છું. તે તમને જગાડવાની તો હતી, પણ વિચાર કરીને, રાત્રિ ઘણી છે એમ જાણી, જગાડયાવિના હું અમથી સુઈ રહી છું. તમે કહો છો તે પણ મહીં ખરૂં. આ મારૂં મન વિચારથી છૂટતું નથી, ને ફરી મને ઉંઘવા દેતું નથી.

હરદત્ત કહે છે, વળી તારૂં મન શું કહે છે? કાલની પેઠે કંઈ ખણ-ખણાટ દેખાડે છે કે શું?

ગિરિજા લગાર હસતાં કહે છે, તે વિના બીજું શું દેખાડનાર હતું જે. પણ આજે તો લગાર વધારે જબરૂં આવ્યું છે. જો તમારે ઉંઘમાં અડચણ નહિ પડે તો, આજ્ઞા હોય તો, પાસે આવીને કહી સંભળાવું. છેટેથી કહેવા જેવું છેક નથી, કેમકે ભીંતને પણ કાન હોય છે, એવું આપણા લોકો કહેવતમાં કહે છે.

હરદત્ત કહે છે, છેક એવું છે ત્યારે તો આવીને કહે, એટલે તારા મનનો ઉભરો શમે.

ગિરિજા બહારનું માણસ ન સાંભળી શકે એવા અવાજથી કાન

આગળ મોં રાખી કહે છે, આજે તો મને એવું સ્વપ્નું આવ્યું કે જાણે દેવની સ્રીસરખું, અરે દેવની તો શું પણ જાણે સાક્ષાત્ વિષ્ણુની લક્ષ્મી જેવું સુંદર રૂપ લઇને અને તેવાં જ ઉત્તમ વસ્ત્ર તથા ઘરેણાં પહેરીને મારી પાસે એક સ્ત્રી આવીને બેઠી, અને મને કહ્યું કે અરે ગિરિજા! તું આવડું દુ:ખ શું કરવા વેઠે છે? તારૂં દુ:ખ ભાગવાને તો હું આજ કેટલો કાળ થયા આ તારા આશ્રમમાં તથા આશ્રમની આજુબાજુ પૃથ્વીમાં ગુપ્તપણે રહી છું. પણ તમારાં દુ:ખને આપનાર કર્મનો અંત આવ્યો ન હતો, માટે હું આજલગી બોલી નથી. હવે તારૂં દુ:ખ ગયું જાણ; અને ઉઠ. પ્રથમ તો આ તારા આશ્રમમાં જ આ તારા આસનનીચે જ ખોદીને કાઢ, અને ધીરજથી આ આજુબાજુથી પણ જોઇએ તે પ્રમાણે કાઢજે, અને આકળી થઇશ નહિ. હવે તમારા દુ:ખના દહાડા ગયા છે. હવે તો અખંડ સુખને જ દિનપરદિન વધારો થતાં ભોગવશો. માટે ઉઠ, ને લોકોનો પગરવ થયા પહેલાં કોઈ ન જાણે તેમ આ તારા આસન- નીચે જ ખોદીને જો, અને તારા મનની ખાતરી કરી લે. ઝાઝું ખોદવાનું પણ કામ પડશે નહિ.

**વિજયા**—આજે તો રોજ કરતાં વધારે વખત થયો છે, માટે અહીંથી જ બંધ રાખીશું.

**ચંચળા**—નારે બેહેન! અહીંથી તે શું! મારા જેવી જાડી સમ- જણવાળીને તો વાતમાં રસ હવે પડવા માંડયો, ને તે વખતે જ તમે તો બંધ કર્યું! તમે પણ પેલા કથાવાળા બામણ જેવું કર્યું તો! કેમ ભાગીરથી! થોડું આગળ ચાલે તો શી અડચણ છે?

**ભાગીરથી**—ચંચળ બહેનની વાત તો ખરી છે. વાતની મજા તો હવે આવી છે. પણ છેક સાંજ પડવા આવી છે, ને પાછું સૌને પરવારવાનું ખરૂં કેની? ઘરના તો આંધળા ધંધા છે.

**વીજળી**—ચંચળ બહેન! હવે તો આગળ બધી રસની જ વાત રહી છે કેની? એટલે જ્યાંથી રાખશે ત્યાંથી આપણને તો એમ જ લાગવાનું છે. પણ આટલું ખોદી જોયું હોત તો તેને બીચારીને નિરાંત વળત. બાકી આપણને તો કાલ બપોર સુધી ચિત્તમાં એનું એ રહેવાનું છે કે, ક્યારે જઇએ અને આગળ શું થયું તે સાંભળીએ.

**ભાગીરથી**—એ તો સાચી વાત છે કે વિજયાલક્ષ્મીનો બોલે બોલ રસથી ભરેલો છે, પણ જેટલું આપણે ન સમજીએ એટલું નીરસ છે, પણ પેલી ગિરિજા ડાહી કેવી છે તે તો જુઓ.

**ચંચળા**—હાય હાય! મારા જેવી હોય તો તો આવું સમણું આવે કે તરત ઢંઢોળીને ઉઠાડે, ને ક્યારનુંએ ખોદીને જોવા મચે. આ તો

બચારી કહે કે ઉંઘમાંથી જગાડું તો પાપ લાગે. એટલું જ્ઞાન તે બૈરાંની જાતને કંઈ થોડું કહેવાય કે ?

**વીજળી**—બ્હેન ! આવા દુઃખમાં દહાડા કાઢવા ને વળી તે ધણીની આવી સેવા ઉઠાવવી એ તો એ ગીરજા જ કરે. આપણા જેવી આજની બાઈડીઓ તો મોંને પૂછીને ખવાડનાર, લૂગડાં ઘરેણાં પ્હેરાવનાર, ને બધી રીતે મન રાખનાર ધણીને પણ મતલબમાં આવે તો પજવીને, લડીને કાયર કરે તો એવાની તો મરજી સાચવે જ શાની ? પણ શાબાસ છે એ ગિરજાને !

**ભાગીરથી**—જુઓ બા ! ઘણાં પુણ્ય કર્યાં હોય ને પરમેશ્વરની કૃપા હોય ત્યારે એવી સારી બુદ્ધિ થાય છે. આપણે તો મહીંથી એટલી શીખામણ લેવાની આવી કે આ મનને ઓળખવું. એ ન કરવાનું કરવા કહે તો તે કરવા તૈયાર થવું નહિ. તેમાં સારાસારનો વિચાર કરવો. આપણું મન તેવું સૌનું જાણવું નહિ. બરાબર સમજ્યાવિના કોઈના ખોટા ગુણદોષ કાઢીને વખાણ કે નિંદા કરવી નહિ. અને કોઈ આપણાં વખાણ કરે ત્યારે, આપણે સારાં છીએ એમ ખરૂં માનીને અભિમાનથી હરખાઇને ફુલવું નહિ, અને કોઈ ખોટી નિંદા કરે તો તેના સામું દુઃખ લગાડીને લઢવું નહિ, તથા મનમાં બળવું નહિ. પણ આપણા મનથી ખરાખોટાનો તોલ કરીને સારો રસ્તો પકડી તેમાં વધારે આગળ ચાલતાં જવું. લોભ રાખવો નહિ. કોઈ કામમાં ઉતાવળાં થઇને પડવું નહિ. આપણને પરમેશ્વરની મરજીથી અથવા આપણા નશીબથી મળવાનું સુખ છે તે જરૂર મળશે એવો ભરોંસો રાખવો. દુઃખ પડે તોપણ આપણો ખરો ધર્મ હોય તે છોડવો નહિ. આ વિગેરે સૌની બુદ્ધિપ્રમાણે આપણે ઘણી શીખામણ લેવાની આવી છે, તે યાદ રાખીને દિનપરદિન સુધરતાં જવું. પછી તો ધણી ધારે તે ખરૂં. બૈરાંની જાતને તો પોતાના ધણીની સેવા ને તેની મરજીપ્રમાણે ચાલવું એ જ મુખ્ય વાત છે.

**ચંચળા**—ઓહો ભાગીરથી બ્હેન ! તમે તો બોલતાં નથી, બાકી થોડા દહાડામાં તો તમે પણ વિજ્યાલક્ષ્મીના જેવાં થશો. તમે કેવો વાતનો સાર કાઢી લીધો !

**પારવતી**૦—બાઈ એ તો જેવી જેની પહોંચ. આપણે આપણી પહોંચપ્રમાણે સમજીને સાર લેવો. ચાલો સૌ ઉઠો હવે. વળી મોડું થઈ જશે. ( સૌ વારાફરતી ઉતરતાં વાતો કરતાં પોતપોતાને ઘેર જાય છે. વિજયા પોતાનું કામ કરવા લાગે છે. એટલામાં મનોહર આવે છે. )

**મનોહર**—( કપડાં ઉતારતાં ) કેમ શું થાય છે ? શી ખબર છે ? કોઈ આવ્યું ગયું ?

**વિજયા**—ના બીજું તો કોઈ આવ્યું ગયું નથી; થોડી વાર થયા આ રોજનાં આવનારાં ઉઠી ગયાં એટલે આપની વાટ જોતી આ વાળુના કામની તૈયારી કરતી હતી.

**મનોહર**—હવે તો તને દિવસમાં બે ઘડી પણ નવરાશ મળતી નહિ હોય ?

**વિજયા**—ના. જમી પરવારીને બેસું છું, કે તરત એકડ બેકડ આવી પહોંચે છે. બે ઘડી આડી અવળી વાતો ચાલે છે એટલામાં તો સાંજ પડવા આવે છે.

**મનોહર**—સૌ આવે છે તેમાંથી કોઇને કાંઈ સારી સમજણ આવી હોય એમ લાગે છે ?

**વિજયા**—થોડી થોડી સમજણ, વિવેક, કેટલાંકને આવ્યો હોય એમ જણાય છે તો ખરૂં.

**મનોહર**—બીજાને સમજણ આવે એ તો સારૂં જ છે. કેમકે આપણે કંઈ કોઈપાસે પૈસાની આશા થોડી જ રાખવી છે! જેને સમજણ આવશે તે સુખી થશે. તેથી પરમેશ્વર રાજી થશે, અને આપણો ધર્મ સચવાયો ગણાશે. પણ હવે તને તારા મનથી કેમ લાગે છે? આખા દિવસમાં નવરાશની વખતે તને શા શા વિચાર આવે છે તે કહે. તારા ચિત્તમાં શાંતિ થશે તો તેમાં આપણું વિશેષ સુખ તો રહ્યું છે.

**વિજયા**—આપની કૃપાથી હવે મને તો મારા મનમાં સારૂં લાગે છે. આખા નવરાશના વખતમાં પરમેશ્વરતરફ ચિત્ત વળેલું રહે છે. આ સંસારમાં ખરો સાર કશો જણાતો નથી. આખરે સૌનો નાશ થવાનો છે. તેથી જગત્‌માં ગમે તે મળે પણ તેનાથી કંઈ આપણું ખરૂં સુખ સધાવાનું નથી. આ સારવિનાની લાખો વસ્તુ મળો, પણ તેથી મન ધરાવાતું નથી. ખરૂં સુખ તો મનની શાંતિમાં છે. આ પ્રમાણે સમજાય છે ખરૂં, પણ મનમાં હજી દોષ છે, એમ અનુમાન થાય છે. ઘણી વાર એમ થાય કે આપણને લોક સારાં કહે તો ઠીક. આપણો પાંચ માણસમાં ભારબોજ વધે તો સારૂં. કોઈ વસ્તુ દેખીને પણ એમ થાય કે પરમેશ્વરની ઇચ્છાથી આવા પદાર્થો આપણે ઘેર હોય તો સારૂં. આ શરીરમાં રોગ ન આવે તો ઠીક, ઘણા દહાડા જીવાય તો ભલું, અને વખતે એમ પણ થાય કે આપણને પ્રજા થાય તો તેના સુખદુઃખનો પણ અનુભવ લઈ લઇએ, તો પછી એટલું મનમાં ઓછું રહે નહિ, એવા ઘણા વિચારો આવે છે. પણ વળી થોડી વારમાં સમજાય ખરૂં કે આ બધું ખોટું છે; તોપણ તેમાં મન જાય છે, એટલો હજી આ અંતઃકરણમાં દોષ છે. કેમ ખરૂં કેની?

**મનોહર**—દોષ તો ખરો જ. પણ એની હવે એટલી બધી ચિંતા નહિ. આ તારા બોલવા પ્રમાણે હોય ત્યારે તો સુધારો ઘણો થયો છે, અને થોડી મુદતમાં જાણવાજોગ ઘણો સારો સુધારો થશે. હજી જ્ઞાન-સંબંધી ખરી વાત તો ઝાઝી તારા સાંભળવામાં આવી નથી. તોપણ ઠીક છે, ચાલો હવે પરવારી લઇએ. (વાળુ કરી પરવારે છે. એટલામાં સૌ આવી બેસે છે.)

**દાસ**—(વિઠ્ઠલજીને) કેમ વિથ્થલજી! કાલનો પસ્ન હમનાં કારીસું કે પાછલડી?

**વિઠ્ઠલજી**—તે તો પાછળથી જ રાખજો. હમણાં તો ભટજી બેસે એટલે ચાલે છે તે ચાલવા દેજો. સમાપ્તિ થયા પછી વળી તે વાત કાઢજો. તેમાં કાંઈ મોટી વાત નથી.

**દાસ**—જેમ આપનો હુકમ. સાલું જૂથું બોલવું ને ટેનું પાપ કેમ નહિ લાગે એ મુદ્દો છે!

**મનોહર**—(પરવારી આવી બેસતાં) કેમ વિઠ્ઠલજી! કાલે ક્યાંથી અટક્યું છે?

**વિઠ્ઠલજી**—કાલે અંતમાં તો કેટલાક દુર્ગુણને છોડવા તથા સદ્-ગુણને ધરવાનો બોધ કહ્યો. તેમાં એવી મતલબ આવી હતી કે સારા માણસની જેટલી મનની તથા શરીરની ક્રિયાઓ આપણને ખરા વિચા-રથી નઠારી લાગે તે આપણામાં સારી ગણીને રાખવી નહિ. જે દોષ બીજામાં આપણે જાણીને તેનો તિરસ્કાર કરીએ છીએ તે દોષ આપ-ણામાં ન રહે એવી ચોકસી રાખવી; અને તે હોય તો તેને છોડવો. એ બાબત કહીને પછી લક્ષ્મી માતાએ એમ જણાવ્યું કે આ તો તમને થોડા સદ્ગુણ કહ્યા છે. પણ તમારી સમજણ વધશે તેમ તેમ બીજા ઘણા સદ્ગુણનાં સ્વરૂપ તમને કહીશ. આજ તો હવે તમારૂં કામ કરો. એ જ કહીને બંધ રાખ્યું હતું.

**મનોહર**—('જય જય શ્રી સદ્ગુરૂ દેવ' બોલીને) ત્યાર પછી બીજે દિવસે તે લક્ષ્મી માતા પોતાની પુત્રીઓમાં મુખ્ય સરસ્વતીને બોધ આપતાં બોલ્યાં કે, હે રત્નરૂપ દીકરી! તને કાલે હિંસા ન કરવી, જૂઠું ન બોલવું વિગેરે ઘણા સદ્ગુણોની શીખામણ કહી હતી. હવે આજે પણ ઉત્તમ બોધ આપું છું, તેને ધ્યાન દઇને સાંભળજે. હે સરસ્વતિ! સ્ત્રીજાતિએ પોતાના પતિની સેવા ત્યજીને બીજો કલ્યાણનો માર્ગ શો-ધવો એ ઘણું ભય ભરેલું છે. બીજા અનેક કલ્યાણના ઉપાય શાસ્ત્રોમાં કહ્યા છે, પણ તે બીજા ઉપાયો પતિની સેવા કરનાર પતિવ્રતા સ્ત્રી, પો-તાના પતિની આજ્ઞાથી સેવે તો જ તે કામના છે, નહિ તો તે પતિની

આજ્ઞાવિના પાપબુદ્ધિવાળી સ્ત્રીથી કરાયેલા કલ્યાણના સઘળા ઉપાયો નિષ્ફળ થાય છે. એવો જ બોધ આગળ પણ ઘણીવાર મેં કરયો છે, માટે જે જે કરવું તે કુળવાન્‌ની દીકરીએ તો પોતાના ધણીની આજ્ઞા લઇને જ કરવું. પતિની આજ્ઞાવિના પોતાના આડા સ્વભાવથી ધર્મને આચરનારી પણ ઘણી સ્ત્રીઓ નીચમાં ગણાઈ છે. માટે પતિના વિચારને અનુસરીને ચાલવું એ સ્ત્રીજાતને વધારે સુખ આપનાર છે. કેટલીક સ્ત્રીઓ પોતાને ઘણી ડાહી સમજીને ઘણીવાર પતિના વિચારની સામા તકરાર કરીને પોતાનો મત ખોટી રીતે પણ ખરો કરી લેવા ઇચ્છે છે, તથા નિરંતર વિખવાદ[1] કરે છે. પોતાના પૂજ્ય પતિને હલકા શબ્દ પણ વાપરે છે. પોતાની અપૂર્ણતા તથા બીજી અનેક ખામીઓ તરફ કદાચિત્ પણ જોતી નથી, અને પોતાના ભલા, અત્યંત પ્રીતિવાળા તથા વિચારવાળા પતિને અણસમજણો માનીને તેનાથી ખોટી ટેચ કરીને પોતે પોતાની મેળે જ પતિની અપ્રીતિનું પાત્ર થઈ રહે છે, એ ઘણી નઠારી રીત છે. હે દીકરી! એવા આડા સ્વભાવવાળી એક સ્ત્રી પોતાના નઠારા સ્વભાવથી પોતાના વિવેકી અને ભલા પતિની પણ અપ્રીતિનું પાત્ર થઈ હતી, તથા તેથી તેણે પોતાના સુખનો નાશ કરયો હતો. પણ પાછળથી તેણે તે પોતાના દુષ્ટ સ્વભાવનો ત્યાગ કરીને પોતાના પતિની પાછી પ્રીતિ મેળવી સુખને પામી હતી, તેની વાર્તા દાખલારૂપે આજ હું તને કહું છું, તે તું સાંભળ.

શ્રી સૂર્યદેહાના તટઉપર વીરવતી નગરીના સમીપ એક ભૂભાસ્કર નામનો ગૃહસ્થાશ્રમી ઋષિબ્રાહ્મણ રહેતો હતો. તેણે ઉગ્ર તપવડે પોતાના બ્રાહ્મધર્મને પોતાના વિષે સિદ્ધ કરયો હતો. શાસ્ત્રની રીતપ્રમાણે જનોઇ દીધા પછી તે ગુરૂને ઘેર રહીને વેદવિદ્યાને સારી રીતે ભણ્યો હતો. તેને બ્રહ્મચર્ય પાળવાનો સમય પૂરો થયો ત્યારે તેના ગુરૂની આજ્ઞા લઇને તેણે ગૃહસ્થાશ્રમ પાળવામાટે લગ્ન કરવાનો વિચાર કરયો. હે દીકરી! તે સમયમાં હાલની પેઠે છેક નઠારા રિવાજ ચાલતા ન હતા. તે વેળા તો જૂદી જૂદી જગાએ પવિત્ર ઋષિઓ પોતાના આશ્રમો બાંધીને રહેતા, અને કોઈ પણ પાવત્ર ઉત્તમ ધર્મકર્મવાળો, પોતાના ગોત્રમાંથી[2] કન્યા આપી શકાય એવા ગોત્રવાળો, સ્વભાવથી સદ્‌ગુણવાળો, કન્યા કરતાં સારા રૂપવાળો, કન્યા કરતાં દોઢી અથવા નિદાન[3] બમણી ઉમરવાળો વર જોઇને તેને પોતાની કન્યાનું દાન આપતા. તેમાં આજની પેઠે ગાંડાઈના વિનાકારણના મોટા ખર્ચ કરવાનો ચાલ ન હતો.

૧ કલેશ કરે છે, ઝેરજેવા શબ્દો બોલે છે. ૨ કુળ. ૩ લગભગ.

તે સમયે તો કન્યાનાં માબાપને મળી શકે તો લક્ષ ધન આપતાં, અને નહિ તો કંકુ ને કન્યા આપતાં; પણ તેમની લોકોમાં કોઈ પ્રકારની ચર્ચા ચાલતી ન હતી. તેમ કન્યા લેનાર પણ, ધન નહિ આપનાર કન્યાનાં માબાપને સંતાપ આપતા ન હતા, પણ પરસ્પર પ્રીતિથી કન્યાદાનસહિત જે દક્ષિણા આપતાં તે લઇને સંતોષને પામતા. આ વિગેરે અનેક પ્રકારની સરળ નીતિ ઋષિ બ્રાહ્મણોમાં ચાલતી; તથા કોઈ કોઈ નગરવાસી બ્રાહ્મણોની રીતિ તો તે કાળે પણ લગાર અણઘટતી ચાલતી, તે આજના કાળમાં તો છેક નિંદવા જેવી જ થઈ પડી છે. આજે તો કન્યા તથા વરની યોગ્યતા, તથા તેમને સુખ મળવા જેવો આ સંબંધ થાય છે કે નહિ, એ વિગેરે વાર્તાનો બિલકુલ વિચાર કર્યા વિના, માત્ર કેટલા રૂપીઆ પહેરામણી, ને કેટલા રૂપીઆનું પલ્લું, જાન કેટલા દિવસ જમાડવી, ને જાનૈયાને શું આપશો એવી નજીવી બાબતોમાં ઠરાવ ને લેખપત્ર કરવાં, તથા તેમાં ઓછું વધતું થયું કે લઢાઈટંટા કરવા, અને આનંદના અવસરે ક્લેશ કરીને મુકવો, એ જ ચાલ મોટો થઈ પડયો છે. વળી કેટલાંક દુષ્ટ મનનાં પાપી માબાપો તો દીકરીના મોંઘે ભાવે-બજારના માલની પેઠે-સોદા કરે છે, કે દીકરી લઇને અમને ખાવા કેટલા રૂપીઆ આપશો. પછી જે વધારે આપે તે લઈ જાય. ગમે તો તે વૃદ્ધ હોય, નપુંસક હોય, રોગી હોય, [1]જાતિભ્રષ્ટ હોય, મહાપાતકી હોય, ચાંડાલ સરખાં કર્મથી જીવતો હોય, દુરાચરણી હોય, કે એથી પણ નીચ હોય તોપણ તેને આપતાં તે અધમ માબાપ વિચાર કરતાં નથી, એ ઘણું જ ખોટું છે. એવાં ઘાતકી માબાપને તે દુઃખમાં વેચેલી દીકરીના નિઃશ્વાસથી નરકવાસ મળે છે. હે સારી સમજણવાળી સરસ્વતિ ! તે કાળના નિયમપ્રમાણે તે ભૂભાસ્કર પોતાના કુળને સારી પેઠે જાણનાર, ઋષિઓના આશ્રમમાં તીર્થ કરવાના નિમિત્તથી ફરતો ફરતો અને સારી કન્યાની ભાળ કાઢતો, એક ધીમંતશર્મા ઋષિના આશ્રમમાં આવ્યો. તેની સુરૂપવાળી, કન્યાકાળને પ્રાપ્ત પુત્રીને જોઇને થોડો કાળ ત્યાં રહ્યો. તે કન્યાનું નામ તેનાં માતાપિતાએ નિજમતિ રાખ્યું હતું. તે છોકરી પોતાના વિચારમાં આવે તેમ કરવાથી જ સંતોષમાં રહેવાવાળી હતી, તેથી તેના બાપે તેનું નિજમતિ નામ પાડેલું; બાકી જન્મરાશિપ્રમાણે તો તેનું નામ કૌશિકી પાડેલું હતું. તેનાં માતાપિતા તે કન્યાનો વિવાહ કરવાના વિચારમાં જ હતાં, અને તેવામાં વિદ્યા, રૂપ, ગુણ, વય, તથા કુળ વિગેરે સર્વે વાતે અનુકૂળ આ ભૂભાસ્કર ઘેર બેઠાં આવી

---

૧ વટલી ગયેલો.

મળ્યો છે, તે ઈશ્વરે જ મોકલ્યો છે, એમ જાણીને તે ધીમંત બ્રાહ્મણે તેને પ્રીતિપૂર્વક પોતાને આશ્રમે રાખીને, તેના ગુણસ્વભાવની પરીક્ષા કરી લઈને, પછી તેને પૂછ્યું કે હે ભૂભાસ્કર! તમારાં માબાપ તો બાળક અવસ્થામાં જ દેહ છોડી ગયાં છે. હવે પરમેશ્વરવિના તમારે કોઈનો આધાર નથી. તેમ છતાં પણ કુળમર્યાદાપ્રમાણે જો તમારે ગૃહસ્થાશ્રમ કરવાની ઇચ્છા હોય તો, આ અમારી કૌશિકી નામની સુકન્યાનો વિવાહ તમારા સાથે કરીએ. આ વચન સાંભળીને મનમાં અત્યંત પ્રસન્ન થયેલો તે ભૂભાસ્કર બોલ્યો કે પરમેશ્વરને કરવું હોય અને તમને યોગ્ય લાગે તો હું આજ્ઞાપ્રમાણે કરીશ. મારે હવે ગૃહસ્થ થવાનો જ વિચાર છે. ગુરૂની આજ્ઞા લઈને આ બ્રહ્મચર્યની સમાપ્તિએ તીર્થસ્નાનમાટે અત્રે આવ્યો છું. સૂર્યદેહાના તટઉપર વીરમતી નગરીની પાસે આપણા ઋષિવર્યના[1] આશ્રમો છે. તેમાં મારા વડિલનો આશ્રમ, તથા પાપરહિત અન્ન પકવી નિર્વાહ કરવાનાં ક્ષેત્ર અદ્યાપિ મારે સ્વાધીન છે; એટલે મને કશી અડચણ પડવા સરખું નથી, માટે તમારી ઇચ્છાપ્રમાણે કરો.

હે સુબોધમાં પ્રીતિવાળી સરસ્વતિ! પછી તે કૌશિકીનાં માતાપિતાએ નક્કી વિચાર કરીને, તે ભૂભાસ્કરના વિદ્યાગુરૂને તેડાવીને તેમના તથા બીજા પવિત્ર ઋષિઓના સમક્ષ તે પોતાની કન્યાનું દાન વિધિપ્રમાણે ભૂભાસ્કરને આપ્યું. પછી થોડા દિવસ ત્યાં રહીને, કૌશિકીને ઋતુ પ્રાપ્ત થયા પછી તેડીને પોતાના આશ્રમમાં આવ્યો, અને પ્રીતિવડે તે પોતાની સ્ત્રીનું વિધિવડે પાલન કરવા લાગ્યો.

આ પ્રમાણે તેઓ સૂર્યદેહાના કિનારા ઉપરના પોતાના આશ્રમમાં રહી રૂડે પ્રકારે પોતાનો નિર્વાહ કરીને ધર્મનાં કર્મ કરતાં દિવસ કાઢવા લાગ્યાં. ત્યાં જેમ જેમ વધારે દિવસ થવા લાગ્યા તેમ તેમ તે કૌશિકી નિર્ભયપણે વર્તવા લાગી, તથા પોતાને વિચારે પણ ચાલવા લાગી. તે ભૂભાસ્કર પણ તેના વિષે ઘણી પ્રીતિ રાખતો તેથી તેની મરજી લગાર પણ ન તોડતાં, તરત તો તેના વિચારને અનુસરી તેનું મન રાખી ચાલતો, તેથી તેમનો આશ્રમ રૂડી રીતે શોભવા લાગ્યો.

તે કૌશિકી કુળવાન્ માબાપની દીકરી હતી, તેથી કોઈ દુરાચરણમાં તો તેની મતિ જતી ન હોતી, પણ દરેક વાર્તામાં પોતાના વિચારને છોડે નહિ એટલીજ તેનામાં ખોડ હતી.

---

૧ શ્રેષ્ઠ ઋષિઓના.

તે સ્ત્રીપુરૂષે પોતાના આશ્રમની આજુબાજુ ઘણી શોભા કરી હતી. કણેર, કેતકી, જાઈ, જુઈ, ચંબેલી, મોગરો, ગુલબાસ, ગુલદાવરી, બકુલ, બારમાસી, ગુલસરી, સૂર્યમુખી, આકડો, ધંતુરો, ગુલાબ, અલગોટા વિગેરે અનેક જાતનાં, દેવને અર્પણ કરવા જેવાં, તથા સુગંધી આપનારાં વૃક્ષોને એક બાજુ ઉછેર્યાં હતાં, તથા એક બાજુ એટલે આશ્રમની સંમુખ તુલસીવન ઉછેર્યું હતું, તથા બીજી બાજુએ જાતજાતનાં શાકભાજી તથા કંદ વિગેરે ઉછેર્યાં હતાં. તે ક્ષેત્રની ચારે બાજુ ફરતાં આંબા, આંબલી, જાંબુ, કેળ, કોઠી, લીંબુ, ફનસ, વિગેરે જાતજાતનાં ફળનાં વૃક્ષ ઉછેર્યાં હતાં, અને તે શિવાય બીજાં શરીરની સુખાકારી વધારનારાં વડ, પીપળ, લીમડા, ઉમરડા વિગેરે સારાં સારાં વૃક્ષને ઉછેર્યાં હતાં, જેથી તે આશ્રમ તેમાં રહેનારને તથા આજુબાજુથી અને દૂરથી જોનારને પણ આનંદ આપનાર જણાતો હતો. આઠે દિશામાં ઋષિઓના આશ્રમો સમીપ સમીપ આવેલા તેથી તે સ્થળ ઘણું રમણીય લાગતું હતું. જેમ દિનદિનપ્રતિ ચંદ્રમાની કળા વધતી જાય છે, તેમ તે કૌશિકીની વય વધવાથી તેનું રૂપ તથા તેજ વધવા લાગ્યું. ઘરમાં કોઈ સાસુ સસરો, કે વડિલ નહિ હોવાથી પોતાની મરજીપ્રમાણે ઘર ચલાવવા માંડ્યું. કોઈ દહાડો જેણે સંસારનું સુખ તથા સંતાપ ખરેખરાં જોયાં નહોતાં એવો ભૂભાસ્કર પણ, ગૃહસ્થાશ્રમના સુખમાં ગર્ક થઈ ગયેલો, પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યો, તથા પોતાની સ્ત્રીને હરેક પ્રકારે પ્રસન્ન રાખવા લાગ્યો. તે ભૂભાસ્કર ભણેલો ખરો, પણ ગણેલો ન હતો, તેથી પોતાના મનમાં એક દિવસ વિચાર કરવા લાગ્યો કે 'આ સંસારમાં ખરૂં સુખ તો સંસારી અવસ્થામાં જ છે; કેમકે ઘણી જગાએ વાંચવામાં આવ્યું છે કે સ્ત્રીવિનાનું ઘર શ્મશાન જેવું છે. સ્ત્રીવિનાના પુરૂષની આબરૂ લોકમાં પણ ઘણી ઓછી હોય છે. સ્ત્રીવિનાના એકાકી પુરૂષને રાત્રદિવસ આશાતૃષ્ણાના તરંગો એક પ્રકારના વેગવાળા વિષયચિંતનના પ્રવાહમાં તાણે છે, જેથી તેને પ્રસંગે દુરાચરણમાં પ્રવેશ કરવાનો વધારે સંભવ હોય છે. તેનું ચિત્ત સ્થિર હોતું નથી. તેની ચંચળ વૃત્તિઓ તેને એક ઠેકાણે અથવા એક વિચારમાં ઝાઝી વાર ટકવા દેતી નથી. તેનાથી શરીરની સારી કાળજી રખાતી નથી. ખાવા પીવાના તથા ઓઢવા પાથરવાના સઘળા પદાર્થો તે એકાકી વિવેકી પુરૂષને નીરસસરખા લાગે છે. કેટલાક અવિવેકી અને મૂર્ખ અભણસરખા પુરૂષો તો એવી એકાકી અવસ્થામાં પણ, દુરાચરણી હોવાથી, મસ્ત અને સુખી સરખા બીજા જોનારને ભાસે છે, તોપણ ખરૂં જોતાં તે મૂર્ખ પણ પોતાના મનમાં રાત્રદિવસ સંતાપને જ પામતા હશે. કારણ કે તે-

મને લોકમર્યાદાનો ભય હોય છે તેથી, તથા પરતંત્ર[1] પદાર્થવડે પોતાની પૂર્ણ કરવા યોગ્ય આશાઓની યોગ્ય સમયે પ્રાપ્તિ થવી સંભવતી નથી તેથી, તથા આપણી સત્તા વગરના પદાર્થોવડે સુખ મેળવવામાં જોઇતાં સઘળાં સાધનોની ખામી તેને નિરંતર સંતાપમાં જ નાંખ્યાવિના રહે નહિ, એ વિગેરે અનેક કારણોથી તે એકાકી પુરૂષને પોતાની મરજીપ્રમાણે યોગ્ય[2] વસ્તુની યોગ્ય કાળે કદાચિત્ પણ પ્રાપ્તિ થવી સંભવતી નથી, તેથી તેનું ચિત્ત ભમ્યા જ કરવાનું. આ પ્રમાણે મૂર્ખ અવિવેકી એકાકીને પણ જ્યારે સુખનો સંભવ જણાતો નથી ત્યારે વિવેકી, સાર અસારનો વિચાર કરનાર, સદાચરણમાં પ્રીતિવાળો, લોકલજ્જાનો પાળનાર, પરમેશ્વર તથા પાપકર્મથી સદા ડરતો રહેનાર, વિદ્વાન, કુળવાન્ એકાકી પુરૂષ તો નિરંતર સંતાપને જ પામવો જોઇએ, એમાં શું આશ્ચર્ય છે? અહો ભાગ્ય! હું તારૂં શું વખાણ કરૂં! તેં મને ઘટિત સમયે ઘટિત વસ્તુ મેળવી ઘણો સુખી કર્યો છે. સંસારમાં કુળવાન્ પુરૂષોને દુ:ખથી મુકાવનાર સ્ત્રી તથા બાળક છે, એમ કહ્યું છે તે સાચું જ છે. એકંદર દુ:ખથી છોડાવનાર સદ્ગુરૂ છે એ વાત સાચી, પણ સંસારમાં સુખ ભોગવી વૈરાગ્ય મેળવ્યાવિના તે સદ્ગુરૂનો પણ સઘળાં દુ:ખથી મુક્ત કરવામાં કશો ઉપાય ચાલતો નથી. કેમકે શાસ્ત્રમાં પણ વિવેક[3], વૈરાગ્ય[4], છ સંપત્તિ[5], અને મુમુક્ષુપણું[6] એ ચાર સાધન સિદ્ધ કરેલાને જ સદ્ગુરૂપાસે સર્વ દુ:ખની નિવૃત્તિરૂપ મોક્ષ મેળવવા જવાને અધિકારી ગણેલા છે. જેથી વિરાગ થયા વિના ગુરૂપાસે જવાય નહિ, ગુરૂશરણ થયા વિના સર્વ દુ:ખ મટે નહિ, તેમ જ સંસારનાં સઘળાં મનાયલાં સુખને ભોગવ્યા વિના તે દુ:ખરૂપ છે એમ સમજાય નહિ, અને તે સઘળા વિષય દુ:ખરૂપ છે એમ સમજાયા વિના તેમાં અસ્પૃહારૂપ વિરાગ થાય નહિ, અને વિષયમાં વૈરાગ્ય થયા વિના મોહ તથા શોક છૂટે નહિ, અને સંસારના પદાર્થોમાં થતો મોહ તથા તે વિના થતો શોક મટ્યાવિના પરમેશ્વર ઉપર ચિત્ત ચોંટે નહિ, અને પરમેશ્વર ઉપર ચિત્ત ચોંટ્યાવિના મોક્ષ મળે નહિ. આથી એ તો નક્કી જ છે કે સંસારમાં રહીને સુખદુ:ખનો અનુભવ દરેક માણસે કરવો જોઇએ, અને પછી જ્યારે આ સંસારનો ખરેખરો ત્રાસ આવી તે છૂટે ત્યારે જ એકાંતમાં તપ ક-

---

૧ બીજાને અધીન, પારકા. ૨ જોઇતી. ૩ સંપૂર્ણ સંસાર નાશવાન્ છે તથા પરમેશ્વર માત્ર નિત્ય છે એવો અનેક યુક્તિથી થયેલો દૃઢ નિશ્ચય. ૪ વિષય માત્ર દુ:ખરૂપ છે એ નિશ્ચયથી સિદ્ધ થયેલી અસ્પૃહા. ૫ વિરાગવાળા પુરૂષમાં આવતી છ શક્તિઓ. ૬ મોક્ષ માત્રની જ ઇચ્છા.

રવા જવું. હશે, હાલ તો મારે એ વિશેજ વિચાર કરવાનો છે કે સંસારમાં શી શી રીતે ચાલવાથી ખરૂં સુખ મળે છે.

કેટલાક એમ કહે છે કે ખરો મિત્ર મળે તો તે પણ આ સંસારનાં દુઃખથી મુકાવનાર છે, પણ તે વાત સઘળી રીતે ખરી જણાતી નથી. કારણ કે ઘણા માણસોને સાચા સ્નેહીઓ હોય છે પણ તેમને પોતાની સ્ત્રીવિના ઘણાં દુઃખનો અનુભવ થાય છે, તે પેલો મિત્ર છતાં પણ મટતો નથી. માટે એકંદર વિચાર કરતાં તો ખરો મિત્ર આ જગત્‌માં પોતાની સ્ત્રી જ છે; અને भार्या मित्रं गृहेषु च એવું વિદ્વાનો પણ કહેતા જાય છે, માટે એમાં કાંઈ સંશય નથી.'

લક્ષ્મી માતા કહે છે, હે સરસ્વતિ ! આ પ્રમાણે પોતાના પતિને વિચારમાં બેઠેલો જોઈને કૌશિકી કહે છે, તમે શું જોઈને બેશી રહ્યા છો ? સ્નાન કરીને તમારૂં નિત્યકર્મ કરી લો. પછી રસોઈ કરીને હું ક્યાં લગી બેશી રહીશ ?

ભૂભાસ્કર કહે છે, હા, મને કશી વાર નથી. એમ કહી ઉતાવળે નાહીને નિત્યકર્મ કરી જમી લેછે. પછી કૌશિકી જમીને પોતાના કામથી પરવારીને બેસે છે, ને પતિને કહે છે, મને તમારા આશ્રમમાં આવ્યે આ ત્રણ વર્ષ થવા આવ્યાં, તેમાં તમારૂં શરીર કેવું સુખથી ફરી ગયું છે ! ને તે પહેલાં કેવું સુકાયેલું અને તેજવિનાનું હતું !

ભૂભાસ્કર કહે છે, ખરે મને પણ એમ જ લાગે છે. તારાથી મને ઘણું સુખ થયું છે, અને હવે ધીરે ધીરે વધારે સુખ થશે, એમ મને લાગે છે.

કૌશિકી કહે છે, જુઓ, સંસારમાં સ્ત્રીવિનાના પુરૂષો છે તે પ્રેતની પેઠે શોભતા નથી. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રો પણ પોતાની સ્ત્રીઓવડે આ જગત્‌માં ઓળખાયા છે, અને મોટાપણાને પામ્યા છે. બાકી તેમને કોઈ પણ ઓળખતું નહિ. તેમ તમને પણ જગત્‌માં મારાવડે હવે સૌ ઓળખવા લાગ્યાં, ને પાંચમાં માણસ છો એવી ગણત્રી કરવા લાગ્યાં, નહિ તો કોઈ ગણત નહિ. કેમ સાચી વાત કે જૂઠી ?

ભૂભાસ્કર કહે છે, વાત તો સાચી, પણ પુરૂષવિનાની નિરાધાર સ્ત્રીઓનો જન્મ પણ નિરર્થક છે, કેમકે તેઓ કોના આશ્રયથી જીવે ? તે બિચારીઓને અન્નવસ્ત્રમાટે ઘેર ઘેર અથડાવું, હજારનું ઓશીયાળું વેઠવું, અને રોજ નવાં નવાં સંકટમાં પડવાનું. મોટી જગત્‌માતા જેવી સીતા હતી અને તેને માથે વિષ્ણુના અવતાર સરખા રામચંદ્રજી પતિ હતા, અને લક્ષ્મણજી જે શેષનાગના અવતાર તેમના સરખા દીયર હતા, તોપણ લગાર તેને એકલી નિરાધાર મુકીને ગયા, તો તરત

દુષ્ટ રાવણ આવીને હરી ગયો, અને ઘણા દહાડા સુધી દુ:ખ વેઠીને કેદખાનામાં દહાડા કાઢવા પડ્યા. તેમ જ પતિના રક્ષણ વિનાની દમયંતીને વણજારાના માર ખાવા પડ્યા, માસીને ઘેર દાસીપણું કરવું પડ્યું, ચોરીનું આળ ચઢ્યું, ને ઘણું દુ:ખ વેઠવું પડ્યું. માટે પુરૂષના વિયોગવાળી અથવા પતિવિનાની સ્ત્રીને દુ:ખનો પાર નથી. તેથી અરસપરસ ખરૂં કે સ્ત્રી ને પુરૂષ બંને એકબીજાથી સુખી છે. તેમાં પણ સ્ત્રીવિનાના પુરૂષ કરતાં પણ પુરૂષવિનાની સ્ત્રીને ઘણું દુ:ખ હોય છે. માટે સ્ત્રીનું દૈવત તથા સુખનો આધાર મૂળ તો પુરૂષ જ છે. પુરૂષવિના સ્ત્રીઓનું જીવતર ફોકટ છે. કેમ ખરી વાત કે ખોટી ?

કૌશિકી કહે છે, ખોટી વાત. જો એ વાત ખરી હોય તો જેને માથે જમ જેવા પાંચ ધણી બેઠેલા હતા, એવી બચારી દ્રૌપદીને રજસ્વલા હતી તોંપણ તેમના મોં આગળ ચોટલે ઝાલીને સભાવચ્ચે આણી, અને ન સંભળાય એવાં કઠોર વચનો પરપુરૂષોએ કહ્યાં તે સાંભળવાં પડ્યાં, તે વખતે પાસે બેઠેલા પુરૂષ ધણી જડની પેઠે જોતા રહ્યા. અને આખરે તે અબળાની લાજ લેવા માંડી, ત્યારે તેનું પોતાનું સત્ કામ આવ્યું, અને ઈશ્વરે તેની લાજ રાખી. ત્યારે પાસે બેઠેલા ધણી ખરા કે એનું પોતાનું સત્ ખરૂં ? માટે એ તો 'આપસમાન બળ નહિ અને મેઘસમાન જળ નહિ.' પોતાનું ધર્મબળ પોતાના કામમાં આવે છે. પુરૂષ પણ બચારો પરતંત્ર હોવાથી સ્ત્રીનું શું રક્ષણ કરનારો છે ? તે પોતે પોતાના સુખનો આધાર નથી, તો બીજાના સુખનો આધાર શેનો મનાય ? અને પોતપોતાનું બળ તો સૌને મળેલું છે, તે કંઈ કોઇથી લેવાતું નથી. ત્યારે હવે બોલો કે તમારી વાત ખરી કે ખોટી ?

ભૂભાસ્કર કહે છે, તું કહે છે તે ઠીક છે, પણ વિચાર કરી જોતાં સાફ જણાય છે કે સ્ત્રીજાતિ અબળા ગણાય છે, અને તે પુરૂષના રક્ષણવિના, તથા પ્રજાવિના દુ:ખી થાય છે, માટે પ્રધાનપણું તો પુરૂષનું જ છે. સ્ત્રીને તો પોતાના પુરૂષના આશ્રયતળે ઘરમાં જ રહીને દિવસ કાઢવા પડે છે, અને તેથી જ તેને સુખ અને પ્રતિષ્ઠા મળે છે. તેં પાંડવોની વાત કરી, પણ તે ધર્માત્મા પુરૂષો વચનથી બંધાઈ ગયેલા અને હારી ગયેલા હતા માટે રક્ષણ કરી શક્યા નહિ. બાકી પાછળથી વનમાં એક વેળાએ દ્રૌપદીને દુર્યોધનનો મોકલેલો દૂત પકડી લઈ જતો હતો, ત્યારે એ જ પતિઓએ દુષ્ટને શિક્ષા કરીને સ્ત્રીનું રક્ષણ કર્યું છે. વળી વિરાટ નગરમાં પણ ધણી વિનાની જાણીને સતીને ત્રાસ આપનાર કીચકને એ જ ભીમસેને મારી નાંખીને તેના ભયથી પોતાની સ્ત્રીને બચાવી છે. જો એ

જગાએ પતિનું રક્ષણ નહિ હોત તો મોટો ભય આવી પડત, માટે ધણી-વિના સ્ત્રીનો જન્મ સંસારમાં નકામો જ છે. કેમ હવે તને સમજાયું કે નહિ?

કૌશિકી કહે છે, મને તો સમજાયેલું જ છે, પણ તમને હજી બરાબર સમજાયું નથી, માટે સાંભળો. તમે કહો છો કે પોતાનો પુરૂષ સ્ત્રીની રક્ષા કરે છે ત્યારે જ સ્ત્રીઓ સુખી હોય છે, પણ દેવતાઓના રાજા ઇંદ્રસરખો જેને માથે પતિ હતો તે ઇંદ્રાણીને પણ નહુષ રાજાથી એટલો પરિતાપ થયો કે જેની સીમા રહી નથી. તે સ્ત્રીએ આખરે પોતાના પુરૂષાર્થબળથી પોતાના પતિનું પણ રક્ષણ કરીને તેને મોટા ભયથી મુકાવી ઘેર આણ્યો છે. માટે પતિરૂપ પુરૂષો જ સ્ત્રીનું રક્ષણ કરે એ વાત મનાય નહિ. વળી શ્રીકૃષ્ણસરખા જેને સ્વામી હતા એવી રૂક્ષ્મણીના પુત્રને સુવાવડના ઘરમાંથી જ કોઈ લઇ ગયું, તેની પણ તે રક્ષા કરી શક્યા ન હતા તો બીજાની શી વાત ? અને પુત્ર વિગેરે પ્રજા અર્થે પતિનું મોટાપણું ગણો છો તો, એ જ શ્રીકૃષ્ણને જાંબુવતીએ કહ્યું કે લક્ષ્મીને પુત્ર થયો, અને મને પણ પુત્રની ઇચ્છા છે, માટે મારી ઇચ્છા ગમે તેમ કરીને પૂર્ણ કરો. ત્યારે તે શ્રીકૃષ્ણે ઘણો વિચાર કરીને આખરે તપ કરી શ્રીમહાદેવની આરાધના કરીને પુત્ર પ્રાપ્ત કર્યો હતો. તે પણ ઉપમન્યુને ગુરૂ કરીને, તેના આપેલા મંત્રનો જપ કરતાં, એક મહિનો ફલાહાર કરીને, બીજે મહીને જળમાત્રનો આહાર કરીને એક પગે ઉભા રહીને, ત્રીજે મહિને વાયુ ભક્ષણ કરી પગને અંગુઠે ઉભા રહીને, એમ દિનપરદિન ઘણું કષ્ટ વેઠી તપ કરીને મહાદેવજીને પ્રસન્ન કરી વર માગીને પ્રજા મેળવી હતી, તો બીજાને પોતાની સ્ત્રીની ઇચ્છાથી પ્રજા આપવાની શી સત્તા છે ? માટે એ વાત જવા દો. એ તો સ્ત્રીઓવડે જ પુરૂષને સંસારમાં શોભા અને સુખ છે; અને સ્ત્રીઓ ભલી છે તે પોતાનું ધર્મબળ વધારવા પોતાની મર્યાદા બાંધીને ચાલે છે. હવે બરાબર સમજ્યા કેની ?

ભૂભાસ્કર કહે છે, તું કહે છે તેની હું ના નથી કહેતો, પણ હજુ તું વાતની ખરી મતલબ સમજતી નથી. મારૂં તો એ જ કહેવું છે કે પતિના વિયોગવાળીને, તથા પતિવિનાની સ્ત્રીને ઘણાં દુઃખ વેઠવાં પડે છે, તે આ તારા બોલવાથી જ નીકળે છે. એ ઇંદ્રાણીને નહુષ રાજાએ સંતાપ આપ્યો, તે ક્યારે, કે જ્યારે તેનો પતિ ઇંદ્ર તે સ્ત્રીનું રક્ષણ કરતો પાસે ન હતો ત્યારે. માટે તારી વાતથી જ એમ નીકળ્યું કે રક્ષણ કરનારો પતિ પાસે ન હતો ત્યારે ઇંદ્રાણીને, દુષ્ટ સ્વભાવને વશ થઇને, નહુષે પીડા આપી. પાછો ઇંદ્ર આવ્યો એટલે એ સ્ત્રીનો સંતાપ ટળ્યો. અને શ્રીકૃષ્ણની વાત કરી તેમાં પણ એમ તો ઠરે જ છે કે તે પતિ હતા તો તેમને સ્ત્રીએ પ્રાર્થના કરી, અને તેમણે ગમે તે પ્રકારે બળ મેળવીને પો-

તાની સ્ત્રીઓના પોતે મનોરથ પૂર્યા; અને પતિવિનાની હોય તેને તો કોઈ ઉપાય જ નથી. માટે સમજીને વિચાર કર, તો તને જણાશે કે હું કહું છું તે ખરૂં છે, અને તારી સમજવામાં ભૂલ છે. વળી તું જે દાખલો ઇંદ્રનો આપે છે, તે તો તારી વાતને પણ તોડે એવો છે. કેમકે તારૂં કહેવું તો એવું છે કે સ્ત્રી જ પુરૂષનાં સઘળાં સુખનું કારણ છે. જો એમ હોય તો પોતાની સ્ત્રી ઇંદ્રાણી પાસે હતી, તે છતાં એ ઇંદ્રને સંતાપ પામીને માનસ સરોવરમાં કમળના નાળમાં શા માટે સંતાઇને પેસવું પડ્યું, એટલો તો વિચાર કર. જ્યારે પોતાના પાપથી ઇંદ્રને સંતાપ થયો, ત્યારે તેને કશામાં સુખ નહિ પામતો, કાન્તિરહિત થયેલો, ત્રાસ પામેલો, નિસાસા મુકતો, મુઝાઈ ગયેલો, ભાનવિનાના જેવો થઈ ગયેલો જોઇને, આ લોકની તથા દેવલોકની સઘળી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી ઇંદ્રાણી દુઃખ પામીને બોલી કે ' હે પતિ! તમારો કોઈ પણ શત્રુ બળ પામેલો જણાતો નથી, તે છતાં તમે શા માટે દુઃખીસરખા દેખાઓ છો?' ત્યારે એ ઇંદ્રે એમ કહ્યું છે કે ' હે સાધ્વી રાણી! મારે કોઇ બળવાન્ શત્રુનો ભય નથી, તોપણ મને શાંતિવાળું સુખ મળતું નથી. હું ઘરમાં નિરંતર ભયને પામું છું. આ નંદન વન, અમૃત, અપ્સરાઓનો નાચ, ગંધર્વોનું ગાયન, કે મોટું વન પણ મને સુખ આપનાર દેખાતું નથી. હે સ્ત્રી! સર્વ સુખના ભંડાર જેવી તું છે, તે તારાથી તેમ જ આ બીજી સ્ત્રીઓથી પણ મને મુદ્દલ સુખ ભાસતું નથી. આ કામધેનુ તથા કલ્પવૃક્ષથી પણ મને લગારે આનંદ થતો નથી. મને અહોરાત્ર એ જ થાય છે કે હું કયાં જાઉં, અને શું કરૂં, કે જેથી મને સુખ થાય? આ દુઃખ થવાનું બહાર તો કોઈ કારણ દેખાતું નથી, માટે મારા અંતરમાં રહેલું મારૂં દારૂણ પાપ જ મને આ સંતાપ આપનાર છે એમ જણાય છે.' તો હે બ્રાહ્મણની કન્યા! તું વિચાર કર કે જો સ્ત્રીથી જ પુરૂષને સુખ થતું હોત તો, અનેક સુંદર સ્ત્રીઓ છતાં પણ એ ઇંદ્રને કેમ દુઃખ થયું? માટે તને સમજણ આવે એવો વિચાર કર. સ્ત્રીજાતિ પુરૂષને અધીન રહીને ચાલે છે તેમાં જ તેને સુખ છે; નહિ તો પતિવિનાની અને ઉન્મત્તપણે ચાલનારી સ્ત્રીઓ આ લોકમાં તથા અન્ય લોકમાં ઘણી નિંદાને પાત્ર થાય છે, એ વિષેના હજારો દાખલા છે, તે હું તને કહીશ, ત્યારે ધીરે ધીરે તને ખરી વાત સમજાશે. હજુ તેં થોડું થોડું સાંભળ્યું છે, પણ પૂરેપૂરૂં સમજાયું નથી. પણ ચિંતા રાખીશ નહિ. હું તને સર્વ સમજાવીને કુશળ કરીશ. તારી બુદ્ધિ ઘણી સારી છે, તેથી તને સમજણ પડવાને ઝાઝી વાર લાગશે નહિ.

કૌશિકી કહે છે, તમારા બોલવાથી જ એવું નક્કી થાય છે કે, પુરૂષ

પાસે હોય તોપણ તેનાથી સ્ત્રીનું બરાબર રક્ષણ થતું નથી ને પુરૂષથી પોતાથી પોતાનું પણ રક્ષણ થતું નથી. કારણ કે સ્ત્રીનું રક્ષણ કરવા સ્ત્રીને સાથે લીધા વિના એકલો ઇંદ્ર જઇને સંતાઈ ગયો, અને પોતે પણ પોતાનું રક્ષણ કરી શકત તો એને સંતાવાની શી જરૂર હતી? વળી સુખ છતાં પણ પોતે સુખને સુખરૂપ ભોગવી શક્યો નહિ ત્યારે સુખને દુઃખરૂપ કરનાર, અને ભોગથી ભ્રષ્ટ કરનાર તેને કોઈ બીજો ધણી હોવો જોઇએ. તો એ બીજાને તાબે રહેનાર પોતાના તાબાના માણસનું શું રક્ષણ કરે, એ ઉઘાડું જ તમારા બોલવાથી જણાય છે. એટલે હવે સમજવાનું બાકી તે તમારે છે કે મારે, તેનો જરા વિચાર કરો, એટલે તમને જ સમજાશે કે મારૂં કહેવું સાચું છે. વળી સ્ત્રીઓ પોતાના પતિનું રક્ષણ કરે છે, એવા ઘણા દાખલા છે, તે જ્યારે તમારા જાણવામાં આવશે ત્યારે તમને બરાબર સમજાશે. તે હું તમને ધીરે ધીરે કહીશ. એક તો સીમંતનીનો જ દાખલો છે કે તેણે મહાદેવના વ્રતવડે પોતાના પતિની રક્ષા કરી છે. તેનો પતિ જળમાં ડુબી ગયેલો, અને ત્યાંથી વરૂણલોક તથા નાગલોકમાં પણ, મહાદેવની ભક્ત સીમંતની છે, તેનો આ પતિ છે એમ જાણીને તેની સારી રક્ષા થઈ છે, વૈભવસાથે પાછો આ લોકમાં વિદાય કરાયો છે, ને તે પાછો પોતાની સ્ત્રીને મળ્યો છે. વળી પાંડવોને પણ મોટા યુદ્ધમાં મરણનો ભય આવ્યો હતો ત્યારે દ્રૌપદીએ ભીષ્મને પ્રસન્ન કરી અખંડ સૌભાગ્ય એવો વર મેળવી પોતાના પતિની રક્ષા કરી હતી. માટે તમે હજી વિચાર કરો. જ્યાં સુધી ખરૂં સમજાય ત્યાં સુધી વિચારો. મારા સમજવામાં તો એમ જ છે કે સ્ત્રીઓને માટે જ પુરૂષોને ઉત્પન્ન કર્યા છે, તે પુરૂષોએ કોઈ પ્રકારે પણ પોતાની સ્ત્રીના મનને સંતોષ આપવો, અને તેને કદી પણ દુઃખ આપવું નહિ. તેની મરજી સંભાળીને કામ લેવું. આટલાથી પણ જો તમારી ખાતરી ન થાય તો વળી વધારે કહી સંભળાવીશ.

ભૂભાસ્કર કહે છે, તને ઉલટી સમજ છે, ને તેને તું સાચી માની બેસે છે. જો, એ ઇંદ્રને તો મોટું ભયંકર જે મહાપાતક ગણાય છે તે લાગ્યું હતું, તેથી તેને કશું સુખ જણાયું નહિ, ને એકાંતમાં જઇને તેણે પોતાનું રક્ષણ કરી લીધું. અને સીમંતનીની પણ તેના ધણીના પુણ્યથી સારી મતિ હતી તેથી તેણે પોતાનું સત્યવ્રત પાળીને પોતાના પતિનો પાછો મેળો કર્યો. તેમ જ દ્રૌપદીએ પણ પાંડવોના અદૃષ્ટરૂપ શ્રીકૃષ્ણની સલાહથી જ વર મેળવ્યો હતો. અને એમ માનીએ કે તે સ્ત્રીઓએ વ્રત, દાન, ઉપાસના વિગેરે વડે પોતાના પતિની રક્ષા કરી, તોપણ એવું જ સમજવાનું છે કે તે પવિત્ર અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાના મનમાં જા-

ણતી હતી કે આપણું સંપૂર્ણ સૌભાગ્યસુખ, જે મુખ્ય સંસારસુખ છે તે, પતિ જ છે. માટે તે વિના આપણે આ સંસારમાં નકામાં, દુઃખી, દીન, અને નિંદાનાં પાત્ર થઈશું. માટે અનેક ઉપાયથી આપણે આપણા પતિસુખને સંભાળી રાખવું. માટે જો તને સીધી સમજ પડે તો તારા બોલવાથી પણ એ જ નીકળે છે કે સ્ત્રીઓનું સંસારમાં ખરૂં દૈવત જોઇએ તો પોતાનો પતિ જ છે. કેમ એમ જ છે કે બીજું કાંઈ?

કૌશિકી કહે છે, ના એમ નથી. મારૂં કહેવાનું, ખરૂં જોતાં તો, એવું છે કે પુરૂષોને આ સંસારમાં ખરેખરો સુખનો આધાર સ્ત્રી છે, અને તેથી અનેક ઉપાયથી પણ પુરૂષોએ પોતાના ખરા સુખને પામવા માટે, ગમે તેમ કરીને પણ, કુળવતી સ્ત્રીને વિધિથી પરણીને, તે આપણા સુખનો ભંડાર છે એમ જાણીને તેની મરજીપ્રમાણે તેને સંતોષ આપીને, પોતે પોતાનું સુખ મેળવી લેવું. સંપૂર્ણ પ્રકારે આપણા સુખનો આધાર સ્ત્રી જ છે એવું જાણીને તેનાથી હળીમળીને રહેવું, અને તેને કોઈ દિવસ પણ સંતાપ આપવો નહિ. કેમ હવે બરાબર સમજાયું કે હજી કંઇ વાંધો છે?

ભૂભાસ્કર કહે છે, વાંધો માત્ર એટલો જ છે કે તું સ્ત્રીઓની પુરૂષ કરતાં વધારે બળવાન્ સત્તા ગણે છે એ ખોટું છે. કારણ કે મૂળથી વિચાર કરતાં પ્રકૃતિ[1] જે માયા, તે પુરૂષ[2]ને અધીન વર્તીને પોતાની સઘળી પ્રવૃત્તિ પુરૂષને માટે જ કરે છે. તે પુરૂષને પોતાનો આધાર જાણે છે, અને નિરંતર તેને અનુકૂળ વર્તે છે. તેથી મુખ્ય પુરૂષ જ છે, એમ સઘળા પ્રકારે આજદિનસુધી નિશ્ચય થતો આવ્યો છે, અને તું કોઈ પણ નિશ્ચયને બરાબર મનમાં ઉતાર્યા વિના તારો ગમે તેવો નિશ્ચય બાંધી બેસે છે, એ ઘણું સારૂં નથી. દરેક કામમાં ઠરીને વિચાર કરવો જોઇએ, અને એકદમ કાચે પોચે કોઈ પણ બાબતમાં આગ્રહથી મિથ્યા બંધાઈ ન જવું જોઇએ.

કૌશિકી કહે છે, મારૂં પણ એ જ કહેવું છે કે પ્રથમના લોકોએ ગમે તેવો નિશ્ચય કરયો હોય, પણ તેને આપણે ખરો જ છે એમ માનીને દુરાગ્રહમાં બંધાવું ન જોઇએ. આપણે આપણી મેળે જ વિચાર કરવો જોઇએ. પુરૂષ ને પ્રકૃતિ, તેમ સ્ત્રી ને પુરૂષ જો તમે માનતા હો તો, પ્રકૃતિ તો આ શરીર[3] છે, અને જીવાત્મા પુરૂષ છે. તો જીવાત્મા કેવો શરીરથી બંધાઈ ગયો છે! સવારમાં ઉઠે છે કે જીવાત્માને શરીરની જ કા-

---

૧ જગતનું મૂળ કારણ. ૨ ચૈતન્યને. ૩ શરીર પ્રકૃતિનું કાર્ય હોવાથી તે પણ પ્રકૃતિરૂપ જ છે.

ળજી રહે છે. બિચારો જીવાત્મા મળશુદ્ધિ કરીને શરીરને સાફ રાખવા કેટલી કાળજી કરે છે. સવારમાં દાતણ કરીને મોંને સાફ કરે છે, નાહીને આખું શરીર મેલરહિત કરે છે. તેને લુગડાથી લુછી કોરૂં કરે છે. તેને સારાં ચોખ્ખાં વસ્ત્રોથી ઢાંકી રાખે છે. તેને માટે હજારો ઉપાય તથા વિચાર કરીને ખાવા પીવાના પદાર્થો મેળવે છે. તેને રૂચતા પદાર્થો જ માડે છે. તેને પુષ્ટ ને સારૂં દેખીને રાજી રહે છે. તેને સુકાએલું કે રોગવાળું દેખીને દુઃખી થાય છે. તેને દરેક વાતે સુખ થાય એવા જૂદા જૂદા વિષયો તેને આપે છે. તેને સુખથી સુવાડે છે. ટાઢમાં ઓઢાડે છે. તાપમાં પવન નાંખે છે. વરસાદમાં ઘરમાં છાયામાં રાખે છે; ગરમીથી તપાડે છે. સારા સુગંધીવાળા પદાર્થોનો તેને લેપ કરે છે. તેને કાંઈ થાય છે કે તરત ઓસડવેસડ ને મલમ પટા કરે છે. તેને શોભાવવાને મૂલ્યવાન્ વસ્ત્ર તથા અલંકાર પહેરાવે છે. તેને સુંદર તિલકો કરે છે. વળી આરસી લઇને તે શરીર કેવું સુંદર દેખાય છે, એમ વારંવાર તેને જુએ છે. માંખી, મચ્છર, કે માંકડ ચાંચડ જેવાં કરડનારાં જંતુઓને આખો દહાડો તેને ઈજા કરવા આવતાં જોઈ જાણીને તેમને ઉડાડે છે, વીણી નાંખે છે, અથવા પ્રસંગે તેમને મારી નાંખે છે. આ વિગેરે લાખો પ્રકારે આ જીવાત્મા પુરૂષ પોતાની શરીરરૂપ પ્રકૃતિને પોતાના સુખનો આધાર જાણીને કેટલી કાળજીથી રાત્રદિવસ પાળે છે, તથા તેની સેવામાં જ રહે છે, તે વિચારો. મારે પણ એ જ કહેવાનું છે કે આ પુરૂષોએ પણ પોતાની સ્ત્રીને તે જ પ્રમાણે રૂડી રીતે સંભાળીને રાખવી જોઇએ. કેમકે શરીરની પેઠે સ્ત્રીઓ પણ પુરૂષના સુખનો આધાર છે. એ પ્રમાણે ઘણા પુરૂષો તો કરતા જણાય છે પણ ખરા; અને એક રીતે તો સઘળા જ પુરૂષો પોતાની સ્ત્રીને એવી રીતે જ સેવતા જણાય છે. જુઓ, પુરૂષો ગૃહસ્થાશ્રમ કરનારા થાય છે, અર્થાત્ સ્ત્રી પરણે છે કે તરત ઘર કરવાની કાળજી રાખે છે, પૈસો કમાઈ લાવવા લાખો વિચાર કરીને ઉદ્યમ કરે છે. તેને સારા ખાવાના પદાર્થો ઘેર બેઠાં લાવી આપે છે, તેને સારી શોભાવાળી કરવાને વસ્ત્ર તથા અલંકાર ઘણે કષ્ટે પણ લાવી આપે છે, તેને જૂદા જૂદા વિષયો તેની રૂચીપ્રમાણેના મેળવી આપે છે. ટુંકામાં કહું તો જેવી જીવાત્મા શરીરની સેવા કરે છે તેવી જ સ્ત્રીઓની સેવા આ પુરૂષો કરે છે. પણ માત્ર મોંઢેથી એમ બોલે છે કે સ્ત્રીઓ અમારી સેવા કરે છે. એ ખોટી વાત મને ગમતી નથી. હવે જુઓ, શાસ્ત્ર તથા લોક અને આપણો અનુભવ વિચારી જોતાં પણ એ જ નક્કી ઠરે છે કે સ્ત્રીને સારૂ જ પુરૂષો છે. કેમ હવે ખાતરી થઈ? મને પણ મારા બાપે શાસ્ત્ર સંભળાવ્યું છે, તેથી બધું જાણું છું. તમે તો કોઈપાસે જઇને ભણ્યા

હશો, એટલું જ જાણો. હવે તમારે બોલવા જેવું હોય તો બોલો. મારા પાસે તેના સજ્જડ જવાબ તૈયાર છે.

ભૂભાસ્કર કહે છે, જો હજી તું ઉછરતી ઉમરવાળી બાળકબુદ્ધિ ગણાય છે. કેમકે ત્રીશથી ચાળીશ વર્ષની ઉમરમાં બુદ્ધિ પરિપક્વ થાય છે. હજુ તું તો પહેલી વીશીમાં છે. તારે માથે કશું પડ્યું નથી. તે તડકો છાયા જોયાં નથી. પુરૂષના ખરા મહિમાને તું જાણતી નથી. સ્ત્રીની સાચી સત્તાનો તને અનુભવ નથી. લોકનીતિના સ્વરૂપને તું જેમ છે તેમ જાણતી નથી, તેથી હજુ તું બોલવામાં ખરા ખોટાના તોલને કરતી નથી, તથા નાનામોટાના વિવેકને પણ કોઈ દિવસ નહિ પાળેલો હોવાથી પાળી શકતી નથી. તોપણ તારી બુદ્ધિ સારી છે. તું કુળવાન્ માબાપની દીકરી છે. ધર્માચરણમાં પ્રીતિવાળી છે. ખરૂં ખોટું નિર્ણય કરવામાં કાળજીવાળી છે. ગમે તેવા પણ ઘટાવીને તર્ક કરવાનું તને બળ છે. તેથી તું આગળ જતાં વિચારીશ તો ઘણું સારૂં સમજી શકીશ. આજે તો હવે ઘણી વાર થયાં આપણી વાત ચાલે છે, માટે બંધ રાખીશું. વળી આમ કરતાં કદાપિ વિખવાદમાં વધી પડીએ તો આપણા પ્રેમમાં વિરોધ પેસે, અને મન ખાટાં થતાં જાય તો આપણું ખરૂં સુખ નાશ થતું જાય. તેથી તું પણ આજે તારા કામમાં લાગ. હું પણ હવે મારા કામમાં લાગું છું. વળી કાલે નવરાશે આપણે એ બાબત ચર્ચા ચલાવીશું. એમ બોલી ઉઠે છે, અને કૌશિકી પણ પોતાને કામે લાગે છે.

**મનોહર**—બોલો ‘ જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ. ’ ( સૌ બોલે છે. )

**દાસ**—ભતજી માડાજ ! અમાડી ઉધડાની બાકી[1] જ છે હો. પછી જેમ મડજી.

**મનોહર**—હા દાસ ! મને સ્મરણમાં છે. પણ આ કથા ચાલી છે, એમાં જ તે સઘળી વાત આવવાની છે, એટલે હવે જુદી પાડીને કહેવાની જરૂર નથી. કાલ પરમ આવી જશે.

**દાસ**—ભલે, સી ટાકીડ છે જે. આપતું ઢાન પોંચે ટાડે ડયા કડજો. કેમ વિઠ્થલજી !

**વિઠ્ઠલજી**—હાસ્તો. કથાપ્રસંગમાં જ આવશે તે વધારે ખુલાસાથી સમજાશે. આ કથા પણ ઘણા મહત્વવાળી છે. એમાંથી સમજશે તેને ઘણું સમજવાનું છે. ને હજી ખરેખરૂં તો ઘણું કરીને આગળ આવશે, એમ લાગે છે. હવે શો વિચાર ?

---

૧ પાકી.

**દાસ**—વિચાડ ટો એ જ કે કંઈ અમ્બુટનું પાન ઉથતાં ઉથતાં ઠઈ જાય એતલે બસ.

**વિઠ્ઠલજી**—ત્યારે ઇચ્છાપ્રમાણે એકાદ બોધક ભજનની કૃપા કરો મહારાજ!

**દાસ**—પન વિથ્થલજી! આ આજની કઠામાં પેલીનું નામ ટેના બાપે નિજ–નિજમટિ પન ખૂબ ખોલી કાઢ્યું છે! સી એની બોલવાની ઝરપ, ને સો એનો સપાતો! જાને ચોઢારૂં ખરગ! ભતજી માડાજ! વ-ચમાં બોલ્યો છું, માફ કડજો હો. (પોતાને હાથે ગાલમાં તમાચા ધીરેથી મારે છે.)

**મનોહર**—('જય જય સદ્ગુરૂ દેવ' બોલાવીને)

## પદ. ગરબી.

હે મન પાપી, (આ) ભવબંધન બેડી તેં જીવને આપી,
બહુ સંતાપી, જન્મ ગુમાવ્યા ઝાઝા પણુ નવ કાપી. ટેક.
તેં નેત્ર ખરાં જીવનાં ઢાંક્યાં, ચિત્ત બુદ્ધિને ઉંધાં હાંક્યાં,
સુખ આપ્યાં નવ કદીએ પાંક્યાં[1], હે મન૦ ૧
જે આ સુખ આ સુખ એમ કહ્યું, વિણુ વિવેક જીવે સત્ય લહ્યું,
આ વિધ સૌ સુખ સમૂળ દહ્યું, હે મન૦ ૨
આશામાં જીવને અટકાવ્યો, લાલચથી ઉંચો લટકાવ્યો,
અગ્નિ કરી નીચે પટકાવ્યો, હે મન૦ ૩
દુઃખ દેતાં પણુ તેં નવ છોડયો, મદ મોહ ન સત્વર તેં મોડયો,
અવિદ્યા[2] કોટ ન હજી તોડયો, હે મન૦ ૪
જીવ પણુ ખાટકીના પશુ જેવો, હજી કરી સંબંધ રહ્યો કેવો,
જાણે મન શું દેશે મેવો, હે મન૦ ૫
સંગીની કેમ ધરે ન દયા, દુઃખદાયક જન્મ અનેક ગયા,
સમજી હજી કેમે ન એક થયા, હે મન૦ ૬
શું સજ્જન ઝાઝું સમજાવે, છે તેમ તને કાં ના ભાવે,
નિત્ય વેધ નવા શીદને લાવે, હે મન૦ ૭
સમજી મનહર નિજપદ જોતું, ઉલટું સુલટું ગણી નવ મ્હોતું,
જેથી અંતે નવ રહે રોવું, હે મન૦ ૮

(સૌ 'જય જય સદ્ગુરૂ દેવ' બોલે છે.)

---

૧ માચ્યાં, હડાક્યાં, તકસર. ૨ અજ્ઞાન, આવરણુ કે જેથી અંતરાત્માનું અપરોક્ષ ભાન થતું નથી.

**વિઠ્ઠલજી**—ધન્ય છે ભટજી મહારાજ! આવું કોણ કહેનાર છે? હવે આજ્ઞા છે? (નમન કરી ઉઠે છે.)

**દાસ**—(ઉઠતાં) બોલો 'સી કુંજ વિહાડી લાલકી જે'! (સૌ વારા ફરતી જાય છે.)

**વિજયા**—(સૌના ગયા પછી) કેમ વારૂ, આ કૌશિકીની કથા તમે આટલા દિવસ થયા પણ મારા આગળ તો એકે દિવસ કહી ન હોતી. એમાં મને તો ઘણી મજા લાગે છે.

**મનોહર**—તેમાં જ. જો કોઇ દિવસ તેં સાંભળેલી હોત તો આજે આટલી મજા નહિ લાગત. ત્યારે તને મેં કોઈ દિવસ કહી ન હોતી તે સારૂં થયું કે ખોટું? એક વાર જાણેલી વાતમાં પછી તેવો રસ નથી રહેતો.

**વિજયા**—જો હું ભૂલતી ન હોઉં તો, મને તો એમ પણ લાગે છે કે કોઈ કોઈ વાર સાંભળેલી વાતને પણ ફરી સાંભળવાનું મન થાય છે, ને તેમાં પણ ઘણો રસ જણાય છે. પણ તેમાં કહેનારની કુશળતા કારણ હશે, નહિ વારૂ?

**મનોહર**—એ તો ખરૂં જ છે. કેટલીક નવી વાર્તા પણ કહેનારની કઠોર વાણીથી રસિક જણાતી નથી. સજ્જનને પ્રિય લાગે એવી વાણીની સુંદરતા પણ મોટા પુણ્યવિના મળતી નથી.

**વિજયા**—આ કૌશિકી, ઋષિબ્રાહ્મણની છોકરી છે, તે બોલવામાં તો વિદ્યાવાળી જણાય છે, પણ કોઈ કોઈ વાર પતિઆગળ બોલવાના વિવેકને ભૂલી જઇને કેમ બોલતી હશે? શું એને સમજણ નહિ હોય કે એ તે જાણી જોઇને એમ બોલતી હશે?

**મનોહર**—એનો તો મૂળથી સ્વભાવ જ પડેલો, અને તે સ્વભાવ પતિને ઘેર આવીને ભૂલી જાત. પણ ભૂભાસ્કર ભોળો, એટલે મોહમાં ભોળવાઇને પોતાનું કર્તવ્ય ભૂલ્યો, તે આગળ ભોગવવું પડશે. બાકી જો કુશળ પુરૂષ હોય તો તેણે પોતાની સ્ત્રીનો, અને કુશળ સ્ત્રી હોય તો તેણે પોતાના પતિનો જેટલો નઠારો સ્વભાવ હોય તેને ધીરેથી ઓળખી લેવો; અને ઝાઝો સહવાસ થતા સુધીમાં તેના ઉપાયો લેવા માંડયા હોય તો થોડે કષ્ટે ને ઓછે કાળે તે છૂટી જાય છે, અને સુખ થાય છે.

**વિજયા**—આ કથામાં બધાં સાંભળનારાં સમજ્યાં હશે? મને તો નથી લાગતું કે સૌ સમજ્યાં હોય.

**મનોહર**—નહિ સમજ્યાં હશે તે ધીરે ધીરે સમજશે. કોઈ પણ વસ્તુ એકદમ સાધી લેવાતી નથી. અને કથા તો મહીં વખતે કઠિણ પણ આવે. એ તો એમ સાંભળતાં સાંભળતાં એમના મનને ટેવ પડશે,

એટલે સમજવા માંડશે. અને નહિ સમજાશે તે વળી પૂછતાં જશે. તું પણ પ્રથમ કેવી હતી?

**વિજયા**—પણ જો ખરૂં પૂછો તો હું કાંઇ છેક મૂર્ખ ન હતી. તમને કંઈ મને સુધારતાં બહુ મહેનત કરવી પડી છે? લગાર ટકોરતાં ટકોરતાં સઘળું સમજતી હતી.

**મનોહર**—તારે મોંઢે જ કહે છે કે 'ટકોરતાં ટકોરતાં,' એટલે મહેનત જ કહેવાય. અને લગાર ટકોરો મારતાં જ સુધરી જાય તે તેજવાળી કહેવાય. તોપણ હું કાંઈ તને વખોડતો નથી. કારણ ઘણી જગાએ જુધાં મારતાં પણ નહિ સુધરેલી મેં દીઠી છે. તને તો ઘણી ભલી જાણું છું. (જરા હસીને) દુઃખ ન માનીશ. તારે માટે મારો વિચાર મૂળથી જ સારો હતો, અને હવે તો સર્વોત્તમ થઈ ગયો છે.

**વિજયા**—સારી કે નઠારી જે છું તે આ આપના ચરણમાં પડી છું એટલે સારી જ છું. ગમે તેવી ગણો તોએ હવે તમારી છું તે કાંઇ દેહ છૂટતાંએ મટવાની છું? ગુણ દોષ નીભાવી લો છો એટલે મારે કશી ઓછ નથી.

**મનોહર**—તું મને ન મળી હોત તો મારે આ સુખની આશા જ ન હતી. કુળવતી, સારા સ્વભાવની, પતિમાં પ્રીતિવાળી, દુઃખસુખ સહન કરનારી, પતિની રૂચી જોઇને સુખ આપવામાં કુશળ, તથા સર્વ પ્રકારે આનંદ માનનારી, પ્રાણ જતાં પણ પોતાના ધર્મથી ન ચળનારી, પારકાં સુખ જોઈ ન બળનારી, પોતાના ઘરમાં જે સુખ હોય તેમાં સંતોષ માનનારી, કોઈ વાર પણ ઉંચે શબ્દે નહિ બોલનારી, સદા પ્રસન્ન મુખથી પતિના સમીપ આવનારી, પતિનાં કડવાં મીઠાં વચનથી પણ મુખ નહિ ચઢાવનારી, અને એવા જ અનેક સદ્ગુણવાળી તારા જેવી સ્ત્રી મને અસંખ્ય મોટાં પુણ્યવિના ન જ મળે. આ ખરેખરૂં તને કહું છું. આ વચનો તારે મોંઢે તારાં વખાણ રૂપે કહેવાં ન જોઇએ. પણ હવે તું પોતાનાં વખાણથી ન ફુલાઈ જવાના સારા સ્વભાવવાળી થઈ છે, માટે જ આજે મેં તને મારા મનનો ખરો ભાવ કહ્યો છે. ચાલો હવે સુવાનો સમય થયો હશે.

**વિજયા**—હા પથારી તો તૈયાર છે. આખો દિવસ બેશી રહેવાથી વાંસો પણ દુઃખતો હશે. આજ્ઞા હોય તો હું જરા હાથ ફેરવું.

**મનોહર**—તું પણ થાકતી જ હઇશ કેની! ઘરનો ધંધો કંઈ સહેલો છે? હશે ઇશ્વરેચ્છા. (આનંદવાર્તા કરતાં પોતપોતાને સ્થળે સુઈ જાય છે.)

---

# दिवस ११.

**વીજળી**—( વહાણામાં વહેલી ઉઠી પ્રભાત ગાય છે )

## પ્રભાત.

જગત્પતિ દુ:ખના હરનારા, હેતે હું સંભારૂં રે,
જેનું ભજન કરી જન ઝાઝા, તજી આવ્યા ભવબારૂં રે. જગત્૦
રાત્ર ઘડી ખટ રહેતાં ઉઠી, છાંડી મારૂં તારૂં રે,
મન ચોંટે પ્રભુપદમાં આવી, એથી શું અતિ સારૂં રે. જગત્૦
પશુ પક્ષી ને જીવ સઘળા આ, માયામાં મલકાતાં રે,
અંતે દુ:ખ પામી મરતાં ફરી, સુખસારૂ અકળાતાં રે. જગત્૦
પણ વહાણામાં મુકી મમતા, નામ જપે નવ રૂડું રે,
પાપમતિ એવા પ્રાણીનું, કહો કેમ થાય ન કુડું રે. જગત્૦
છૂટે પાપ ને તાપ સવેળા, એવી મતિ હું માગું રે,
મનહર સુખદાતા પતિકેરે, નિત્ય નિત્ય પાયે લાગું રે. જગત્૦

( પાછલી બાજુ જઇને ) અલી એ કમળા ! ઉઠી કે ? અલી એ અઘોરીની ! ઉઠી કે ?

**કમળા**—અલીં કથા સાંભળનારી ! હજી તારો લટકો ના છટક્યો કે ? જરા વિચાર કર્યાવિના સવારના પહોરમાં મને કંઈ બોલાવવા ધારે છે કે?

**વીજળી**—ના બા ના, માફ કરજે. એ તો રોજની ટેવ તે એ ચાર દહાડામાં કાંઇ છેક છૂટે ?

**કમળા**—ના છૂટે તો કાળજામાં ચોંટી ખણીએ. પણ વગર સમજ્યું બોલે છે, તે એ તો સારૂં છે કે આગલા ઓરડામાં હજુ સુતેલા છે. નહિ તો તને કંઈ કહેત !

**વીજળી**—એમાં મેં તને શું કહ્યું ? ‘ અલી એ અઘોરીની ઉંઘવાળી ’ એમ કહેવા જતી’તી તે ‘ ઉંઘવાળી ’ એટલું રહી ગયું, ને પછી મને ભાન આવ્યું. હવે કાલથી તું મારી ખોડ કાઢજે, તો હું તને સાબાશ કહીશ. તેજીને તો ઇશારતનો જ ખપ છે હો. એ તો કાલે પેલી બહુ બોલનારી છટાવાળીની વાતો રાતે સાંભળેલી તે મને લગાર વેળ આવી ગઈ. ચાલ બહેન ! તારા જતા રહેશે તો મારો નિયમ તૂટશે. અલી તુંએ તારા છતાં નહાવાનો નિયમ લેતી હોય તો કેવું કે આપણે એકબીજાને ચેતાવીએ તો ખરાં ! બીજી અક્કલ તો આવશે ત્યારે, પણ આ પ-

હોર દહાડે નહાવાનો ફુવડવેડો તો મટશે; ને એમ કરતાં ધીરે ધીરે મન ચોખ્ખું થશે. જો હવે મને કોઇની કુથલી કરતી કે કોઈજોડે આડું બોલતી કે લઢતી જુએ છે! આજે ત્રણ દહાડે તને પણ લગાર ચટકો લાગે એવું છમકલું થઇ ગયું. પણ હવે તુંએ લગાર સમજવા લાગી છે, એટલે ગરમ પાણીએ ઘર બળે એવું રહ્યું નથી. કેમ ખરૂં કેની? તારા વર ઉઠ્યા કે નહિ? કથામાં આવીને એ કંઇ સધરયા કે નહિ?

**કમળા**—મેં ના કહ્યું કે એ તો હજી આગલી બાજુ ઉંઘે છે? એ તો સધર્યા જ છે તો. મારી લઢવાડ હતી તે હું સુધરૂં એટલે પત્યું. ચાર દહાડાથી વઢવાડ કશી નથી થઈ.

**વીજળી**—લે અલી, પરમેશ્વરે મને સાચું બોલાવ્યું છે ને તને મરચું શેનું લાગ્યું'તું? તારા એ હજી ઉંઘે છે ત્યારે મેં તને અઘોરીની કહી તોએ શું ખોટું હતું? જોને મારા એ તો કયારનાએ દાતણ કરી એમની મેજે ગુરૂ ગુરૂ કરતા બેઠા છે. અલી તને કંઈ પરભાતીયું નથી આવડતું કે શું? મેં તને કોઇ દહાડો ગાતાં સાંભળ્યું નથી.

**કમળા**—મરચું તો શેનું? એ તો એ સાંભળે તો કહેશે કે રાંડો મને હલકો પાડે છે. હા, અને પરભાતીયું તો હમણાં જ બે દહાડામાં હું શીખી આવી છું. કેવું મજેનું છે! વિજીયાલક્ષ્મીને કહ્યું કે કોઇને ન શીખવ્યું હોય એવું સારૂં મને શીખવો. પછી સવાર સવારમાં એના વર ઘરમાં હોય છે તોએ જઇને બબ્બે બોલ લઈ આવી'તી. આજ પૂરૂં થઈ ગયું છે.

**વીજળી**—બોલ જોઇએ. તું અલી મારાથીએ પાકી નીકળી તો! છાની માની શીખી આવી!

**કમળા**—તું કે દહાડે કાચી છે જે સામું કાચું હોય. હું પણ તારી પાડોશણ છું કેની! ને વળી બહેનપણી! (પ્રભાત બોલે છે)

## પ્રભાત.

નારીને નિર્મળતા આપો, નાથ જગતના ત્રાતા રે,
કર જોડી કરી વિનતિ, કહું, છો—આપ જ તાત ને માતા રે. નારીને•
દોષતણો આ કોશ કૃપાળુ, રોષ ત્યજીને ટાળો રે,
અપરાધી અમ અબળા સામું, ભાવ ધરીને ભાળો રે. નારીને૦
ચેતી ચિત્ત ચંચળતા ત્યાગે, મન નિજ મસ્તી મોડે રે,
કામ મટે ને મમતા ત્રૂટે, જન્મ મરણ જાય જોડે રે. નારીને૦
હરિગુરૂ ધ્વનિ અંતરમાં ઉઠે, રૂઠે પાપો પળમાં રે,
મનહર ધણીમંદિરમાં મ્હાલે, બુડે ન જીવ ભવજળમાં રે. નારીને૦

**વીજળી**—આહાહા ! આતું સારૂં શીખી લાવી ને એકલપેટી જેવી મને પણ કહેતી નથી ! જબરી છે તું તો !

**કમળા**—તું શીખી હઈશ તે તેં મને પણ ક્યારે કહ્યું છે જે ! હશે હવે આપણે બંને સાથે નવાં શીખીશું.

**વીજળી**—અરે રે ! નહાવાનું પાણી કાઢીને લખારે ચઢી છું. અલી નહાવા બેસું છું હો. ( બંને નહાવા જાય છે. )

**દાસ**—( દાતણ કરીને ગાય છે )

## ચોબોલા. રાગ જોગી આસાવરી.

જે સી ગંગા જુમનાં મૈયા, જે જે બાલમુકુંડ કનૈયા,
જે જે બલભડ્રડકે ભૈયા, ડિન ડિન લાગું ટુમાડે પૈયા.
જે સી ગોવડઢન ગિડઢાડી, જેસી નંડ જસોડા માડી,
જે સી વિથ્થલ કુંજ બિહાડી, લીજે વિનટિ મનમાં ઢાડી.

જે સી નાઠજી બાવા ! સિદ્ધી બુદ્ધીના ડાટા ! પાપી સાડે પાનું પારસો નહિ. સાંભલ્યું કે ! સાલો લુચ્ચો, કંબખ્ટ, પેતનો પાપી, હડામ ખોડ !

**ચંચળા**—અરે અરે ! વહાણાના પહોરમાં એવું શું બોલો છો ? જવા દો. કોઈનું નઠારાનું નામ ના સંભારશો. કોઈ દહાડો નહિ ને આજે એ શું ?

**દાસ**—એ ટો પેલો અભાગીયો સાલો પાનજીવનનો સા' રૂ. કાલે ડુકાને બેથો'તો, તે સાલાને કોઈ પૂછટું નઠી, ગાછટું નઠી, ને બોલે છે કે કેમ સેથ ! હમનાં ટો કંઈ કઠા સાંભલવા માંદી છે ! કહ્યું હા ભાઇ ! જેનાં ઢન ભાયગ હસે ટેને એ કઠા કાનમાં જસે. એતલામાં ટો કાલું મોંરૂં ને સાલો બોલે છે કે એવી કઠા હજાડો ડા'રા સાંભસો ને કહો, પન એમાંઠી સું વલનાર છે ? જ્યાં એનું કમજાટનું એવું બોલવું, ને માડો મિજાજ જવો ! ટેના મોં ઉપડ જ સપાતો થોકયો કે ઉથ સાલા બલેલા પેતના ! નડકના નિવાસી ! એવું ખોતું વચન બોલટો લજવાટો નઠી ! સાલા આજ ડસ ડા'રા ઠયા મોહ્લામાં જેવું ગોકુલ જેવું ઠઈ રહ્યું છે, ટે એ કઠાના પડ-ટાપ ! નહિ ટો વા'નાના પો'ડમાં રાંદો માછનની પેથે લરટી'ટી, ને કાન પસ્યું સંભલાટું નો'ટું ! આજ આ ઘેડ સલગ્યું ટો કાલ પેલે ઘેડ ! એક ડા'રો ખાલી નહીં. ટે આજ જોઇએ ટો વૈકુંથપુડી સડખું ઠઇને ડહ્યું છે. ટેનું ટો કંબખ્ટને ભાન નઠી, ને ટું સું મોં લઇને બોલેછ ! આ

માડો સપાતો સાંભલીને સાલો સરક જ ઠઇને ડસ્ટે પરચો ટે હવે ફડી વાડકો કહેવા આવશે !

**ચંચળા**—હશે હવે કોઈ આગળ કહેશો નહિ. પાપી પોતાને પાપે લેવાશે. એવા અભાગીયા જીવને આ વાત શેની ગમે ? એને તો પાપનું પોટલું બાંધવાની વાત કરે તો ગમે. વહાણાના પહોરમાં એવાં મેલાંનું નામ જવા દો. તમારી મેળે ભજન કરો.

**દાસ**—નાડે આપને સુ કામ બોલીએ. હાટ્ટીની પાછલ સાલાં ઘનાંએ કુટડાં ને ગદ્દેદાં ભુંકે છે, પન હાટ્ટી કે ડા'રે ટેના સામું નજડ પન કડે છે ! મુવા સાલા. માડો નાઠજી બાવો ઢની સમડઠ છે. ડેખા-રસે પાડખું સાલા અડેખાને ! પિંજાડાને. ( પુનઃ ગાય છે )

## ચોબોલા. રાગ જોગી આસાવરી.

જે જે બિંદડાબનકે બાસી, જે સી ગોપાલ સુખકે ડાસી,
જે જે બાલકસન મ્હાડાજ, જે જે ગોપીનકો સિડટાજ.
જે જે બકી બક અઘકો કાલ, જે જે સી નંડજીકો લાલ,
કડકે ડુસ્ટનકો સંઘાડ, કીજે ભક્ટનકો ઉદ્ધાડ.

કેમ નહાવાનું પાની ઠયું છે ? ટમે નહાયાં હો ટો જડા હોકાડો કડજો. માડે કશી વાડ નઠી હો.

**ચંચળા**—આ પાણી કાઢીને બદલવાનું પંચીયું સુદ્ધાં ધોએલું મુકયું છે. ( દાસ નહાવા જાય છે. )

**કૃષ્ણદાસ**—કેમ હવે તો પેલું તને બરોબર બોલતાં આવડયું કે નહિ ? બોલી બતાવ જોઉં !

**ચંદન**—તમને સો વાર કહ્યું કે તમારૂં નામ મારી પાસે બોલાવશો નહિ. બીજું જે કહો તે વાંચું.

**કૃષ્ણ૦**—બીજાને શું રડવું છે ! મારે તો એ જ બોલાવવું છે તારે મોંઢેથી. કેમ બોલે છે કે નહિ ?

**ચંદન**—નહિ બોલું, નહિ બોલું, હજાર વાર નહિ બોલું. તમારૂં નામ તો મારે મોંઢેથી નહિ જ બોલું. બોલું તેમાં તમારૂં શું જાય ? નરકમાં મારે પડવું પડે ! તમે કાંઈ મારી જોડે થોડા જ નરકમાં પડવા આવવાના છો !

**કૃષ્ણ૦**—અરે જાનમમાં ગયું તારૂં નરક ! મને નરકમાં નાંખશે તો પડીશ. હું તારૂં નામ દઉં છું, ને તને મારૂં નામ દેતાં થાય છે શું ? હું તને બોલાવ્યા વિના છોડનાર નથી.

**ચંદન**—જીવથી મારી નાંખો તોએ હું બોલનાર નથી. કહેનાર કહી ચુકયા !

**કૃષ્ણ૦**—( ડોળા ફેરવીને ) હેં નથી માનતી મારો હુકમ ! ( આડું અવળું જોતાં કાંઈ નજરમાં ન આવવાથી હાથ મારવા માટે ઉંચો કરીને મોટેથી ) કેમ બોલ ! બોલે છે કે નહિ ? બોલે છે કે નહિ ?

**ચંદન**—( તેનો હાથ પકડી લઈ મોટેથી ) નહિ બોલવાની, નહિ બોલવાની, નહિ બોલવાની ! ( એટલામાં એક પાડોશી બારીએ આવી )

**પાડોશી**— અરે ભાઇ કૃષ્ણલાલ ! એ શું ? એ શું ? તમે ડાહ્યા માણસ થઇને સવારના પહોરમાં! જરા વિચાર કરો. બૈરૂં છે, વખતે ગુનો થયો તો માફ કરીએ. છેક આકળો સ્વભાવ ના રાખવો. આજનો વખત ખોટો. આમ બારીએ આવો વાત કહું. ( કૃષ્ણદાસ હાથ છોડાવીને બારીએ આવે છે, ને ચંદન નીચે જતી રહે છે. )

કેમ લાલ સાહેબ ! શો ટંટો હતો ? તમે આવા સુધરેલા, મારતરમાં તમારાં નામાં, ને તમે લોકો તો વળી બૈરાંને માથાના મુગટની પેઠે માનનારા, ને આજે વળી આમ કેમ થયું ? આટલા દહાડા હું તો જાણતો'તો કે તમે ખરા સુખીયા છો !

**કૃષ્ણ૦**—જુઓ તમને બરાબર સમજણ નથી. અમે લોકો બૈરાંની જાતને માન આપીએ ખરા, પણ મરજીપ્રમાણે ના ચાલે તો પછી સજા પણ કરીએ. ને આ કંઈ ટંટો નહોતો. કોઇએ સાળાએ જૂના વિચારના માણસે અમારી ડોસીને સમજાવેલું, ને તેનું સાંભળીને એ પણ વહેમમાં પડી ગયેલી, તે વહેમ કાઢી નાંખવાની શિખામણ આપતો હતો. હું કહું કે આમ કરવું પડશે, ને એ કહે કે એમ તો ન થાય. આ તકરાર, સમજ્યા કેની ?

**પાડોશી**—એવો શો વહેમ ઘાલી દીધો જે તમે આટલી મહેનત કરો છો તોએ નીકળતો નથી ?

**કૃષ્ણ૦**—અરે વહેમ તો છે તો સહેજ, ને નીકળી શકે એવો જ છે, પણ હજી મેં ખરેખરી મહેનત નથી કરી તેમાં રહ્યો છે.

**પાડોશી**—સહેજ તોએ કંઈ જણાય ? કંઈ ખાવા પીવામાં વહેમ છે, કે કોઇને ત્યાં જવા આવવામાં વહેમ છે, કે કંઈ બેસવા ઉઠવામાં વહેમ છે, કે કંઈ ઓઢવા પહેરવામાં વહેમ છે, કે બોલવા ચાલવામાં છે, કે તેમની ચાલચલગત કે રીતભાતમાં વહેમ છે ? એવો તે કેવો વહેમ છે?

**કૃષ્ણ૦**—અરે ભાઈ! શું કહું તમને. આપણાં પાયાવનાનાં ઘરડાં લોકે એવો વહેમ નાંખી દીધો છે કે બૈરી પોતાના વરનું નામ દે કે વર પોતાની વહુનું નામ દે તો નરકમાં જાય, સમજ્યા કેની ? મારા વિચાર-

પ્રમાણે એ ખોટો વહેમ છે. નામ દીધાથી પાપ લાગે એ પણ હું તો માનતો નથી. સમજ્યા કેની?

**પાડોશી**—શું સમજ્યા કેની! મારા ભાઈ! એ તે વહેમ કહેવાય? તમારો વિચાર તો ગમે તેવો થાય, તેમાં શું થઈ ગયું? બૈરી બાપનું નામ દે, ભાઇનું નામ દે, છોકરાનું નામ દે, બીજાનું નામ દે, ને પોતાના વરનુંએ નામ દે, ત્યારે પછી મહીં ફેર શો પડયો? બાપ, ભાઈ ને ધણી બધાએ તમારા વિચારથી સરખા! ફેર રાખ્યો ન હોય તો લોક પણ શું જાણે, કે તમે તે એના ધણી છો, કે ભાઈ છો, કે છોકરા છો? શી ગાંડી વાત કરો છો મારા ભાઈ! આ તે ત્રણ પાઠ્યા તે તમે છો કે ઘરડા? હું તો પાનાં પોથી જાણુતો નથી તોપણ સમજું છું કે ધણીનું નામ દઇને બૈરી બોલાવે તે છેક નઠારૂં છે, તો પછી પાપને માથે શીંગડાં! આવી ખોટી ટેચ કરો તે તે સારાં માબાપની છોકરી કેમ માને? જરા સમજણ રાખો ભાઈ! એમ છેક તીતાલીવેડા ના કરો. કંઈ ઘરની, ઘરડાંની ચાલ રાખો. અમારે શું? અમે તો, પડોશી છો તો હક્ક રાખીને ખરી વાત કહીએ છીએ. એટલા વાસ્તે બચારીને મારવા ઉઠયા! મેં જાણ્યું કોણ જાણે શોએ ગુનો કરયો હશે! છેક નાદાની ના રાખો ભાઈ!

**કૃષ્ણ૦**—બેસો બેસો નાદાનીવાળા! આજ પછી મારી સામે આ પ્રમાણે બોલ્યા તો તમારી વાત તમે જાણો. આજનો દિવસ તો પાડોશી જાણી જવા દઉં છું. તીતાલી ને નહિ તીતાલી કરો છો તે શું તમે જ સમજો છો કે? જાઓ જાઓ, છાના માના ઘરમાં, નહિ તો હમણાં કંઈ સાંભળશો. આટલાં વરસ કયાં નાંખ્યાં? બોલતાં પણ આવડતું નથી? ( મોં ફેરવીને ઘરમાં જતાં જતાં ) બે દાણા તો છે નહિ ને શીખામણ દેવા આવ્યા!

**પાડોશી**—સાળો આજ કાલનો કહે છે કે બે દાણા તો છે નહિ, પણ તારા જેવડા તો મારે છોકરા છે તે કંઈ જાણે છે? મેં જેટલાં વરસ કાઢયાં છે તેટલા તેં દહાડા નથી કાઢયા! જો મોટા સમજનારની પૂંછડી! ' રાંડી પુતા શાહાજાદા, ને બાપ મુઆ એટલે ઉમરાવજાદા. ' ( ઘરમાં જાય છે. )

**કમળા**—( વીજળીને ) અલી જમી પરવારી કે? જવાની વખત થશે! બાર તો વાગીએ ગયા છે!

**વીજળી**—હું તો પરવારી છું. આ લૂગડું બદલીને પાન ખાઉં એટલી વાર છે. પછી જઈએ.

**કમળા**—અલી જાણે છે કે? આજ પેલી લટકાળીને માર પડતો પડતો રહી ગયો તે?

**વીજળી**—હવે એવી વાતો ઉપર મને મન જતું નથી; બાકી એનો વર ને પેલો ભૂધર કંઈ બોલાબોલ કરતા'તા તો ખરા. પણ મતલબ વગર આપણે શીદ મન ઘાલીએ?

**કમળા**—વાત તો ખરી. પારકી વઢવાડમાં માથું મારવા જઇએ તો આપણો વખત જાય, ને વળી આડી અવળી લઢવાડ લઢવી પડે. પેલા બિચારા ભૂધરને હુંકારા તુંકારા સાંભળવા પડયા! બળી એ પારકા ઘરની પંચાતમાં પડવાની ટેવ જ નઠારી તો ખરી. હશે તું જાય ત્યારે મને બૂમ પાડજે. ઘડી વહેલાં જઈશું તો કંઈ ફિકર છે? વિજીયાલક્ષ્મીનું કાંઈ કામ હશે તો કરવા લાગીશું.

**વીજળી**—વહેલું તો શેનું? હું તો ધારૂં છું, રોજની વખત થવા આવી છે. (બારીએ જોઇને) એ પેલી પારવતી કાકી તો ચઢીએ ખરી એમને ઓટલે! ચાલો આપણે જઇએ. (બંને જાય છે. ચંચળા, પારવતીકાકી, તથા કાવેરી બેઠાં છે, અને વીજળી ને કમળા આવે છે.)

**ચંચળા**—કાકીજી! તમે આવડાં મોટાં થયાં, પણ તમે તો કશી શીખામણની વાતે અમને કહી સંભળાવી નહિ. લ્યો આજે વિજીયાલક્ષ્મીને જરા વાર છે, એટલામાં તમે એક વાત સંભળાવો, જેવી આવડે એવી.

**પારવતી૦**—લે અલી, હું તે શી વાત સંભળાવું! મને કાંઈ તમારા જેવું બોલતાંએ આવડે છે! મેં તો મારે ઘરધંધામાં કશી વાતે કહી નથી ને સાંભળી નથી! રાત ને દહાડો ધંધો ભલો, એ ઘર ભલું ને આપણે ભલાં. કોઈ વાર મારી મા કે મારી સાસુ કોઈ આગળ કાંઈ ટુચકા કહેતાં તેટલા તે કોઈ વાર સાંભળેલા, તે આજે શા કામના?

**ચંચળા**—ના ના મારા સમ કાકીજી! એક ટુચકો કહો તો ખરાં. અમેએ શું જાણીશું! અમારે સાસુ હોત તો તે કહેત. તો તેની જગાએ તમે છો ત્યારે તમે કેમ ન કહો?

**પારવતી૦**—બહેન! સાસુ તો કોઇને ગમી નથી ને ગમવાની નથી. તેથી મને સાસુ જેવી ઠેરવીશ નહીં. લો તમે બધાં કહો છો ત્યારે એક સાસુનો જ ટુચકો કહું. સાંભળો સૌ. એક હતી વહુ, ને એક હતી સાસુ. તે સાસુ પોતાની વહુને આગળ પડીને ઘરમાં કશું કરવા દે નહિ. પોતે રાંધે, કોઇને આપ લે કરવી હોય તે જાતે કરે. કોઇને હા ના કહેવી હોય તે પણ પોતે કહે. ફકત ઘરનો મજુરીનો ધંધો બચારી વહુ કરે. તેના ઘરમાં ગાયોનું દુઝાણું હતું. તે દુહે, વલોવે વહુ, ને દૂધ ખાતું,

છાશ લોકોને આપવી, માંખણ તાવીને ઘી કરવું, ને સંચકવું, ખાવું એ કામ બધું સાસુ કરે. ઘણા ઓળખાણવાળા લોકો તેને ત્યાંથી છાશ લઈજતા. એક દહાડો એક બૈરી છાશ લેવા તેને ઘેર આવી. તે વેળા તે વહુ ઘરમાં હતી, અને સાસુ બહાર ગયેલી. સાસુ નહોતી, તેથી છાશ લેવા આવનારીએ વહુને પૂછ્યું કે સાસુ ક્યાં છે? મને છાશ આપો. વહુએ કહ્યું કે બેસો, સાસુ તો બહાર ગયાં છે, ને છાશ તો મુદ્દલ નથી. કાલની થઈ રહી છે. ત્યારે પેલી બિચારીએ કહ્યું કે છાશ નથી ત્યારે હું નકામી શીદ ખોટી થાઉં? મારે ઘણું કામ છે, તે ચાલ ઉતાવળી ઘેર જાઉં—એમ કહીને તે બિચારી પાછી પોતાને ઘેર જતી'તી, એટલામાં ઘણે છેટે પેલીની સાસુ મળી. તેણે પૂછ્યું કે ક્યાં ગયાં'તાં? પેલીએ કહ્યું કે તમારે ઘેર છાશ લેવા. પણ તમે તો નહોતાં, ને વહુએ કહ્યું કે છાશ તો નથી. ત્યારે મેં કું ચાલ નકામી ખોટી થઇને શું કરૂં? એટલે તો આ તમે મળ્યાં. સાસુ બોલી, હેં મારા વિના એ વહુ તમને ના કહેનારી કોણ? ચાલો એની ધૂળ આજે તો કાઢી નાંખું. આજે તો તમે છો ને કાલે કોઈ બીજું હોય; એ ટેવ શા કામની? એ ના કહેનાર કોણ? જોઉં તો ખરી! પેલી બિચારીએ જાણ્યું, વહુએ ખોટી ના કહી હશે, માટે ચાલ પાછી જાઉં. આ સાસુ મને છાશ આપશે. તે બિચારી સાથે સાથે પાછી આવી. સાસુ ઘરમાં પેઠી ને ગુસ્સાથી બોલી, કેમ રે વહુ! આમને છાશ આપવાની તેં ના કહી? વહુ બોલી કે ઘરમાં મુદ્દલ ન હોતી એટલે શું કરૂં! તોએ મેં તો કહ્યું કે બેસો, સાસુજી બહાર ગયાં છે. ત્યારે એમણે કહ્યું છાશ નથી ત્યારે બેસીને અમથી શું કરૂં? પછી ગયાં, એમાં મારો શો વાંક? સાસુ ચીડાઇને બોલી, અરે વાંક રાંડ વિધાતાનો કે તારૂં ને મારૂં પાનું પાડ્યું! હું તો તને એ જ પૂછું છું કે મારા વિના તું ના કહેનાર કોણ? આ પ્રમાણે લઢવાડ ચાલી, ને પેલી તો બચારી બેશી રહી. પછી થાકીને તેણે સાસુને કહ્યું કે મને ત્યારે શું કહો છો? ત્યારે સાસુ બોલ્યાં કે જાઓ બાપા! છાશ તો મુદ્દલ નથી. પેલી બોલી, એ તો મને વહુએ કહ્યું જ હતું તો! ત્યારે સાસુ બોલી, મારા વના વહુ ના કહેનાર કોણ? ના કહું તોએ હું કહું. તમારે શું? મારા ઘરનો ચાલ બગડે કેની? આજ તમને ના કહી ને કાલ બીજાને ના કહે; એમ રોજ ઉઠીને ટેવ પડે! પેલી બિચારી મનમાં સમજીને ચાલી ગઈ, અને પસ્તાઈ કે હું રાંડ પાછી શીદ આવી, કે મારે આ ફોકટનો ધક્કો ખાવો પડ્યો! મોઈ રાંડ આવી જુલમી સાસુ તે કેવી! કેમ ચંચળા! સાંભળ્યું? આવા ટુચકા મેં તો સાંભળેલા, તે તમારે શા કામના?

**ચંચળા**—કેમ કામના નહિ ? અમારામાંથી કોઇને સાસુ થવાનો વારો આવે, ત્યારે આવું નઠાઈ સાસુપણું બચારી વહુઓ ઉપર ચલાવતાં અટકીએ કેની, એ તે થોડો લાભ છે ? ( વિજયાલક્ષ્મી પરવારીને આવી બેસે છે. ભાગીરથી ને બીજાં સૌ પણ આવીને બેસે છે. )

**ચંચળા**—હવે તો વિજયાલક્ષ્મી ! તમે આરંભ કરો બા ! આજ તો મારાં કાકીજીએ એક ટુચકો કહીને અમને સૌને રાજી કર્યાં. હવે તમે કરો એટલે થયું.

**વિજયા**—બાઈ ! કહેવત જ છે કેની કે ' ધરડાંવિના ગાડાં કોણ વાળે ' ? તેમ આજે એમણે તમને રાજી કર્યાં, ને મને પણ થોડો વિસામો આપીને ઉપકાર કરયો છે. હવે જે કહો તે કરવા હું તૈયાર છું.

**ભાગીરથી**—ત્યારે તો રોજની પેઠે કાંઈ મંગળાચરણ કરીને, પછી કાલથી રહ્યું છે ત્યાંથી કહેજો.

**વિજયા**—( ' જય જય શ્રી સદ્‌ગુરૂ દેવ ' બોલાવીને ગાય છે )

**ગરબી.**

ઓ સહીઅર રે, પ્રભુપદ પ્રીતિ ધારો, જેથી સફળ થાય જન્મારો;
ના મહીઅર રે, સાસરીએ સુખ વારો, જે મૂળ જગતનો ધારો.
છે ભવસાગર આ ખારો રે,
એમાં નથિ કો સુખનો આરો રે,
ચોગરદમ દુઃખરૂપ ગારો રે,
નથી સારો રે, આ જન્મમરણનો મારો, તમે મનમાં ખૂબ વિચારો. ઓ૦
આ જગમાં રે, વિષય ભર્યા છે ખોટા, તેથી સુખ મળવાના ટોટા,
દુઃખી વગમાં રે, ( આ ) જીવ જાણો પરપોટા, જે જણાય નાના મોટા.
બહુ વહોરી વહોરી વિકારો રે,
નિત્ય કરી કરીને કુવિચારો રે,
ત્યજી સુગમ ખરા ઉપચારો રે,
કાયર થઈ રે, પાડે બહુ પોકારો, કો આવી અમને તારો. ઓ૦
પણ કો નવ રે, પાપી જનને તારે, જવ દૂતો યમના મારે,'
બહુ રોતાં રે, વિનવી વિનવી હારે, પણ દૂત દયા ના ધારે.
તું કરતાં કેમ ન ડરીયો રે,
ઘણી મોજ મારીને ફરીયો રે,
કદી હરિ ગુરૂ મુખ ન ઉચ્ચરીયો રે,
મહાપાપી રે, નીવડી જગમાં નઠારો, હવે શોધે છોડવનારો. ઓ૦
આ રીતે રે, અંતે માર જ પડશે, કીધેલાં કર્મો નડશે,
અતિપ્રીતે રે, સત્સંગતમાં ચઢશે, તો સ્વર્ગતણાં સુખ જડશે.

ગુરૂથી ગ્રહી ભક્તિ સાચી રે,
પતિસેવામાં નિત્ય રાચી રે,
મતિ ફેરવી કરવી ન કાચી રે,
ભજી મનહર રે, શાંતિવડે ચિત્ત ઠારો, શીદ જીતી બાજી હારો. બો૦
( સૌ 'જય જય શ્રી સદ્ગુરૂદેવ' બોલે છે. )

**ભાગીરથી**—આહાહા! શી મજેની ગરબી કહી! એમાં બોધ કેવો રહ્યો છે!

**વીજળી**—અને એનો રાગ પણ ઘણો સારો છે. મને એવા રાગની ગરબી બહુ સારી લાગે છે.

**ચંચળી**—સારી લાગે છે તો શીખજેને મારી બાઈ! અહીં ક્યાં ખોટ આવે એવું છે! તારામાં મોંએ કરવાનો ને ગાવાનો દમ જોઇએ. કેમ કમળા પાડોશણ! બોલ્યાં નહિ?

**કમળા**—દમ તો ઘણોએ છે. આખી રાત ગાય છે તોએ થાકતી નથી ને જરા હેં હેં સરખુંએ કરતી નથી!

**કાવેરી**—ત્યારે વિજયાલક્ષ્મી! હવે પેલી બિચારીને સુખ થાય એવું કાંઈ કરોને. પછી વખત થોડો છે, એટલે વળી બરાબર સૌથી બેસાશે નહિ.

**વિજયા**—( જય બોલાવીને ) કાલે છેવટે ત્યાંસુધી આવેલું કે સ્વપ્નમાં આવેલી દેવીનાં કહેલાં વચન પેલી ગિરિજા પોતાના ધણીના કાનમાં કહે છે. તેમાં એ કહ્યું હતું કે 'ઝાઝું ખોદવાનું કામ પડે એમ નથી, માટે ખોદીને તારી ખાતરી કરી જો.' પછી આગળ કહે છે, 'પણ જોજે, ઘણા ડાહાપણવિના ધનનું રક્ષણ થતું નથી, માટે ડાહાપણ રાખી ધીરી થજે. તેં કોઈ દિવસ થોડું પણ ધન દીઠું નથી, માટે એકદમ આટલું બધું દેખીને તું હરખઘેલી થઈશ નહિ. તારા પતિની આજ્ઞાપ્રમાણે ચાલજે, અને આજથી તારૂં દુઃખ ગયું એમ જાણજે.' આ પ્રમાણે સાંભળતાં મને એમ થયું કે લાવને એના દેખતાં જ ખોદું, એટલે એનું જૂઠું સાચું તો જણાય. એમ કરીને જેવી કોદાળી લેવા જાઉં છું, કે આંખ ઉઘડી ગઈ, ને જોયું તો આ તમારા વિના બીજું કશું દીઠું નહિ. પછી ત્યારની સુતી સુતી વિચાર કરતી હતી, ને પછી તો આ તમે જાગ્યા. હવે જેમ તમે કહો તેમ હું કરૂં.

હરદત્ત લગાર હસતાં બેઠા થઇને કહે છે, હે સાધ્વિ! સાંભળ. તારૂં સ્વપ્ન શુભ છે. ઇચ્છેલો પદાર્થ તને મળવાનો સંભવ આવેલો જણાય છે. પણ પ્રથમ મારી વાર્તા લક્ષમાં લે. હે પદાર્થોમાં પ્રીતિવાળી! તું ધનવિનાની અવસ્થાને જ માત્ર જાણનારી છે, તેથી ધન આવવાથી

શું દુઃખ આવશે તે તું અનુભવવિના હજી જાણતી નથી. ખરેખરૂં કહું છું કે ધન માણસજાતના ખરા સુખનો મુખ્ય શત્રુ છે. માણસને વ્યવહારમાં બહારથી જોતાં સ્પષ્ટ દેખાય છે કે શરીરનો ટકાવ થાય એવો આહાર, અને શરીર ઢંકાય એટલાં વસ્ત્ર, તથા ટાઢ તડકો અને વૃષ્ટિ વિગેરેથી શરીરનો નાશ ન થાય એવાં તેનાથી બચવાનાં સાધન, એટલો જ જે અગત્યનો પદાર્થ છે તે જ ખરા સુખનો ગણાય છે; અને અંદરથી જોતાં તો આપણું દરેકનું, અથવા તો અનેક બ્રહ્માંડના[1] સમુદાયરૂપ આખા જગત્‌નું[2] જે મૂળ સ્વરૂપ[3], તેનું જે ખરેખરૂં અનુભવજ્ઞાન[4], તે જ ખરા સુખનું ગણાય છે. આ બેથી વધારે જેટલું જાણીએ, માનીએ, સંગ્રહીએ, તથા સેવીએ તે સઘળું ખરા સુખનું વિરોધી અને ખરા દુઃખનું કારણ છે, એ વાર્તા હું સમજું છું. હવે તારો સંબંધ મારે રહ્યો, અને તને વધારે સુખની ઇચ્છાથી ધનમાં હાલ પ્રીતિ આવી અટકી છે; તો હું તને તે ન મળો એમ સંકલ્પ કરતો નથી. પણ મળવાથી આ જે આપણું એક પ્રકારનું ઉંચું સુખ છે તેનો નાશ કરનાર થઈ પડશે એમ અનુમાન થયા કરે છે. તેથી થોડાં વચન આ વખતે આગળથી તને ચેતાવનારાં કહી મુકું છું, એટલે આગળ તને તે અવસર ભારે થઈ પડે નહિ.

હે સારા ભાગ્યવાળી! આ ધન આપણા ઘરની પૃથ્વીમાં છે, અથવા આજુબાજુની પૃથ્વીમાં છે, એમ જો કોઈના જાણવામાં આજ લગી આવ્યું હોત, તો આ દિવસપર્યંત આપણે આ પ્રમાણે કલોલ કરતાં રહ્યાં નહિ હોત, એટલું જ નહિ, પણ ધનનાં લોભી આપણે આજસુધી જીવતાં પણ ભાગ્યે જ રહ્યાં હોત. દુષ્ટ ચોર વિગેરે ધનની ઇચ્છાવાળાઓ ક્યારનાએ ખોદી ગયા હોત, અને આપણે તે ધનમાં પ્રીતિ રાખીને જો તેમના સામાં થાત તો મારીને પણ લઇ ગયા હોત. આપણને નિર્ધન અને ધાતુપાત્રવિનાનાં જાણીને દુષ્ટ દુર્જનો તો આપણા સમીપ પણ આવતા નથી. અને સજ્જનો તો આપણને રંક તથા ધર્મ પાલનાર જાણીને આપણા ઉપર દયા કરે છે. પણ જો ધનવાન્ જાણશે તો દુષ્ટો દોડ્યા આવશે, અને સજ્જનતા રાખનારા પણ, તેમનામાં અદેખાઇ, એટલે બીજાના સુખને દેખી ન ખમવું તે, એવા અનેક દોષ જે જીવમાત્રમાં સ્વભાવથી તથા સંસ્કારથી રહ્યા હોય છે, તે પ્રકટ થવાથી આપણા ઉપર દયાને બદલે વૈર રાખતા થશે, અને કોઈ પ્રકારે પણ આપણા ધનનો નાશ થાય એવા

---

૧ એક બ્રહ્માની કરેલી સૃષ્ટિને બ્રહ્માંડ કહે છે. ૨ જે જગત્‌માં અનેક બ્રહ્માંડો રહ્યાં છે. ૩ વાસ્તવ સ્વરૂપ, નામરૂપ બાદ કરતાં શેષ રહેતો પદાર્થ, ચિતિશક્તિ. ૪ પ્રત્યક્ષ, અપરોક્ષ.

વિચારથી આપણને અનેક દુઃખદાયક ઉપાધિઓ કરવા માંડશે; અને તેમ થવાથી તેનો પરિણામ એટલે સુધી પણ આવવો ઘટે છે કે તે સર્વે ધન જતાં પણ તેઓ આપણને આ જગાએ સુખથી જંપીને આપણાં ધર્મ-કર્મને કરતાં રહેવા દેશે નહિ.

હે ધર્મમાં પ્રીતિવાળી! આ પ્રમાણે પ્રજાનાં માણસો આપણને પીડશે એટલું જ નહિ, પણ આ પોતાના તથા પરના ધર્મને ન જાણુ-નાર દુષ્ટ મનના, ધનના લોભી રાજાઓ પણ આપણને દયાપાત્ર ગણશે નહિ. તે કહેશે કે પૃથ્વીના ધનનો ધણી હું છું, માટે જો પૃથ્વીમાંથી નીકળ્યું હોય તો મને આપો. જો તમારા ઘરમાંથી જ નીકળ્યું હોય અને તમારા વડીલનું જ સંચેલું હોય તોપણ હું પૃથ્વીનો પાલક છું માટે અર્ધ મને આપો. આ પ્રમાણે કહીને આપણા ધનને લેવા ધારશે. એવા રાજાને તો આ કાળે ઘણા સુજ્ઞ ગણવા ઘટશે. અને દુષ્ટ રાજા તો એ-કદમ આપણા ધનને, ધાડ પાડીને ચોર લઈ જાય છે તેમ જુલમથી લઈ જશે, અને વધારામાં વળી તને તથા મને પણ બાંધીને લઈ જશે, અને કહેશે કે કહો આ ધન ક્યાંથી ચોરી લાવ્યાં? તમે જાતે ચોરી લાવ્યાં છો કે કોઇ ચોર લોકોએ તમને આણી આપ્યું છે? ત્યાં આપણે ખરી વાત કહીશું તો કેહેશે કે તમે જુઠું બોલો છો, માટે તમને માર મારીને મનાવવું પડશે. પછી આપણને ઉંચે વા નીચે નિર્દયની પેઠે બાંધીને માર મારશે, અને તેમના કહેવાપ્રમાણે કેવળ ખોટું બોલીને છુટીશું તો જ છુટાશે; નહિ તો જ્યાં સુધી આપણને શ્વાસ ચાલતો દેખશે ત્યાં સુધી માર મરાવશે. અને એમ માર મરાવીને જુઠું બોલાવશે એટલું જ નહિ, પણ પરમેશ્વરની પ્રતિજ્ઞા આપીને જુઠું બોલાવશે. તે જુઠું બોલતાં પણ આપણને છુટવા વારો તો આવનાર નથી જ, પણ ઉલટો જન્મસુધીનો સઘળો વખત સંતાપ આપનાર કેદમાં રહેવું પડશે. તે કેદમાં ચોરનું કામ કરનાર, ચોરના મદદગાર, અથવા ચોરીનો માલ રાખનાર અપ-રાધીની ગણત્રીમાં ઠરેલાં આપણને અધિક મજુરી, આપણાથી વખતે ન થઇ શકે તો માર મારીને પણ કરાવશે; અને ન સહન થાય એટલા તિરસ્કાર પણ તે ખરી વાર્તાને ન જાણનાર મંદમતિ રાજસેવકો વિવેકર-હિતપણે કરશે. તે વખતે તે સર્વે ધનનું ફળ ગણાશે.

હે કુલવતિ! હે કોમળ હૃદયવાળી! આ તો એક પ્રકારનો ટુંકામાં દુષ્ટ રાજાનો ભય કહ્યો. હવે બીજા દુઃખના આપનાર પ્રકારોને પણ લ-ગાર સાંભળી લે. જો પૃથ્વીમાંથી અકસ્માત્ જડેલું ધન હોય, પણ આ-પણા વડીલોનું ખરા પરસેવાનું પેદા કરેલું ધર્મશાસ્ત્રપ્રમાણે વારસામાં આ-વેલું આપણું ધન હોય, અથવા આપણી ખરી મહેનતથી મેળવેલું ધન

હોય, અથવા કોઇએ આપણને બક્ષિસમાં આપેલું ધન હોય, તો તે ખરા ધનથી પણ ઘણા અનર્થ થવા ઘટે છે. પ્રથમ તો આપણી પાસે ધન હોય તો આ ઝુંપડીમાં આપણાથી ધનનું રક્ષણ કરતાં રહેવાય નહિ, તેથી સારૂં મજબૂત ઘર બાંધવું પડે; અને ઘર બાંધવામાં પૃથ્વી પણ ઘણી જોઇએ. અને તે ઘણી પૃથ્વી, તથા ઘર બાંધવાનાં સઘળાં સાધનો મેળવી ઘર બાંધતાં પર્યંતમાં આપણે હજારો માણસજોડે જુદા જુદા પ્રકારના સંબંધ બાંધવા પડે. અને તે સઘળા સંબંધમાં જે દુઃખ આવે છે, તે કહેતાં પણ પાર આવે એવાં નથી, અને તને અનુભવ થયા વિના ખરા રૂપમાં સમજાય એવાં પણ નથી, તેથી તેને વિસ્તારથી કહેતો નથી.

હે ભોળા સ્વભાવવાળી! ધન આવવાથી જેમ ઘર મોટાં જોઇએ છે, તેમ માણુસ પણ વધારે જોઇએ છે. કારણ કે ધનવાન્ થયા એટલે ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો, તથા હીરા, માણેક, મોતીનાં તથા સોનાનાં કિમતી ઘરેણાં રાખવાનું મન થાય છે. તેમ જ તેવા સુંદર ઘરને શોભાવનારા તથા ધનવાન્‌ને વૈભવી ગણાવનારા અનેક જુદી જુદી જાતના પદાર્થો ઘરમાં રાખવાની ઇચ્છા થાય છે. તે સઘળા પદાર્થોને સાચવવા તથા તેની સઘળી વ્યવસ્થા કરવા પણ જુદાં જુદાં માણુસ રાખવાની જરૂર પડે છે. વળી ધનવાન્‌નો સંબંધ ન હોય ત્યાંથી હરેક નિમિત્તે બાંધનાર ઘણાં માણુસો થાય છે તે, તથા ઓળખાણ રાખનારાં તથા આશ્રય શોધનારાં, તથા કુળવાન્ ધનવાન્‌ને ત્યાં અન્નજળ તથા આસન મળશે એવી આશાથી વગર ઓળખાણે પણ જનાર આવનારાં, તથા એ વિગેરે અનેક પ્રકારનાં માણુસો વારંવાર ધનવાન્‌ને ત્યાં મુકામ નાંખે છે. તે સઘળાંની ઘરના ધણીએ બરદાસ્ત રાખવી જોઇએ; અને ઘરધણી એકલો સૌની બરદાસ્ત શી રીતે રાખી શકે? માટે તેવાં કામોને સારૂ પણ સારા નોકર માણુસની જરૂર પડે છે. વળી તે ધનવાન્‌ના જેમ મિત્ર ઘણા થાય છે, તેમ વ્યવહારને અંગે તથા વિનાકારણે ઈર્ષાથી શત્રુ પણ અનેક થાય છે, અને તે શત્રુ અનેક હાનિ પણ કરે છે. જેથી તે હાનિથી બચાવવાને માણુસો જોઇએ છે. વળી તે હાનિકરનાર અનેક દુષ્ટોના સંબંધથી તથા મોટી ઉપાધિથી અનેકવાર રાજસભામાં જવા આવવાના સંભવ થાય છે. તેને માટે રાજકાર્યમાં કુશળ એવા નોકરોની પણ જરૂર પડે છે. એ વિગેરે અનેક કામમાટે ઘણાં નોકર માણુસ રાખવા પડે છે, તે મેળવી લેવામાં ઘણા ક્લેશ થાય છે. વળી તે મેળવેલાં ચાકર માણુસો વિશ્વાસ રાખવા યોગ્ય હોય છે કે નહિ તેની ઘણી કાળજીથી તે ઘરધણીને પરીક્ષા કરવી પડે છે; તેમાં પણ ઘણું દુઃખ છે. વળી તે નોકરોને પણ પરસ્પર અનેક તુચ્છ કારણોથી તથા તેમના પોતપોતાના દોષોથી એકબીજાને વ-

હવાડ થાય છે. તેમનું સર્વેનું સમાધાન રાખવાનું કામ પણ ઘરના ધ-ણીને માથે જ આવે છે. તેમાં પણ તેને પીડા પડે છે, તથાપિ મૂર્ખનો સંઘ[1] સંપીને ચાલતો જ નથી, તેથી રોજ તેમનું પણ દુઃખ વેઠવું પડે છે. ધનવાન્‌ને આ પ્રકારનાં, વ્યવહારમાં અનેક બહારની વ્યવસ્થાનાં દુઃખનો ન વર્ણન થઈ શકે એટલો માર પડે છે, એટલું જ નહિ, પણ બીજું તે-થી પણ જબરૂં દુઃખ હોય છે.

હે નિર્મળ મનની પણ ધનની ઝંખનાવાળી! હું જાણું છું કે આ સમયે તારી વૃત્તિ જેટલા વેગથી ધનને ખોદી જોવામાં જાય છે તેટલા વેગથી આ મારી વાતમાં નથી. તોપણ હવે થોડાં વચનનો જ ઈસારો માત્ર કરીને તને ધનવાન્‌ના અંતઃકરણમાં થનાર દુઃખના સ્વરૂપને જણાવું છું, તેટલું લક્ષમાં લઈ લે. ધનવાન્‌ને ધન ચોરાય નહિ, ખોવાય નહિ, દુશ્મનને હાથ જાય નહિ, અધર્મમાં ખરચાય નહિ, ધનનો ખર્ચ વધારે થઇને તેનો વહેલો નાશ થાય નહિ, એવા તથા ધન વધે, ધર્મમાર્ગે ખરચાય, ચિ-રકાલ એની સ્થિતિ રહે, આપણું નિરોગ આયુષ્ ઘણા દિવસ ટકે, તથા શત્રુનો પરાજય થતો રહે, લોકમાં સારી કીર્તિ ફેલાય, અને સર્વ કોઈ વા-હ વાહ કહે એવા ધોરણના અનેક વિચારના પ્રવાહ વર્ષાદના સમયનાં વા-દળાંની પેઠે મોટા વેગથી રાત્રિદિવસ અંતઃકરણમાં જા આવ કરે છે; તેથી તેનાથી પોતાને મળેલું, પાસે પડી રહેલું સુખ પણ સુખરૂપે ભોગવી શ-કાતું નથી. જુદા જુદા નિમિત્તની અનેક ચિંતાઓ તથા ભયથી તેના ચિત્તમાં શાંતિ રહેતી નથી. સત્કથા તથા પરમેશ્વરસંબંધી વિવિધ વાર્તા સાંભળવાની તેને લગાર પણ નવરાશ મળતી નથી, અને ઇષ્ટ મંત્રના જપમાં તથા ઈશ્વરના ધ્યાનમાં ક્ષણ વાર પણ તેની ગભરાયેલી હાંફલી ફાંફલી વૃત્તિ પરોવાતી નથી. એવા વિકળપણામાં રહેનાર તે ધનવાન્‌ને વખતસર નીચે જીવે જમવાની પણ ફુરસદ ઓછી હોય છે, જેથી તે ના-સભાગ કરીને ખાય છે; અને એનાથી શરીરની સુખાકારીના સઘળા નિ-યમ જે આવા પ્રકારની ઉપાધિના વિરોધી છે તે જાળવી શકાતા નથી. તેથી તે કોઈ કોઈ નાના મોટા રોગોનો ભોગ થઈ પડે છે. અને એમ થયા પછી ધનનું તથા ધનવિનાનું બીજું એકે સુખ ભોગવાતું નથી, એ-ટલું જ નહિ પણ તે સુખ સુખરૂપ પણ દેખાતું નથી. જેથી તે ધનવાળો છતાં પણ દુઃખનો જ અનુભવ કરતો કરતો એક દિવસ કાળનો કોળીયો થઈ જાય છે, અને પાછળ ધનનું તથા વસ્તુમાત્રનું ગમે તેનું ગમે તે થાય છે, અને દૈવયોગથી એની વૃત્તિ અંતસુધી એવા વિષયમાં જ મજબૂત

---

૧ સમૂહ, ટોળું.

વળગેલી રહે છે તો પછી ભૂતપ્રેત થઇને ઘણાં દુઃખ ભોગવે છે, ને બીજાને દે છે. અને તે ધનથી પાપ કરીને મુઓ હોય, અને પાછળ પણ તેનું ધન પાપના કામમાં ખરચાયું હોય તો તો તે પાપી પ્રાણી અનેક દુઃખના આપનાર નીચ પ્રાણીના જન્મોને નિરંતર ભોગવીને પ્રસંગે નરકમાં પણ પડે છે, અને ઘણે કષ્ટે તથા ઘણે કલ્પે પાછો તે ઉંચી ગતિને પામવા યોગ્ય ઠરે છે.

હે ઇચ્છેલા પદાર્થની પ્રાપ્તિવડે જ સંતોષ માનનારી! આ શિવાય અનેક દુઃખના કારણરૂપ ધનવિના રહેવું તો સારૂં જ છે, તોપણ બળવાન પ્રારબ્ધ વેગ કરીને ફળ આપવા આવ્યું છે, તેથી નિરૂપાય થઇને પેલી કોદાળી લાવ, અને તારા સ્વપ્નપ્રમાણે આ જગાએ ખોદી જો. આ વચન સાંભળીને ઘણા હરખથી તે ગિરિજા ઉઠી, ને કોદાળી લાવી, ને ધીરે ઘાએ ખોદવા લાગી. હાથ બેએક જગા ચોરસ અને આશરે દોઢેક હાથ ઉંડી ખોદી જોતાં નીચે ધનના ભરેલા અને સાંકળે એકબીજાસાથે નાંગળેલા[1] તથા મોંઢાઉપર વાસણ જેવાં ઢાંકણાં ઢાંકેલા ચરૂ દીઠા; અને ન ખોદેલી જગામાં પણ દબાએલી ચરૂઓની હાર છે એમ આજુબાજુના અર્ધા દેખાતા ચરૂથી જણાવા લાગ્યું. તેથી ગિરિજાને ખોદતાં થયેલી મહેનત તો ન જણાઈ, પણ હર્ષથી છાતી ફુલવા લાગી. શ્વાસ વધારે લેતાં શ્વાસભરી જણાવા લાગી. અંગઉપરનાં રૂંવે રૂંવાં ઉભાં થઈ ગયાં. પતિતરફ જોતાં મોંઢું મલકાઈ જવા લાગ્યું. મુખઉપર એક પ્રકારનો જુસ્સો જણાવા લાગ્યો. જાણે આખી પૃથ્વી ખોદી નાંખતાં પણ થાકી ન જાય એવું હાથમાં બળ જણાવા લાગ્યું. પછી એકદમ પોતાના પતિને પગે લાગી વળગી પડી, અને કહેવા લાગી, હે ભર્તાર! આ મારૂં દુઃખ તમારા તપથી ગયું, કે મારા ટેકધર્મથી ગયું, કે આપણા મહાત્માની સેવાથી ગયું, કે એમના આશિર્વાદથી ગયું, કે આપણાં આગલાં પાછલાં કર્મના ઉદયથી ગયું, કે આપણાં માતાપિતા વિગેરે વડિલના પુણ્યથી ગયું, કે સાક્ષાત્ ઇશ્વરની ઇચ્છાથી ગયું, કે કોઈ અનિષ્ટ ફળને આગળ આપનારાં કર્મથી કે શાથી ગયું, એ મને કાંઇ સમજાતું નથી. હવે શું કરવું તે મને સૂજતું નથી, માટે જે કરવાનું હોય તે આપ મને આજ્ઞા કરો. હવે મારા સઘળા સંતાપ ટળ્યા, એમ આજે લાગે છે.

હરદત્ત કહે છે, હે પૂર્વનાં પુણ્યથી પરમેશ્વરમાં પ્રીતિવાળી! હાલ તો આ માટી જેમની તેમ પાછી પૂરી એને ઢાંકી દે. પછી જેમ ઘટશે તેમ કરીશું. હમણાં દિવસ ઉગશે. પછી તે સ્ત્રીએ ધણીની આજ્ઞાપ્રમાણે પાછી માટી પૂરીને જેવી ને તેવી જમીન કરી મુકી, અને સૂર્ય ઉગતાં

---

૧ કાળે

નિત્યની પેઠે પોતાનાં કર્મમાં લાગી, અને તેનો પતિ પણ પોતાનાં ષટ કર્મ કરવામાં લાગ્યો.

એ ધનસંબંધી વિચારને કરતી ગિરિજા પોતાના પતિને જમાડી પછી પોતે જમીને પોતાનાં સઘળાં કામથી જલદી પરવારીને પતિપાસે બેઠી, અને બોલે છે, એટલે હરદત્તે કહ્યું, હે સ્ત્રી ! આ અંતરાયવાળી[1] જગા છે, માટે આવ; આ પાછળના બહારના છૂટા ચોકમાં ઝાડને છાયે બેશીને વાર્તા કરીએ. કારણ કે મઢીમાં વાતો કરીએ પણ બાજુથી કોઇ સાંભળનાર હોય તે આપણા જાણવામાં આવે નહિ; અને બહારથી તો દૂરના આવનારને પણ આપણે જોઈ શકીએ. એમ કરી બહાર આવી બેસે છે. પછી ગિરિજા કહે છે, હે મનના મનોરથ પૂરનાર પતિ ! હું વિરોધી થઇને નહીં, પણ મારા મનની આજની લાગણી ખરેખરી તમને કહું છું. મને એક તો એ જ થાય છે કે આટલું બધું ધન મળ્યું એ તે સાચું હશે કે જાઠું ? કેમકે હવે તો પાછી માટી જ દેખાય છે. વળી વિચારૂં છું કે નજરે જોયું છે માટે ધન છે તો ખરૂં જ, અને ઘણા વિચાર તો એ આવે છે કે હવે આપણે આમ ખાઇશું પીશું, ઓઢશું પહેરશું, દાન ધર્મ કરીશું, સઘળા વૈભવ ભોગવીશું, પણ એ કાંઈ ખૂટનાર નથી. અને છેલ્લા વિચાર આવ્યા તે હવે કહું છું તે સાંભળજો. રાત્રે તમે મને ધનવાન્નાં દુઃખની વાત કહી પણ હમણાં તો મને તેમાંની એકે સૂઝતી પણ નથી, અને તેને મન ખરૂં પણ માનતું નથી. ઉલટો એવો અનુભવ થાય છે કે આ સંસારમાં જે જે દુઃખ છે તે સઘળું ધનવગર જ દેખાય છે, અને ધન એકલું જ સઘળાં સુખને આપનાર છે. જુઓ! આટલા દિવસ રોજ આ કુવેથી ખપ જેટલું પણ પાણી કાઢતાં થાકી જતી, અને આજે તેથી બમણું કાઢ્યું તોપણ મારા મુદ્દલ હાથ કેડ કે ખભા દુઃખતા નથી ! વળી મારા પગ જાણે નળામાંથી ભાગેલા સરખા કાલ રાત્રસુધી જણાતા, તે આજે તો જાણે માંહી લોખંડના ગજ ઉતારીને પરમેશ્વરે મજબુત કરી નાંખ્યા એમ જણાય છે! કળતા નથી, ચુંથાતા નથી, અને ફરતાં લથડતા કે થાકતા પણ નથી ! મારી આળસ પણ ઉડી ગઈ! કાળજે રોજ ચુંથારો થતો તે પણ મટી ગયો ! અહો ! હજી તો ધન હાથમાં પણ આવ્યું નથી, તોપણ જાણે શરીરમાંના સઘળા રોગ જતા રહ્યા, તો આગળ તો કોણ જાણે કેટલુંએ સુખ મળશે ! મને તો હવે એમ પણ લાગે છે કે ધનવિના જ આ માણસોને સઘળા રોગો પણ આવે છે. કારણ કે ધનવિના ખાવા પીવા કે શરીરની સાચવણીનાં સારાં સાધનો મળી

---

[1] આંતરાવાળી.

શકતાં નથી. તેમ જ રાત્રિદિવસ તે તે વસ્તુવગર હજાર ફિકર થવાની; અને તે ચિંતાથી શરીર બળવાનું, અને ખાધેલું અન્ન પણ બળીને કોયલો થઇ જવાનું, એટલે શરીર સારૂં થાય નહિ; અને રાત્રિદિવસ ફિકર રહેવાથી મન દુઃખી રહે, એટલે તેની અસર શરીરમાં થઇને શરીર પણ દુઃખી જ થવાનું. એવું પણ મેં સાંભળ્યું છે કે આધિ (મનની પીડા) એ જ સઘળા વ્યાધિનું કારણ હોય છે; અને તે આધિ જગત્‌માં ઘણું કરીને ધનવિના જ વધારે થાય છે. માટે સર્વ રોગનું કારણ નિર્ધનતા છે એમ ભાસે છે. વળી ઘણાં દુઃખ પણ નિર્ધનને આવે છે. કારણ 'જેનું ધન તેનું જન'. ધનવાળાને સૌ વળગતાં જાય, એટલે તેનું કોઇ કામ અડચું રહે નહિ. કેમકે 'જર ચાહે સો કર, અને વિના જર ટેંટેં મત કર,' એવી લોકમાં કહેવત પણ ચાલે છે. વળી 'પૈસે હાલ ને પૈસે ચાલ;' પૈસાથી જ સઘળો વ્યવહાર ચાલે છે. પૈસાવાળાં જ માણસમાં ગણાય છે. પાંચમાં તેનો બોલ આગળ પડે છે. જેના પાસે પૈસો છે તેની જ આજે કુળવાન્‌માં પણ ગણત્રી થાય છે. પૈસાવાળો જ ડાહ્યો અને સમજણો ગણાય છે. તેની જ વાત લોકો પણ સાંભળે છે. ગુણવાન્ રૂપવાન્ પણ તેને જ ગણે છે, અને ભલા, ભુંડા, મૂર્ખ, પંડિત, ચતુર સઘળાં તે પૈસાવાસ્તે તેને જ સેવે છે. માટે ખરૂં જોતાં જગત્‌માં ધન મોટું છે. પૈસાવિનાનાં માબાપની સેવા છોકરાં કરતાં નથી. ધનવિનાના ધણીને તેની સ્ત્રી ગણકારતી નથી. સગાં પણ ગરીબનાં સગાં થતાં નથી. ભાઇઓ, બહેનો અને સ્નેહીઓ પણ ગરીબનાં રહેતાં નથી, અને માબાપ પણ વખતે ધનવિનાનાં છોકરાં ઉપર ઘણું હેત રાખતાં નથી. એમ અનેક રીતે જોતાં આજે તો મને એમ જ જણાય છે કે અરે રે! ધનવિનાનું તે જગત્‌માં જીવવું જ નકામું છે. હશે, પરમેશ્વરે આપણા દોહ્યલા દહાડા જાણીને દયા કરી છે, એટલે સઘળી વાતે રૂડાં વાનાં થશે, કેમ નહિ વારૂ ?

હરદત્ત કહે છે, તારૂં કહેવું આ વખત સઘળું ખરૂં છે. તેથી મારે હાલ એ વિષે કશું કહેવાનું નથી. બીજું જે કાંઈ મને પૂછવાનું હોય તે હવે પૂછ. આવતી કાલે તો આપણે યાત્રાનો દિવસ આવ્યો છે.

ગિરિજા કહે છે, હા હવે જેમ આજ્ઞા કરશો તેમ હું ચાલવાને તૈયાર છું. મારૂં ખરૂં અને નિરંતરનું ધન તો તમે જ છો. માટે મને ધનમાં પ્રીતિવાળી જાણીને મારા ઉપરથી પ્રીતિ ઉતારશો નહિ. નહિ તો એ ધનનો મારે કશો ખપ નથી. હું તો મારાં સઘળાં સુખનું મૂળ, જેમ ઝાડનું જીવન તેનાં મૂળ છે તેમ, તમને જ ગણું છું. માટે આજ્ઞા કરો તે પ્રમાણે કાલને સારૂ તૈયારી કરી રાખું. અને આ ખોદી જોયું છે તેનું કેમ કરીશું ?

હરદત્ત કહે છે, હે સ્ત્રી ! બિલાડીને ખીર પચવાની નથી, એ કહેવતપ્રમાણે આપણને આટલા બધા ધનની વ્યવસ્થા કરતાં આવડવાની નથી, અને ઘણી ઉપાધિ થતાં પણ ખરૂં સુખ મળવાનું નથી. માટે જો તારી મરજી હોય તો હાલ તો આપણે માંહેથી થોડું દાન કરવા જેટલું જ લઈ જઇએ, અને પછી એકાંતમાં આપણા શ્રીગોકર્ણ ઋષિને વિનતિ કરીએ કે આ સઘળું તમે આપ્યું છે તેની તમે વ્યવસ્થા કરો. પછી તે જેમ આજ્ઞા કરશે તેમ કરીશું. કેમ એ તને ઠીક લાગે છે કે નહિ ?

ગિરિજા કહે છે, એ તો સૌથી જ સારૂં. પણ એ વાત તે પોતે કેમ કબુલ કરશે ? એમણે પણ કે દહાડે એવું કર્યું છે જે ?

હરદત્ત કહે છે, પછી તેમની આજ્ઞા થશે કે તમે તમારે કરો, કશી ચિંતા નથી, તો તેમના બળથી આપણે કરીશું. જો ! દરેક જોખમના કામમાં મોટા પુરૂષની સલાહ લેવી. પછી તેમનો આશિર્વાદ થાય એટલે કાંઈ કઠિણ પડે નહિ. માટે હાલ તો આપણે આજે રાત્રે ખપજોગું કાઢી લઈ જઈ તેનું દાનધર્મ કરીશું, અને આપણે તો આપણાં કંદમૂળ તથા ખડધાન્ય ખાઇશું. પ્રથમ જ એ ધનમાંથી આપણે ખાવું નહિ. કેમ ઠીક ?

ગિરિજા કહે છે, હા ઠીક. ત્યારે એ પ્રમાણે હું તૈયારી કરી રાખીશ, એટલે વહેલાં ઉઠીને આપણે જઇશું. પણ પછી અહીં સાચવવા કોણ રહેશે ? આપણા આવતા સોરૂં તો કોઇ મંડે તો બધું સાફ કરી જાય !

હરદત્ત લગાર હસીને કહે છે, આટલા દિવસ રોજ કોણ સાચવતું હતું ? તે હવે પણ સાચવશે.

ગિરિજા કહે છે, આટલા દહાડા તો આપણે જાણતાં ન હોતાં એટલે ફિકર ન હોતી, પણ હવે તો ફિકર ખરી કેની ?

હરદત્ત કહે છે, હવે ફિકર શેની ? આટલા દિવસ પરમેશ્વર સાચવતા, અને તેમણે જ આપણને આપ્યું છે, ને તે આપણા ભાગ્યમાં ભોગવવાનું છે તો તે પોતે જ સાચવશે. આપણે શું સાચવનાર છીએ ?

ગિરિજા કહે છે, એ બધું ખરૂં, પણ કહેવત છે કેની કે ' દીઠાનું ઝેર છે. ' માટે ખરૂં પૂછો તો મારો જીવ તો અહીંનો અહીં રહેશે ખરો. અને ઓ મારા બાપ ! આટલું બધું ધન બીજા કોઈ અજાણ્યાને સોંપી પણ કેમ જવાય ? ' જર દેખીને મુનિવર ચળે છે ' એ વાત રડી સાચી ખરી ! મને લાગે છે કે કોઇને સોંપ્યું હોય તો થોડું પણ કાઢી લીધાવિના રહે નહિ.

હરદત્ત કહે છે, હવે સમજ પડવા માંડી ! ને લોકો ધીરે ધીરે જાણશે, ને પછી છોડશે કે લીધાવિના ?

ગિરિજા કહે છે, હશે ત્યારે તમારી આજ્ઞાપ્રમાણે જ હું તો મારે કરીશ. પછી જે થવાનું હશે તે થાઓ.

**વિજયા**—બોલો ' જય જય શ્રી સદ્‌ગુરૂ દેવ. '

**ચંચળા**—અરે ! અરે ! અહીંથી જ અટકાવી દીધું ! બચારાંને જાત્રાએ તો મોકલ્યાં હોત !

**વિજયા**—જુઓને બા ! બહાર, હવે ઝાઝો દિવસ કયાં રહ્યો છે જે ! પછી તમારી સૌની મરજી.

**વીજળી**—મરજી તો ખરી, પણ એને બચારીને જાત્રાએ મોકલીને પછી તેનો જીવ તાળવે ટંગાવવો તે કરતાં આ સારૂં કે ધનપાસે તો ખરી. પછી પાછાં આવતા સુધી થાય તો ભલે ચાલવા દો.

**ભાગીરથી**—નારે બહેન ! એટલો વખત હવે કયાં છે ? હશે, વળી કાલ છે જ કેની ? ધન્ય છે બાઇ વિજીયાલક્ષ્મીને કે આટલું બધું એમને યાદ પણ શી રીતે રહે છે ! લગાર વાત મહીં પડતી નથી. તેલની ધારની પેઠે વાણી ચાલે છે !

**કાવેરી**—બહેન ! મોટા પુણ્યવિના એવી બુદ્ધિ કયાંથી હોય ? બંનેનું જોડું પરમેશ્વર કાયમ રાખે એ જ માગીએ છીએ.

**ચંચળા**—જોડું કાયમ રહે, ને વળી એવા ને એવા ગુણવાળા એમને દીકરા પરમેશ્વર આપે. કેમ ભાગીરથી ! ખોટું કહું છું ?

**ભાગીરથી**—આપશે જ. પરમેશ્વર એમની મતિ સારી છે એટલે કેમ નહિ આપે ?

**ચંચળા**—હેં કાકીજી ! પેલી બચારી ગીરજાને તેનો વર, બચારાં બે જણ આવડું બધું ધન કેમ સાચવશે ? આપણે રડયાં આ ગામવચ્ચે પણ થોડું છે તોએ બીહી મરીએ છીએ, ને પૂરૂં ઉંઘતાંએ નથી.

**પારવતી૦**—લે મારી બઈ ! એમાં તે શું ? ખોદેલું હોય તેના ઉપર પથારી કરીને સુતાં, એટલે રાનવગડામાં તે કોણ જાણવા બેશી રહ્યું છે ! મેળવી જાણશે તે સાચવી નહિ જાણે ?

**ભાગીરથી**—ત્યારે કેમ ચંચળ બહેન ! હવે ઉઠીશું ? પછી છેક સાંજ પડી જશે.

**ચંચળા**—હવે છેલ્લું એક નાનું સરખું બે બોલનું બોલી લેવા દો વિજીયાલક્ષ્મીને, એટલે ઉઠીએ.

**વિજયા**—લો બહેન ! વળી ખેંચતાણ કરાવીને બોલતું ત્યારે પ્રથમથી જ બોલું છું. ( ગાય છે )

**ગરબી.**

**સજની શુણજો રે પ્રીતે, બોધ વચન કહું છું આ ગાતે,**

જગમાં રૂડી રે રીતે, ચાલી વહીએ નિત્ય નિજ હિતે, સજની૦
પતિ પરમેશ્વર રે લહીએ, વાત હૃદયની તેને કહીએ,
દુઃખ સુખ સઘળું રે સહીએ, કહે તે રીતે સંગે વહીએ, સજની૦
ફરતાં ફરતાં રે ઘરમાં, મનને હેળવીએ હરિવરમાં,
સર્પ જેમ સીધો રે દરમાં, તેમ મન સ્થાપીએ વર હરિ હરમાં, સજની૦
સુખ નવ જોઇએ રે પરમાં, અડસઠ તીર્થ ગણી નિજ નરમાં,
વૃત્તિ ન ધરવી રે જરમાં, આડું વહીએ તો ખપીએ ખરમાં, સજની૦
મોહ સૌ ટાળી રે મનમાંથી, સદ્‌ગુણ શોધી લઇએ જ્યાં ત્યાંથી,
મેળ ન કરીએ રે મોઘાંથી, વૈર ન કરીએ રંક સગાંથી, સજની૦
હળીમળી હરિગુણ રે ગાવા, ખોટા ન રચવા કાવાદાવા,
મનહર સુખને રે થાવા, સમજો રૂડે માર્ગે જાવા, સજની૦

**ભાગીરથી**—'જય જય શ્રી સદ્‌ગુરૂ દેવ.' વાહ! શું મજેની ગરબી છે! કેમ ઉઠીશું? (સૌ ઉઠે છે. વિજયા એકલી મનોહરની વાટ જોતી કામથી પરવારીને બેસે છે. એટલામાં તે આવે છે.)

**મનોહર**—કેમ તૈયારી છે કે વાર છે? શા વિચારમાં બેઠી છે?

**વિજયા**—વિચાર તો એ જ હમણાં હતો કે અહોહો! આ સંસાર તે શું, ને મહીં જાતજાતનાં પ્રાણીઓ તે શું, ને આપણાં આ શરીર તે શું, ને આ બધું જોઇએ છીએ તે શું, ને આ જોવાની આંખ શું, ને તેમાંથી જોનારાં આપણે વળી આ હાડકાં ને ચામડાના માળામાં કોણ ને કેવા રૂપનાં હઇશું, ને તેને પેદા કરનાર શું, ને શાથી આ રેંટમાળ બંધાયો હશે, ને એવા એવા વિચારથી જાણે વિચાર કરતી કરતી દિગ્મૂઢ જેવી હું તો થઈ ગઈ, અને જાણે ઉંડા કુવામાં ઉતરી ગઈ હોઉં એવું મને લાગ્યું! ને વળી હોંશીઆર થઈ ત્યારે મને અજાયેબ જેવું લાગ્યું કે આ તે શું! એમ કરીને તમારી વાટ જોતી'તી એટલામાં તો બારણાં ઉઘડ્યાં. મારે તો બધું તૈયાર છે. બેસો એટલી જ વાર છે.

**મનોહર**—અહો! આજ તને આવા વિચાર આવવાથી મને ઘણો સંતોષ થયો છે. કારણ કે હવે તને આ સંસાર કેવી મોહજાળ છે તે સમજવાનો અધિકાર આવ્યો, એટલે થોડા દિવસમાં પરમેશ્વરના સ્વરૂપને જાણવાનો પણ તને અધિકાર આવશે. જો! આ તારા વિચારનો ધીરે ધીરે ખુલાસો થશે. તું વિચાર કરતાં અકળાઈશ નહિ. ચાલો ત્યારે હવે વાળું કરી પરવારી લઇએ. (વાળું કરી પરવારી બેસે છે. પછી સમય થયો જાણીને આવનાર સ્ત્રીપુરૂષ આવીને બેસે છે.)

**દાસ**—(વિઠ્ઠલજીને) કેમ વિથ્થલજી! સટ ઢડમઠી બોલજો, આપના આ બોઢઠી કેતલો ફ્રાયડો ઠયો છે! આજ માડા ઢાડવાપડમાને

અગીઆડમો ડિવસ છે, ટેમાં મને ટો અસમાન જમીનનો ટફાવટ લાગે છે.

**વિઠ્ઠલજી**—એમાં કાંઇ શક નથી. તમારૂં ધારવું ખરૂં જ છે. અને આ પ્રમાણે જો વર્ષ છ મહિના ચાલશે તો હજારો માણસોનું કલ્યાણ થશે. કોઇનાં ભાગતાં ઘર અટકશે. કોઇનાં ભાગ્યાં ઘર મંડાશે, અને ચાલતાં ઘર સારી રીતે ચાલશે, અને સૌને સુખનો વધારો થશે. શેઠ ! સાચું કહું છું કે એ પુણ્યનો મોટો ભાગ તમને જ મળનાર છે, કારણ આ કથાનો આરંભ તમારા દમથી જ થયો છે. આગળ જતાં આ કામનાં એવાં રૂડાં ફળ થશે કે લાખો લોક આશિર્વાદ દેશે. મારૂં તો એ જ સમજવું છે કે પરમેશ્વરની કૃપાથી આ પ્રમાણે ચાલતું રહે તો એમાંથી સર્વ સારૂં થશે.

**દાસ**—કોઇનું નામ ડેવાનું કંઈ કાડન નકી; પન કેતલાએક સાલા પેતના પાપીનાં કાલજાં બલે છે, ને ટે હડામખોડોકી આ સહન ઠટું નકી. પન હું ટો જાનુંછ કે ટેમનાં કાલાં મોરાં ઉપર મેસ ફરસે, ને કમબખટો લોકની નિંડા કડીને પાપનાં પોતલાં બાંઢીને અંટે નડકમાં જસે. ને આ લોકમાં પન ટે બલેલા પેતનાનું ખડાબ ખાસ્ટા ઠસે. કેમ વિથ્થલજી ! બોલ્યા નહિ ? ખોતું કહુંછ. જોજો કે બાવા ! આપના મંદલમાંકી એવા કડમચંદાલનો સંગ.કડસો નહિ, અને ટેવાની સાલાની વાટ પન સાંભલવી નહિ, ને ટે મુડખને મોં પન આપતું નહિ.

**મનોહર**—(ઘરમાંથી બહારના ખંડમાં આવીને પોતાને આસને બેશીને ) કેમ વિઠ્ઠલજી ! શી વાર્તા ચાલે છે ? કંઈ પ્રસંગ નીકળ્યો છે કે સહજ આડી અવળી વાત ચાલે છે ?

**વિઠ્ઠલજી**—એ તો સહજ; આપને કયાં જગત્‌નું સ્વરૂપ અજાણ્યું છે ? કોઈ અધમ પાપી પ્રાણીઓ આ શેઠને કાંઈ બોલતા હશે, તે વિષે લગાર ચાલ્યું. જગત્‌ને મુખે કાંઈ ઢાંકણુ છે ?

**મનોહર**—( લગાર હસીને ) માયા[1] અનિર્વચનીય[2] છે. તેનું કાર્ય જગત્ પણ તેવું જ વિચિત્ર હોય એમાં શી નવાઈ છે ? વિવેકી પુરૂષોએ તો પોતાનું શ્રેષ્ઠ કર્તવ્ય નિર્ભયપણે કર્યા જ જવું. તેનો લાભ લેનાર પુરૂષો લેશે.

**વિઠ્ઠલજી**—ત્યારે હવે શો વિલંબ છે ? જે કંઈ કથાભાગ ચાલે તે ખરો, કે ઈષ્ટશ્રવણ થાય.

---

૧ સંપૂર્ણ દૃશ્ય પ્રપંચનું કારણ. ૨ જેનું નિઃશેષ નિરૂપણ કરી શકાતું નથી.

**મનોહર**—આજ તો દ્વાદશી છે, એટલે કથા તો આજ બંધ જ રહેશે. શાસ્ત્રનીતિ તમને કંઈ અજાણી છે ?

**દાસ**—( એકદમ ) હેં ભતજી મા'ડાજ ! એ સું બોલ્યા ? આજ બાડસ ઠઈ ટે આપની કઠા નહિ ચાલે ? બાકી અમાડા પુડાની કહેટા ખડા કે વાસજીનું મસ્ટક છેડાયું છે માતે બાડસે કઠા બંઢ.

**મનોહર**—જુઓ દાસ ! ૧. જે આ સૃષ્ટિને ઉત્પન્ન કરનારરૂપે મનાયલા[1] મહેશ્વર પરમેશ્વર છે તેમના વિષે જેમાં કહેવાતું હોય, ૨. તથા તે મહેશ્વરથી ઉત્પન્ન થયેલા જગત્‌ના ઈશ્વરે[2] જે બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર તેમના વિષે જેમાં કહેવાતું હોય, ૩. તથા શુદ્ધસત્ત્વા માયા[3], અને મલિનસત્ત્વા માયા[4] એ બેથી થયેલા આ જગત્‌માં મૂળ સુર જે દેવ તથા અસુર જે દૈત્ય તેમના આજસુધી ચાલતા આવતા કુળના સંબંધમાં વંશાવલીજેવું જેમાં કહેવાતું હોય, ૪. તથા બ્રહ્માના એક દિવસમાં[5] જે ચૌદ મનુ વીતી જાય છે, તેમના સંબંધમાં પણ જેમાં કહેવાતું હોય, ૫. તથા તે મનુઆદિના તથા અન્ય મુખ્ય વર્ણોના ઉજ્વળ વંશોનાં પવિત્ર ચરિત્રરૂપ આખ્યાનો વિષે જેમાં કહેવાતું હોય, તેને મોટા પુરૂષો આ પાંચ લક્ષણવાળું પુરાણ કહે છે. તો આપણે આ જે દશ દિવસ થયાં આરંભ થયો છે તે પુરાણ જ છે એમ જાણજો. કેમકે પુરાણનાં સઘળાં લક્ષણ આપણી કથામાં આવનાર છે; ધીરે ધીરે આવ્યાં છે, આવે છે, અને પાછળથી પૂરેપૂરાં આવશે. બીજાં સઘળાં પુરાણ તો પવિત્ર જ છે, પણ આ કાળ, દેશ, તથા લોકવ્યવસ્થાના પ્રમાણમાં ખરેખરા સુખને આપનાર સ્વરૂપે પ્રકટ થયેલું જે આ મહાપુરાણ છે તે, તે સર્વથી અત્યંત પવિત્ર છે એમ જાણજો. હજી તો સૌને સમજવામાં આવે એવો એ ધર્મકુટુંબના આખ્યાનનો ભાગ માત્ર કહેવાનો આરંભ કરયો છે. પણ વધારે મોટી બુદ્ધિવડે સમજાય એવા અદ્ભુત ચમત્કારિક મુખ્ય મુખ્ય ભાગને તો ધીરે ધીરે સમય આવશે તેમ તેમ કહીશ. માટે શું કહું છું, આજથી નક્કી કરી જાણજો કે આ આપણી કથા સર્વ પુરાણો તથા ઉપપુરાણોમાં પ્રથમ પૂજાવા યોગ્ય જે સર્વોત્તમ મહાપુરાણ છે તેમાંનું એક આખ્યાન અને તે

---

૧ સગુણબ્રહ્મ. ૨ નિયમન કરનાર. ૩ સગુણ બ્રહ્મની-ઈશ્વરની-ઉપાધિરૂપ, જે પદાર્થમાં શુદ્ધસાત્ત્વિકદ્રવ્યની અત્યંત પ્રધાનતા છે. ૪ જીવોની ઉપાધિરૂપ, જે પદાર્થમાં રજોગુણ તથા તમોગુણરૂપ, બે દ્રવ્યની સત્ત્વગુણરૂપ દ્રવ્ય કરતાં પ્રધાનતા છે. ૫ મનુષ્યલોકનાં ૪૩૨૦૦૦૦૦૦૦ વર્ષ.

આખ્યાનમાંનો પણ એક પ્રસંગ માત્ર આજ દશ દિવસથી જોડાયો છે. ને પ્રસંગ પણ હજી પૂરો થયો નથી. અને આ પ્રસંગ પૂર્ણ થયા પછી જો તમારી સર્વેની યોગ્યતા અને ઇચ્છા જણાશે તો આ પ્રસંગનું મૂળ જે ધર્મકુટુંબનું આખ્યાન છે એવાં અનેક આખ્યાનો તથા આખા જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કેવી રીતે થયા કરે છે તે તથા આ અને એવી અનેક સૃષ્ટિની અનેક કથાઓ વિગેરે જે જોઇએ તે જેમાં છે એવું આ મુખ્ય મહાપુરાણ આદિથી તે અંતપર્યંત તમને સંભળાવવાને આરંભ કરીશ, જેના વડે અધમ પ્રાણીઓ પણ ઉંચી ગતિને પામે એમ છે. હવે તમને સમજણ પડી, કે આજે બારશ છે, અને આપણી આ કથા સર્વોત્તમ મહાપુરાણનો પ્રસંગ છે તેથી વ્યાસઆસને બેશી કેમ કહેવાય? માટે પરમેશ્વરની મરજી તો વળી કાલથી એ જ ચાલશે. આજનો દિવસ ખાલી.

**દાસ**—( લગાર હસતાં ) અડે ટાડું ભલું હાય ડે બાડસ ! ! ડું આજ ખડા સપાતામાં વચમાં કાંઇ આવીને બેથી ? ટેં ટો માડી બઈ બઢો ખેલ ઢુલદાની કડી નાંખ્યો ટો ! હસે, પન આજ માડો આટમા પડસન ઠયો કે આ કઠા કંઈ જેવી ટેવી નઠી ! આ ડસ ડહારામાં એનું અનિડવચની ડૈંવટ ટો જનાયું જ હટું પન આજ ટો ખુલાસાવાડ જાનવામાં આવ્યું કે આ ટો ખુડ મહાપુડાનની જ કઠા છે. કેમ વિથ્થલજી ! હવે ખાટડી ઠઈ કે પેલા સાલા નજીસ કહેનાડનાં કાલાં મોં ! આ કઠા ટો અઢમને પન ઉંચી ગટિ આપનાડ છે, પછી બીજા ટમાડા અમાડાજેવાને મલે એમાં સી કહેવાની વાટ હટી ?

**વિઠ્ઠલજી**—દાસ ! તમે ખરૂં કહો છો. આવી સઘળા પ્રકારના ધર્મને જણાવનારી, તથા તેનાં જુદાં જુદાં સ્વરૂપને કારણસહિત સમજાવનારી, સર્વોત્તમ કથા સઘળાં પાપને બાળી ભસ્મ કરીને ઉંચી ગતિ આપે એમાં શું આશ્ચર્ય છે ? ખરે સ્વરૂપે નહિ સમજીને પાપના પ્રેર્યા ન દેખી ખમીને મનમાં બળીને ગમે તેમ બોલે, અથવા નિંદા કરે, તેનાં કાળાં મોં, એમાં તો કહેવું જ શું હતું ? તે તો તેનાં કર્મનું ફળ જ છે. કેમ ભટજી મહારાજ ! ખોટું કહું છું ?

**મનોહર**—વિનાકારણ વગરસમજ્યે કોઇ વસ્તુમાટે ગમે તેમ બોલવું, એ તો નઠારૂં જ ગણાય. અને નઠારૂં તે પાપ જ છે, અને પાપ તે પ્રાણીના મુખને શ્યામ કરે છે, એ વાર્તાની કયા વિદ્વાન્‌થી ના કહી શકાય ? એ તો સર્વમાન્ય જ છે.

**દાસ**—( રાજી થઇને ) ઠન માંડાજ ! ઠન. ટમાડા એકના એકવીશ ઠજો, ને ટેવા સાલા કડમચંદાલોનું ટેના કડમઠી જ જઠામૂલઠી જ-

જો. બોલો સી ક્રોડકાંઢીસકી જે. આજ મને ઘનો જ આનંદ થયો છે. હવે કંઇ કીડટનની ટો ડયા કડો કે સૌના કડન પવિટડ હાય, ને ડા'રો સફલ ગનાય, ને વલી આનંડ ચેનમાં રાટ જાય, ને સુખ સાટાડી વા'નું વાય.

**મનોહર**—( જય બોલાવીને ) તમે સર્વ ઝીલો ને હું તમને ભજન ગવડાવું, એટલે કોઇને ઉંઘ આવી ન જાય, ને સૌને સરખો શ્રમ ને આનંદ થાય. ( ગાય છે, અને સર્વ ઝીલે છે )

**ગરબી.** નારાયણ નામ તું લેને પ્રાણી રે, એ ચાલ.

શ્રી ગુરૂદેવને શરણે રહેજો રે, ભવભાર વૃથા ના વહુજો, શ્રી૦ ટેક.
જે છે તાપ ત્રિવિધિનું હર્તા રે, જે છે સુખશાંતિનું ધર્તા રે,
જે ગ્રહી જીવો જગથી તરતા, શ્રી ગુરૂ૦
જે છે ઋદ્ધિ સમૃદ્ધિનું દાતા રે, જે છે પંચ કલેશથી ત્રાતા રે,
જેના ઋષિ મુનિ સૌ ગુણ ગાતા, શ્રી ગુરૂ૦
શરણુ ગુરૂદેવનું એવું મોટું રે, જે વિણ સૌ જગમાં ખોટું રે,
સિદ્ધિસાધનનું કરવા કસોટું, શ્રી ગુરૂ૦
મનહર જેને ભાવે તે ગ્રહેજો રે, ન તો જન્મમૃત્યુમાર સહેજો રે,
માની વચન આ, હરિ મુખ કહેજો, શ્રી ગુરૂ૦

**ગરબી.** પૂર્વોક્ત ચાલ.

હો સજ્જન માર્ગે ગ્રહોને સારો રે, શું લો પંથ વિષયનો નઠારો, હો૦ ટેક.
કાયા દુ:ખકેરો છે કયારો રે, માંહી અંત:કરણ છે ગારો રે,
જેમાં બીજ ઉગે છે હજારો, હો સજ્જન૦
તેમાં સુખના છોડ ઉછારો રે, દુ:ખના સૌ શોધી મારો રે,
નિજ સંગી આ જીવને તારો, હો સજ્જન૦
ફરી ના'વે મનુષ્ય દેહવારો રે, ખરે ટાણે શું હિંમત હારો રે,
મતિ ઉત્તમ ઉરમાં ધારો, હો સજ્જન૦
કરો દુર્ગુણકોષ અકારો રે, નથી જેમાં કાંઈ સકારો રે,
કોણ કરી થાકે ધંટી ટકારો, હો સજ્જન૦
સુખ આપશે શુભ, સજનારો રે, પાર પામે કુમતિ ત્યજનારો રે,
દુ:ખી થાય ન હરિ ભજનારો, હો સજ્જન૦
હરિ ભજી ત્યજી સઘળા વિકારો રે, શુદ્ધસત્ત્વને સ્નેહે સ્વીકારો રે,
કહે મનહર કરીને પોકારો, હો સજ્જન૦

**ગરબી.**

ધણી ધારી દયા, સદ્‌ગુણ અંતર દેજો દિનદિન દાસને,
દુ:ખી ઝાઝું થયાં, પણ ના સત્વર કાપી શકયાં મોહપાશને.
ધારી ધારી હૃદયે જોયું, કો ક્ષણ ભાન જ તનનું ખોયું,

મન આપ સ્મરણ કરી કરી ધોયું, ધણી૦
નિત્ય નિત્ય સંગ સારાના કીધા, કીર્તનમાં કાન ઘણા દીધા,
( પણ ) મળી તમને નવ લ્હાવા લીધા, ધણી૦
સૌ વાટે સમજીને ચાલ્યાં, પ્રીતે ગુરૂનાં શરણાં ઝાલ્યાં,
હજી આપ પદે આવી ન મ્હાલ્યાં, ધણી૦
કો દુષ્ટે તો અતિ ભરમાવ્યાં, ખોટા નિશ્ચયથી બરમાવ્યાં,[1]
સાચું કહી કદી ના શરમાવ્યાં, ધણી૦
હવે હારી હરિ આ બોલું છું, અંતર તમઆગળ ખોલું છું,
તમવિણ મહા દુઃખમાં ડોલું છું, ધણી૦
સુખ સંસારે નથી એ જાણ્યું, હું મારૂં કરી દુઃખ બહુ માણ્યું,
સુખ સાચું કશામાં નવ નાણ્યું, ધણી૦
હાવાં હઠ તજી મનહર માગું, વળિ વળિ નમી નમી પાયે લાગું,
કરો કરૂણા મોહથી હું જાગું, ધણી૦
( જય જય શ્રીસદ્ગુરૂ દેવ. ' )

**વિઠ્ઠલજી**—અહો ધન્ય છે ! આ વચનો મોટાં પુણ્યપ્રતાપવિના કાને ક્યાંથી પડે ?

**દાસ**—ખરું કહો છો વિથ્થલજી ! અમાડા સડખા અભાગી પ્રા-નીને આ સુખ કોન આપનાડ છે ?

**મનોહર**—જુઓ વિઠ્ઠલજી ! પુણ્યવાન્ પ્રાણીને પોતાના શુદ્ધ બળથી જ સઘળી વસ્તુ સહજ આવી મળે છે; અને સારા સંસ્કારબળ-વિનાનાં ઘણાંને મહેનતે પણ મળતી નથી.

**વિઠ્ઠલજી**—આપ ખરૂં કહો છો તોપણ તેંમાં સઘળામાં આપસ-રખા મહાત્માનો સંગ એ સંસ્કારબળ ઓછું હોય તો તેને વધારે છે, નિ-ર્બળ હોય છે તો સબળ કરે છે, ઢંકાયેલું હોય છે તો તેને ખોલે છે, અને બિલકુલ ન હોય તો તેને નવું સંસ્કારબળ ઉપજાવી આપે છે. માટે સ-ઘળાં બળમાં મોટું સંગબળ છે. કારણ ન્હારા સંગમાં બગડેલા હજારો જોયા છે, અને તે બગડેલા પણ પાછા સારા સંગથી સુધરેલા જણાયા છે.

**મનોહર**—તમારૂં કહેવું ઘણે અંશે ખરૂં છે, અને તેથી જ મોટા પુરૂષો સત્સંગનો ઘણો મહિમા આજસુધી લખતા આવ્યા છે.

**દાસ**—હેં મા'ડાજ ! આ મનનો નિડોઢ હટો નહી. ધની વાડ અનુભવ ઠયો છે કે માલા લઇને બેથા કે બેતીનું બાપ કહીંનું કહીં નીકલી જાય છે ! પછી ધનુંએ ક્બજે કડીએ છ, પન લગાડ પટ્ટો લાગવા ડેટું નહી, ટેને સાલાને સું કડવું ?

---

૧ બહેકાવ્યાં; સીસકે ચદાવી ઉન્મત્ત કર્યાં.

**મનોહર**—જુઓ દાસ ! આ કાગડા તથા વાંદરાં એ ઘણાં ચં-ચળ છે, તોપણ તે પોતાની મેજે એકની એક જગાએ ઘણીએ વાર બેશી રહે છે. પણ જો એના તરફ લક્ષ કરીને એને કોઈ પકડી કબજ કરવા ધારે છે કે તરત તે ચેતીને ચાલી જાય છે. તેમ જ આ સાપ છે તે પણ પોતાની મેજે ગમે ત્યાં ગમે તે રીતે પડી રહે છે. પણ જો કોઈ એને કબજે કરવાની તૈયારી કરે છે ત્યારે તે એકદમ ગમે ત્યાં જતો રહે છે. તે પ્રમાણે આ મન છે તે પોતાની મેજે ઘણી વાર આપણને સતા-વ્યાવિના શાંત રહે છે, પણ એને કબજ કરવાના વિચારથી આપણે સેવા, પૂજા કે માળા લઈ બેશીએ કે તરત એ ચેતીને ચંચળ થઇને ગમે ત્યાંનું ગમે ત્યાં જતું રહે છે. પછી આપણો ઉપાય લાગવા દેતું નથી. અ-મારામાં જે ખરા બ્રાહ્મણો છે, અને જેમને અમારાં ખરાં સઘળાં કર્મનું ભાન છે, અને તેમાં પણ જેમને ખરો પ્રાણાયામ કરતાં આવડે છે, તેમને તો એ મનને કબજે કરવાનું લગાર પણ કઠિણ નથી. કારણ 'વાઘ-આગળ બકરીનું ચાલે નહિ' તેમ તે પ્રાણના રોકનાર બ્રાહ્મણઆગળ તો એ મન બકરીજેવું થઈ બેસે છે. તેને પણ વખતે હંફાવે છે, પણ તે શૂ-રવીર એ મનથી ડરતા નથી. વળી તેવિના પણ સૌને કામ આવે એવા ઘણા સહેલા, અને થોડે કાળે સિદ્ધ થાય એવા અનેક ઉપાય છે. પણ તે સૌને એક ઉપાય કામ આવતો નથી. જેવું જેનું મન તેવો તેનો ઉપાય.

**દાસ**—ઘનું સારું. ટાડે મારા મનને ઓલખીને એનો એક કા-યડો મને આપવાની એક ડા'રો ડયા કડજો. એકાંટમાં આપને મલીને હું પુછીસ.

**મનોહર**—બહુ સારૂં. મનને વશ કરનાર આખા જગત્‌ને વશ કરી શકે છે. એ કાંઈ જેવી તેવી વાત નથી.

**વિઠ્ઠલજી**—જેવી તેવી વાત હોય તો સૌ પોતપોતાના મનને વશ કર્યાવિના કેમ છોડે ?

**ચંચળા**—હે ભટજી મહારાજ ! મારૂં તો નામ જ ચંચળ, ને વળી મારૂં મને ચંચળ ત્યારે તેની શી વલે ? મન તો રડયું કેમે કર્યું વશ થાય, પણ નામ તો રડયું જનમસુધી મટવાનું નહિ.

**મનોહર**—નામ મટાડીને શું કામ છે ? નામ તો બધાંએ માણ-સનાં ખોટાં જ છે. એ તો આપણને ઓળખવાવાસ્તે નામ તો લોકોએ ગમે તેવાં પાડી દીધેલાં, અને જો નામ જ ખરાં થતાં હોય તો આ ત-મારી વીજળી આટલા દહાડા અહીં શેની રહે ? આકાશનાં વાદળાંમાં ના જતી રહે ? માટે નામ તો સઘળાં ખોટાં જ છે.

**હાસ**—અરે વીજલીની કાં વાટ કડો છો? આ હું જ, બાલમુકુંડ મારું નામ છે. તે જો ખડું હડદું હોય ટો જઇને વંડડાવનની કુંજમાં ને ગોકુલમાં જઇને નહીં બેથો હોઉં! નહિ ટો આ બાલકસ્નજીની જગામાં નહિ બેથો હોઉં! ટમાડા ધડમાં આજલ્લગી સાનો! એ ઉપડકી જ સઘલું ઢોડન બાંઢો ને. કેમ મા'ડાજ! ટકસીડ માફ છે. અને આ ટમાડી પાસે જ જુઓને, આપનાં પાડવટીકાકી; જો ખડાં હાટ ટો કૈલાસમાં કે મા'દેવજીના ડેહેડામાં જઇને ના બેથાં હોત! ને બચાડા ટીભુકાકાના બાડ વાગટ! પન એ ટો સૈ ખોતો ખેલ છે. નામનું ટો કંઈ કાડન જ નડી. હવે સમજ્યાં કેની?

**ચંચળા**—ખોટો ખેલ તો સૌએ જાણે છે, તેમાં થયું શું? પણ જાણતા નથી, આપણું નામ દઇને કોઇ ભુંડું બોલે છે કે ગાળો દે છે ત્યારે કેવું થાય છે?

**હાસ**—એ પન મુદ્દો ખડો છે. એ વાટનું સમાહાન ભતજી મા'ડાજને કડવાનું. કેમ વિથ્થલજી!

**વિઠ્ઠલજી**—હા, એવી ઝીણી શંકાનું સમાધાન તો એમને મુખે થાય તે જ સારૂં.

**મનોહર**—એનું કારણ તો એમ છે કે જ્યારે આપણે ઘેર છોકરો અથવા છોકરી જન્મે છે ત્યારે આપણે કંઈ તેનું નામ ખરૂં શું છે તે જાણતાં નથી. માત્ર સ્ત્રીજાતિને છોકરી, દીકરી, પુત્રી, કન્યા એવા શબ્દોથી ઓળખીએ ઓળખાવીએ છીએ, અને પુરૂષજાતિને પુત્ર, છોકરો, દીકરો, કુંવર વિગેરે શબ્દોથી ઓળખીએ ઓળખાવીએ છીએ. પછી તેના જન્માક્ષરથી આવતાં નામ, તથા ફોઇએ પાડેલાં નામ તથા તેનાં માબાપ અને સગાંવહાલાં તથા આડોશીપાડોશીએ પાડેલાં લાડનાં અથવા ચીડનાં અનેક નામ રાખવામાં આવે છે; અને તે સઘળાં નામોમાંથી માબાપ કોઇએક મુખ્ય નામ કરી રાખે છે. આ સઘળાં નામ ખરૂં જોતાં તો ખોટાં જ છે, પણ તેનો પછી ધીરે ધીરે, આપણું આ નામ પડયું છે, એવું તે છોકરાં મોટાં થતાં સમજે છે ત્યારે તે, આ નામ મારૂં છે એમ પોતાના મનમાં એક નિશ્ચય બાંધી લે છે. પછી એ નિશ્ચયપ્રમાણે આ લોકમાં ઘણા દિવસ વ્યવહાર થાય છે, ત્યારે તે દરેકને પોતાના નામનો વૃત્તિમાં બળવાન્ નિશ્ચય બંધાઈ જાય છે, અને આ નામ ખોટાં છે, એવો નિશ્ચય દૃઢ કરતા જવાને બદલે, આ નામ મારૂં છે, અને એ નામરૂપ વસ્તુ તે હું જ છું, એમ ખોટું દૃઢ થતું જાય છે. કોઈ પછી તો એટલે સુધી દૃઢ થાય છે કે તે નામનાં બીજાં માણસને કોઈ બોલાવે, તો પોતે પછી બોલે છે. બીજાના તેવા નામથી ગાળ દે અથવા વખાણ કરે તો

પોતાઉપર ખેંચીને તે માણસ ચીડાય છે અથવા રાજી થાય છે. આ સઘળું થવાનું કારણ એ જ છે કે આ દરેક માણસને ખરો વિચાર ન મળવાથી પોતે શી વસ્તુ છે તે જાણતાં નથી, તેથી તેમને લોકોએ જે ઠેરવી આપ્યું તે, તે પોતે પોતાનું પોતાપણું ઠેરવી બેઠાં છે; અને તેનો ઘણા દિવસ વહિવટ થયો એટલે એક પ્રકારના અંતઃકરણમાં સંસ્કાર બંધાઈ જાય છે કે હું ફલાણો કે ફલાણી છું. આ પ્રમાણે દરેક માણસે પોતે તથા બીજાંએ તેમના માટે જે નામવર્ણ ઠેરવ્યાં હોય તેમાં તે મિથ્યા અભિમાનથી બંધાઈ જાય છે, અને પછી પોતે પોતાની મેળે જ તે ખોટાં નામવર્ણને પણ ખરાંની પેઠે પાળી રાખે છે. જેથી વારંવાર અનેક જન્મસુધી તે મિથ્યા અભિમાન, જે જે જાતિમાં જન્મ આવે છે તે તે જાતિમાં વળી વળી સંસ્કારથી બળવાન્ થઈ રહે છે. એ અભિમાન જ સૌને દુઃખનું મુખ્ય કારણ છે. માટે એવો વિચાર કરે કે અરે! આ હાડકાં, માંસ, નસ, ચામડી, રૂધિર, મળ એવા ઘણા પદાર્થનો બનેલો આ શરીરરૂપ એક કોઠો છે; તેમાં હું ચંચળા એવું જે નામ દે છે તે ચંચળા એવી શી વસ્તુ છે, તેને શોધી કાઢું; નહિ તો એવો નિશ્ચય કરે કે ચંચળા એ આખા શરીરમાં કંઇ વસ્તુ જ નથી, તો તે હું, ચંચળા છું એવું નામનું મિથ્યા અભિમાન શા માટે રાખવું ઘટે? આ પ્રમાણે આખા શરીરમાં ચંચળા એવો પદાર્થ મૂળથી નથી, તોપણ આખા શરીરને ઓળખવા આપેલું ખોટું નામ, તેને હું ચંચળા છું, એમ ખરાની પેઠે માની બેશવાથી આપણને તે નામથી ગાળો દે છે કે તરત આ મને ગાળો દે છે, એવું ભાન થઇને ખોટું લાગે છે. પણ એ વિચાર બહુ સારો નથી. કેમ હવે બરાબર સમજવામાં આવ્યું કે નહિ?

**ચંચળા**—હા હવે બરાબર સમજાયું કે આ તો અમથી લોકે લબ વળગાડી છે, અને આપણે તેને અમથાં બાઝી બેશીને દુઃખ ભોગવીએ છીએ.

**વીજળી**—હેં ચંચળ બહેન! એ તો ખરૂં, પણ એ નામ ખોટું છે એમ જાણીને આપણે મનમાંથી નક્કી કરીએ કે હું કાંઈ વીજળી નથી, એટલે પછી મને કોઈ બોલાવે કે અલી વીજળી! અલી ઓ વીજળી! તોએ આપણે તો નક્કી કરી બેઠાં છીએ કે હું કાંઈ વીજળી નથી. પછી ઘણી વાર ન બોલીએ તો બહેરાં થયાં જાણે, અને ઘાંટો કાઢીને કે પાસે આવી ઢંઢોળીને બોલાવે તોએ આપણે ન બોલીએ ત્યારે કહેશે ગાંડી થઈ કે ભૂત ભરાયું કે વાયુ થયો. એમ કરીને પછી આપણને મારે, બાંધે, ધુણાવે, કે ધુણી દે; ને વળી બોલાવે કે બોલ તું કોણ છે? તોએ આપણે ના બોલીએ તો પછી શી વલે? પછી આપણો લોકમાં વહેવાર શી રીતે ચાલે, ને આપણાથી જીવાય કેમ?

**દાસ**—( કાન માંડી સાંભળી રહીને ) ઢન છે વીજલી ટમને! ખ-ડેખડી સંકા સોઢી આની છે! ભતજી મા'ડાજ! આ બચાડી વીજલી-ઉપડ પન ડયા હવી જોઇએ. એનું પન બચાડીનું સમાઢાન ઠવું જોઇએ. જુઓ ટો ખડા, એની બુઢ્ઢી કેવી છે! એનું નામ વીજલી છે, ટેમ એની બુઢ્ઢી પન એવી છે કે જાને વીજલીનો જ ચમકાડો!

**મનોહર**—દાસ! તમે ખરૂં કહો છો. વીજળીની બુદ્ધિ ઘણી ઝીણી અને સારી છે. વાત સાંભળી સમજીને તરત તેનો સાર કાઢી લે છે. એવાં જ માણસને જલદી જ્ઞાન થાય છે. હવે સાંભળો, તમારા સંશયનું સમાધાન આપું છું. નામ ખોટું છે, નામરૂપ વસ્તુ આપણે નથી, એવો નિશ્ચય કરવાનું આગળ કહી ગયા, પણ તેનો સાર લેવાનો એવો છે કે આપણને ઓળખવાને ખોટું નામ આપણું રાખેલું છે. માટે આપણા વ્યવહારમાં જે જે વખતે એ નામથી વ્યવહાર કરવાનો આવે તે વખત તેટલો વ્યવહાર આપણે કરવો ખરો. પણ તે દરેક વખત આ-પણું અભિમાન ન બંધાઈ જાય એવું સાવધપણું રાખવું. સંસારમાં સ-ઘળાં પ્રાણી દરેક વસ્તુ પોતાના સુખવાસ્તે સેવે છે, કાંઈ દુઃખવાસ્તે સેવતાં નથી. તેથી સુખ આપનાર સઘળા વ્યવહારમાં નામવિના આ-પણો સાક્ષાત્ વ્યવહાર નહિ ચાલશે એવું સમજીને એ ખોટા નામનો ઉપયોગ કરવો. પણ અંદરથી એમ સમજી રાખવું કે એ વસ્તુ આપણે નથી, પણ માત્ર વ્યવહાર ચાલવા સારૂ નામ રાખેલું છે, તો તેનો આપણે લાભ લેવો, અને વ્યવહારમાં પ્રસંગ આવવાથી બીજા નામસરખા ઘણા શબ્દો આપણને ઓળખવા ઠેરવે છે, જેવા કે મા, સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી, ભાભી, કાકી, મામી, માસી, વેવાણ, બહેન વિગેરે; તેમ જ રાંધ-નારી, ચાલનારી, જમનારી, વેચનારી, ધવાડનારી, પીરસનારી વિગેરે અનેક પ્રકારનાં કામપ્રમાણે પણ ઉપનામો પાડે છે. તે સઘળાં પણ સુ-ખવાસ્તે કામ સાધતા સુધી જ. તેની મતલબ છે એમ ધારીને દરેક મા-ણસે પોતાનાં નામ તથા સઘળાં ઉપનામને અભિમાનથી દૃઢ કરવાં નહિ. એ સઘળાં આપણે દુઃખના વ્યવહારમાટે રાખ્યાં નથી, એમ જાણીને જ્યારે તે નામથી કોઇ ગાળ દેવા વિગેરેના ખોટા વ્યવહારમાં જોડવા માંડે ત્યારે તરત ચેતીને આ વિચાર આગળ આણવો, કે આ ખોટા નામને ગાળ દેવાથી મને કશો સંબંધ થતો નથી. આ વિગેરે અનેક ખોટા વ્ય-વહારમાં નામના અભિમાનથી આપણે મિથ્યા દુઃખને માંથે વહોરી નહિ લેવું, એટલી જ મુખ્ય મતલબ છે. તેથી મનમાં નામ ખોટું સમજીને ખરે કારણે તે ખોટા નામથી આપણો જેટલો ઘટિત વ્યવહાર છે તે તો કરવો જ, એમાં આપણને કંઈ દુઃખ આવવાનું નથી. આ તો જે તે પ્રકારે

દુઃખ ન આવે એવા દરેક પ્રસંગે વિચાર કરીને સઘળા ઘટતા વ્યવહાર કરવા, એટલી જ કહેવાની મતલબ જાણવી. કેમ વીજળી! હવે તમને સમજણ પડી?

**વીજળી**—હા હવે સમજાયું, કે નામનો ખપજેટલો વહેવાર કરવો. પણ આપણી મેળે મનમાં સમજી રાખવું કે આ શરીરને ઓળખવા એ નામ અમથું રાખેલું છે. ખરેખર કંઈ હું વીજળી નથી. હું તો જે કંઈ ખરેખરૂં હઈશ તે જ હઈશ.

**દાસ**—સાંભલો વીજલી! હું ટમને કહું. ટમે કહ્યું કે હું ટો જે કંઈ હઈસ તે હઈસ, એ વાટ સઘલી ખડી, પન હવે ઢીરે ઢીરે ટેનો પન ટોર લાવીને સમજી લેવું કે જે હઈસિ ટે હઈસિ એતલે સું? અને હું કોન છું એ સોઢટાં નક્કી જ કડી લેવું કે હું ટો ફલાનું જ છું હોં.

**વીજળી**—એ વાત તો હવે શોધવાની જ રહી કે નામ દે છે તે તો આપણે નથી, ત્યારે આપણે શું હઈશું? પણ એ વાત કંઈ અમારા જેવાંને પોતાની મેળે સમજાવાની છે? એ તો વળી ધીરે ધીરે કથામાં આવશે, નહિ તો પૂછીને જાણીશું ત્યારે.

**ચંચળા**—એ તો સૌ ધીરે ધીરે સમજીશું. આપણે વાણીયાં છીએ એટલું તો ખરૂં જ છે, ને એવના જે હઈશું તે આપણા ભટજીને પૂછી જોઈશું એટલે જણાશે.

**દાસ**—એ થીક છે, પન માડા સમજવા પડમાને ટો આ નામની પેથેમ આપને વાનીયા છીએ એ વાટ પન ખોતી થોકી બેસારેલી ગપ જ હસે. નહિ વાડુ ભતજી મા'ડાજ!

**મનોહર**—ધન્ય છે દાસ તમને! હવે તમારી બુદ્ધિ પણ કંઈ સાધારણ કહેવાય નહિ. આ વાર્તા તમે ખરેખરી સમજ્યા છો! જેવું આપણું નામ પડ્યું છે તે આપણે નથી, તેવું આપણી જાત ન્યાતનું નામ પણ આપણા ઘરડાથી આપણો વ્યવહાર ચલાવવાવાસ્તે પાડ્યું છે; તે આપણે લોકોથી સાંભળી નક્કી કરી લીધું છે કે હું વાણીયો કે હું બ્રાહ્મણ છું. પણ આપણા શરીરમાં તે વાણીયો શી વસ્તુ છે તે કંઈ જોઈને એવો નિશ્ચય આ સઘળા લોકો કરતા નથી. એટલે તે અભિમાન પણ વગરસમજ્યે પાકું કરી બેસે તો તે પણ ભૂલ ભરેલું જ ગણાય.

**દાસ**—ઢન છે મા'ડાજ! (ચંચળાને) કેમ સાંભલ્યું કે? માડું કહેવું આગલ આવ્યું? 'સો સાના પન મટ એક' એ કહેવટ ખોતી નડી. કેમ વિથ્થલજી?

**વિઠ્ઠલજી**—એ વાત સાચી છે. પણ આ વાર્તા હજી ઘણી બારીકીથી સમજવાની છે હો દાસ! નહિ તો અજ્ઞાની લોકો અધુરૂં સમજીને

પછી આપણું સાંભળીને ભ્રષ્ટ થશે. કેમકે જુઓ, નહિ સમજનારાં તો એવો અર્થ લેશે કે અહો! આપણે વાણીયાંએ નથી ને બ્રાહ્મણે નથી, ત્યારે કોઈ કણબી, કાછીયા, ઢેડ, ભંગીયા, પારસી, મુસલમાન એ પણ બધી ખોટી ગપ છે. ત્યારે હવે વટાળ એ પણ ખોટી ગપ છે. અને ન્યાત જાત એ પણ ગપ છે, એટલે કન્યા લેવી દેવી, જમવું, ખાવું, ગમે ત્યાં કરીશું તો ચિંતા નથી. એવા ખોટા વિચાર કરીને મૂર્ખ લોકો પોતાના જાતિવર્ણાશ્રમધર્મ પણ ખોટા સમજશે, અને તે પાપીઓ પછી વટલાઇને કર્મચાંડાળ થઇને ભ્રષ્ટ થઈ જશે. માટે આ તો સઘળી જ્ઞાનની વાત છે, તેને ભટજીના મુખથી બરાબર સાંભળવી જોઈએ, અને દરેક વસ્તુનાં કારણ સમજીને તેપ્રમાણે તે તે વસ્તુથી તેટલો વ્યવહાર કરીને બાકીની જગાએ ઘટે તેવો જ્ઞાનનો ઉપયોગ કરવો. કેમ ભટજી મહારાજ! આ કહેવું યોગ્ય છે કે અયોગ્ય?

**મનોહર**—આ તમારૂં કહેવું તો અત્યંત યોગ્ય છે. નહિ તો આજે પણ ઘણા મૂર્ખ લોકો તો નાસ્તિક થઇને જાતિભેદ ખોટો છે એમ ગણીને ભ્રષ્ટ થયા છે, ને થતા જાય છે. તેમાં આ અંગ્રેજી ભણનારા છોકરા ઘણું કરીને સેંકડે પંચાણું ભ્રષ્ટ અને ભાગ્યે પાંચ ચોખ્ખા ધર્મકર્મ કરનારા નીકળે. તેમાં પણ એટલું જણાય છે કે તેમાં કોઈ કોઈની પાછળથી બુદ્ધિ સુધરીને પાછા આ ધર્મના તત્વને સમજીને કંઇક વિવેકવાળા થાય છે. નહિ તો ધર્મકર્મથી ભ્રષ્ટ થયેલા તો ઘણા જ. અને એમ થાય તેમાં નવાઇ નથી, કારણ કે 'સોબત તેવી અસર', ને વળી 'યથા રાજા તથા પ્રજા.' એ વિગેરે અનેક કારણોથી પ્રજામાં ધર્મનાં બીજ બળી ગયાં છે. તે અંગ્રેજી ભણેલાવિના પણ ઘણા ન ભણેલા મૂર્ખ માણસો આપણા ધર્મના તથા જાતિભેદના ખરા સ્વરૂપને ન જાણીને વટલી ગયા છે; અને તેવા ભ્રષ્ટ પુરૂષના ઘરમાં તેમને તાબે રહેનારી સ્ત્રીઓ પણ તેવી જ ભ્રષ્ટ થાય છે; અને બિચારી કોઈ કુળવાન્ માબાપની ધર્મશીલ[1] દીકરી હોય, તે ધર્મમાં પ્રીતિવાળી હોય, પણ તેનું ચાલે નહિ એટલે દુષ્ટના સંગે ધીરે ધીરે તે પણ ભ્રષ્ટસરખી થાય છે. અને એવાં ધર્મભ્રષ્ટ માબાપનાં છોકરાં ધર્મભ્રષ્ટ નીકળે એમાં તો આશ્ચર્ય જ શું છે? તેથી તે લોકોને આવી વાર્તા વગરસમજ્યે સાંભળવાથી અનર્થ[2] જ થવો સંભવે છે. વળી આજ કાલના મિથ્યા જ્ઞાનીઓ થઇ બેસનારા તથા નીચ વર્ણના માંથાં મુડાવી ભગવાં ઘાલી સાધુ થઇને ફરનારા તો વળી ધર્મભ્રષ્ટના સ્તંભ છે. એવા પાખંડી જ્ઞાની તથા સાધુઓ પોતે ભ્રષ્ટ હોય છે, અને જે જે તે-

---

૧ ધર્મમાં નિષ્ઠા અથવા શ્રદ્ધાવાળી. ૨ નુકસાન, હાનિ.

મનો સંગ કરે છે, તે સઘળાંને તે દુષ્ટો ભ્રષ્ટ કરે છે. તેઓ પણ એવું ખોટું સમજે છે ને સમજાવે છે કે એક બ્રહ્મ[1], તેમાં જાતિ[2] નથી, વર્ણ[3] નથી, કાંઇ વટળવાનું નથી, એવો ખોટો બોધ આપીને, પોતે નીચજાતિ હોય એટલે પોતાથી ઉંચી જાતથી પોતે તો વટલે નહિ, અને એનાથી ઉંચી જાતનાં હોય તેને પોતાની સાથે ખવડાવીને વટાળે છે. પણ તેવાઓને કોઈ એમ કહે કે તમારે વટલાવાનું ન હોય તો તમે ઢેડનું, ભંગીયાનું ખાતા કેમ નથી? તો તે લુચ્ચાઓ એવું કહે છે કે અમે તો લોકનીતિ પાળીને જમતા નથી. બાકી જ્ઞાનમાર્ગ કંઇ વટાળ નથી. આ વચનો સાંભળીને પણ તે દુષ્ટના સંગી મૂર્ખ લોકો તેને એમ નથી કહેતા કે જ્યારે તમે લોકવ્યવહારને ખોટો જાણી જણુવીને પણ લોકનીતિનો ભય રાખો છો, તો અમને ફોકટ શા માટે વટાળો છો? અમે તો લોકવ્યવહારમાં જ રહીએ છીએ, એટલે અમારે તો લોકનીતિ બરાબર પાળવી જ જોઇએ, ને તમે અમને કેમ ભ્રષ્ટ કરો છો? આ વિગેરે તે મંદમતિ પાખંડીઓને કહેવાયોગ્ય વચનો તે મૂર્ખ સંગીઓ તેમને કહેતા નથી, અને અજ્ઞાનતાથી તેમના સંગવડે તેમની સાથે તેમની પેઠે ભ્રષ્ટ થઈ રહે છે; અને એ સઘળો અનાચાર[4] છુપી રીતે કરીને પાછા તે પાપના સંગીઓ પોતાની ન્યાતજાતનાં બિચારાં પવિત્ર માણસોને તેમની જોડે પોતે જમીને ભ્રષ્ટ કરે છે. આ પ્રમાણે અણસમજણથી ઘણાં માણસો પતિત થાય છે, અને કરે છે. માટે વિઠ્ઠલજીનું કહેવું ખરૂં છે કે દરેક વાતોને સારી રીતે સમજીને તે બોધને ખરે રસ્તે ગ્રહણ કરીને સુખી થવું; દુઃખી થવાય એમ કરવું નહિ. અને જે વસ્તુ અંતરમાં સમજાય પણ અંતઃકરણની તથા બહાર વ્યવહારની બરોબર[5] સ્થિતિ થઈ હોય નહિ, અને ઉપરનું વગરસમજણે ખોટું ડોળ કરીએ તો તેથી અંતે માર ખાવો પડે છે, અને માર ખાતાં પણ છુટકો થતો નથી. એ ઉપર, એક પાકી સમજણવિનાના વહોરાએ ઉપરનું ખોટું ડોળ કરીને માર ખાધો છે તેનું દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

મુસલમાનની જાતમાં લગાર જુદા મતવાળી એક વહોરાની જાત છે, જેને ગામડાના લોક લોટીયા વહોરા કહે છે. તે જાતમાંનો એક વહોરો દેશાવર જવા નીકળ્યો. તે ફરતાં ફરતાં એક શહેરમાં આવ્યો. ત્યાંથી આગળ તેને જવાનું હતું, પણ ત્યાં રસ્તામાં લૂંટારૂ ચોરોનો મોટો ભય હતો. તેણે તે બાજુના ભોમીયા લોકોથી એવી ખબર મેળવી લીધી કે

---

૧ સઘળું બ્રહ્મરૂપ જ છે. ૨ ઉંચનીચઆદિ ભેદ. ૩ બ્રાહ્મણ ક્ષત્રિયાદિ. ૪ ધર્મભ્રષ્ટપણું. ૫ એકસરખી.

આ બાજુના વાટે લૂંટનારા લોકો બ્રાહ્મણની જાતને લૂંટતા નથી, અને મારતા પણ નથી, બાકી સર્વને મારી નાંખીને લૂંટી લે છે. આ ખબર મેળવીને તે વહોરાએ વિચાર કરયો કે મારા પાસે જોખમ છે, માટે જરૂર મને મારીને તે માલ ચોરો લઈ જશે. તેથી જો હું બ્રાહ્મણનો વેષ કરીને નીકળી જાઉં તો મને કોઈ લૂંટશે કે મારશે નહિ. આ પ્રમાણે વિચાર કરીને તે વહોરાએ બજારમાંથી એક જનોઇ વેચાતી લીધી. તે વહોરો બ્રાહ્મણનાં બીજાં કંઈ ધર્મકર્મને કે રીતરિવાજને પાકી રીતે જાણતો ન હતો; માત્ર બ્રાહ્મણો જનોઈ ઘાલે છે, તે જાણતો હતો, અને ઉપરથી બ્રાહ્મણના જેવા ઘાટનાં ધોતીયું, અંગરખું, તથા માંથાબાંધણું જોઇને પહેરી બાંધી જાણતો. તેપ્રમાણે જનોઈ પહેરીને લૂગડાંનું બ્રાહ્મણજેવું ડોળ કરીને, ખાંધે બ્રાહ્મણના જોળીયાજેવું પોટલું નાંખીને, કપાળમાં ઉભો કંકુનો ટીલો કાઢીને રસ્તે ચાલતો થયો. માર્ગે જતાં દૈવયોગથી તેને ચોરોએ મળીને હોકારો કરીને ઉભો રાખ્યો, અને ઘેરી લીધો. ચોરો બોલ્યા, અલ્યા! તારાં લૂગડાં ને સામાન મુકીને જીવવાની આશા રાખતો હોય તો ચાલ્યો જા, નહિ તો તારો જીવ ને માલ બંને લઈશું. વહોરો બોલ્યો, ભાઇઓ! હું તો બ્રાહ્મણ છું માટે મને લૂંટશો નહિ. હું તો ભીખ માગીને દિવસ કાઢું છું. મારા પાસે ધનમાલ કાંઈ નથી. ચોરોએ કહ્યું, અરે લુચ્ચા! જૂઠું બોલે છે? બ્રાહ્મણ તો આડું ટીલું કરે છે, અને તારે કપાળમાં તો તેં શૂદ્રના જેવો ઉભો ટીલો કરયો છે, માટે તું બ્રાહ્મણ નથી, એમ બોલીને ચોરો પરસ્પર બોલ્યા, અલ્યા! આ જૂઠાને મારી પાડો. વહોરો બોલ્યો, મને મારશો નહિ. આ મારૂં જનોઈ જુઓ. એટલામાં ચોરોએ તેને ધક્કાધક્કી કરી, તથા ખેંચતાણ કરી, તેથી તેનું માંથાબાંધણું નીચે પડયું, એટલે તેનું બોડું માંથું જોઇને ચોરો બોલ્યા, રે મારો એને! આ બ્રાહ્મણ નથી. એ તો કોઈ ઠગ છે. પછી તેને માર મારવા માંડયો ને કહ્યું, અલ્યા! બ્રાહ્મણને તો ચોટલી હોય છે, માટે બોલ સાચું, તું કોણ છે? નાહ તો તારો જીવ લઇએ છીએ. વહોરો બોલ્યો, મને જીવતો જવા દો, હું તો ખતરી છું. ચોર બોલ્યા, ક્ષત્રી હથિયારવગર જીવ જાય તોએ બહાર નીકળે નહિ, અને ક્ષત્રીને પણ ચોટી હોય છે. માટે તું હજી જૂઠું બોલે છે. બોલ સાચું, કહીને વળી મારવા માંડયો. ત્યારે વહોરો બોલ્યો, અરે ભાઈ! મને મારો મા. હું તો ખરૂં કહું છું કે હું વાણીયો છું. ચોરે કહ્યું, તું હજી જૂઠું બોલે છે. વાણીયાને પણ ચોટી હોય છે, માટે તું હિંદુજાતનો પણ નથી. કેમકે કોઈ પણ હિંદુ ચોટીવનાનો હોય નહિ. એમ કહી વળી ખુબ માર મારયો, ને કહ્યું બોલ સાચું, તું કોણ છું? જો જીવવું હોય તો. ત્યારે તે વહોરો બોલ્યો, અરે રાખો

રાખો હવે ખરૂં કહું છું. હું તો જૈન ધરમનો સાધુ ગોરજી છું. હવે મને છોડો. ત્યારે ચોરો બોલ્યા, અરે! આ પાપીને મારી નાંખો. નરયું જૂઠું બોલે છે. અલ્યા! ગોરજીને જનોઇ ને ટીલું ન હોય. એને તો બગલમાં રજોહરણ હોય ને વહોરવાનાં પાત્રાં હોય છે. અલ્યા હવે આને છોડવો નથી. ભાલાથી વીંધી નાંખો એની છાતી. એ તો કો ધૂતારો છે. ત્યારે મારથી મરાઈ ગયેલા જેવા તે વહેરાએ કહ્યું, અરે ભાઇઓ! મને જીવતો જવા દો. હવે હું તમને ખરેખરૂં જેવું છે તેવું કહું છું, કે હું તો લોટીયો વહોરો છું. આ સાંભળીને ચોરો ઘણા ચીડાઇને બોલ્યા, અરે લુચ્ચા! હરામખોર! હજુ જૂઠું બોલે છે? લોટીયા વહોરાને જનોઈ ન હોય, ને ટીલો પણ ના હોય. માટે મારો એને. એમ કહી વળી માર મારવા માંડયો, ને તે વહોરો બૂમેબૂમ પાડવા લાગ્યો. ચોરે કહ્યું, તું સાચું બોલીશ, તો જ તને જીવતો મુકીશું, નહિ તો મારી નાંખીશું. બોલ ખરૂં, તું કોણ છે? ત્યારે સંતાપને પામેલો તે વહોરો ઉંચું જોઇને બોલ્યો, અરે અલ્લા! અરે પરવરદીગાર! હું વહોરો પણ નહિ ત્યારે હવે હું ખરેખરો તે કોણ હઇશ? આ જૂઠો વેષ કરતાં મારૂં સાચું વહોરાપણુંએ જાય છે, ને જૂઠો ઠરીને મરાઉં છું. હે પરવરદીગાર! હવે હું કોણ કહું કે સાચો ઠરૂં. એમ બૂમો મારતો પોકે પોકે રડવા લાગ્યો. ત્યારે ચોરોએ તેને અર્ધમુઆસરખો કરીને તેનો માલ તથા કપડાં લઈ લીધાં, ને જતા રહ્યા. તે વહોરો ત્યાંનો ત્યાં મરવાસરખો પડેલો, તેને કોઈ દયાળુ ગાડાવાળાએ તેની મરજીથી પાસેના ગામમાં ગાડે ઘાલી લાવી ગામ બહાર ઉતારી મુકયો. પછી ગામના વહોરા, મુસલમાન, તથા હિંદુઓ ભેગા થયા. પેલા વહોરાથી તો બોલાય એવું પણ ન હતું. હિંદુઓ તેને શિખાવિનાનો જોઇને કહેવા લાગ્યા કે આ હિંદુ નથી, અને વહોરા તથા મુસલમાન પણ કહેવા લાગ્યા કે આ કપાળમાં ટીકો ને કોટમાં જનોઈ છે તેથી આ વહોરો કે મુસલમાન પણ નથી. તેથી આખરે તેને કોઇએ પણ સંઘરયો નહિ, અને ત્યાં ને ત્યાં મરી ગયો. તેને હિંદુઓએ બાળ્યો નહિ, અને વહોરામુસલમાનોએ દાટયો નહિ, અને તેનું શરીર શીયાળ તથા કુતરાં વિગેરે જનાવરોએ ચુંથી નાંખ્યું. માટે સમજણ પડી દાસ! અંતર બહાર બરાબર થયાવિના એકાદ પ્રકારનું ખોટું ડોળ કરવા માણસ જાય છે તો આ વહોરાની પેઠે ખરામાંથીએ નીકળી જાય છે, ને માર ખાતાં જીવ જાય છે, ને કોઈ તેનું સંગી થતું નથી. માટે પાકું સમજ્યાવિના ખોટી કે ખરી પણ લોકવ્યવહારની નીતિ, જ્યાં સુધી લોકમાં રહેવાનું હોય ત્યાંસુધી છોડવી નહિ; અને સમજ્યા પછી પણ ભીતર તથા બહાર ઘટે તેવી સ્થિતિ થાય ત્યારે જ તે પ્રમાણે બોલવું તથા ચાલવું, સ-

મજ્યા ? બોલો ' જય જય શ્રીસદ્ગુરૂ દેવ. ' લો આજે પણ વગર કથા-એ કથાજેટલો વખત થયો, ને પ્રસંગ પણ ઠીક ચાલ્યો છે, નહિ વિઠ્ઠલજી !

**વિઠ્ઠલજી**—આજે પણ ઘણી સમજવાસરખી વાર્તા નીકળી છે. હવે તો રોજનો સમય થયો છે.

**દાસ**—સમય ટો ઠયો છે; પન જો છેલ્લી પેલી ડયા હોય ટો નિટ નીમ પડિપુડન હોય. પછી જેમ આપની મડજી. આટો સાલા વોહોડાની વા-ટની અસડ સુટી વખટ ઠવાની ! ને એકાડ ભજન હોય ટો આ વાટને ડબી ને તેના ઉપડ ટેનું દાન સૈને ડહેવાનું. કેમ ટીભુકાકા ! બોલટા નઠી?

**ત્રિભુવનદાસ**—ભાઈ! તારી પેઠે બોલતાં આવડે ત્યારે બોલું કેની. તમે જુવાનીયા પડયા એટલે તમારા વચમાં બોલી બેવકુફ઼ ઠરવું એ કોણે કહ્યું ? સૌ વાત કરે તે સાંભળવી ને ભજન કરવું, એ અમે તો સમજીએ છીએ. આ વાત તો બધી થઇ, ઠીક છે, પણ છેલ્લું ભટજી ! એક ભજન થાય તો સારૂં. પછી જેવી ઇચ્છિા.

**મનોહર**—ભલે, એક નાનુંસરખું સ્તુતિનું પદ કહું છું. ( જય બો-લાવીને ગાય છે )

## ગરબી.

નમન કરી પ્રભુ આપ ચરણમાં, મુખથી મહિમા બોલું જી;
પાપ પ્રલય થઇ સુખ થાવાને, આ મન વાણી ખોલું, શુણજો સ્વામીજી.
સ્વર્ગ મૃત્યુ પાતાળે સઘળે, આપ રહ્યા છો વ્યાપી જી;
મંદમતિ ઝાઝું શું વર્ણું, પ્રભુ છો અકથ[1] પ્રતાપી, શુણજો૦
ઘટ ઘટ[2] ઘર કરી વસીયા છો, ને યંત્ર ચલાવો જાતે જી;
પાપ પુણ્ય નાંખી શિર અમને, પીડા દો સૌ વાતે, શુણજો૦
અંતર રહી મતિને ચલવો છો, આડી સીધી વાટે જી;
કર્મબંધ[3] બાંધી શું અમને, ગોંધો ઘાટે ઘાટે, શુણજો૦
કર્તા હર્તા[4] ધર્તા[5] આપ જ, નિશ્ચય કરીને જાણું જી;
તોપણ આપ ન કાં સુખ આપી, જગવો રૂડું ટાણું, શુણજો૦
ક્ષમા કરી અપરાધો સઘળા, દુ:ખની અવધિ આણો જી;
મનહર કર્તા આપ સ્વરૂપે, ભેદ ત્યજીને તાણો, શુણજો૦

(' જય જય શ્રીસદ્ગુરૂ દેવ. ')

**વિઠ્ઠલજી**—આ પદથી તો અવધિ થઈ ગઈ. શું સૂક્ષ્મ અર્થ સ-મજવા જેવો છે ! સાધારણ માણસ તે એનું રહસ્ય શું સમજે ! ધન્ય છે.

---

૧ કહેવાય નહિ એવા, વાણીની શક્તિબહારના. ૨ દરેક શરીરમાં. ૩ કર્મરૂપ બંધ. ૪ હરણ કરનાર, સંહાર કરનાર. ૫ પાલન કરનાર, ધારણ કરનાર.

**દાસ**—ભતજી માંડાજ! આ બચાડા જીવો ઉપડ કડુના કડીને કોઈ કોઈ ડહારો એની સમજુકી પન કડજો. આપ ચૌડ જાનો ટેને હું ચાડ સું જનાવનાડ છું.

**વિઠ્ઠલજી**—હા કોઈ સમયે કઠિણ પદ હોય તો તેનો અર્થ થશે તો ઘણું સારૂં. લો હવે, છે આજ્ઞા? સમય થઈ ગયો છે. (નમન કરી ઉઠે છે, ને પછી સૌ ઉઠે છે.)

**કમળા**—(રસ્તે ચાલતાં ઘરતરફ વળ્યા પછી વીજળીને) અલી! આ બોબડીયો પણ બડી મજા કરે છે. કાંઈ કાંઈ પણ વચ્ચે બોલ્યાવના રહેતો નથી. બધાંને હસાવી મારે છે.

**વીજળી**—અલી! એ બોબડું બોલે છે એટલું જ. બાકી એની સમજણ તો એવી છે કે આખી હજાર ઘરની ન્યાતની મોટી પટલાઈ કરે છે. એનો બોલ કોઇથી ઉથામાય નહિ, એવો ખબરદાર છે હોં.

**કમળા**—ના તે બોલે છે તો મુદ્દાની વાતપર. પણ જરા બો-લીયાજેવો બોલ પડે, ને વળી બોબડો.

**વીજળી**—અરે બાઈ! એવો એવો છે પણ કેવાં સૌને રાજી કરે છે! ને સુધરી ગયો છે! બા! લાખ રૂપીયાનું પાત્ર છે. પણ ઉપરથી કોઈ જાણે જે રળી રોટલા ખાતો હશે. ચાકરસરખોએ ઘરમાં રાખ-તો નથી.

**કમળા**—(ઓટલે ચઢતાં) લે અલી! વહેલી ઉઠજે, ને જાગે ત્યારે મને બમ પાડજે હોં, ભૂલીશ નહિ.

**વીજળી**—(ઘરમાં જતાં) જગાડીશ ખરી, પણ ચટકો ના ચ-ઢાવીશ હોં. ને તું જાગે તો મને જગાડજે. (સૌ સૌને ઘેર સૂઈ જાય છે.)



# दिवस १२.

**હાસ**—( મળસકામાં ઉઠીને ગાય છે )

**પ્રભાત.***

જે જે જે સી કુંજબિહાડી, જે ગોવડદન ઢાડી ડે,
જે જે સી ગોપીજનવલ્લભ, જે ભ્ડખુભાન ડુલાડી ડે, જે જે૦
જે સી બંસીઢડ મોડાડી, જે ડઢી માંખન ચોડ ડે,
જે જે ઢાબલી ગેડી ઢાડી, જે મસ્તક પીછ મોડ ડે, જે જે૦
જે સી જમનાજલબીખમાડન, કાલિનાગ નાઠનાડા ડે,
જે જે ડાવાનલ પીનાડા, જે વીસ્નવના પ્યાડા ડે, જે જે૦
જે સી ડુષિપટની બ્ડદ પાલક, ડાસટના ડચનાડા ડે,
બ્ડજ વનિટાના મનહડ માડા, ઢાડક છો ઢની સાડા ડે, જે જે૦

( કપડાં પહેરી બહાર જતાં ચંચળાને ) સાંભલો છ જડા ઉઘડા-નીની ટાકીડ છે ટે જઇને આવું છું.

**ચંચળા**—હા વહેલા આવજો. હું પણ હવે સેવામાં બેસું છું.

**પ્રાણકોર**—(વીજળીને પોતાના ઘરમાંથી ) અલી વીજળી! એ વીજળી! અલી કાન ઘરેણે મુક્યા છે કે શું ?

**વીજળી**—કેમ છે મારી ચકોર શકરી પડોશણ! આજ કંઈ ઘણે દહાડે લહેકા કરવા માંડયા છે.

**પ્રાણકોર**—અલી રોજ તો ઉઠે છે કે પેલી આકાશની વીજળીની પેઠે આમ તેમ લબકારા ને ઝબકારા કરતી ઉઠે છે, ને આજ કાલ તો કંઈ કોઇને બોલી પેલી કરતી જણાતી નથી! છેક હવે તો જ્ઞાનમાં ગળી જવા માંડયું કે શું? બે ચાર વાર બોલાવી તોએ જવાબ દેતી નથી!

---

* જય જય જય શ્રી કુંજવિહારી, જય ગોવર્ધનધારી રે,
જય જય શ્રી ગોપીજનવલ્લભ, જય ભૃખુભાણુ દુલારી રે, જય૦
જય જય બંસીધર મુરારિ, જય દધિ માંખણુ ચોર રે,
જય જય ધાબળી ગેડી ધારી, જય મસ્તક પીછ મોર રે, જય૦
જય શ્રી યમુનાજલવિષમારણુ, કાળીનાગ નાથનારા રે,
જય જય દાવાનલ પીનારા, જય વૈષ્ણુવના પ્યારા રે, જય૦
જય શ્રી ઋષિપત્ની બિર્દપાલક, રાસતણા રચનારા રે,
વ્રજવનિતાના મનહર મારા, ધારક છો ઘણી સારા રે, જય૦

**વીજળી**—પરોઢીયામાં તો નાહીને સેવા, પૂજા, માળા કરી; ને પછી હમણાં તો આ અગાશીમાં તુળસીએ પાણી રેડવા ગઇ'તી, એટલામાં તો તારે ઘોડે હણહણાટ કરી મુકયો! લગાર મોંમાં જીભ ઘાલી નહિ એટલે તો તને જવાબ દીધો. અલી! તું પથ્થર હજી કંઈ પલળેલી જણાતી નથી!

**પ્રાણકોર**—કુતરાની પૂંછડીની પેઠે તુંએ કે દહાડે પાધરી થાય એવી છે જે! લગાર બોલાવતાં તો શકરી ને વકરી કરતી બોલી ઉઠી તે! હું તો તને એક વાત પૂછવા બોલાવતી'તી, ત્યારે તું તો છાપરે ચઢે છે!

**વીજળી**—વાત કરવી હોય તો પાધરી રીતે કરને. આવ અગાશીમાં, ને ઘોરાની જાળીમાંથી કહે મને.

**પ્રાણકોર**—(જાળીમાં આવીને ધીરે ધીરે) એ તો આપણી છેલ છબીલી છોગાળી આ મારી સાખપાડોશણ કાલે મને બોલાવીને પૂછતી'તી કે અલી રાત્રે તમે બધીયો ટોળે મળીને કયાં જાઓ છો? ને જઈને શું કરો છો? પછી મેં વાત કરી ત્યારે કહે કે એક દહાડો મને પણ તેડી જઇશ? ત્યારે મેં કહ્યું, આવજો ને, ત્યાં કંઈ કોઈની બંધી છે? કેમ અલી લઈ જઇશું?

**વીજળી**—બાવા આપણે ને એને કંઈ ઝાઝા દહાડાની ઓળખાણ છે! એને જતી આવતી આ દસ પાંચ દહાડાથી જોઇએ છીએ. તે જાણે હસ્સાવાળી ચાલે ચાલનારી ને નરી ગુમાનની ભરેલી દેખાય છે. ઉમ્મર તો ઘણું તો મારા જેટલી છે. ભણી ગણી હોય કે નહિ તે તો બલા જાણે. અને એનો વરે જણાય છે તો ઢોલામારૂ જેવો, પણ નર્યું મિજાજીનું ઝાડકણ હોય એવો જણાય છે. શો ધંધો કરે છે જે? તને કંઈ ખબર છે?

**પ્રાણકોર**—કંઈ અંગરેજી ભણેલો તો છે. ચાકરીનો મહિનોએ કંઈ વધારે મળે છે. પણ મેં પૂછયું નથી. હવે બોલવે ચાલવે તો છેક એવી અતડી નથી, પણ બધી અજાણી મીસલ, એટલે ઝાઝું બોલતી નથી. ફક્ત કાલે મને બોલાવી ને થોડી વાતચીત કરી'તી.

**વીજળી**—એનું નામ શું છે? તારા ઘરમાંથી સંભળાતું તો હશે. એનો ઘરાચાર કેવો છે?

**પ્રાણકોર**—એનું નામ તો ધનલખમી છે, ને હસે છે, બોલે છે, વખતે લહેકાવીને ધીમે સાદે ગળામાં ગાય છે પણ ખરી. જણાય છે તો બંને જણાં શોખીન. પછી તો બાવા રામ જાણે.

**વીજળી**—મેર રાંડ! પાસે રહે છે, ને હજી પાકી ઓળખ કરતી નથી. મારો જો પહેલા જેવો સ્વભાવ હોત તો હું તો કયારનીએ એનો તળીયાઝાટક પાર કાઢી લાવત. હશે, નહિ તેની વાત શી!

**પ્રાણકોર**—તે તો બધું ઠીક છે, પણ મને ફરી કહે ત્યારે તેડી જવાનું શું કહું ? કંઈ ના તો ન જ કહેવાય ?

**વીજળી**—ના તો નહિ, પણ કંઈ આપણી નજરમાં આવે, એનો સ્વભાવ રીતભાત જાણીએ, પછી લઈ જઈએ કેની ? નહિ તો આપણી સાથે પાકી ઓળખાણવિના કોઈને કોઈ જગાએ કેમ લઈ જવાય ? કંઈ થાય તો ઠપકો આપણે માંથે આવે કેની ? કેમ ખરૂં કે ખોટું ?

**પ્રાણકોર**—બાઈ દેખાઈતું તો માણસ ઠીક જણાય છે. જાણે એના જોડે બહેનપણાં કરીએ એવું મન થાય એવી તો છે. પછી મહીંના ગુણ તો આપણે શું જાણીએ ? કહેવત છે કે 'મહાદેવના ગુણ પારવતી જાણે.'

**વીજળી**—અરે દેખઈતાં તો ઘણાંએ સારાં હોય છે, પણ શા કામનાં ? આ ઇંદ્રિવારણાનાં ફળ કેવાં મીઠાં લીંબુજેવાં દેખાય છે ! પણ માંહેથી કડવાં ઝેરજેવાં હોય છે. જો ! લોકો એવું કહે છે કેની કે 'ઉપરકી તો અચ્છી બની પણ ભીતરકી તો રામ જાણે.'

**પ્રાણકોર**—એ ઇંદ્રિવારણાં કડવાં ખરાં, પણ તેમાંએ પંચ ખાર પકવીને દમ ને ઉધરસવાળાં ખાય છે તો તેમને કેવો ગુણ કરે છે ! ને વળી હરસના રોગઉપર ને જુલાબના કામમાં પણ ઘણાં કામ આવે છે. તેમ કોઈએ ગુણવનાનું તો જગત્માં નથી. પછી એ તો ખરૂં જ છે કે કામ પડયાવિના માણસની પરીક્ષા થતી નથી.

**વીજળી**—ભલે ત્યારે એક બે દહાડામાં એની પાકી ઓળખ કરજે. પછી વળી તેડી જઈશું. બને તો મને પણ મેળવજે. પછી વળી જોઈશું. (બંને ઘરમાં જાય છે.)

**ભાગીરથી**—(વિઠ્ઠલજીને) સાંભળો છો ? જો તમને નવરાશ હોય તો મારે કંઈ પૂછવાનું છે.

**વિઠ્ઠલજી**—હા પૂછવું હોય તો પૂછને. નવરાશનું શું છે ! સંસારમાં માણસજાતને મરતાસુધી પણ કામ કંઈ છોડતું નથી. એ તો વિવેકી પુરૂષો મનથી મુકી બેસે છે, ત્યારે જ નિરાંત વળે છે.

**ભાગીરથી**—હા એમ તો છે જ. પણ ખાસ સેવા, પૂજા, માળા ચાલતી હોય, અથવા ધારણા[1] કે ધ્યાન[2] ચાલતું હોય, તેમાં વચ્ચે વિઘ્ન[3]

---

[1] મન સ્થિર કરવા પરમેશ્વરના સ્વરૂપને વારંવાર ધાર્યા કરવું તે.
[2] તે ધારેલા સ્વરૂપમાં મનને જોડી રાખવું તે. [3] અડચણ.

નાંખું તો એટલું પાપ બંધાય કેની? માટે મેં પૂછ્યું. બાકી મારે મુખ્ય પૂછવાનું તો એ હતું કે આ કેટલાક લોકોને એવી જ બુદ્ધિ સુજે છે કે જ્યાં ત્યાંથી ખૂણે ખોચરેથી ગમે તેમ કરીને પણ કોઇના દોષ શોધી કાઢીને તેની નિંદા કરવી, અને દોષ ન હોય તો તેના ગુણ હોય તેને ઢાંકીને તેને દોષરૂપે બીજાઆગળ પ્રકટ કરવા. અને એમ કરીને આખો દિવસ બીજાની નિંદા કરવી, અને પોતાના મોટા દોષ હોય તેને ઢાંકવા, અથવા તેને ગુણસરખા માનીને જ્યાં ત્યાં જે તે પ્રકારથી પોતાનાં વખાણ કરવાં. એ તે એમના પૂર્વના પાપથી એવી બુદ્ધિ થતી હશે કે કોઇ બીજા કારણથી? એ વિષે હું તો વિચાર કરૂં છું, ત્યારે તેના પાપવિના બીજું કંઈ મને જણાતું નથી.

**વિઠ્ઠલજી**—એ તો તારૂં માનવું કેવળ સાચું જ છે. કારણ કે પૂર્વનાં પાપપુણ્યકર્માનુસાર[1] બુદ્ધિ બંધાય છે, અને વર્તમાન કાળે પણ જેવાં જેવાં કર્મનો પુરૂષ આરંભ કરે છે, તેવી તેવી તેની બુદ્ધિ પોતાનું રૂપ ધરતી જાય છે. તેમાં પણ મલિન[2] કર્મ કારણરૂપે તો ખરૂં જ. આપણા વૃદ્ધો પણ તેવા પાપના સંચયવાળાને દુષ્ટબુદ્ધિ—દુર્જન કહી ગયા છે; અને તેમનો સ્વભાવ તથા કર્મથી બંધાએલો બુદ્ધિનો વેગ ખોટે માર્ગે જ વાયુની પેઠે ઉતાવળી ગતિએ ચાલી જાય છે. તેવા દુષ્ટની બુદ્ધિવિષે કલ્પતરૂમાં કહ્યું છે કે अतिमलिने कर्तव्ये भवति खलानामतीव निपुणा धी । तिमिरे हि कौशिकानाम् रूपम् प्रतिपद्यते दृष्टिः ॥ અતિમલિન કામ કરવામાં દુર્જનની બુદ્ધિ અતિનિપુણ[3] થાય છે; કેમકે ઘૂડની દૃષ્ટિ[4] અંધારામાં જ પદાર્થને દેખે છે. માટે દુર્જનો ગમે ત્યાંથી ગમે તે પ્રકારે પારકા દોષને ખોળી કાઢે, અને તેની નિંદા કરે એમાં કાંઇ નવાઇ નથી. એવો તેની બુદ્ધિનો વેગ, કર્મ તથા સ્વભાવથી બંધાએલો જ હોય છે; અને પારકા દોષ જોતાં છતાં પોતાના જોતો નથી એ પણ તેને પાપકર્મ તથા સ્વભાવના વેગથી જ સિદ્ધ હોય છે. કેમકે દુર્જનનો સ્વભાવ કહેતાં શાર્ઙ્ગધર પદ્ધતિમાં લખી ગયા છે કે खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति । आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥ દુર્જન બીજાનાં સર્ષવજેવડાં છિદ્રને જુએ છે, પણ પોતાનાં બીલાંજેવડાં છિદ્રને જોતાં છતાં પણ જોતો નથી. આ પ્રમાણે મૂળથી જ લખી ગયા છે. આપણે નજરે જોઇએ છીએ એનું કારણ તો મેં ઉપર કહ્યું તે જ: એનાં કર્મ તથા સ્વભાવથી ઉત્પન્ન થતો વેગ. કેમ, હવે બરાબર તારા મનનું સમાધાન થયું કેની?

---

૧ પૂર્વે કરેલાં પાપ અને પુણ્યપ્રમાણે. ૨ પાપ, મેલું. ૩ હોશીયાર. ૪ નજર, આંખ.

**ભાગીરથી**—હા સમાધાન થયું; પણ આટલા દિવસ તો તમે કંઇ આવા શ્લોક બોલીને સમજાવતા ન હોતા. તે હમણાં તમારા જાણવામાં આવ્યા કે શું?

**વિઠ્ઠલજી**—ના, થોડા ઘણા પહેલેથી પણ જાણતો જ હતો, પણ તને પાછું શ્લોકની સમજ પડવાસરખી બુદ્ધિ થયાવિના 'ભેંસઆગળ ભાગવત'ની પેઠે કરવું શા કામનું? માટે શ્લોક બોલ્યાવિના વખતે વાત કરતો. ને ખરૂં જોતાં તો તેં મને આવી ઝાઝી પુછપરછ પણ કે દહાડે કરી છે જે? પ્રસંગવિના પંડિતાઇ શી કરવી? હવે વખતે તને કોઈ સંશય પડે ત્યારે કાળજી રાખીને મને પૂછતી રહેજે હોં. વળી કહેશે કે કહ્યું નહિ!

**કૃષ્ણદાસ**—(પથારીમાંથી ઉઠતાં દિવસ ચઢેલો જોઈ પોતાની સ્ત્રી ચંદનને) ઓહોહો! આઠ વાગ્યા! કેમ આજ તેં મને જલદી ઉઠાડયો નહિ? બોલ હવે તને શી સજા કરવી? રોજ રોજ ગુનાની માફી આપનાર નથી!

**ચંદન**—(જરાક મોં મલકાવીને) તમને પણ રોજ રોજ જવા દેવાથી ફાયદો નથી, માટે બોલો, આજે કેમ મોડા ઉઠયા? તમને હવે શો દંડ કરવો? હું બોલતી નથી તેમ તેમ તમને ફાવતું જડયું છે!

**કૃષ્ણદાસ**—મૂર્ખ છે! હજુ બોલવાની રીત સમજતી નથી! તું મને પૂછનાર કોણ? તારી મારો દંડ કરવાની શી સત્તા છે? મને રોજ વખતસર ઉઠાડવો એ તારૂં કામ જ છે. આજ તેં બે ગુના કર્યા. એક તો જલદી ઉઠાડયો નહિ, અને બીજો ગેરવાજબી સામો જવાબ દીધો. આજ તો દુષ્પટ શિક્ષા આપ્યાવિના છોડનાર નથી! માટે હું દાતણ કરી લઉં ત્યાંસુધીમાં તૈયાર રહે.

**ચંદન**—મને ક્યારે બાંધી છે, કે છોડનાર નથી કહો છો? અને તમને હું પૂછનાર નહિ કેમ? હું અર્ધા તમારા અંગની ધણી છું. તમે ગેરાશરસ્તે ચાલો તો દંડે કરૂં. ને કહો છો કે તારૂં કામ જ છે તો તે વાતની સાફ[1] ના. કેમકે હું તો તમારા અર્ધા શરીરની ધણી એટલે તમારો ને મારો સરખો હક. તમને તથા મને બંનેને ઉઠાડવાનું કામ તો ચાકર હોય તેનું છે, ને વળી તે ન હોય તો ઉલટું તમારે મને ઉઠાડવી જોઇએ. કેમકે મારી તથા મારા સઘળા કામની તમારે કાળજી રાખવી

---

૧ શક.

એ તમારૂં કામ જ છે. ને બીજી બધી બાબતમાં તેમ કરો જ છો. બીજાના ચાકર થઇને પૈસો લાવો છો તે કોને માટે? ખરૂં બોલાવશો તો હું તો ઘરનો રાજા છું. મને અન્ન, વસ્ત્ર, ઘરેણાં, ને જોઇતા ઘરના સઘળા પદાર્થ અને ઘર તૈયાર કરી આપવાનું પણ તમારૂં જ કામ છે. હું કહું કે ફલાણું લાવો, તો લાવું છું એમ કહ્યાવિના તથા લાવી આપ્યાવિના તમારો છુટકો જ નહિ. કાયદેસર તો તમે જ મારા બાંધેલા છો તે વળી મને શું છોડનાર હતા! ખોટું હોય તો જવાબ દો.

**કૃષ્ણદાસ**—કેમ વધારે બહેકયું બહેકયુ બોલતાં શીખી કે? તને બોલવા ને તકરાર કરવા છૂટ આપી ત્યારે આવડું ચઢીને બોલે છે કે? હજી તેં મારો ખરો સપાટો જોયો નથી તેમાં ફાટી ગઈ છે કે? જાણતી નથી કે મિજાજ જશે તો ધુળ ભેગી કરી નાંખીશ! તને મોંઢે ચઢાવીને જવા દઇએ છીએ ત્યારે છેક ઝાડપર ચઢી બેસે છે! હદબહાર જઇને બોલતાં લજવાતી નથી? ખબડદાર જો સમજ્યાવિના વત્તું ઓછું બોલી તો તારી વાત તું જાણે!

**ચંદન**—મારી વાત હું ના જાણું તો કોણ જાણે? વળી લગાર તગાર તમે જાણો. કેમ મિજાજ છેક હાથથી ગયો કે શું? તમારો મિજાજ જશે તેમાં મારૂં શું જશે? ઉલટું ઠીક થશે.

**કૃષ્ણદાસ**—તને લાખ ફેરી કહ્યું કે તું મારા સામું બોલીશ નહિ, નહિ તો હમણાં જોવાજેવું કરીશ.

**ચંદન**—(મુંહ ફેરવીને) લો હવે બોલવાની ફિકર છે? તમારા સામું જોઇને બોલી તે ના ગમ્યું? હવે તો ગમશે? હવે જોવાજેવું તમે કરશો તોએ મારાથી શી રીતે દેખાશે? કેમ મોં ફેરવું?

**કૃષ્ણદાસ**—(ચીડાઇને એકદમ તેના પાસે જઇને પાછળથી ઠોંસો મારીને) કેમ નથી ઓળખતી મને કે? ખેલ નથી જોયો ત્યાં લગી તાન મારે છે કે? તમાચો મારીશ તો દાંત બત્રીસે તોડી પાડીશ, ખબર છે?

**ચંદન**—(મોં આંખ ફેરવીને) મોટા તમાચો મારનારની પૂંછડી! બોલતી નથી ત્યાં લગી કે વળી? મારાં માબાપને હું મોંઘા મૂલની છું, ખબર છે કેની? તમારા ઘરમાં આવી તે દહાડાના ઓળખી મુકયા છે! હવે શું ઓળખવા બાકી છે! ઝાઝી પતરાજી મારા આગળ નહિ ચાલે, સમજ્યા કેની? પેલી બચારી ડોશીને જેમ દબડાવો છો તેવું સહેલું ના જાણશો. એ તો મારે કરવું નહિ, બાકી તમે તો બતરીસ પાડતા રહી જાઓ, ને હું તો હોય તો ચોતરીસે પાડી નાંખું, જાણ્યું? આજ તો ઠોંસો મારયો તે મારયો, પણ હવે પછી હાથ ઉપાડયો તો જોવાજેવું થશે, ને દેશ ડંકો વાગશે! (એમ બોલતી નીચે જવા જાય છે એટલે)

**કૃષ્ણદાસ**—( એકદમ દોડી હાથ પકડીને ) તારો બાપ પૈસાવાળો છે તેનું દબામણું બતાવે છે કે? આજ પછી જો એક અક્ષર પણ મારા સામું બોલી તો આ કાનપટી પકડીને બારણાંબહાર કાઢી મુકીશ, સમજી? પછી ચઢાવી લાવજે મારા ઉપર, તારા બાપની ફોજ હોય તે!

**ચંદન**—પકડી પકડી કાનપટી! ઉછેરીને મોટી નથી કરી તો! જાણતા હશો કંઈ, પણ આજ પછી કહી મુકું છું કે તમે તમારા ભારમાં રહેજો, નહિ તો કોડીના બનીને રહેશો. મારી સાથે એવી રોજ રોજ ટેં ટેં નહિ ચાલશે. આટલા દહાડા મારાં માબાપની લાજે સાંખી રહી, હવે નહિ સાંખું!

**કૃષ્ણદાસ**—( મોટા જુસ્સાથી તેનો હાથ તરછોડી મુકીને ) જા કાળું કર! તારૂં મોં મને ના બતાવીશ.

**ચંદન**—( ગુસ્સામાં ) કાળું કરીએ પોતાનું હોય તેનું! હું કંઈ કોઇની દબેલી નથી, આ જાઉં છું મારે પીહેર. ( જુસ્સાભેર ધબડ ધબડ દાદરે ઉતરે છે. કૃષ્ણદાસ તેની પાછળ દોડતો ઉતરે છે, ને હાથ પકડવા જાય છે. ચંદન હાથ તરછોડીને પોતાનાં લૂગડાં લેવા માંડે છે, એટલામાં ડોશી બૂમો પાડે છે. )

**સાંકળી**—અરે આ શો જુલમ માંડ્યો છે? દાદર તોડી ભાગવો છે કે શું? આ રોજ રોજ શું ધાબડધીંગાણું માંડયું છે? તમે તે માણસ છો કે કોણ છો? આજથી છેક લાજ મુકીને કેમ બેઠાં છો?

**કૃષ્ણદાસ**—( પોતાની માને ) અરે સમજ્યાવિના તમે શું બૂમો પાડો છો! કરોડ ફેરી તમને કહ્યું કે અમારી વાતમાં તમારે નહિ બોલવું, તોએ ઘડી ઘડી ટક ટક કરો છો!

**સાંકળી**—હા, આયતું મળ્યું એટલે ટકટકારો! બંધાવતાં લોહી ને પાણી એક થયાં છે! એક ખીલીસરખીએ ઘાલી છે કે જાણો! તમારે શું? દાદરો ભાગે તો મારે હાલ હાલ આણવો પડે! તે કંઈ ખબર છે?

**ચંદન**—સાસુજી! હું મારે પીહેર જાઉં છું હો. જોજો! તમારા ઘરની વાલની વીંટીએ મારા પાસે હોય તો! મારૂં ઘરેણું તમારી પાસે છે તે તમારી મેજે મારાં માબાપને સોંપજો.

**સાંકળી**—વહુ બેટા! આમ કેમ બોલો છો? તમને મેં કશો કડવો શુકન કહ્યો છે? હું તો મારા છોકરાને શીખામણ આપું છું, તેમાં તમારે શીદ દુઃખ લગાડવું પડે? હું તો મારે ચોરનો અવતાર કરીને ઘરમાં રહું છું.

**ચંદન**—ના તે તમારા કહ્યાનું કંઈ મને દુઃખ નથી લાગ્યું. તમે તો મારી માથીએ ઘણું હેત કરો છો. તમારૂં ખોટું ભુંડું બોલું તો નરકમાં કીડો થઇને ના અવતરવું પડે!

**સાંકળી**—ત્યારે બોલો, શા સારૂ પીએર જાઓ છો ? આજે કંઈ છે ? કોઈ તેડવા બોલાવવા આવ્યું નથી.

**ચંદન**—ના, તમારા દીકરાએ મને વગરલેવેદેવે લાખ વાનાં કર્યાં, ને વળી કહે છે કે તારૂં કાળું કર, ફરી મને મોં ના બતાવીશ. ત્યારે હવે મારે તમારા ઘરમાં રહ્યાનો શો ધરમ રહ્યો ?

**સાંકળી**—( એકદમ આવીને ચંદનનો હાથ પકડીને છાતીસાથે દાબીને ) બેટા ! આવું ના કરીએ. એને તો બુદ્ધિ નથી. એ તો છેક છાકી ગયો છે. મને લાખસે વાનાં રોજ કરે છે, શું કરૂં ? (કૃષ્ણદાસને) કેમ રે અલ્યા ! બચારી ગરીબ ગાયજેવીને રોજ ઉઠીને પજવે છે ? વળી બોલતાં નથી ત્યાં લગી કે ? જા છાનો માનો, કામ ધંધો સૂઝતો નથી, ને રોજ ઉઠીને લડવાડ શી ?

**કૃષ્ણદાસ**—( માને ) ખબરદાર જો તમે અમારા કામમાં બોલ્યાં તો ! સાફ કહું છું. (ગુસ્સામાં ઉપર ચઢતાં ચંદનતરફ જોઈ) જો ગઈ તો ફરી બારણે બાંધનાર નથી હો, યાદ રાખજે. ( સાંકળી ચંદનને સમજાવે છે, તથા હાથમાંથી લૂગડું લઈલઇને રસોડીમાં બેસાડે છે. )

**કાવેરી**—( પોતાની પાડોશણ ગંગાને ) કેમ જમી પરવાર્યાં કે ? શા વિચારમાં ઉભાં છો ?

**ગંગા**—આ જમીને હમણાં ઉઠી કાવેરી બેહેન ! એ તો ગવાનેક ખવાડવા ગાયને જોઉં છું.

**કાવેરી**—આજ કંઇ વહેલાં જમ્યાં કે શું ? હજી બપોરની તો વાર છે નહિ વારૂ ?

**ગંગા**—હવે ઘડી બે ઘડીમાં બપોર થઈ જશે. ( એમ કહી બૂમ પાડે છે ) ગાય ગાય ! આવ ! (એટલામાં ગંગાનાથી ત્રીજા ઘરમાં રહેનારી કેવડી નામની સ્ત્રી મોટા ઘાંટા કાઢીને ઓટલેથી બોલે છે )

**કેવડી**—અરે મુવાં એનાં માબાપ વૈષ્નવ ધરમનાં પાળતાં, ને બ-ળ્યો એનો ધરમ ! મારે રાંડને અપ્પાસ બે કરવાના આવ્યા ! મોઈ એ વહુ ને સઉ ! આ દુઃખ તે કોને કહું.

**ગોદાવરી**—( તેની પાડોશણ ) શું છે ? આજ કેમ આવડાં બ-ધાં તપીને બોલો છો ?

**કેવડી**—ભોગ છે બાઇ મારા કરમના તે તપીને બોલું છું. આ ઘરમાં કરમચંડાળ વહુ આવી છે તે દહાડાની હું તો તપેલી ને તપેલી જ છું બહેન ! પોતાની કુખ ઉઘાડીને લજવાવા જેવું છે બહેન ! મેં મારા

મલુકાના બાપને ધણીએ ના કહી કે એ ટીલવાની દીકરી ઘરમે આપે તો-એ મારા ઘરમાં જોઈએ નહિ, તે મારૂં ના માનીને આણી, તે આજ મારી છાતીપર બળતી શગડી થઇને બેઠી છે!

**ગોદાવરી**—શું કાંઇ સામું બોલે છે? બચારી જણાય છે તો ગરીબ ગાયજેવી!

**કેવડી**—અરે ગાયજેવી તે કેમ છે? નરી ગોધાજેવી તો છે. એને કહી કહીને થાક્યાં તોએ માનતી નથી. અમારો ધરમ જુદો પડયો. એનું કાળજું ફુટેલું તે આરજા હોરવા આવ્યાં ત્યારે ફળ ફળ બે લોટા પાણી ઢોળી હાથપગ ધોઇને રસોઇમાં બાઝી! તે આરજા હોર્યાવગર પાછાં ફરી ગયાં. હવે આજ મને અપવાસ પડવાનો ને કાલનો તો મારે છે જ.

**ઝવરી**—( સામે બારણે રહેનારી વૈષ્ણવ ધર્મ પાળનારી, ડોકું કાઢીને મોટે સાદે ) અલી ઓ નમારમુંડી! કોનો ધરમ બાળે છે? બાળની તારૂં મોં વધારે હોય તો! ધરમ ક્યાં તારે બારણે બેઠો છે! રાંડ બોલ્યાચાલ્યામાં કશું સમજતી નથી! ઝાઝું બોલીશ તો બોડું માંથું ઘડાઈ જશે. જાણે છે, આ તો તારા બાપનો વૈષ્ણવનો મોહોલ્લો છે.

**કેવડી**—તારા પેટમાં શી લાહ્ય ઉઠી! તારૂં કોઈએ નામ લીધું છે? અમારા માણસને ગમે તે કહીશું. જો મોટી બોલવા શીખી છે, તે વળી રાંડ ને સાંડ કહે છે! તારા ધણીયોનો ટીલવાઓનો મોહોલ્લો છે, તેની કંઈ હીમાયત બતાવતી હઇશ! ઝાઝું બોલી તો લટીયાં પીંખી નાંખીશ ઓળખે છે મને?

**ઝવરી**—અરે છાની મેર રાંડ શંખણી! તારા જમાઇઓ સાંભળશે તો તને પીટી નાંખશે. ધણી ને વગરધણી કરે છે તે! જો રાંડ લુચ્ચી! સાવકડી! ઢુંડણી! રાંડ ડાકેણજેવી બોલતાં લગાર લજવાતી નથી! આપણા ઘરમાં ગમે તો પૂજો મુકીએ તેમાં લોકને શું?

**કેવડી**—મુક પૂજો તારા માથામાં! માંછણની શોકય! મને બોલાવજે ઝાઝું! હવે સવાદ ચાખવો હોય તો! ટીલવી! તારો છાક તો ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી નાંખીશ, જાણે છે?

**ઝવરી**—( લાંબા લાંબા હાથ કરીને ) ઓ ગધેડી! ટીલવી તારી મા! માંથામુંડી! ઓરસીયાજેવા કપાળની! ફાટયું ફાટયું બોલે છે તે ધાન ખાય છે કે ધુળ! રાંડ ફુવડ! મેલી! ઢેડી! તને પાપને કોણે નમારમુંડાએ આ મોહ્લામાં ઘાલી? મુઓ એ ઘરનો બાંધનારો, ને સત્યાનાશ જાય તને પાપણીને ઘર આપનારાનું! રડયાને ના કહ્યું'તું કે આ પલીતને —મેલાને ગરદન ના મારીશ; તે કોઇનું ન માનીને આને રાંડને ઠામ દીધો—ઘર આપ્યું!

**રામકોર**—( ઝવરીની પડોશણ ) અલી જવા દે ઝવરી! એને ગોઝારીને મોં ના આપીશ.

**કેવડી**—ગોઝારી તારી મા ને તારી બહેન! કુતરાની સાસુ! તને કોણે ચોખા મુકયા'તા તે બોલી!

**રામકોર**—અરે! આ રાંડ વેશ્યાની કોઈ જીભ તાણી કાઢો! એની જીભે કાંટા નથી વાગતા!

**નરખી**—( કેવડીની પડોશણ આવીને ઝવરીને તથા રામકોરને ) ચાલો ચાલો જવા દો એને પાપને, હમણાં બોલાવશો નહિ. મારા સમ તમે ઘરમાં જાઓ. ( બંનેને હાથ ઝાલી તેમના ઘરમાં ઘાલે છે, ને પછી વળી કેવડીને પણ તાણીને ઘરમાં લઈ જાય છે. )

**કાવેરી**—હેં ગંગા બહેન! આ બાઇડી કોણ છે? આવી છેક ફાટેલી કોઈ નવતર દેખાય છે!

**ગંગા**—છે એ તો ઢુંડીયાના ધરમની છે. મુવાં મેલાં, રાંધી ખઇને અબોટસરખોએ કરવાનાં નહિ! વહાણામાં મોં જોઇએ તો પાપ લાગે એવાં! નહાય નહિ, ધોય નહિ, એમનાં ઘર જોયાં હોય તો સુગ આવે! બીજી વાત જ કહેવાજેવી નહિ! રડયાં બહુ જ નઠારાં! એમના ગુરૂએ તેવા, ને રાંડો આરજાઓએ તેવી! માંથાના વાળ તાણી કાઢે, નહિ તો ચુંટી નાંખે! મુઆ નાના જીવને ઠારે, ને મોટા જીવને મારે! ચાલો બહેન! એમની વાતમાં મારે તો કામ પડયું રહ્યું છે! ( ઘરમાં જતાં જતાં પાછી વળીને પોતાના તથા કેવડીના વચલા ઘરમાં રહેનારી ગોદાવરીને ) ગોદાવરી બહેન! તમે જાણો છો કે એનું નામ?

**ગોદાવરી**--(ગંગા તથા કાવેરીની પાસે આવીને ) એનું નામ તો મૂગી છે, પણ જેને તેને, વાત આવે એટલે, એવું બોલે કે 'અલી તું આમ કેમ બોલે છે? તું કંઇ મારા જેવડી? હું કેવડી ને તું કેવડી?' આવું બધાં–જોડે બોલે, તેથી એનું નામ કેવડી પાડયું છે બાઈડીઓએ. એને મોંઢે કહ્યું હોય તો વઢવા બાઝે. અહીં તો હમણાં જ રહેવા આવી છે. એણે ઘર અમે ના જાણીએ તેમ, છાનું વેચાતું રાખીને ખત કરાવી લીધું છે, ને પછી રહેવા આવી છે.

**કાવેરી**—બડી વઢનારી દેખાય છે. સૌને પૂરી પડે છે! એને વઢવાનું જોર કેવું છે!

**ગંગા**—કેમ ન હોય. ધણી મુકીને મરી ગયો છે, તે બેઠાં ખાવાનું! ને પૈસાની ખુમારી હોય કેની?

**કાવેરી**—ચાલો બેહેન! એવાં નીચાંની વાતો કરતાં આપણામાં નીચપણું આવે; એમાં ફાયદો શો?

**ગોદાવરી**—હેં કાવેરી બહેન! એમાં આપણને શાનું નીચપણું આવે, અમથી વાત કરીએ તેમાં?

**કાવેરી**—આવે કેમ નહિ? 'સંગત તેવી બુદ્ધિ.' એમની વાત સાંભળવી, ને એમની કરવી, એટલે આપણી ઇંદ્રિયો જે આંખ કાન છે તેમનો અને મનનો એમની નઠારી વાતસાથે સંબંધ થાય કેની? એટલે તેની અસર મહીં રહે. તે પછી ધીરે ધીરે રોગની પેઠે વધતી જાય; એટલે આપણી બુદ્ધિમાં પણ એવો નઠારો ગુણ બંધાય. આ વાત તો સઘળી મેં હમણાં કથામાંથી જાણી. બાકી એવડું બધું આપણે બૈરાં માણસ ક્યાંથી જાણીએ?

**ગોદાવરી**—કોની કથામાં જાઓ છો જે? પેલા હાટકેસરમાં કે કાશીવિશ્વેશરમાં?

**કાવેરી**—બીજે તો કહીં હું જતી નથી. આ તો આપણાં આ વિજયાલક્ષ્મીને ઘેર હમણાં દસ બાર દહાડાથી રોજ થોડી થોડી કથા વાર્તા ચાલે છે. તેમાં બધી વાતની શીખામણ આવે છે.

**ગંગા તથા ગોદાવરી**—(સાથે) હાય હાય! બળ્યું આ વાતની અમને તો ખબરે નથી. ભલાં તમે પડોશમાં છો ને એવું હોય ત્યારે અમને ખબરે કહેતાં નથી!

**કાવેરી**—જુઓ બા! આ તે ઘરગુતી કથા કહેવાય. તે બધાંને આપણાથી કેમ કહેવાય? તોએ આપણા આ ચંચળાના વર બચારા ખરા સ્વભાવના, તે એક બે દહાડા તો મહોલ્લામાં ઘણાને કહી આ-વ્યા'તા. બાકી કોઈ આવે તેને કોઈ ના કહેતું નથી, ને ના આવે તેને જોરાવરીથી બોલાવતું નથી.

**ગંગા તથા ગોદાવરી**—(સાથે) આજે જરા વખત થાય ત્યારે સરત રાખીને અમને ચેતાવશો?

**કાવેરી**—સાંજે તો ભટજી કથા કરે છે ને બપોરે વિજયાલક્ષ્મી સૌ બૈરાંને શીખામણ આવે એવી ને વળી આનંદ થાય એવી વાતો, ગ-રબીઓ, સંભળાવે છે. તેની તો આ થોડી વાર પછી બે વાગશે એટલે વખત થશે. ધીરે ધીરે સૌ જશે. ને ભટજી તો બે ઘડી રાત જતાં કહેશે. ચાલો બહેન! મારે પણ હજી પરવારવું છે. (**સૌસૌના ઘરમાં જાય છે.**)

---

**વીજળી**—(પોતાના ઘરમાંથી) અલી પ્રાણકોર! લૂગડાં બદલ્યાં કે? અલી એ કમળા? હજી પરવારી નથી કે?

**પ્રાણકોર**—એ મેં તો લૂગડાં બદલ્યાં, ને આ તારે ઘેર આવવાને ઉતરતી'તી. તાળું કુંચી શોધતી'તી. આ આવું છું.

**કમળા**—અલી આવડી ઉતાવળી કેમ થાય છે. લૂગડું બદલીને આવું છું. આ ચણીયાને જરા દોરો ભરવા બેઠી એટલે વાર લાગી!

**વીજળી**—વહેલી આવ, નહિ તો હું ને પ્રાણકોર જઇશું. પછી એકલી પડીશ, તું જાણે.

**કમળા**—નારે ના હવે કંઈ વાર નથી. જતી ના રહીશ. લે આ તારી ધાડાધાડમાં મારી તો કાપડાની કસે, તાણીને ગાંઠ બાંધવા ગઈ કે, તૂટી ગઇ! અલી તારો સભાવ તો બહુ જ ઉતાવળીઓ છે હો.

**પ્રાણકોર**—(વીજળીના ઘરમાં આવીને) લે ચાલ કેટલી વાર છે? લે જરા સોપારી તો ખવાડ. (બેસે છે.)

**વીજળી**—(પ્રાણકોરના પગપર ટપલી મારીને) કેમ અલી! પેલીને ફરી મળી'તી કે? કંઈ વાતચિત થઈ કે? એ કયા ગામનાં છે? કેટલા રૂપીયા ભાડું ઠેરવીને રહ્યાં છે?

**પ્રાણકોર**—તેની તો મને ખબર નથી, પણ મહિને બે રૂપીઆ હશે. અમદાવાદગમીનાં છે એમ જણાય છે.

**વીજળી**—અમદાવાદનો લોક તો બહુ ખંદો હોય છે હો! ક્હેવત ચાલે છે કેની કે 'અમદાવાદી ને હરામજાદી.' જંઇસારૂ જીવ કાઢે એવા એ લોક. પછી આનાથી તો કામ પડે ત્યારે સમજાય. બાયડી તો બડી ઠસ્સાદાર છે, ને હસમુખી ને મળતાવડી તો જણાય છે, નહિ વારૂ?

**પ્રાણકોર**—હા, વળી લગાર ટીંખળી ને ગમતી છે. ધણીધણીયાણી બેસે છે તે ઠીંગાઠોળીએ કરે છે.

**વીજળી**—હશે, એને આપણે વળી લે'ણાદેણી હશે તો એક બે દહાડે ઓળખાણ થશે.

**કમળા**—(તૈયાર થઇને આવીને) લો ચાલો, હવે ટાઢાં ભીંત થઇને બંને જણાં બેઠાં છો? (ત્રણે જણ વિજયાને ઘેર જાય છે.)

**ચંચળા**—(તેમને આવતાં જોઈ) આવો સૌ. કેમ છે વીજળી! હવે તમને બરાબર રસ પડે છે કે નહિ?

**વીજળી**—રસ પડયાવિના તો અવાય જ કેમ? અમે ઘેર જઇએ છીએ, પણ જીવ તો અહીં ને અહીં રહે છે.

**ભાગીરથી**—જેને ખરી સમજણ છે, ને જેને પોતાનું કલ્યાણ

કરવાનું છે તેને તો અહીં રસ પડવાનો, ને બીજાં અદેખાં, દુરાચારી, મનનાં મેલાં, એવાં પાપીને તો અહીં ફાવવાનું નહિ.

**ચંચળા**—ત્યારે હવે આપણો આરંભ કરશો, વિજીયાલક્ષ્મી બહેન! પેલી બચારીના ધનનું કંઈ ઠેકાણું પડે. પણ પહેલું કંઈ નાનુંસરખું કહીને પછી તે.

**વિજયા**—હા, જેમ સૌની મરજી. ('જય જય શ્રીસદ્ગુરૂ દેવ' બોલાવીને ગાય છે)

**ધોળ.**

આજ આનંદ મન મારે આવીયો,
દીધાં દર્શન દીનના નાથ, કે મનને ભાવતાં.
પ્રેમે નમન કરીને વિનતિ કરૂં,
હેતે રાખો શરણ ગ્રહી હાથ, ન તનને તાવતાં.

દુ:ખ દીલનાં દયાળુ શમાવીને[1], આપો અનવધિ[2] અખંડ સુખ, કે મન૦
સઉ દુર્ગુણ ઉરથી ટાળજો, રહે જગત્માં ઉજળું મુખ, ન તન૦
મતિ શુદ્ધ કરીને સ્થાપજો, થાય સત્કર્મ નિત્ય અનેક, કે મન૦
ચિત્તની ચંચળતા નિવારજો[3], વહું લોકમાં ધારીને ટેક, ન તન૦
મન મલપતું[4] આપ પદે રમે, દિન દિન રટતાં રૂડાં નામ, કે મન૦
આપો મનહર માગ્યું એટલું, પામું અંતે હું અવિચલ[5] ધામ, ન તન૦

'જય જય શ્રી સદ્ગુરૂ દેવ.' (સૌ બોલે છે.)

**ચંચળા**—હે વિજીયાલક્ષ્મી! આવું સારૂં ધોળ મને કેમ આજ લગી ના શીખવ્યું?

**વિજયા**—શીખજો ને બા કાલથી. તમે બીજાં શીખ્યાં એટલે એ રહી ગયું.

**ભાગીરથી**—પેલી ગિરિજા તથા તેનો પતિ બંને જાત્રાએ જવાનો વિચાર સઘળો કરીને રાત્રે સુતાં હશે, પછી શું થયું ત્યાંથી આગળ કહેવાનું છે.

**વિજયા**—(જય બોલાવીને) પછી રાત્રિએ સઘળી તૈયારી કરીને સુતેલાં તે ધણીધણીઆણી મળસકામાં મોટા પરોઢીયાનાં ઉઠીને નાહી પરવારીને તીર્થે જવા નીકળ્યાં. ધનની પોટલી ગિરિજાએ પોતાને માંથે મુકી લીધી. બિચારી ગિરિજા જેમ જેમ આગળ ચાલે તેમ તેમ તેનું મન તેને પેલા ધનતરફ પાછું ખેંચ્યા કરે, તેથી તેનો જોરભેર પગ ચાલ-

---

૧ મટાડીને. ૨ અપાર. ૩ દૂર કરજો. ૪ રાજી થતું, હરખતું. ૫ નાશ ન પામે એવું.

વામાં ઉપડે નાહ, અને વારંવાર અનેક વિચાર આવે, તથા મનમાં ભય લાગે. એ જોઇને ધીરે ધીરે ચાલતાં આજુબાજુ માણસ હોય તો તેને જોઇ શકાય એવો સૂર્યનાં કિરણનો ભાસ[1] થયો, ત્યારે નિર્ભયપણે પોતાના પતિને કહેવા લાગી, હે પતિ! હવે મારી વાત સાંભળજો. આપણે આશ્રમથી નીકળ્યાં ખરાં, પણ મારો પગ, આગળ બળથી ધસતો નથી, પણ ઉલટો પાછો વળવા ધસે છે. માંહેથી મન તો ધનમાં ને ધનમાં જ જઈ જઇને બેસે છે. કોઇ દિવસ રૂપાની મુદ્રા પણ આ હાથમાં આવેલી નહિ, તેની નજરે રાત્રે આજુબાજુ બે ચારનાં મોંઢાં ઉઘાડી જોયાં તો દરેકમાં નરી સોનાની જ મુદ્રાઓ ભરેલી જણાઈ; અને બીજા ઉઘડે એવા ન હોતા તે તો જોવાયા પણ નથી. ખરૂં પુછો તો આટલું ધન પણ તેમાંથી દાનમાં આપી દેવાને કાઢતાં મારા હાથ તથા અંદરથી મન ધ્રૂજતું હોય એમ જણાતું. પછી આપણે સઘળું પાછું ઠીક કરીને સુતાં, પણ મને તો આખી રાત બરાબર ઉંઘસુદ્ધાંએ આવી નથી. સવારમાં આપણા ગયા પછી રખેને આ આવેલું સૌ સુખ જતું ન રહે એવો ધાક લાગ્યા કરતો. કેમકે 'રાંકને હાથ રત્ન છાજતું નથી,' એવું લોકોમાં ઘણી વાર મેં સાંભળ્યું છે. જેમ તેમ કરતાં રાત્ર ગઈ, ને ચાલવાનો વિચાર થયો તે વખત પણ પહેલાંની પેઠે જવા મન માને નહિ, અને નીકળ્યા પછી પણ મારો જીવ તો ત્યાંનો ત્યાં જ છે. વળી આ મારે માંથે છે, તે લોકો તો કોઇ જાણતા નથી તોપણ જેમ કરનારના પાપને કોઈ ન જાણતું હોય પણ તેનું પોતાનું અંતઃકરણ જ પાપી હોવાથી તે પાપવડે ભય પામી કંપે છે, તેમ હું પણ પોતાની મેળે જ ભયને પામું છું, કે રખેને કોઇ આજુબાજુથી આવીને આ પોટલી માંથેથી લઈ જાય, અથવા કહેશે કે 'મુકી દે પોટલી! દેખાડ મહીં શું છે!' ને પછી આ ધન દેખે તો આપણને ધન લઈ જતાં પણ જીવતાં મુકે કે નહિ એવા વિચારો આવ આવ થાય છે. હવે લગાર અજવાળાસરખું થયું એટલે લગાર ડર ઓછો થયો, કેમકે દૂરથી માણસને દેખી શકીએ. તોપણ આપણી પાસે ધન છે એવું આપણું મન જાણે છે, તે મન જ ફોકટ દુઃખ દે છે. બાકી આપણો વેષ જોઇને તો કોઈ સામુંએ જુએ એમ નથી. તેમ આપણા પાસેથી એક ત્રાંબાની મુદ્રાની પણ આશા રાખે એમ નથી; એ હું જાણું છું તોપણ માંહે હૃદય ધડક ધડક ઉછળ્યા કરે છે. એ તો કહ્યું. હવે બીજું એ પુછું છું કે વારૂ, આપણે આ સોનાની મુદ્રાને ક્યાં વટાવીશું? કે આખીને આખી જ વાવરીશું? વટાવી હોય તો ઘણાંના મનનું સમાધાન કરાય, નહિ તો આટલી તે કોને નાકે વળગાડીશું? પછી તો જેમ મરજી.

---

૧ અજવાળું.

હરદત્ત કહે છે, અરે ભોળા મનની! આ બે દિવસમાં તો તારો સ્વભાવ[1] ને તારી વાણી, ને તારા વિચાર ને તારૂં સ્વરૂપ બધું કાંઈ વિલક્ષણ થયું જણાય છે. મને લાગે છે કે થોડા દિવસમાં તો તું પરમેશ્વરનું સ્મરણ ને નામસરખુંએ સંભારવાની નથી! સુખે અન્ન પણ ખાઈશ કે નહિ, અને નિદ્રા પણ લઈશ કે નહિ, તે વિષે મને મોટો સંશય છે. તું જાણે છે કે આટલા દિવસ આપણા પાસે કશું ન હોતું ને આજે છે એમ જણાયું, ને પાછું ગયું એમ જણાય, તો પછી ખરૂં જોતાં આપણું હતું શું ને ગયું શું ? કંઈ જ નહિ. જેમ આવ્યું એ પણ આણ્યું આવ્યું નથી, તો જવાનું થશે તે પણ રાખ્યું શી રીતે રહેશે? માટે તારા મનની સઘળી મિથ્યા દોડ શમાવીને શાંતિવાળી થા, અને જે થાય તે જોયા કરવું એવો નિશ્ચય રાખ. વલોપાત કરવાની ટેવ છોડી દે. ને વટાવવાની શી જરૂર છે ? આટલા દિવસ ક્યારે આપણે કોઈને ત્રાંબાની મુદ્રા પણ આપતાં હતાં કે કોઈ આપણને જોઈને આશા કરનાર છે? ગુપચુપ એકેક સોનાની મુદ્રા લાગવગ જોઈને સત્પાત્રને હાથ જાય એમ કરીશું, અટલે થયું. આપણે આપ્યું છે એવું કોઈને જણાવવાનું શું કારણ છે ? દાન પણ પ્રકટ આપવા કરતાં ગુપ્ત આપવાનું ઘણું ફળ છે. આપણને પણ અનાયાસ[2] ગુપ્ત ધન મળ્યું છે. કોણે આપ્યું તે જાણતાં નથી, તેથી ઈશ્વરે આપ્યું એમ આપણે માનીએ છીએ. એટલે આપણા મનને કોઈનું ઓશીયાળું વેઠવાની જરૂર નહિ, તેમ આપણે પણ એવી રીતે આપવું કે કોઈ આપણે આપનાર છીએ એવું જાણે નહિ. કેમ લક્ષમાં બરાબર આવ્યું કે નહિ?

ગિરિજા કહે છે, હા વાત તો એ જ સાચી છે, ને મને હવે એમ પણ લાગે છે કે કદાચ આપણે પેલે જન્મે કોઈને આવું ગુપ્ત દાન આપ્યું હશે, તેનું જ આ આપણને વગર મહેનતે ધરતીમાંથી ધન જડયું છે એ ફળ હશે. માટે તમે કહો છો તેમ જ કોઈને ખબર ન પડે એવી રીતે આપીશું. પણ આપણી વાત મહાત્માને તો જણાવ્યાવગર છુટકો જ નથી. અને તેમને જણાવશું એટલે પછી એ વાત ચાર કાની હતી તે છ કાની થવાની, અને લોકની કહેવતપ્રમાણે 'છ કાની વાત છાની ન રહે' તેમ થઈને રહેશે. પછી ધીરે ધીરે હજાર ને લાખ કાની થશે ત્યારે કેમ કરીશું?

હરદત્ત કહે છે, હે સ્ત્રી! તને ખબર છે, મૂળે સ્ત્રીજાતિનો સ્વભાવ ન વિશ્વાસ કરવા યોગ્ય કહ્યો છે, તેનું કારણ એ જ કે તેમનાં અંતઃકરણ ઘણું કરીને ગંભીર એટલે ઉંડા દ્રહજેવાં[3] હોતાં નથી. જેથી તેઓના જા-

---

૧ નવાઈજેવું, તરેહવાર. ૨ વગર મહેનતે. ૩ ધરો, પાણીમાં રહેલો ઉંડો ખાડો.

ણવામાં કોઈ પણ રસવાળી વાર્તા આવી કે તરત એ બીજાઆગળ પ્રકટ કરવા તેમને અકળામણ થયા કરે છે. ઘણા પુરૂષો પણ એવા જ છાલકા એટલે છાછર હૃદયના હોય છે. તે પણ વિશ્વાસનાં પાત્ર ગણાયા નથી. તેથી તેવાંના આગળ કોઈ પણ વાર્તા પ્રાણ જતાં પણ પ્રકટ ન કરવી જોઇએ. પણ આ મહાત્મા તો આપણો આત્મા જ છે, એટલે એમના કાને વાત જાય તે છ કાની ગણાય નહિ; ને વળી એમનું હૃદય તો મોટા સમુદ્રસરખું, કે જેમાં અસંખ્ય પદાર્થો અનંત કાળપર્યંત પડ્યા રહે તોપણ કોઇના જાણવામાં ન આવે કે શું શું હશે. માટે એમના આગળ પ્રકટ કરવામાં તો લગારે ભય ધરવાસરખું નથી. માત્ર ભય ગણીયે તો તારો ગણાય. કેમકે એક સ્ત્રીને કાને ગયેલી વાત હજાર કાની થઈ જાણવી. તોપણ તું બહુ ગંભીર હૃદયવાળી છે તેથી, તેમ જ પોતાના સુખના પદાર્થની હાનિ[1] થવાનો તને ભય છે, માટે તે ભયના દબાણમાં દબાયલી તારા હૃદયની આ વાત કોઇને કાને જવાનો સંભવ નથી. સંપૂર્ણ સ્ત્રીજાતિમાં ઘણું કરીને એવો સ્વાભાવિક ગુણ હોય છે કે પોતાના સુખનો વિનાશ થવાના સંભવવાળી ગમે તેવી રસભરી પણ વાત પ્રકટ કરતી નથી. તેમ છતાં પણ પ્રસંગે લોકોના સમજવામાં જેમ વગર કહ્યે પણ ખાધેલા પદાર્થના વાસથી અથવા ઓડકારથી અનુમાન થઈ આવે છે તેમ તેની કોઈ ક્રિયા અથવા હાવભાવવિગેરેથી તેના અંતર આશય[2] બીજાથી અનુમાન કરી કળી શકાય છે. માટે હે મોટા હૃદયવાળી! તું એવી સાદા સ્વભાવથી રહેનારી થજે કે જેથી કોઇના કળવામાં પણ ન આવે કે આના મનમાં શું છે. ને ઋષિમહાત્માની પાસે પ્રકટ કરવામાં ચિંતા રાખીશ નહિ.

ગિરિજા કહે છે, હું તો મરી જાઉં તોપણ કોઇને કહેનાર નથી, એમ મારી તો ખાતરી છે, પછી તો મારૂં સઘળું જાણનાર તમે જે ધારો તે ખરૂં. પણ મારા મનમાં એમ તો થાય છે કે આજે તો આપણે તીર્થસ્નાન, તથા દાનદર્શન કરીને સંધ્યાકાળે પણ આપણા સ્થાનઉપર જ જઇને સુઇ રહીશું, ને રોજ દિવસે પાછાં આવીશું. દર વરસની પેઠે પાંચ રાત્રિ અહીં રહેવું નહિ. કેમ વારૂ, ખરૂં કે નહિ?

હરદત્ત કહે છે, હે ધનમાં જ પ્રીતિવાળી! તારી ઇચ્છા એમ હશે તો તેમ કરીશું, પણ હમણાં તો ઇષ્ટસ્મરણ[3] કરતાં માર્ગ કાપ. તીર્થે, અથવા સત્પુરૂષનાં દર્શને, અથવા દેવમંદિરે જવું, તો માર્ગમાં શુભચિંતન[4] ક-

૧ નુકસાન. ૨ હેતુ, ઇચ્છા. ૩ પરમેશ્વરનું સ્મરણ. ૪ શુભ જે પરમેશ્વર તેમનું અથવા તેમનાં કલ્યાણ કરનારાં નામનું સ્મરણ.

રતાં ચાલવું. તેમાં પણ ઇષ્ટનામસ્મરણ, અથવા ઇષ્ટમંત્રનો જપ કરતાં ચાલવું; એથી અધિક ફળ મળે છે. બાકી સત્પુરૂષનાં દર્શન કરવા જનારને પગલે પગલે મોટા યજ્ઞનું ફળ થાય છે, એ તો શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે.

વિષ્ણુશર્મા કહે છે, આ પ્રમાણે વાર્તા કરતાં કરતાં તે સ્ત્રીપુરૂષ બંને તીર્થમાં આવી પહોંચ્યાં. ઘણા લોકો તો આગલા દિવસના આવીને પોતપોતાના મુકામ સાચવી રહ્યા હતા. જુદા જુદા જોઇતા પદાર્થોની દુકાન વ્યાપારીઓએ જમાવી હતી. ઉતારૂઓને ઉતરવામાટે આજુબાજુના વ્યાપારીઓએ ભાડે ઉતારવાની માંડવાસરખી અનેક જગાઓ તૈયાર કરી રાખી હતી. અનેક ભિક્ષુકો તીર્થના ઘાટઆગળ તથા ઋષિના આશ્રમસમીપ પોતાનાં આસનોપર ગૌમુખીમાં માળા રાખી જપ કરતા બેઠા હતા. પોતાની ઇચ્છાથી કોઈ યાત્રાળુ દાનદક્ષિણા આપવા આવે તો તે ભિક્ષુકો પ્રીતિવડે સંકલ્પ કરાવી લેતા હતા, પણ આજની પેઠે યાત્રાળુના પાછળ દોડીને તેને વળગી જુલમ કરી તેને ત્રાસ આપીને લેતા ન હોતા. કોઈ મોટા શ્રીમંત લોકો તો ત્યાં હજારો બ્રાહ્મણને જમાડવાના સમારંભ કરતા હતા. કોઇ તો અન્ન તથા વસ્ત્રવિગેરે દાન કરવાના પદાર્થો સેવકોને માંથે ઉપડાવી જ્યાં જ્યાં પવિત્ર બ્રાહ્મણાદિ હોય ત્યાં ત્યાં જઇ જઇને આપતા. તેમ જ ધાતુપાત્રવિગેરે વિવિધ પદાર્થોને પણ તે જ પ્રમાણે કુળવાનો આપતા. દાન કરવાના મુખ્ય પ્રકાર એવા છે કે જે દાન પવિત્ર પુરૂષોને ઘેર સન્મુખ જઇને તેમનું વિધિથી[1] પૂજન કરીને શ્રદ્ધા ભક્તિપૂર્વક આપવામાં આવે છે તે દાન સર્વોત્તમ ગણાય છે. વળી જે દાન, દાનપાત્ર એટલે દાનનો લેનારો તેને પોતાને ઘેર બોલાવીને દાન આપનાર પુરૂષ તેની પ્રીતિવડે પૂજા કરીને આપે છે તે દાન પણ ઉત્તમ ગણાય છે; અને જે દાન પોતાના આશ્રયનાં, ઓળખાણનાં, વગસગનાં કે તેવાં જ સંબંધવાળાંને આપવામાં આવે તે દાન ઘણું કરીને દાનમાં ગણવા યોગ્ય હોતું નથી. તોપણ તેવાં સંબંધવાળાં પણ ગરીબ અને પવિત્ર માણસો હોય તેમને પ્રીતિથી આપ્યું હોય તો તે પણ ઉત્તમ દાન ગણાય છે. અને આપણે ઘેર આવેલાને, અથવા બોલાવેલાને કોઈ પ્રકારની સેવા કરાવીને તથા તિરસ્કાર કરી કરીને જે દાન આપવામાં આવે છે તે દાન ઘણું નીચ—અધમ ગણાય છે. અને આશા આપ્યા છતાં ઘણા કાળસુધી, આપવાની શક્તિ છતાં પણ ધક્કા દઇ દઇને અર્થાત્ વાયદા કરી કરીને ઘણે દહાડે આપવું એ દાન તો અત્યંત નેષ્ટ[2] છે. એ વિગેરે દાન કરનારાઓ પોતાના અનેક દોષના પ્રમાણમાં દૂષિત[3] દાન કરે છે.

---

૧ શાસ્ત્રે કહેલી ક્રિયાથી. ૨ હલકું. ૩ દોષવાળું.

પણ એટલું તો મુખ્યત્વે કરીને શાસ્ત્ર કરનારાઓએ કહ્યુ જ છે કે જે દાન પાછો કોઇ પ્રકારનો પણ બદલો મેળવવાની આશાવિના નિષ્કામપણે આપવામાં આવે છે તે ઘણું શ્રેષ્ઠ છે; અને કોઈ પ્રકારનો પણ બદલો વળવાની આશા બાંધીને તેવાં પાત્રને જે દાન આપવામાં આવે છે તે દાન સાધારણ ગણાય છે. પણ હે ધ્વજપાળ શેઠ! જે દાન લેવાની સ્પૃહાથી[1] રહિત હોય છે એવા તત્વસ્વરૂપને[2] જાણનારા, પોતાના આત્માની પેઠે આખા જગત્‌ને જાણનારા, અને સંપૂર્ણ કામનાથી[3] રહિત એવા મહાત્મા પુરૂષની સેવામાં જે ધનાદિ પદાર્થનો ઉપયોગ થાય છે, તે સઘળાં ઉત્તમોત્તમ દાનથી પણ શ્રેષ્ઠ ગણાય છે, એ વાર્તા શ્રુતિ, સ્મૃતિ, પુરાણવિગેરે સર્વ સ્થળે પ્રમાણરૂપ છે; પણ ખરા પુણ્યબળવિના એ દાન થતું નથી. વળી તે યાત્રાના સ્થાનમાં ઘણા દંડી, પરમહંસ, સંન્યાસીઓ પણ પોતાને આસને તીર્થના ઘાટઉપર બેશીને એકાક્ષરી[4] મંત્રનો જપ કરતા હતા, તથા કોઇ તો માત્ર 'નારાયણ નારાયણ' એવા ઉચ્ચારથી નામસ્મરણ કરતા બેઠેલા હતા, તથા કોઈ તો પોતાના ધારણા અને ધ્યાનના પ્રયોગો–જુદાં જુદાં યોગના અનુકૂળ આસનો વાળીને તથા વિવિધ મુદ્રા[5] બાંધીને–કરતા બેઠા હતા. કેટલાએક તપસ્વીઓ તો જુદાં જુદાં અનેક ક્ષેત્રોથી ત્યાં પાંચ રાત્રિ નિવાસ કરવા આવ્યા હતા. તેમાંના કોઇ તો એક એક પહોર વિપરીતકરણી એટલે નીચે માંથું અને ઉંચા પગ કરીને અર્થાત્ ઉંધે માથે જપ કરતા સૂર્યનો તાપ સહેતા હતા. તથા કોઈ તો પોતાના બે પગ બે ખાંધઉપર મુકીને સૂર્યના સંમુખ નેત્ર બાંધીને આસપાસ પાંચ અગ્નિ અથવા ચોરાશી અગ્નિની ઢગલી કરીને જપ કરતા પડ્યા હતા. તથા કોઇ તો ઉભા જ રહેવાના વૃત્તવાળા જેને આજે ઘણા લોકો 'ઠાડેસરી' કહે છે તેવા, સૂર્યના તાપમાં ઉભા જપ કરતા હતા. અને કોઇ તો એક પગે ઉભા રહીને એક હાથ ઉંચો કરીને સૂર્યના સંમુખ જોઇને જપ કરતા હતા. તથા કોઈ દુધ પીને જ રહેનારા દુધાધારી તથા કોઈ તો અલવણ એટલે મીઠાવિનાનું ભોજન જમનારા, તથા કોઇ કંદ, મૂલ, પત્ર, ફળને જ નિરંતર જમનારા, તથા કોઈ મુનિવ્રત પાળનારા, અને પોતાને હાથે નહિ જમનારા, તથા કોઇ તો સ્ત્રીનું મુખ નહિ જોનારા, તથા કોઇ તો પોતાના શિષ્યને સાથે રાખી અંધની પેઠે નેત્રને નિરંતર બંધ રાખીને જ રહેનારા ઠેકાણે ઠેકાણે બેઠા હતા. આ

---

૧ ઇચ્છાથી. ૨ પરમેશ્વરના સ્વરૂપને. ૩ ઇચ્છા. ૪ જેમાં એક જ અક્ષર હોય છે. ૫ એક પ્રકારની યોગમાર્ગમાં કહેલી મન તથા શરીરવડે કરાતી ક્રિયા.

પ્રકારે અનેક ભાતભાતનાં તપ કરનારાઓ તથા અનેક એકલા ફરનારા વનીઓ, તથા ઘરબાર છોડીને એકાંતમાં રહેનારાં સ્ત્રીપુરૂષો તથા તપ કરનારી અનેક સ્ત્રીઓ તે કુમારિકાતીર્થમાં આવી સારાં સ્થાન જોઇ જપ કરતાં બેઠાં હતાં. અને કોઇ તો ખરાં તપ કરનારાંઓને જોઇને તેમના સરખો વેષ કરી પોતાના પેટવાસ્તે પદાર્થની આશા બાંધી ઢોંગ કરી બેઠાં હતાં. વળી કેટલેક સ્થળે કોઈ વિદ્વાન્ પંડિત મહાત્માઓ વેદાન્ત શાસ્ત્રની કથા કરતા હતા, તથા કોઈ તો જુદાં જુદાં પુરાણવિગેરેની કથા વાંચતા હતા. તેમના સમીપ હજારો માણુસો સાંભળવા બેઠેલાં હતાં, તથા કેટલાંક તો રસ્તે જતાં લગાર ઉભાં રહીને સાંભળી ચાલતાં થતાં જણાતાં. કોઈ સ્થળે એકલી સ્ત્રીઓ, કોઈ સ્થળે માત્ર પુરૂષો તથા કોઈ સ્થળે સ્ત્રીપુરૂષો એકઠાં મળીને સુંદર ઉંચા સ્વરોવડે ભગવાન્ શ્રીમહેશ્વરના ગુણનાં તથા સ્તુતિનાં કીર્તન ગાતાં હતાં. તે સાંભળવાને તીર્થવાસી સ્ત્રી, બાળક તથા પુરૂષોની ઠઠ બાઝી હતી. સ્થાને સ્થાને બાળકોને રમવાનાં રમકડાં વેચનાર બેઠેલાં હતાં, તથા કોઇ તો માણસોની ગીરદીમાં ફરતા અને બૂમો પાડીને વેચતા હતા. વળી કોઈ પાપમતિવાળા માણસો તો લોકોના ધનમાલને નજરમાં રાખી ચોરી લેવાના લાગ શોધતા ફરતા, તથા તેવી જગાએ બેઠેલા હતા. એમ અસંખ્ય પુણ્યવાન્ તથા પાપીઓનો સમુદાય જોતાં જોતાં તે હરદત્ત અને ગિરિજા નદીના કિનારાઆગળ નહાવાના ઘાટે આવી પહોંચ્યાં. મોટા મેળામાં સાવધપણે નહિ રહેનાર કોઈ તો પોતાનાં ખોવાયેલાં બાળકોને હાંફલાં ફાંફલાં શોધતાં ફરતાં હતાં. કોઇ પોતાની ગાંસડીને ચોરાયેલી જાણી શોધતાં તથા કોઇ સ્ત્રી પોતાના પતિને અને કોઈ પતિ પોતાની સ્ત્રીને વિખુટી પડી જવાથી શોધતાં ફરતાં. એ સઘળી વાર્તાને જાણનાર તે ગિરિજા તો પોતાના ધનની પોટલી ઘણા જતનથી પોતાની બગલમાં મારીને પોતાના પતિની આગળ આગળ ચાલતી, તથા વારંવાર પાછળ નજર કરી પોતાના પતિને જોતી. તેમ જ તે હરદત્ત પણ પાકી સરત રાખીને આગળ ચાલતી પોતાની સ્ત્રીને તથા તેની બગલની બચકીને લક્ષ રાખી જોતો પાછળ ચાલતો હતો. આ રીતે સાવધપણાથી નિર્વિઘ્ને તે બંને જણાં ધનસહિત સ્નાન કરવાની બાંધેલા ઘાટની જગાએ આવી વિચાર કરવા લાગ્યાં કે હવે કેમ કરવું.

ગિરિજા કહે છે, હે સ્વામિન્! હવે આપણે કેમ કરીશું? તલજેટલી પણ ખાલી જગા જણાતી નથી. માણસને માંથેથી થાળી મુકી હોય તો એકસરખી ચાલી જાય, એવી ભારે ગરદી છે. આપણે વારા ફરતી સ્નાન કરવા જઇએ તો ફરી એકબીજાને સાંજસુધી પણ શોધતાં

મેળ થાય કે નહિ તે કહી શકાય નહિ, તેમ જ આ કોઇને સોંપીને આપણે સ્નાન કરવા જઇએ તો ફરી તે ધણીનો અને આપણો મેળાપ થાય કે નહિ એ મોટો સંદેહ રહે છે. માટે મારા ધ્યાનમાં તો એમ આવે છે કે આપણી પાસે આ પોટલીશિવાય બીજું કાંઈ નથી. વસ્ત્ર પણ ધોએલાં પહેર્યાં છે તે જ છે. બીજાં આપણાં બદલવાસરખાં બે તે તો બાંધેલાં છે, એટલે બદલવાનો યોગ નથી. માટે આપણે બંને જણ સાથે જ એકબીજાનો હાથ ઝાલી સ્નાન કરવા નદીમાં ઉતરીએ. આ પોટલીમાં પલળવાથી બીગડે એવો કોઇ પદાર્થ નથી, એટલે હું એને સોડમાં રાખીને જ સ્નાન કરી લઇશ, અને પાછાં આપણે એકબીજાના હાથ ઝાલીને જ બહાર નીકળી આવીશું તો આપણને ઘણું સુખ થશે; નહિ તો વળી વિના કારણ સુખમાં સંતાપસરખું થઈ બેસશે. પછી જેવી તમારી આજ્ઞા.

હરદત્ત કહે છે, હે સમયને અનુકૂળ બુદ્ધિવાળી! તારી આ સલાહ ઘણી સારી છે. મને પણ તેમ જ યોગ્ય લાગે છે, માટે ચાલો હવે ઘાટમાં ઉતરીએ. પણ આપણાં ભીનાં વસ્ત્ર સુકાતાસુધી આપણે પછી તરત જ કોઈ દૂરની એકાંત જગામાં જવું પડશે, નહિ તો ધાર્યું થશે નહિ. આ પ્રમાણે વિચાર કરીને પરસ્પરના હાથ ઝાલીને મોટી ભીડમાંથી તે હરદત્ત તથા ગિરિજા ઘણી સંભાળથી નદીના જળમાં આવી પહોંચ્યાં. તેમનો દુર્બળ દરિદ્રિસરખો વેષ જોઇને તથા તેવી દરિદ્રિ અવસ્થામાં પણ બગલમાં પોટલીવાળી સ્ત્રીનો હાથ ઝાલી જુવાન અવસ્થાવાળા હરદત્તને નદીમાં પ્રવેશ કરતો જોઇને કોઈ કોઇ સ્ત્રીપુરૂષ તો મંદ હાસ્ય કરતાં પરસ્પરને આ પ્રકારનાં વચનો બોલવા લાગ્યાં કે 'અરે! આ જગત્માં આશા તથા મોહ કોનાં છુટયાં છે? અને છુટનાર છે? જુઓ! આ વેષ! તનપર બેમાંથી એકેને વાલની વીંટી તો જણાતી નથી! કપડાં પણ બહુ કિમતીજેવાં જ દેખાય છે! સાહ્યબી તો એવી છે કે બદલવાજેટલું પણ બીજું વસ્ત્ર નથી, તોપણ જાણે રખેને કોઇ એકબીજાને લઈ જાય એવા ભયથી પરસ્પરના હાથ ઝાલી એકબીજાને જાળવે છે! ધુળ નાંખી ઘરડાં હોય તો જાણે એકબીજાને પડવાનો ધાક હશે, પણ આ તો જુવાન પચીસ ત્રીસની પણ માંહીની ઉમર છે! શરીરે પણ માંદાં જણાતાં નથી, તોએ રક્ષણનો પાર નથી! મેલા ગાભામાં બાંધેલી પોટલી પણ જાણે હીમીયાણીની પેઠે બગલમાંથી વેગળી મુકાતી નથી. લગાર ભીડમાં આગળ પાછળ થઈ જવાય છે તો એકબીજાનો જીવ કપાઈ જાય છે તે આજુબાજુ જોઇ વળે છે, તોએ હજી હાથમાંથી હાથ તો છુટયોએ નથી! પરમેશ્વર જાણે શા સુખથી આ પ્રેમ આજસુધી ટકી

રહ્યા છે! લોકલાજ પણ એમને લગારે ડર આપતી નથી. આહાહા! શી પરમેશ્વરની માયા છે! રાજા ને રંક સૌને પોતપોતાનાં ગમે તેવાં પણ માણુસઉપર ન કળાય એવી મમતા રહે છે.' બીજા કોઈ તો એશરમા થઇને તેમને મોંઢે કહેવા લાગ્યા કે 'ક્યાં રહો છો મહારાજ! આ દેશના છો કે પરદેશના છો? કંઈ સજોડે નહાવાનો નીમ લીધો છે કે કંઈ બાધા છે? હાથ ઝાલીને નહાવાની બાધા હશે! ખરૂં, ઘણા લોકો નાગબલિ, નારાયણબલિ શ્રાદ્ધ કરે છે ત્યારે સ્ત્રીપુરૂષ એક વસ્ત્ર પહેરી સજોડે નહાય છે, પણ તમે તો જુદાં જુદાં પહેર્યાં છે, ને વળી મૂછો મુડાવી નથી, તેથી તમારે સારવાનું તો નહિ હોય! તે તો વળી નર્મદાકિનારે કરે છે, ને આ તો સરસ્વતી છે, માટે બાધા હશે! શા સુખમાટે રાખી છે? કાંઈ વારસો લેનાર પુત્ર નહિ હોય તેને માટે રાખી હશે! પણ આ બગલમાં કાંઈ દાન કરવાનું ધન અને સુંદર વસ્ત્ર બાંધ્યાં હશે! તીર્થમાં નહાતાં ઉભાં રહીને દાન કરવાનો સંકલ્પ છે કે શું? કોઈ તમારો કુળગોર છે કે બીજા બ્રાહ્મણને બોલાવીએ? દાન ભારી હશે એટલે બ્રાહ્મણ પણ પવિત્ર જોઈતા હશે! એ બચકીને પણ બગલમાં રાખીને શરીર ચોળવાની બાઇએ આખડી રાખી હશે! જોજો! મહીં કાંઈ પલળીને લોચો થવાજેવું ન હોય! ને પાણીમાં પડી ન જાય એવી મજબૂતીથી પોટલી દાબી રાખજો, ને વખતે પાણીમાં મગર બગર આવે તો જોજો કોઈ કોઇનો હાથ છોડશો નહિ, નહિ તો આ સંસારમાંથી જોડું ખંડિત થઈ જશે તો આવું અલૌકિક ફરી બ્રહ્માની સૃષ્ટિમાં જડશે નહિ! નાહીને બદલવાનાં લૂગડાં તો ચાકરો લઇને ઉભા હશે! કે ભીને લૂગડે મુકામસુધી જવાની બાધા છે?' આ વિગેરે અનેક કુટિલ બુદ્ધિવાળાં મનુષ્યોનાં વચનો સાંભળતાં છતાં પણ વજ્રજેવું હૃદય રાખી તે હરદત્ત પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે, 'હે સ્ત્રી! આ તારા બગલની બચકીમાં રાખેલા ભગવાન્‌ના સ્વરૂપસહિત તું જળમાં બેશીને સ્નાન કર. હું તારો હાથ ઝાલીને ઉભો રહું છું. પછી તું આ જળમાં જ ઉભી રહે, એટલે હું નીચે બેશી જળમાં ડુબકી મારી લઈશ. આ જગત્‌ના લોકો આપણને હસે છે એમ જાણીને તું ખેદવાન્ થઈશ નહિ. જગત્ માયાનું સ્વરૂપ છે, તે ઉંટના શરીરજેવું દરેક સાંધેથી વાંકવાળું છે. તે અનેક ઉપાયથી આ જગત્‌ના રચનાર સર્વશક્તિમાન્ પરમેશ્વરે એને પાધરૂં કરવા ઇચ્છા કરી નથી, માટે તું મનમાં સમાધાન રાખીને આ લોકોના શબ્દને આ કાને સાંભળીને પેલે કાને કાઢી નાંખજે. આ વચન સાંભળીને તે ગિરિજા જળમાં બેસીને સ્નાન કરવા લાગી. સ્નાન કરી રહી એટલે તે ઉભી રહી અને હરદત્તે સ્નાન કરી લીધું. પછી તરત બંને જણાં એકબીજાનો

હાથ ઝાલીને લોકોની ભીડમાંથી સંભાળીને ઘાટઉપર ચઢી આવ્યાં. એટલામાં પણ તેમનાં ભીનાં વસ્ત્રથી બીજાંને છાંટા ઉડવાથી તથા સ્પર્શ થવાથી ઘણાં માણસોએ તેમને તિરસ્કાર કરીને કડવાં વચનો કહ્યાં, તે સાંભળતાં માર્ગમાં ચાલતાં થયાં. રસ્તામાં ચાલતાં પણ જેની જેની દૃષ્ટિએ બરાબર ચઢતાં તે તે એમને કંઇ ને કંઇ કઠોર વચન સંભળાવતાં, અને બીજાં સજ્જનો તો એમને પવિત્ર જાણીને નમસ્કાર કરતાં, તથા માર્ગ આપતાં હતાં. તે દુર્જનોનાં સઘળાં વચનો આ ઠેકાણે વર્ણન કરતાં ઘણો વિસ્તાર થાય, માટે તે સઘળાં કહેતી નથી. પણ ટુંકામાં એટલું જ કે જો હરદત્તસરખો વિવેકી પુરૂષ એ સ્થળે ન હોય તો ન સહન થાય એટલો તે વચનો સાંભળીને હૃદયમાં ક્લેશ થયાવિના રહે નહિ, અને સામસામી અનેકજોડે વઢવાડ પણ થયાવિના રહે નહિ. પણ મોટા મનવાળાનો એ ધર્મ છે કે દુઃખનાં આપનાર શત્રુનાં બાણસરખાં વચનોનો ઘા ધૈર્ય રાખીને સહન કરવો.

પછી ઘણી ધીરજ રાખીને દુર્જનોનાં અનેક વચનને સહન કરતાં તે પવિત્ર મનનાં ધણીધણીયાણી લોકોની ભારે ભીડને ઓળંગીને મોકળી જગામાં આવી લગાર વાર ઉભાં રહીને પોતાનાં નીતરતાં વસ્ત્રના છેડા નીચોવી લીધા, અને પછી મહાત્માનાં દર્શન કરવા જવાઅગાઉ કોઈ એકાંતસરખી જગાને શોધવા લાગ્યાં. બાજુએ બાજુએ જતાં એવું એક સ્થળ જડી આવ્યું. ત્યાં સૂર્યનો તાપ લાગે એવું હતું, પણ છેક નજીકમાં કોઈ માણસ નહોતું. ત્યાં આવીને પેલા ધનની દાન આપવામાં કેવી વ્યવસ્થા કરવી તેવિષે વિચાર કરવા લાગ્યાં.

ગિરિજા કહે છે, અરે આ ઉપાધિને લીધે સુખને બદલે આજ આપણને કેટલું કષ્ટ પડયું એનો મારા મનથી વિચાર કરૂં છું, તથા આપણી પાછલાં વર્ષોની જાત્રા સંભારૂં છું ત્યારે સ્પષ્ટ જણાય છે કે આ કરતાં તે હજાર ગણી સુખવાળી અવસ્થા હતી. તરતના જન્મેલા બિલાડીના બચ્ચાની પેઠે આ બચકીની સંભાળ રાખતાં મને માર્ગે ચાલતાં તથા તીર્થમાં નહાતાં તથા અહીંસુધી આવતાં અગણિત દુઃખ દેખાયાં છે, તે હવે કહી પણ શકતી નથી. એ સઘળું જોતાં એટલું તો મને નક્કી જણાયું કે છેક ગરીબ અવસ્થામાં ઉપાધિવગર ફરવું તથા રહેવું સારૂં, અથવા તો સારા શ્રીમંતના વૈભવી ડોળથી રહેવું સારૂં, પણ મધ્યમ અવસ્થા અને બેઢંગી સ્થિતિથી ફરવું તથા રહેવું ઘણું ખોટું છે. આજે આપણે આ ન લાવ્યાં હોત તોપણ સારૂં થાત. હશે હવે જે થયું તે ખરૂં. હવે મને તમારાં કહેલાં વચનોમાંથી યાદ આવે છે, અને તે કેટલાં ખરાં તથા વજનવાળાં હતાં તે લગાર લગાર જણાવા લાગ્યાં છે. હશે પરમે-

શ્વરને જે ગમ્યું તે ખરૂં. પણ હવે શું કરવું તેવિષે તમે આજ્ઞા કરો એટલે જે તે પ્રકારે આપણો આ ચોરના સરખી અવસ્થાનો છુટકો થાય. મને મહીંથી એમ પણ થાય છે કે હવે તો આપણે આવા મેળામાં પરમેશ્વરની દયા છે તો એવી રીતે આવવું કે સૌ દુર્જનોનાં મોંઢાં કાળાં મેંશજેવાં થાય, કેમ વારૂ ?

હરદત્ત કહે છે, હવે તું મારા સામી બેશ, આપણે એને ઠીક કરી લઇએ. પછી તે બંને જણે બેશીને કેટલાંક ફળમાં એકેક સુવર્ણમુદ્રા મુકી તથા કેટલાંક મોટાં શાકનાં પત્રમાં એકેક મહોરનાં પડીકાં બાંધ્યાં, અને કેટલીક મુદ્રા તો ખડધાન્યમાં દાબીને આપવાની યુક્તિ તે ગિરિજાને દેખાડી. અને પછી બોલ્યો, હે સ્ત્રી ! આ ધન કોને આપવું તે કહું છું; શ્રવણ કર. જો ! ત્યાગી પુરૂષોને તો ધનનો આપનાર નરકમાં જાય છે માટે, અને તે ત્યાગીને ધન આવવાથી મોહ થાય અને મોહવડે તે અનુચિત[1] વ્યવહાર કરવામાં તણાય તો તે પણ નરકમાં જાય છે માટે તે ત્યાગીઓના પાસે તો ફક્ત કંદ, ફલ કે ધાન્યની મુષ્ટિ[2] મુકવી. અને જે ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણો હોય તેમને પવિત્ર મનના જાણીને પરમેશ્વરને અર્પણ કરીએ છીએ એવા ભાવથી આપવું. પ્રથમ તો શ્રીગોકર્ણ ઋષિને મનથી અર્પણ કરીને પછી સર્વને આપતાં ચાલવું. કારણ કે એમના સમીપ મુકેલું ધન પણ બ્રાહ્મણો જ લે છે. એ પોતે તો ધનનો સંગ્રહ કરતા નથી, અને તેને સ્પર્શ પણ કરતા નથી. તેમ જ ખરૂં જોતાં તો આપણું સઘળું ધન એમનું જ છે. માટે લોકોની ભીડમાં પેશીને સૌના દેખતાં એમને આ ધન મુકવાની કંઈ જરૂર નથી. એ તો સર્વજ્ઞ છે અને વિરક્ત છે માટે આ મનથી અર્પણ કરેલું એમને પહોંચી ચુકયું જાણવું. માટે હવે ઉતાવળથી પાછી પોટલી બાંધી લે, અને જો આ ભાર ઉંચકતાં તને થાક લાગ્યો હોય તો લાવ હું તને લેવા લાગું.

ગિરિજા કહે છે, એ તો આ કંદ, મૂળ, પત્રને લીધે મોટી જણાય છે, પણ એમાં કંઈ ઘણો ભાર નથી. અર્ધા મણથી કંઇક વધારે હશે; તો એટલું ઉપાડતાં મને મુદ્દલ થાક લાગતો નથી. પણ હું એમ પુછું છું કે આપણે આ ફળપત્રવિગેરેમાં ગુપ્ત ધન આપીશું તે તે લેનારને કંઈ તરત જણાવાનું નથી; અને કદાચ તે આ ફળવિગેરે બીજા કોઇને આપી દેશે તો તેમને શી ખબર પડશે, માટે કંઈ ચેતાવીને આપીએ તો ચિંતા છે કે કેમ ?

હરદત્ત કહે છે, ચેતાવવાની ખરૂં જોતાં જરૂર નથી. કારણ કે ધન

---

૧ અયોગ્ય. ૨ મુઠી.

પ્રારબ્ધ[1]સંસ્કારવિના મળતું જ નથી, અને તેમાંથી સુખ પણ ખરા સંસ્કારવિના ભોગવાતું નથી માટે તેને ફક્ત હાથમાં લેવાજેટલો જ સંસ્કાર હશે તો તેનાથી તેનું સુખ શી રીતે લેવાશે? નહિ જ લેવાય. માટે એવિષે આપણે કાળજી કરવી નહિ, માટે ચાલો. વળી હે સાધ્વિ[2]! આ લોકોના મોટા મેળાને લીધે આપણને મહાત્માજોડે કશી વાર્તા કરવાનો સમય આ પાંચ દિવસ તો મળવાનો જ નથી. માટે તારા વિચારપ્રમાણે આ પાંચે દિવસ આપણે નિત્ય આવી સ્નાન દાન દર્શન કરીને પાછાં મુકામઉપર રાત્રિએ જઇને જ અન્ન ગ્રહણ કરીશું. માટે હવે ઉતાવળ કર. ઇશ્વિર આપણને સારો સમય આપવા ધારે છે તો આગળ આપણે સર્વોત્તમ સુખ લેતાં આ તીર્થને ઘણી રાત્રિપર્યંત સેવીશું. માટે હવે ચાલો.

પછી તે બંને જણાં પ્રથમ તો લાગ જોઇને ઘણી સંભાળથી પોતાના ઇષ્ટ શ્રીમહાત્માઋષિનાં દર્શન કરવા ગયાં. ત્યાં ગિરિજાએ પોટલી પોતાના હાથમાં રાખીને મનમાં કહ્યું 'હે ભગવન્! આ સર્વ આપનું જ છે, અને આપને અર્પણ છે. અમે તો આપનાં સેવક આપની પ્રેરણાથી જેમ કરાવો છો તેમ કરીએ છીએ. કર્તા હર્તા ઇશ્વિર તો સાક્ષાત્ આપ જ છો. ત્રિભુવનમાં અમને રંકને દારિદ્રય દુઃખથી મુકાવનાર આપવિના કોણ સમર્થ છે? હે પ્રભુ! આપ જ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને સર્વના અધિપતિ શ્રીમહેશ્વરરૂપ છો. આપ જ આ જંજાળમાં ગુંચાઇ રહેલા જીવોને છોડવનાર પાલક માતાપિતારૂપ છો. આપના અનુગ્રહથી જ પ્રાણીમાત્ર સંપૂર્ણ ઇષ્ટ[3]ને પામ્યાં છે, પામે છે, અને પામશે. હે સર્વના ધણી! અમે તો કૃતઘ્ન, અધર્મી, પાપમતિવાળાં અને દંભી છીએ. તેમને પણ પોતાનાં શરણાગત જાણી ઉંચી ગતિના આપનાર દયાના સમુદ્ર આપસરખા ચૌદ લોકમાં પણ ક્યાંથી હોય? હે જગત્ના પતિ! મારા અનેક અપરાધને ન જોતાં નિરંતર ઇષ્ટ આપજો.' આ વિગેરે વચનો બોલી નમન કરી પોતાના પતિની આગળ ચાલતી થઈ. ત્યાં પણ લોકોએ તેમને ગાંસડીસાથે જોઇને તથા દુર્બળ વેષ જાણીને ઘણાં તિરસ્કારનાં વચનો સંભળાવ્યાં. પણ મદ ઝરતા હાથીની પેઠે હરદત્ત પોતાની સ્ત્રીને આગળ ચલાવતો તથા કોઇની પ્રતિ પણ લક્ષ ન કરતાં મેદની[4]થી બહાર નીકળી આવ્યો. પછી સ્ત્રીને હાથે સત્પાત્ર ઋષિ બ્રાહ્મ-

---

૧ પૂર્વે કરેલાં કર્મો જે રૂપે રહીને શરીરને તથા અંતઃકરણને ભોગ આપે છે તે ભોગ આપનાર બીજરૂપ કારણ. ૨ સારા ગુણવાળી, પવિત્ર મનવાળી. ૩ ઇચ્છિત પદાર્થોને. ૪ માણસોની ભીડ.

ણોને પેલી મુદ્રાઓ ફળ પત્ર તથા અન્નસહિત અપાવીને સર્વ લોકના સમુદાયને તથા તીર્થને નમસ્કાર કરીને તે પોતાના આશ્રમતરફ ગિરિજાસહિત પાછો ફરચો. (બોલો 'જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ.')

**વિજયા**—હવે અહીંથી જ રાખીશું. વખત થઈ ગયો છે. પછી જેમ સૌની મરજી.

**ભાગીરથી**—હા, હવે બંધ જ રાખવું ઘટે છે. રસ તો આખી વાર્તામાં છલાછલ ભરેલો છે, એટલે જાણે હજુ સાંભળીએ એમ મન થયા જ કરે છે, પણ દિવસ વધતો નથી, એટલે લાચાર છીએ. કેમ ચંચળ બ્હેન! ખરૂં કે નહિ?

**ચંચળા**—ખરૂં છે. અરે! આજે તો હું તો આ સાંભળીને દિગ્મૂઢસરખી જ થઈ છું. રડ્યા લોકોએ બચારાંને કેવાં કડવાં વચનો સંભળાવ્યાં છે! ઘણાં તો વિજીયાલક્ષ્મીએ મુકી દીધાં, બાકી બચારાંને લાખો વાનાં સંભળાવ્યાં હશે. મારા જેવીથી તો એમાંનું એક પણ ન સંખાય.

**વીજળી**—જુઓ બહેન! તમારાથી ન સંખાય તે તો ખરૂં જ તો. તમે એક તો લક્ષાધિપતિ, ને વળી ન્યાતશેઠાણી, તે સૌ અછો અછો વાનાં કરે; એટલે કોઈ દહાડો એવું સાંભળવા વારો આવ્યો હોય ત્યારે સાંભળવાની ટેવ પડી હોય કેની? એટલે ના સંખાય. કેમ હવે રોજના તમારા ઠરાવપ્રમાણે કંઈ ઉઘરાણી કરવી છે કે નહિ?

**ચંચળા**—નારે બ્હેન! શાહુકાર માણસને રોજ રોજ ઉઘરાણી શી! એ તો ઠરાવપ્રમાણે પોતાની મેળે ભરચે જશે. કેમ વિજીયાલક્ષ્મી બ્હેન! ખરૂં કેની?

**વિજયા**—હા ખરૂં. તમારૂં ના ભરે તેને સાં તમારી ઉઘરાણીએ બહુ જબરી ગણાય છે તો! વારૂ, હવે આજે ઘણો વખત થઇ ગયો છે માટે પાંચ સાત ખાંયણાં ગાઇને ઉઠીએ. કેમ ઠીક?

**ચંચળા**—હા હા, બહુ દિવસથી તમારા મોંનાં ખાંયણાં સાંભળ્યાં નથી. માટે એ જ બોલો.

**વિજયા**—(ગાય છે)

**ખાંયણાં.**

આ જગમાં ઝાઝા જન ભુંડા દીસે,
એકબીજાની રીસે, કે કલેશ જગાવતા.
દુર્જન કોનું રૂડું દેખી ન ખમતા,
હર બહાને જઈ દમતા, કે સજ્જન સર્વેને.
સજ્જન કોનું ભુંડું ન મનમાં તાકે,

પરમેશ્વરને ધ્યાકે, કે સૌનું શુભ ચહે.
કાળ જગત્‌ની કેડે શત્રુ મોટો,
તેથી સુખનો તોટો, કે સર્વે જીવને.
આ તન તો છે હાડમાંસનો માળો,
મમત્વ[1] ભાવે ન ભાળો, તો મુક્તિ સ્હેજ છે.
[2]મોયાવી મન માયાવિણ નથી રહેતું,
વિષયવિષે જઈ વહેતું, ને દુઃખ બહુ આપતું.
ધનને ધામ તો જ્યાંનાં ત્યાં પડી રહેશે,
ધર્મ જ સંગે વહેશે, તેને નવ છોડીએ.
ધર્મવડે જન 'દેવલોકમાં મ્હાલે,
નરકવિષે લઈ ઘાલે, અધર્મી જીવને.
ધર્મથી આ જગ સઘળું ઉભું જાણો,
તેવિણ રંક ને રાણો, કે સર્વે શમી જશે.

**ભાગીરથી**—વાહ ! બહુ જ સુંદર ને સમજવાસરખાં ખાંયણાં કહ્યાં. હવે તો સૌ ઉઠો, ઘણું મોડું થયું છે. ( સૌ વારા ફરતી ઉઠી જાય છે. )

**કમળા**—( ઘેર જતાં રસ્તામાં વીજળીને ) અલી ! આજે પણ સારી રમુજ પડી હો. આજ તો વળી પેલી ગંગા ને ગોદાવરી બે નવી પહેલવેહેલી જ આવી'તી. જણાય છે બંને સમજણી, નહિ ?

**વીજળી**—બાઇ ! ખરો અનુભવ તો ઝાઝો સહવાસ થાય ત્યારે. હાલ તો સારાં જણાય છે.

**કમળા**—( પોતાને ઓટલે ચઢતાં ) અલી પરવારીને મને વખત થાય ત્યારે પાછી જરા ચેતાવજે હોકે !

**વીજળી**—આ હમણાં તો ઘરમાં જઈને શાક મુકવા દેવતા ચેતાવું, ને પરવારીને પછી તને ચેતાવીશ ! ( હસીને બંને જાય છે. )

**કૃષ્ણદાસ**—( કચેરીથી આવીને ઉપરથી ) એ નીચેથી પાણી પીવાનો લોટો ભરી લાવ તો જરા. ( ચંદન લોટો ભરી લાવીને મુકે છે ને બોલ્યાવગર ઉભી રહે છે. કૃષ્ણદાસ પાણી પી રહીને ) બેસ બેસ, ને પેલો પાનનો વખોરો લઇને પાન તો બનાવ.

---

૧ મારૂં, મારૂં એમ માની રહેવું તે. ૨ વિષયમાં પ્રીતિવાળું.

**ચંદન**—મારા હાથનું કરેલું પાન ખપશે? પાછળથી પાછા વાંધા વચકા ન પડે!

**કૃષ્ણ૦**—લે લે છાની માની કર હવે. ગઈ વાતને પાછી શું કરવા સંભારે છે ઘડીએ ઘડીએ?

**ચંદન**—( બેશીને પાન કરતાં કરતાં) ઘડીએ ઘડીએ શેનું! આખો દહાડો ગયો ત્યારે સંભાર્યું! પણ તમને મારી લગારે દયા આવે છે કે અરે! આ બચારીને વગર કારણે હું શા માટે વઢતો હઇશ. હું તમારી જેટલી મરજી સંભાળું છું, એટલી બીજી કોણ રાંડ સંભાળનારી છે?

**કૃષ્ણ૦**—તે વાતની હું ક્યારે ના કહું છું જે? પણ તું મારા સામો જવાબ આપે છે ત્યારે મને કાળ ચઢે છે!

**ચંદન**—તમને કાળ ચઢે ત્યારે તેવું બને, એટલે બીજાને કાળ કેમ ના ચઢે તેનું તોલ કરવું કે નહિ? આપણે બોલીએ એટલું ખરૂં ને બીજા બોલે તે તો ભાજીમૂળા કેમ? એ ન્યાય સારો!

**કૃષ્ણ૦**—તું જાણે છે કે મારો મિજાજ ઘણો ખરાબ છે. ગયો કે પછી હું સગા બાપનો નહિ. તેમ છતાં તું વખત સંભાળી કેમ નથી લેતી? સવારમાં લગાર મિજાજ બહાલ થાય ત્યાંસુધી તારે લગાર સંભાળવાનું. પછી ગમે તો તું મને બે ઠોંસા મારે તોપણ હું બોલું એવો નથી.

**ચંદન**—એ તો 'રાખપત તો રખાપત.' તમે મારો સંભાળો તો વખતે હું તમારો સંભાળું. બાકી તમારા ઘરમાં આવી છું તે દહાડાથી તો તમારો મિજાજ સંભાળું છું. પછી તે શું મરૂં! ને તમે નથી જાણતા કે મારા બાપને ઘેર પચાસ માણસ છે, પણ તે બધાં મારો મિજાજ સંભાળે છે. હું ફાટી તે વખત કોઇની નહિ. ભલા ધનંતરને પણ ફેં ફેં પોકરાવું તો વળી તમે તે કોણ? પણ મારાં માબાપની લાજ ને મારો ધરમ સમજીને તમારી મરજી સાચવું છું. તેમ તેમ તો મને છેક જ તમે તો લબડધક્કે લેવા માંડી! પછી તે મારાથી કેમ સંખાય? મેં તો જનમથી કોઇનો બોલ સાંખ્યો નથી. ફુલની પેઠે મારાં માબાપે મને રાખી છે. તમારી પેઠે ઠેંસલા ખાઇને રોડાંની પેઠે અથડાઇને હું કાંઈ ઉછરી નથી! જુઓ વળી સહેજ વાત કરતાં ગુસ્સે ન થતા. તમે બોલાવો છો ત્યારે ખરા બોલ ઉકળાટથી બોલું છું. બાકી તમે મારા માંથાના મુગટ છો, ને હું તો તમને રાજાથીએ આલે ગણું છું. હું કંઈ તમારાવિના બીજા અફલાતુનના બેટાને પણ ધરાવતી નથી. સમજ્યા કેની?

**કૃષ્ણ૦**—જો! આ વખત હું ગુસ્સો નથી કરતો, પણ મહીં મહીંથી તારા બોલ એવા નીકળે છે કે જાણે કલેજું કાપી નાંખે છે. પણ હું પાછો ગમ મારી જાઉં છું કે હશી, છેક એના જેવું ન થવું. પણ આ-

ખરે તું મોંમાં આંગળાં ઘાલીને બોલાવે છે ત્યારે જ હું બોલું છું. પણ જો તારે તો ઉલટું મને સારૂં લાગે એવું બોલીને મને રાજી રાખવો જોઇએ. તારા વાસ્તે હું મારી જાત તોડી નાંખું છું તેનો વિચાર રાખવો જોઇએ. તારાં માબાપે ગરીબ ઘેર આપી પણ સુખવાસ્તે આપી કે દુઃખવાસ્તે ?

**ચંદન**—સુખવાસ્તે આપી છે, માટે જ કહું છું કે તમે મને ચાકરડીકરતાં પણ નબળી કરી લેખવો તે કેમ ખમાય ? સવારમાં તમે મોડા ઉઠો ને તેનો ગુસ્સો મારા ઉપર કાઢો, એ કોના ઘરનો ન્યાય ? મારી કસુર હોય તો બોલો. પછી ખરી વાતે મને બળાપો થાય, ને તમને ખરા જવાબ આપું, ત્યારે તમને દુઃખ લાગે, એ કંઈ ઠીક નહિ.

**કૃષ્ણ૦**—હશે, આજનું મારૂં બોલવું મનમાં રાખીશ નહિ, અને હું પણ ભૂલી જાઉં છું. અને હવે પછી તું પણ વિચારીને ચાલજે, અને હું પણ વિચારીને બોલીશ. વખતે ભૂલ થાય તો મને ચેતાવજે.

**ચંદન**—( લગાર મોં મલકાવીને ) પોતાની મેળે ભૂલ કરવી ને પછી માફી માગવી એ તે ચતુરનું કામ કહેવાય કે ? ( એમ બોલતાં પાન આપે છે ) લ્યો, આ હું કુળવાન્‌ની દીકરી છું, તે તમને આ પાન આપીને રાજી કરૂં છું, એટલે હવે મારા બોલ્યાનું પણ તમે મનમાં વેર રાખશો નહિ. ખરૂં જોતાં તમારે તો મારા ઉપર દયા રાખવી જોઇએ. કેમકે મારૂં લાલનપાલન કરવાસારૂ જ મારાં માબાપે હું મોંઘી દીકરી તમને આપી છે.

**કૃષ્ણ૦**—જો તું મનમાં સમજતી હોય તો તો હું તારા ઉપર ઘણી જ દયા રાખું છું, તે તું જાણે. હું મારે મોંઢે કહું તે શા કામનું ? આજ આખો દિવસ મારો કાળજેવો ગયો છે. કામકાજમાં કંઈ ચિત્ત લાગે નહિ, ને ઘડી ઘડી એમ થાય જે ક્યારે જઇને એક વાર એનું સમાધાન કરૂં. લે, ગઈ વાત સંભારવી નહિ. નીચે જઇને વાળુની તૈયારી કર, એટલે હું આવું છું. ( ચંદન જાય છે, ને પછી એ પણ વાળુ કરવા જાય છે. )

**વીજળી**—( પરવારીને કમળાને ) કેમ અલી ચેતી કે ? વળી કહેશે કે મને ચેતાવી નહિ !

**કમળા**—અરે હું તો તારા પહેલી ચેતી છું. મારા એ તો પાન ખાઇને ગયાએ ખરા કે ચાલો જરા વહેલા જઇને બાળમુકુન્દદાસપાસે બેશીશું, એટલે વખત થશે. હવે તો તારી વારે વાર છે.

**વીજળી**—આ મારી પ્રાણકોર પાડોશણ પરવારે એટલે જઈપ-હોંચીએ. હજી વખત પણ થાય છે.

( બાળમુકુંદદાસ પાથરણું પાથરીને બીજા આવેલા માણસોસાથે વાતો કરતા બેઠા છે; એટલામાં વીજળી, પ્રાણકોર, કમળાવિગેરે આ-વે છે તેમને જોઈ)

**દાસ**—કેમ વીજલી! હવે ટમને બડાબડ સવાડ લાગે છે કેની?

**વીજળી**—સવાદ લાગ્યાપાકી તે કોઈ આવે? એ સૌ તમારાં રૂડાં વાનાં છે. સૌને આ સુખ મળ્યું છે તે તમારાં પુનપરતાપ. તમારા આ ગુણનો બદલો અમારાથી શું વળવાનો છે! પણ હશે તમે મોટા છો, ને મારે તો બનેવી છો, એટલે કંઈ લોક નથી કે સપાડું ચઢવાનું છે!

**દાસ**—( હેં હેં હેં એવા સ્વરથી હસીને ) અડે એ સું બોલો છો! ટમે કંઈ અમાડે લોક છો? એમાં કોને ઉપકાડ કડવાનો છે. સૌ બેસો આનંડમાં. પડમેસડના પડટાપ. જે લાવો લીઢો ટે ખડો છે. આ કાચી કાયાનો કંઈ ભડોંસો નઠી. કેમ વિથ્થલજી! બોલ્યા નહિ?

**વિઠ્ઠલજી**—ના તે ખરૂં કહો છો. હાથે તે સાથે. જે કંઇ આ શ-રીરથી સારૂં કામ થયું તે જ ખરૂં છે.

**દાસ**—અડે વિથ્થલજી! માડે એક વાટ પુછવાની છે. ટમે જો ટેનું નિડાકડન કડી આપો ટો થીક જ છે, નહિ ટો પછી ભતજી માડા-જને સડમ આપવો પરસે.

**વિઠ્ઠલજી**—લોને આ ભટજી મહારાજ પધાર્યા. હવે કાઢો એ-ટલે તે વાતનું સૌ સાંભળતાં હમણાં જ નિરાકરણ[1] થઈ જશે. એટલે પ-છી બે જણને જુદો શ્રમ નહિ પડે. ( મનોહર આવે છે, ને સૌ ઉ-ઠીને તેમના આસનપર બેઠા પછી બેસે છે. )

**દાસ**—માડા મનમાં આ વાટની ઘના ડારાઠી સંકા ટો હટી જ, પન પડસંગ પાકી યાડ આવતું નો'ટું. આજે સવાડના બીજા પોડમાં સુમાડે ડસ અગીયાડના આસડામાં આપના મોલ્લામાં એક મોતો તંતો ચાલેલો, ટેમાં એક ટડફ્ટી ધુંધીઆના ઢડમની, અને બીજી બાજુઠી આ-પના પુસ્તીમાડગની એતલે વિસ્નવની બાયદી હટી, અને માંહોમાંહે સાડી પેથેમ ચાલેલું. ટેમાં એ વાટ ચાલી કે એકબીજાના ઢડમને ગા-લોના વડસાડ વડસાવ્યા. સાંભલજો માડાજ! હો. મડદ ટો કોઇ ઘેડ

---

૧ સમાધાન, ફડચો.

નો'ટા. હવે રાંદાએ ઘેડેઘેડ ઉસ્કેડની કડી છે કે આપના ઢડમવાલાને ગાલો ડીઢી, માતે એને રાંદને મોલ્લાવાલાએ મલીને પુછવું જોઇએ. હવે માડે ટા પુછવાનું એતલું જ કે ખડા ઢડમ ટે કયો હસે. હમાડા લોક જાને, કે નાવું, ધોવું, પવિટડાઇ પાલવી એમાં જ કલ્યાન છે, અને એમના ઢડમમાં બઢું ઉલતું જ કલ્યાનનું કાડન કહ્યું છે. હવે એમાં ખડું સું? એ વાટની ડયા ઠવી જોઇએ. ભતજી માડાજ! આ વાટનું સમાઢાન કડો.

**મનોહર**—જુઓ દાસ! જેને કલ્યાણુ જોવાનું છે, તેને તો ગમે તે ધર્મમાં પણુ જણાશે. આ જગત્‌માં જેટલું ધર્મરૂપે સત્શાસ્ત્રોમાં જણાવી ગયા છે, તેમાં લગાર પણુ ખોટું નથી. બધા ધર્મ મૂળ સત્શાસ્ત્રપ્રતિપાદિત[1] છે. કારણુ કે દરેક ધર્મ મુખ્ય એક ખરા મુદ્દાઉપર ચાલે છે. આથી એકે ધર્મ ખોટા નથી. જુઓ આપણા શ્રીવેદવ્યાસજીએ શ્રીકૃષ્ણુપરમાત્માના મુખનાં વદેલાં વચનો જે ભગવદ્‌ગીતામાં પ્રકટ કર્યાં છે તે મૂળ વેદનાં ઉપનિષદ્‌ના સારરૂપ છે. તેમાં ભગવાને અર્જુનને બોધ કરતાં છેવટે જ્ઞાનનો ઉપદેશ કરવાનો આરંભ કર્યો, ત્યારે તેરમા અધ્યાયમાં જ્ઞાનરૂપ સાધનો એટલે જે લક્ષણો સિદ્ધ કરવાથી પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન થાય છે તે સઘળાં લક્ષણોનો થોડામાં સમાવેશ કરીને વીશ સાધનો નક્કી કરી કહ્યાં છે. તેમાં આ સઘળા ધર્મોનો સમાવેશ થાય છે. માટે એ શ્રીમુખનાં વચનમાંથી પ્રમાણુરૂપે એક શ્લોક જેમાં તેમાંનાં નવ સાધનો આવી જાય છે તે અહીં તમારા આગળ કહીને પછી તેમાંથી જ આ તમારા તથા જૈનધર્મના ખરાપણુાવિષે કહું છું, સાંભળો.

**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥**

**અર્થ**—એક તો **અમાનિપણું**—ત્યાં 'હું મોટો ભક્ત છું,' 'હું પુણ્યવાન્ છું' એ વિગેરે અનેક વિચારોથી પોતે પોતાનામાં શ્રેષ્ઠ ગુણોનો આરોપ[2] કરવો, તેને માનિપણું કહીએ છીએ; તથા 'હું કાંઈ જ વસ્તુ નથી,' 'મારે જે સત્કર્મ કરવું જોઈએ તેના પ્રમાણુમાં મારાથી કાંઈ જ બની શકતું નથી,' એ પ્રકારે પોતાની દીનતા માની લેવી તેને અમાનિપણું કહ્યું છે.

૨ **અદંભિપણું**—એટલે દ્રવ્યાદિ ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિમાટે અથવા લોકો આપણુને મહાત્મા, સાધુ માની આપણી પૂજા, સેવા કરે, તથા તેપ્રમાણે માન આપે એટલા માટે, અથવા લોકોમાં આપણી કીર્તિ

---

૧ સત્શાસ્ત્રમાં કહેલા. ૨ નહિ છતાં છે એમ માની લેવું.

વધે એટલા માટે, જાતજાતના વેષ ધારણ કરીને તથા યુક્તિવાળાં વ-ચનો બોલીને, તથા એશિવાય વિવિધ કાપટ્ય કરીને લોકોના આગળ પોતાની મહત્તા[1] બતાવવી તેને દંભ કહીએ છીએ, અને તેથી રહિતપણું તેને અદંભિપણું કહીએ છીએ.

**૩ અહિંસા**—મન, વાણી, તથા શરીરનાં કર્મોવડે કોઈપણ પ્રા-ણીના અંતઃકરણમાં દુઃખની ઉત્પત્તિ ન કરવી તે.

**૪ ક્ષાંતિ**—દુષ્ટ પુરૂષો આપણને ક્રોધ આવે એવી રીતે આપણી સાથે વર્તે તોપણ આપણા અંતઃકરણમાં ક્રોધ ન આવવા દેવો, પણ નિ-ર્વિકાર ચિત્તથી સહન કરવું તે. અથવા ચિંતા કે વિલાપ કર્યાવિના આ-ધ્યાત્મિક[2] દુઃખોને સહન કરવાનું સામર્થ્ય તે.

**૫ આર્જવ**—સ્વધર્મમાં મન, વાણી તથા શરીરની સદા એકસ-રખા પ્રકારની પ્રવૃત્તિ રાખવી તે, તથા પોતાના મનમાં જેવું હોય તેપ્ર-માણે જ બહાર વ્યવહાર કરવારૂપ જે અકુટિલતા[3] તે, અર્થાત્ અન્ય પ્રાણીની વંચના[4] ન કરવી તે.

**૬ આચાર્યોપાસન**—બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા આચાર્યની શ્રદ્ધાભક્તિપૂર્વક પૂજા નમસ્કારવિગેરે ક્રિયાઓથી સેવા કરવી તે.

**૭ શૌચ**—એટલે શુદ્ધિ. ત્યાં શૌચ બે પ્રકારનું છે. એક તો આં-તર શૌચ, તથા બીજું બાહ્ય શૌચ. વિષયોવિષે દોષદર્શનરૂપ વિરોધી[5] વાસનાઓવડે અંતઃકરણના રાગ, દ્વેષ, લોભ, મોહ, ગર્વ તથા કઠોરતા-વિગેરે દોષોને જે ધોવા તે આંતર શૌચ કહેવાય છે. જળ તથા માટીવડે શરીરના મળોને ધોવા તે તથા નહિ અડકવાના પદાર્થોને ન અડકવું, નહિ ખાવાના પદાર્થોને ન ખાવા, તથા ન ગ્રહણ કરવા યોગ્ય પદાર્થને ન ગ્રહણ કરવા એ બાહ્ય શૌચ કહેવાય છે.

**૮ સ્થૈર્ય**—મોક્ષના સાધનમાં પ્રવૃત્ત[6] થયેલા પુરૂષને અનેક પ્રકા-રનાં વિઘ્ન આવે તોપણ તે ઉદ્યમનો પરિત્યાગ ન કરવો, પણ ઉલટું અધિક પ્રયત્ન કરવું તે; તથા મનનો નિગ્રહ[7] કરીને મોક્ષની ઇચ્છાથી તે મ-નને શ્રવણાદિ[8] સાધનોમાં નિશ્ચલ[9] સ્થાપવું તે.

---

૧ મોટાઈ. ૨ વાત પિત્ત તથા કફના વૈષમ્યએ કરીને થતાં તાવ-વિગેરેનાં શરીરસંબંધી દુઃખ તથા કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઈર્ષા વિષાદાદિથી થતાં આધિરૂપ મનનાં દુઃખ. ૩ સરળતા. ૪ છેતરવું તે. ૫ વિષયપ્રતિ જનાર વૃત્તિને અટકાવનાર સંસ્કારો. ૬ યત્ન કરનારા. ૭ નિરોધ, મનને મારવું તે. ૮ સત્શાસ્ત્રોને સાંભળવાં, તથા સાંભળેલું વારંવાર વિચારવું વિગેરે સાધનો. ૯ અડગ.

**૯ આત્મવિનિગ્રહ**—વિષયભોગની વાસનામાં ગ્રસ્ત[1] થયેલાં અંતઃકરણ, તથા ઇંદ્રિયોની વિરોધી ક્રિયાઓ કરવામાં થતી સ્વાભાવિક પ્રવૃત્તિને[2] રોકી તે સર્વને મોક્ષના સાધનરૂપ ક્રિયાઓમાં જ જોડવી તે.

આ તે ભગવદ્દગીતાના તેરમા અધ્યાયનો સાતમો શ્લોક છે. એમાં આ મેં ઉપર કહ્યું તેપ્રમાણે ૧ અમાનિપણું, ૨ અદંભિપણું, ૩ અહિંસા પાળવાપણું, ૪ સઘળું સહન કરવાપણું, ૫ કુટિલતારહિત સરળપણું, ૬ આચાર્યની સેવામાં તત્પરપણું, ૭ પવિત્રતા રાખવાપણું, ૮ ભક્તિ તથા ધર્મ પાળવામાં નિશ્ચલપણું, અને ૯ અંતઃકરણ તથા ઇંદ્રિયોને વશ વર્તાવવાપણું એવાં નવ સાધનો કહ્યાં છે. એમાં જ તમારા પૂછેલા બંને ધર્મોના મુદ્દા આવી ગયા છે, એટલે હવે બધાં સાધનને આ જગાએ કહેતો નથી. કારણ કે તેમાં વખત ઘણો જાય એમ છે. વળી નવરાશે મને પુછજો, એટલે બાકી રહેલાં સઘળાં તમને વિસ્તારથી કહી સંભળાવીશ. જુઓ ! આમાં જૈન લોકોની અહિંસા આવી, તથા તમારે પાળવાનું શૌચ પણ આવ્યું. એટલે મારાથી વગર લેવે દેવે કોઇના પણ ધર્મને ખોટો કેમ કહેવાય ? માટે સૌએ પોતપોતાના ધર્મને પાળવો, અને બીજાંના ધર્મની નિંદા કરવી નહિ, એ સારૂં લક્ષણ છે. પછી સાર અસાર તો આખા સંસારમાં ભળેલું છે. તેથી ધર્મના, ઘણા દહાડા ચાલેલા પ્રવાહમાં મોટો સમુદાય થવાથી એકબીજાને સ્વભાવથી વિરોધ આવે છે, ને ક્લેશ વધે છે. પણ વિવેકી માણસોએ તો કોઇની જોડે ધર્મની વઢવાડ ખોટી ન કરવી. ખરી વાતે કહેવામાં દોષ નથી. માટે સારા વિદ્વાને એ ઘડી ધર્મ અધર્મનાં સ્વરૂપવિષે ચર્ચા કરવી, પણ એકબીજાનાં મિથ્યા છિદ્ર જોઈ વઢવાડ વધારવી નહિ. અને બૈરાંનો તો સ્વભાવ છે કે વઢવાડનો પાયો ગમે ત્યાં રોપે, અને લઢતાં લઢતાં ગમે ત્યાં જાય. માટે ડાહ્યા પુરૂષે વિચાર કર્યાવિના સ્ત્રીની લઢાઇએ લડવું નહિ. કેમ સમજ પડી ?

**દાસ**—માફ કરજો. મેં વચમાં વિઘ્ન નાંખીને કઠામાં અતકાવ કડચો છે !

**મનોહર**—તેની કંઈ ચિંતા નહિ. કંઈ પુછવાજેવું હોય તે પુછવું એમાં કાંઈ દોષ નથી. આ વાત પુછવાજેવી હતી ને તે પુછી તે તો સારૂં જ કર્યું. પણ આજથી તમને કહી મુકુંછું કે કોઈ પણ માણુસ આપણી અથવા આપણા ધર્મની નિંદા કરે તો તે માણુસ જોઇને તેનાથી વાત કરવી. સમજાવ્યું સમજે એવું હોય તો તેને સમજાવવું, નહિ તો

---

૧ બંધાઈ ગયેલાં. ૨ ગતિ.

આપણે તેનાથી દૂર થઈ જવું. પણ રીતસર શીખામણ આપે તો તેને નિંદા સમજવી નહિ, અને વિચાર કરીને આપણા મનને સમાધાનમાં રાખવું. મનમાં ક્લેશ કરવો નહિ. જુઓ, આખા જગત્નો ધણી પ-રમેશ્વર છે, તોપણ સર્વશક્તિમાન્ પરમેશ્વર તેના ઉપર ક્રોધ કરીને ત-રત કાંઈ પણ સજા કરતા નથી, તો આપણે કાંઈ ઈશ્વરથી તો મોટા નથી, જે આપણી કોઈ નિંદા નહિ કરે. અને મોટા હોઇએ તોપણ ન માન-નારના મનથી તો કંઈ મોટા નથી, તેથી સમજીને સમાધાનમાં રહેવું. અને તેનાં નઠારાં કર્મનું ફળ ઈશ્વર તેને ખરે સમયે આપશે એમ જાણવું.

**દાસ**—અડે માડાજ ! ધનું સાડું ઠયું જે આજે આ વાટ નીકલી. માડો સભાવ ઘનો જ નઠાડો છે, ને નાડાન છે, ટે લગાડ કોઈ આપની કઠાની બાબટ કે ખાસ ટમાડા સંબંઢમાં કાંઈ બોલે છે કે ટડટ નખઠી સી-ખાસુઢી ચાતકો લાગે છે, અને પછી સાલું બોલ્યાપાકી છુતકો ઠટો નઠી. સાચું પુછો ટો પડમ ડારે માડે એક ભલા માનસસાડે ડુકાને વાટ ઠયેલી. ટેના લગાડ વિડોઢી બોલવા ઉપડઠી ટાં ને ટાં જ બે ચાડ વાટ ટો સંભલાવેલી, પન પાછું આખી ડાટ એની વાટ મનમાં આવટી'ટી. ને કાલ વાનાના પોડમાં પન ઘની અકલામન ઠઇ એતલે ટે ભલા માનસને બે ચાડ સુકન મુખમાંઠી નીકલી ગયા. પન સાબાશ છે, ( ચંચળાતરફ હાથ કરીને ) આ અમાડાં ઘડનાંને કે એમને ટો ટડટ જ કહી ડીઢું કે 'અડે ! અડે ! આ વાનાના પ્હોડમાં એ સું ? કોઈ ડારો નહિ ને આજે ! જોજો ! સવાડના પ્હોડમાં કોઈ ટેવા ભલા માનસનું નામ ના ડેટા. આપને સું. પાપી હસે ટે પોટાને પાપે લેવાસે.' પછી હું પન ગમ માડી ગયો. ઢન છે એમનાં માટપિટાને ! કે માડા કડટાં પન એમના મનનો સુઢાડો ઘનો સાડો ઠયો છે. પન આજઠી આ ગાંથ વાલી કે કોઇને પન કવડટો સુકન બોલવો નહિ. પછી જે ઠનાડ હોય ટે ઠાવ. કેમ માડાજ ! એ જ કે બીજું કંઈ ?

**મનોહર**—ના એ જ. હશે, ચાલો હવે આજે લગાર તમે વ-હેલા આવ્યા તેનો આ બદલો વાળ્યો કેમ ? બાકી હજી આપણો રો-જનો વખત તો હવે થાય છે, નહિ ?

**દાસ**—ભતજી માડાજ ! ટકસીડ માપ છે. હમે ટો સ્વાડઠી છીએ ટે ઘના વેલા આવીને ટમને ડુખ ડઇએ છીએ, પન સાચું પુછો ટો વાલું પાની ઠયાં કે ઘડમાં જાને કીડીઓ કડ્ડે છ, ને એમ જ ઠાય છે કે ચાલો ક્યાડે જઇને ટાં બેસીએ. ટેમાં વલી કાલની ટો બાડસ ગઇલી, એતલે જીવ પેલી નિજમટિની વાટમાં વલગેલો.

**મનોહર**—એ શું બોલ્યા દાસ! આ ઘર તમારૂં જ છે. તમારી ઇચ્છા થાય ત્યારે પધારો, બેસો, એમાં અમને દુઃખ શેનું છે?

**વિઠ્ઠલજી**—ધન્ય છે દાસને! આ દસ બાર દિવસમાં તો જાણે તે દાસ જ નહિ. જમીન અસ્માનનો તફાવત એમના બોલવામાં, ચાલવામાં, રીતભાતમાં થઈ ગયો છે! ખરે, કોઈ જબરા પુણ્યનો ઉદય થયો છે.

**મનોહર**—તેવિના એમ બને નહિ. બાકી માણસોનો કંઈ જગત્માં તોટો નથી. પણ આવા પુરૂષ તે વિરલા જ દેખાય છે કે જેને પૈસા ટકાનું, શેઠ પટલાઇનું કે કોઈ વાતનું પણ અભિમાન જ નહિ. મોટાજોડે મોટા, બાળકજોડે તેવા, સૌથી હસીને બોલવું; પાંચમાં બેસે તો સૌને આનંદ કરાવીને ઉઠે. જેના ઉપર ઇષ્ટની કૃપા હોય તેને જ સવારના પ્રહરમાં એમના જેવાનું મુખ જોવા મળે; સત્ય કહું છું હો વિઠ્ઠલજી! આ એમને મોંઢે કંઇ એમની સ્તુતિવાસ્તે નથી કહેતો. વારૂ, હવે કથા ક્યાંથી રહી છે તે કોઇને સ્મરણમાં છે?

**દાસ**—એ ટો આપના વિથ્થલજીવગડ બીજાના આસડા નહિ! સાઢાડન ટો સૌને યાડ ખડું, પન મુદ્ધાવાડ વચન સંભાડીને કહેવાં ટે ટો એમનું જ કામ. ઢન છે એમની બુડ્ઢિને! અને હું ટો કહું છું કે ખુડબાન છે એમની ઢાડનાસકિટને, કે માડા સાહેબ! જેમાં એક હડફ્સડખાનોએ ફેફાડ નહિ! કેમ માડાજ! ખોતું કહું છું?

**મનોહર**—ના દાસ! તમે કહો છો તેમ જ છે. મૂળે શંખ ને વળી દુધે ભરયો, એટલે તેમાં શેની કસર હોય? વિઠ્ઠલજી જાતે બ્રાહ્મણ અને વળી બુદ્ધિમાન્ તથા વિદ્વાન્ એટલે શું પુછવું?

**વિઠ્ઠલજી**—કાલે તો છેવટમાં એ આવ્યું હતું કે પાકી બુદ્ધિવગર માણસને વિવેક તથા અનુભવ આવતો નથી, અને ઘણું કરીને પુખ્ત વયવિના પાકી બુદ્ધિ થતી નથી, માટે હે સ્ત્રી! તારી આ પ્રથમ વીશી છે તેથી તારી કાચી બુદ્ધિ છે. તને અનુભવ ઓછો હોવાથી વિવેક પણ ઓછો છે, માટે તું સ્ત્રીઓની પ્રધાનતા[1] ગણે છે, પણ તેમ નથી. વળી તું તર્ક કરવામાં કુશળ છે, કુળવાન્ની દીકરી છે, વસ્તુને ખરી રીતે જાણવાની તને હોંસ છે, માટે તું ધીરે ધીરે સારૂં સમજી શકીશ. પણ આજે તો આપણે ઘણી વારથી વાર્તા ચાલે છે, માટે હવે બંધ રાખીશું. કેમકે વખતે વધારે વિવાદનો[2] પરિણામ કલેશ થાય છે. તેથી જો તેમ થાય તો વિના કારણ આપણા સુખનો આધાર જે પ્રેમ છે, તેનો ભંગ થઈ

૧ મુખ્યપણું. ૨ તકરાર.

જાય. માટે આજે તો આપણે કામે લાગો. વળી કાલે આગળ ચર્ચા ચલાવીશું, ત્યાંથી રહ્યું છે.

**મનોહર**—('જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ' બોલીને) પછી બીજે દિવસે તે લક્ષ્મી માતા પોતાની દીકરીઓને બેસાડી બોલ્યાં, હે દીકરી સરસ્વતિ ! હવે બે ત્રણ દિવસમાં તારે સાસરેથી આણું આવીને તને તેડી જશે. માટે તું મારી આપેલી તથા આ આપું છું તે સઘળી શીખામણને ધ્યાનમાં રાખીને ત્યાં એવે પ્રકારે ચાલજે, જે તને તથા અમને ગાળો કે તિરસ્કાર સહેવાની વેળા આવે નહિ. આજે જ ખબર આવી છે કે તને તેડવા માણસો નીકળી ચુકયાં છે, તે એક બે દિવસમાં આવી પહોંચશે.

સરસ્વતી કહે છે, હે મા ! તમે મારી તરફની કોઇ રીતે કાળજી કરશો નહિ. હું તમારા આશિર્વાદથી સૌનું મન સંભાળીને ચાલીશ. પણ હવે પેલી કૌશિકીની વાત મને પૂરેપૂરી કહી દો તો સારૂં. એ સાંભળવાની મને ઘણી ઇચ્છા છે.

લક્ષ્મી માતા કહે છે, હે કોમળ મનવાળી શાણી છોકરી ! હું તને બનતાસુધી તો સંક્ષેપમાં[1] એ વાર્તા પૂરી કહી દઇશ. પણ વાત વધારે લાંબી છે, તેથી નહિ ચાલતાં બાકી રહેશે તો પછી તેનો ઉપાય કરીશું. હવે સાંભળો. પછી બીજે દિવસે તે કૌશિકી કામથી પરવારી પતિપાસે આવીને બોલી, કેમ શી ઇચ્છા છે? આપણે હવે કાલવાળી ચર્ચા ચલાવીશું ? મારા મનમાં એવિષે ઘણા વિચાર આવે છે, અને મહીંથી મને એ વાત નક્કી કરવાની ઘણી હોંસ થાય છે.

ભૂભાસ્કર કહે છે, એ તારી હોંસ જોઇને જ મને ઘણો આનંદ થાય છે. કારણ કે કોઈ પણ માણસ પોતાને નવી જાણવાયોગ્ય વાર્તાને જાણવામાટે રોજ રોજ વધારે હોંસથી યત્ન કરે છે ત્યારે જ તે પરિણામે પોતાની ઇચ્છા સફળ કરે છે. માટે તું જો એવી જ હોંસથી દરેક વાર્તાને જાણવાની ઇચ્છાવાળી તથા યત્ન કરનારી થઇશ તો જાણવાજેવું સઘળું જાણીશ. કાલે અંતમાં તેં કહ્યું હતું તે મારા લક્ષમાં છે, ને તેનું ઉત્તર હું તને આપીશ, પણ તને જે ઉભરો આવ્યો હોય તે એક વાર કહી નાંખ. પછી સારી રીતે હું સમાધાન આપીશ.

કૌશિકી કહે છે, તમે કાલે છેવટમાં કહેલું કે પુખ્ત ઉમરવિના પાકી બુદ્ધિ થતી નથી, તો તેપ્રમાણે તો તમારી ઉમર પણ ત્રીશની ઉપર તો નહિ જ હોય; તો તમારી બુદ્ધિ પાકી સમજવી કે કાચી ? અને તડકો છાયડો તમે ત્રીશ વર્ષનો જોયો હશે તો મેં અઢારેક વર્ષનો જોયો હશે,

---

૧ ટુંકામાં.

તેમાં કંઈ મોટો ફેર પડવાનો નથી. તોપણ થોડો ફેર ખરો. તે તો મારે પણ કબુલ છે. વળી તમે ખરા ખોટાનું તોલ કરવામાં તથા બોલવાના વિવેકમાં મારી ખામી કહો છો, તે પણ હું ઘણે અંશે[1] ખરૂં જ માનું છું. પણ તે દોષ હાલ તરત જ નિર્મૂળ[2] થવાનો સંભવ નથી, માટે તે દોષ આવે તેની આપણી વાતચીતમાં ક્ષમા આપવાનો તમારો ધર્મ છે, તે પાળશો, અને મારી શક્તિપ્રમાણે વિચાર કરતાં તો મને એમ જ જણાય છે કે આ જગત્‌માં સ્ત્રીજાતિની પુરૂષકરતાં ઓછી સત્તા તો નથી જ.

ભૂભાસ્કર કહે છે, જો! પ્રથમ તો તું દરેક વસ્તુના જાણવાજેવા સ્વરૂપને જ જાણતી નથી, તેમ છતાં પણ જાણે તું સઘળું ખરેખરૂં જાણતી હોય એવું પાકું ડોળ રાખે છે, પણ એ દોષ છે. એને જ મિથ્યા અભિમાન કહે છે. મારા કાલના કહેવામાં યથાર્થ[3] સમજ્યાવિના જ પુરૂષ પ્રકૃતિને અધીન[4] વર્તે છે એમ સિદ્ધ[5] કરવામાં કેવળ ખોટી રીતે તર્ક કરી બોલી ગઈ. એ મારા સમીપ[6] બોલી તેની તો ચિંતા નથી પણ કોઈ વિદ્વાન્‌ના સાંભળવામાં એ તારી વાર્તા આવે તો તને કેવળ અજ્ઞાન કહ્યાવિના રહે નહિ. કારણ કે શાસ્ત્રમાં પુરૂષ, પ્રકૃતિ, તથા જીવનાં વર્ણેલાં સ્વરૂપ સમજવામાં મોટા પુરૂષો પણ ગભરાય છે, તેને તું એકદમ વગર વિચાર્યે સેવ્યસેવકસરખા[7] સ્વરૂપમાં નિશ્ચય કરી બોલે છે. આ રીતે તું તારા અજ્ઞાનને તારી મેળે પ્રકટ કરે છે, અને હું ખરાં વચનો કહું છું તેને સમજતી નથી, તથા માનતી નથી, અને સમજવાની આતુરતા પણ દેખાડતી નથી, એટલે હવે તને વધારે શું કહેવું? જો! જીવ, ઈશ્વર અને માયાનાં સ્વરૂપ સમજાવવામાટે જ આ ઋગ્, યજુસ્, સામ તથા અથર્વ એ ચાર વેદ પ્રકટ થયા છે, તથા આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ તથા અર્થવેદ એમ ચાર ઉપવેદ રચાયા છે, તથા નાનાં મોટાં અનેક ઉપનિષદો રચાયાં છે, તથા વેદનાં છ અંગોવિગેરે મોટાં શાસ્ત્રો રચાયાં છે, તથા ભારત અને અઢાર મહાપુરાણ, તથા ઉપપુરાણો પણ રચાયાં છે, અને એવના અસંખ્ય ગ્રંથો જુદા જુદા આપણા ઋષિમુનિઓએ રચ્યા છે, તથા પાછળથી અનેક વિવિધ પંથના સ્થાપનાર પુરૂષોએ રચ્યા છે, તોપણ સર્વ મનુષ્યોને જીવ, ઈશ્વર તથા માયાના ખરા સ્વરૂપનું ભાન આજપર્યંત પણ થયું નથી. હજારો અને લાખો માણસમાં કોઇએકને જ એ જ્ઞાન જેવું છે એવું થયેલું હોય છે. તેમાં તું તારી બુદ્ધિના બળનો વિ-

---

૧ ભાગે. ૨ નાશ. ૩ બરાબર. ૪ તાબે. ૫ શાબિત. ૬ આગળ, પાસે. ૭ શેઠ અને ચાકર, ધણી અને નોકર.

ચાર કર્યાવિના ખોટું ડોળ કરીને મોટા જ્ઞાનીની બરોબરીએ બેસવા જાય છે, તેને હું આંખોવાળો કેમ સહન કરૂં ?

હે બાળકના સરખી ઉન્મત્ત[1] બુદ્ધિવાળી ! કોઇ પણ વિષયમાં ચર્ચા કરનાર સામસામાં માણસોએ કેવા નિયમથી ચર્ચા કરવી તેને પણ હજુ તું બરાબર જાણતી નથી. કોઈ વાર્તા કહે તેને કેમ સાંભળવી તે પણ સમજતી નથી, તો સાંભળેલી વાર્તાની ખરી મતલબ કાઢી લેવાની તો તારામાં ગતિ ક્યાંથી જ હોય ? એ સઘળું છતાં પણ તારો ને મારો સંબંધ એવો છે કે તારા દોષથી લોકોમાં હું દોષવાન્ ગણાઉં, અને તારા ગુણોથી લોકોમાં હું ગુણવાન્ ગણાઉં. તેમ જ આ આપણાં શરીર રહેશે ત્યાં લગી આ તારો મારો સંબંધ કોટિ[2] ઉપાયે પણ છુટવાનો નથી. તેથી તારા સારાપણામાં જ મારૂં સુખ રહ્યું છે. માટે આટલા દિવસથી હું તારા સ્વભાવને મળીને ચાલ્યો તથા વખત બેવખત તને શીખામણ આપતો રહ્યો, પણ તેથી હજી કંઈ સુધારો જણાતો નથી, ત્યારે તને આજે લગાર કઠિણ વચનથી સારી વાર્તાનો બોધ કરૂં છું, તેનું તું દુઃખ માનીશ નહિ. તું મારા સુખદુઃખે સુખીદુઃખી થાય, અને હું તારા સુખદુઃખે સુખીદુઃખી થાઉં એવો આપણો ન છુટે એવો સંબંધ છે. તેથી હવે તું જલદીથી શીખામણ લઇને સારી સમજણવાળી થા. તું સાંભળવામાં તથા બોલવામાં એટલી બધી ઉતાવળી થાય છે કે ખરા ખોટાનું તોલ કરવાનો તને અવકાશ મળતો નથી. કોઈ પણ માણસે ચર્ચા કરતી વખતે સામું માણસ બોલી રહે ત્યાંસુધી તેની સઘળી વાત મુદ્દાસર સાંભળી મનમાં ઉતારતા જવું. વચમાં જ લગાર વાંધો આવ્યો કે બોલવાની તાલાવેલી કરવી નહિ, અને તે માણસ જ્યાંસુધી આગળ બોલે ત્યાંસુધી આપણે આગળ બોલવાની વાર્તાના કોઈ મુદ્દાઉપર[3] લાંબા વિચાર કરવા માંડવા નહિ. કારણ કે આપણને દેખાએલો વિરોધ આગળ તેના બોલવામાં જ છુટી જતો હોય તો આપણા તર્ક મિથ્યા જાય છે, અને વળી સામાનું આગળ બોલવું થાય તે બરાબર સંભળાયાવિના સમજાતું નથી. માટે દરેક માણસે ચર્ચા કરતી વખતે આપણા મનને ધૈર્યવાળું વજ્રજેવું[4] કરવું જોઇએ. એવિગેરે ઘણાં લક્ષણો ચર્ચા કરતી વખતે રાખવાનાં છે, પણ તે કોઈ પ્રસંગે તને પુછશે તો કહીશ. હાલ તો આપણી મૂળ વાતઉપર જ તને સમાધાન આપું છું.

હે સારા સ્વભાવવાળી ! તને બરાબર સુસંગતિથી[5] નીતિ જાણવામાં

---

૧ ઉછાંછળી, અવિચારી. ૨ ક્રોર, કરોડો. ૩ ઉલટાપણું. ૪ કઠિણ, ભેદાય નહિ એવું. ૫ સારી સોબતથી.

આવી નથી, એટલી જ તારામાં ખામી છે; બાકી બીજો ખરેખરો ન છુટે એવો એકે દોષ તારામાં નથી, તેથી જ આટલા દિવસથી હું તને ઘણા પ્રેમથી સંતોષમાં રાખું છું. તને છેલ્લું શીખામણનું વચન એ જ કહેવાનું છે કે આપણી વાર્તા થાય તેમાંથી તરત માઠું લગાડી કલેશ કરવો નહિ, અને જેમ માંખી ચાંદુ જોઇને બેસે તેમ કોઈ મિથ્યા દોષમાં અટકી બેસવું નહિ. કાલે તારા બોલવામાં એવો ભાવ[1] આવ્યો હતો કે સ્ત્રીને સ્થાને પ્રકૃતિ, અને પ્રકૃતિ તે શરીર, અને જીવાત્મા તે પુરૂષ. પછી જીવાત્મા પુરૂષ, પ્રકૃતિ તે શરીર તેની સેવામાં રહે છે, તેથી પ્રકૃતિ એટલે સ્ત્રીજાતિ મોટી, અને પુરૂષ તે સ્ત્રીજાતિનો સેવક હોવાથી ઓછી સત્તાવાળો અને હલકો છે, એમ તારૂં કહેવું હતું. પણ આ તારૂં સમજવું તથા બોલવું કેવળ કાચી સમજણનું છે, તે સકારણ[2] સમજાવું છું, તે તું સાંભળ. પ્રથમ તો તારા કહેવાપ્રમાણે ઘટતું જ નથી. કારણ કે પ્રકૃતિને શાસ્ત્રમાં જડ[3] કહેલી છે, અને પુરૂષને ચેતન[4] કહેલ છે. હવે એ નિયમ જો શરીરને લગાડીએ તો શરીરમાત્ર પ્રકૃતિ છે; અર્થાત્ સ્ત્રી, પુરૂષ, તથા નપુંસકઆદિ સંપૂર્ણ પ્રાણીઓનાં શરીર જડ હોવાથી પ્રકૃતિ છે; અને દરેક શરીરમાં તેને ચલાવનાર પુરૂષ ચેતન છે. આથી તું પણ પુરૂષ છે, અને તારૂં શરીર સ્ત્રી છે, તથા હું પણ પુરૂષ અને મારૂં શરીર સ્ત્રી છે, એમ તારા કહેવાનો અર્થ ઠરયો. જો એમ હોય તો તારા કહેવાથી જ સ્ત્રીને સેવકપણું પ્રાપ્ત થયું. કેમકે આ લોકમાં પ્રત્યક્ષ[5] વ્યવહાર જણાય છે કે રાજા તથા સેવ્ય અંતર હોય છે, અને સેવક બહાર હોય છે. જે જે બહાર હોય છે તે તે અંતરના રક્ષણઅર્થે જ હોય છે, તેથી કિમતીપણું અંતર પદાર્થોનું જ ગણાય છે. આપણે પેટીઓ રાખીએ છીએ તે પેટીઓકરતાં પેટીમાં મુકેલો માલ આપણે પ્રધાન[6] ગણીએ છીએ. એ જ પ્રમાણે અનેક દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે કે દરેક શરીરના ભીતર રહેનાર પુરૂષ મુખ્ય છે, અને બહાર રહેનાર શરીરરૂપ સ્ત્રી ગૌણ[7] છે. વળી આ શરીર છે તે પુરૂષને રહેવાનું સ્થાન છે, એમ પણ તારા કહેવાથી નીકળ્યું છે. તો તેપ્રમાણે પણ ઘરકરતાં રહેનારની કિંમત વધારે છે. ત્યાં વધારે સમજવાનું એ છે જે રાજાના રહેવાના મહાલય[8]માં વાળવાનું, તથા સઘળા પ્ર-

---

૧ મતલબ, સાર. ૨ કારણસાથે. ૩ જ્ઞાનશક્તિવિનાની. ૪ જ્ઞાનશક્તિવાળો. ૫ ખુલ્લો, દેખીતો. ૬ મુખ્ય ઉપયોગનો. ૭ ઉતરતા દરજ્જાની. ૮ મહેલમાં.

કારે સ્વચ્છ રાખવાનું કામ સેવક લોકો કરે છે, રાજા પોતે કરતો નથી, પણ રાજા તો તેમાંનાં સુખનો જાણનારો માત્ર છે, ખરો ભોગવનારો પણ તે નથી, તોપણ બીજાની દૃષ્ટિથી તે ભોગવનારો પણ ગણાય છે; તેમ આ શરીરરૂપ મહેલમાં ચેતન પુરૂષ તો રાજાજેવો છે, અને તે શરીરરૂપ મહેલની સંભાળ રાખનાર અર્થાત્ તારા કહેવામાં આવેલું કે 'એ પુરૂષ જ આ શરીરને નવડાવે છે, ને લુછે છે, ને ખવડાવે છે વિગેરે' તે સઘળું કામ રાજાની અનુકૂળતાવાસ્તે જેમ સેવકો કરે છે, તેમ આ શરીરમાં રહેનાર પુરૂષને માટે તેમાં રહેલા સેવકો એ સર્વ કામ કરે છે, અને ખરી દૃષ્ટિથી ભોગ અને ભોક્તાપણાથી[2] રહિત પુરૂષમાં તેના[3] ભોગવવાપણાની પણ શાબિતી થતી નથી. તોપણ લોકદૃષ્ટિથી જે ભ્રાંત છે તેને માત્ર ભાસે છે. આથી તારા બોલવાપ્રમાણે જ શરીરરૂપ સ્ત્રીને જ્યારે ધણીપણું શાબિત થતું નથી, ત્યારે તે શરીરને સ્થાને ગણેલી સ્ત્રીઓની મુખ્યરૂપતા પણ એ પ્રમાણથી શી રીતે સિદ્ધ થાય? ન જ થાય. હવે ઉપર કહેલી વાર્તાને જ ઘણી સમજવાસરખી અને કઠિણ હોવાથી ફરી સ્પષ્ટ કરીને કહું છું તે સાંભળ.

આ સંસારપ્રપંચ[4] જેના આપણે જોનારા છીએ, તથા તેવા જ બીજા જોનારની નજરથી આપણે તેમની જોવાની વસ્તુરૂપ છીએ, એ સઘળો નામરૂપસમુદાય[5] છે. તેને જ શાસ્ત્રમાં જગત્ અથવા સંસાર કહે છે. ત્યાં પુરૂષ (ચેતન), પ્રકૃતિ (માયા), અને પુરૂષપ્રકૃતિનો સંયોગ એ ત્રણ આ જગત્નું સ્વરૂપ છે. તેમાં આ આપણા શરીરનાં હાડકાં, માંસ, રૂધિર[6], ચામડીવિગેરે સઘળા પદાર્થ છે એ તો પ્રકૃતિ છે, અને એ શરીરમાં રહીને હું છું એવું માનનારો જે અભિમાની છે તે પોતે, તથા તેને સારૂ શરીરમાં રહીને સઘળી ક્રિયા કરનારી વૃત્તિઓસહિત જે અંતઃકરણ કહેવાય છે, તે સઘળું પુરૂષપ્રકૃતિના સંયોગરૂપ છે. અને પુરૂષ પોતે તો શરીરના અંદર તથા બહાર સઘળે વસતો, જોનાર, તથા જાણનારરૂપે નિરાળો છે. હવે ચોકસ વિચારથી જો, કે શરીરનો વ્યવહાર કેમ તથા કોણ ચલાવે છે? પુરૂષ તો નિર્લેપ[7] છે. શરીરનો ધણીરૂપ રાજા તે પુરૂષપ્રકૃતિનો સંયોગ છે. તે સંયોગી કાર્યને જ અભિમાની અથવા જીવાત્મા કહીએ છીએ. અને તે અભિમાનીની અનુકૂળતાવાસ્તે સઘળી

૧ નજરથી. ૨ ભોગવનારપણાથી. ૩ ભ્રાંતિવાળા, અજ્ઞાન. ૪ જગત્રૂપ કાર્ય. ૫ જથો. ૬ લોહી. ૭ જેને કશું વળગે નહિ એવો.

ઇંદ્રિયોના સમુદાયરૂપ આ શરીરગૃહ[1]ને ચલાવનારી બુદ્ધિ[2]આદિ વૃત્તિઓ[3] તે સ્રીરૂપ છે. તે સ્રીરૂપ બુદ્ધિવિગેરે વૃત્તિ જ આ શરીરરૂપ ઘરને અંતર બહાર સાફ રાખવા ઇંદ્રિયોને તે અભિમાનીની પ્રસન્નતાવાસ્તે પ્રેરે[4] છે. અને તે વૃત્તિ તથા ઇંદ્રિયો અભિમાનીને માટે જ છે, કારણ કે અભિમાનીને અર્થે તે વૃત્તિ તથા ઇંદ્રિયો સઘળા વ્યાપારને કરે છે; અને જ્યારે અભિમાની આ શરીરથી જુદો થાય છે ત્યારે એ વૃત્તિઓનો અભાવ[5] થાય છે. તેથી વૃત્તિ, ઇંદ્રિય અને શરીર અભિમાનીની સ્થિતિપર્યંત[6] જ વ્યાપારવાળાં જણાય છે. અને આથી એ તો સ્પષ્ટ જ છે કે અભિમાનીમાટે જ આ વૃત્તિવિગેરેની ઉત્પત્તિ[7] તથા સ્થિતિ છે. હે શુદ્ધ મનવાળી! આ સઘળું કહીને મુખ્ય મતલબ એટલી જ જણાવવાની છે કે મૂળ પુરૂષ તો એક અને સઘળે વ્યાપી રહ્યા છે. તે તો આ પ્રપંચ[8]ના એક પક્ષથી સાક્ષી[9], જ્ઞાતા[10], દ્રષ્ટા[11], સૃષ્ટા[12]આદિ સંજ્ઞા[13]થી ઓળખાય છે; અને બીજા પક્ષથી તો તે પુરૂષ અસંગ[14], નિર્ગુણ[15], જ્ઞાતાજ્ઞાનજ્ઞેય[16]થી રહિત, દ્રષ્ટાદૃશ્ય[17]દર્શન[18]થી રહિત, તથા સૃજાએલા[19] પદાર્થ તથા સૃજવાપણા[20]આદિ ક્રિયાથી રહિત નિર્વિકાર[21] જેમના તેમ સ્થિત[22] છે. અને જે ચેતનાંશ[23] દરેક શરીરમાં વ્યાપક છે તે, અર્થાત્ શરીરસ્થ[24] ચેતન પુરૂષ સાક્ષી ગણાય છે. અને અંતઃકરણમાં રહેનાર ચેતન જે વૃત્તિઉપાધિ[25]વાળું ચેતન પણ પ્રસંગવશાત્[26] કહેવાય છે તે, અર્થાત્ જે જડચેતનના સંયોગરૂપ મનાએલું છે તે, જીવપણારૂપ, અલ્પજ્ઞ[27], અલ્પ શક્તિવાળું, ઉપાધિસંયુક્ત ચેતન જીવાત્મા ગ-

---

૧ શરીરરૂપી ઘર. ૨ નિશ્ચય કરનાર વૃત્તિ. ૩ જેમ જળનો દ્રવીભૂત થવાથી રેલો ચાલે છે, અથવા ધકધકતા શગડીમાં સળગાવેલા કોયલાવચ્ચે કોઈ જાતની જ્વાલા દેખાય છે, તેવો અંતઃકરણનો કોઈ પરિણામ. ૪ કહે છે. ૫ નાશ. ૬ હયાતીસુધી, જીવતાસુધી. ૭ પેદા થવું તે. ૮ સંસારના. ૯ જોનારા. ૧૦ જાણનારા. ૧૧ જોનારા. ૧૨ કરનારા. ૧૩ નામથી. ૧૪ જેમને કોઇનો સંગ નહિ એવા. ૧૫ ગુણવિનાના. ૧૬ જાણવાની વસ્તુ. ૧૭ જોવાની વસ્તુ. ૧૮ જોવાની ક્રિયા. ૧૯ ઉત્પન્ન થયેલા. ૨૦ ઉત્પન્ન કરવાપણું. ૨૧ દોષવિનાના, નિર્મળ. ૨૨ રહેલા. ૨૩ ચેતનનો ભાગ. ૨૪ શરીરમાં રહેલા. ૨૫ માયાના સ્થૂલ અથવા સૂક્ષ્મ પદાર્થ ઉપાધિ કહેવાય છે. વૃત્તિને પણ સૂક્ષ્મ પદાર્થ હોવાથી ઉપાધિમાં ગણી છે. ૨૬ પ્રસંગને લઇને. ૨૭ થોડું જાણનારો.

ણાય છે. તે આ શરીરનો અભિમાની રાજારૂપ ગણાય છે. તેના સઘળા વ્યવહાર સિદ્ધ કરાવવા, અધીનપણે વર્તનારી[2] આ બુદ્ધિ છે તે સ્ત્રી છે, અને તે સ્ત્રી જ પોતાનાં મન,[3] ચિત્તવિગેરે[4] વૃત્તિ, સ્વભાવ તથા ઇંદ્રિયાદિવડે આ જીવાત્મા પુરૂષની સેવા કરે છે. તેથી મૂળ પુરૂષ પણ કોઇનો સેવક નથી, અને જીવાત્મા જે ગૌણપણે પુરૂષ ગણાય છે તે પણ કોઇનો સેવક નથી. પણ એક બુદ્ધિ નામની સ્ત્રી જ આ શરીરઘરમાં સેવકનું કામ કરે છે, અને પોતાના તાબાના સઘળા સેવકોદ્વારા આપણા પતિ જીવાત્મા પુરૂષની પ્રસન્નતા જાળવે છે. તેમ હે કુલવતિ ! આ આશ્રમ એટલે ગૃહમાં પણ પુરૂષ રાજા છે, અને તેનો મુખ્ય પ્રધાનજેવો ખાસ સેવક સ્ત્રી છે, અને બીજું સર્વ તે પુરૂષ તથા સ્ત્રીને માટે છે. તેથી તું આ વાર્તાને બરાબર લક્ષમાં લઇને તારો દુરાગ્રહ છોડી દે, અને પુરૂષનું મુખ્યપણું નિશ્ચય કરી, પોતાના પતિને અનુકૂળ થઇ ચાલનારી સ્ત્રી જ સુખી થાય છે એમ નિશ્ચય કર, તથા તે જ પ્રમાણે ચાલ.

કૌશિકી કહે છે, હે પતિ ! તમે કહેલી સઘળી વાર્તા મેં લક્ષમાં લીધી છે, અને તે હું જાણતી ન હોતી એમ પણ મારાથી કહેવાય નહિ, માટે હું અજ્ઞાન છું એમ તમે જાણશો નહિ. મારી વય, બુદ્ધિ, તથા સમજણ ઓછી છે, એમ તમે માનો તેમાં નવાઇ નથી. કારણ કે તમારા મનમાં મારૂં નીચાપણું શાબિત થઇ ગયું છે. જેના મનમાં કોઇ બાબતવિષે એક જાતનો ખરો અથવા ખોટો નિશ્ચય બંધાઇ જાય છે, તે એકદમ છુટતો નથી, અને તે નિશ્ચય કરનારને એકાએક તે ખોટો જણાતો પણ નથી. એ નિયમથી તમારા મનમાં મારૂં અથવા અમે સ્ત્રીજાતિનું હલકાપણું નક્કી બંધાઇ ગયું છે, તેથી કદાપિ હું દેવતાઓના ગુરૂ બૃહસ્પતિના સરખી વિદ્વાન્ તથા વાણીની ચતુરાઇવાળી હોઉં તોપણ તમે મને પોતાથી ઉત્તમ ગણવાના નથી. પણ એ વાત કંઇ ઘણી સારી ગણાવાયોગ્ય નથી. જો ખરૂં પુછો તો આજના તમારા બોલવાથી પણ મુદ્દે અમે સ્ત્રીઓ જ રાજારૂપ, મુખ્ય, અને કિમતી ઠરીએ છીએ. તમે પ્રથમ જ કહ્યું છે કે 'જે જે વસ્તુ અંતર છે તે તે મુખ્ય છે' તો તે નિયમથી અમે જ શ્રેષ્ઠ છીએ. જુઓ, દરેક ઘરમાં સ્ત્રીઓ જ નિરંતર ભીતરમાં સરખી રીતે રહે છે. પુરૂષો તો ઘણું કરીને બહાર જ હોય છે. કુળવાન્ ધનવાન્ની સ્ત્રીઓ પણ નિરંતર પડદામાં રહે છે. જેથી અંત-

---

૧ તાબામાં. ૨ ચાલનારી. ૩ જાતજાતની ઇચ્છારૂપ સંકલ્પવિકલ્પ કરનાર વૃત્તિ. ૪ અનેક વિષયનું તથા તેની પ્રાપ્તિનાં સાધનવિગેરેનું ચિંતન કરનાર-વારંવાર સંભારનાર વૃત્તિ.

રનો રહેનાર પદાર્થ શ્રેષ્ઠ ગણવાના તમારા નિયમથી અમે સ્ત્રીઓ જ રાજા ઠર્યાં, અને તમે પુરૂષો તો સ્ત્રીને ઘરમાં જોઇતા પદાર્થોસારૂ ઘણો કાળ બહાર જ ફરો છો. આ પ્રમાણે તમે સ્પષ્ટ જ બોલ્યા પણ તેવો નિશ્ચય કરતા નથી, એટલે હવે જુઓ કે ખરો દુરાગ્રહ કોનો છે, તમારો કે મારો? આ પ્રકારે જ્યારે સાચી વાર્તા તમારા સામે બોલું ત્યારે તમે કહેશો કે તું તો માંખીની પેઠે ચાંદુ જોઇને બેઠી, પણ કહેવત છે કે 'ખરી વાતમાં ખાર શો?' અને 'ઉછીતું પાછું આપે એમાં ઉપકાર શો?' માટે હે સર્વ વિદ્યાના જાણનારા સ્વામિ! તમે સ્વામીશબ્દ પુરૂષોમાં વપરાયલો જોઇને જ માત્ર સ્ત્રીઓને નબળી ગણતા હો તો નિરૂપાય છું. પણ ભીતર રહેનાર વસ્તુ શ્રેષ્ઠ, એ નિયમથી તથા મારી સમજણથી તથા આ જગત્‌ના ચાલતા વ્યવહારથી તો મુખ્ય પદાર્થરૂપ અમે સ્ત્રીજાતિ છીએ. આવા મારા ખરા બોલવાથી તમે પણ દુઃખ લગાડશો નહિ, કેમકે 'દાવે આવી સોકટી મારવાનો તો સૌનો ધર્મ છે.' કેમ હવે તમારી ખાત્રી થઈ કેની કે પુરૂષકરતાં સ્ત્રી મુખ્ય; અને ભીતર રહે તે રાજા, અને બહાર રહે તે સેવક, તેપ્રમાણે પણ નક્કી જ ઠર્યું કેની કે સ્ત્રી રાજા, ને પુરૂષ સેવક. ગુસ્સો ના કરશો. કહેવત છે કે 'સાચા બોલી રાંડ સાસરે ના સમાય,' એમ હું ખરૂં બોલનારી છું તે સૌને કડવી ઝેરજેવી લાગું છું. પણ આપણો સંબંધ કાંઇ છુટે એવો નથી તેથી, અને તમે સઘળું જેમ છે તેમ જાણો છો તેથી મારા ખરા બોલવાનું દુઃખ માનશો નહિ.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ! આ પ્રકારનાં વચનોને બોલતી તે કૌશિકી બોલવામાં પોતાની જીત થઈ છે એવું સમજીને લગાર મોં મલકાવા લાગી, અને હસતાં બોલી કે તમારા મુખે તમારો ન્યાય હવે કરો, ને મને કહો કે મોટું કોણ સ્ત્રી કે પુરૂષ? આ વચન તથા તેના હાવભાવ જોઇને તેના ન ઘટે એવા કઠોર સ્વભાવથી મનમાં સંકોચને પામી તે ભૂભાસ્કર વિચારવા લાગ્યો કે જો હું આ સ્ત્રીને ઉત્તર નહિ જ આપું તો એ મને નિરૂત્તર[1] કરી હરાવ્યો એમ જાણી વધારે ઉન્મત્ત થશે. એ નઠારા સ્વભાવની હોવાથી ખરી મતલબને કાઢી નથી લેતી, પણ ખરી વાર્તાને ખોટા રૂપમાં લઈ જાય છે. નહિ તો એની બુદ્ધિ વખાણવાસરખી છે. આ વિગેરે વિચાર કરતાં બોલ્યો.

ભૂભાસ્કર કહે છે, હે ચપળતાવાળી! તું જીતી ગઇ એમ જાણીને મલકાઇશ નહિ. હવેનાં મારાં વચનોને ધ્યાન દઇને સાંભળ. મારા બો-

---

૧ જવાબ ન આપી શકાય એવો.

લવામાં આડે અર્થે તું ઉતરી છે. મેં એક સામાન્ય નિયમ કહ્યો કે ' જે જે અંતર હોય છે તે તે શ્રેષ્ઠ છે ' તેનો તારા બોલવાથી કંઈ ભંગ થયો નથી, તેમ જ મારો મૂળ સિદ્ધાન્ત[1] પણ નબળો પડયો નથી. મારો નિયમ એવો નથી કે ' મુખ્યને અર્થે પણ જે જે અંતર હોય તે તે શ્રેષ્ઠ છે,' અને તેં તો એવા ભાવમાં મારા નિયમને લીધો એ ભૂલ છે. હે સ્ત્રી! અંતર પદાર્થોને તું જ જાણે છે, અને હું નથી જાણતો શું? જો! વિચાર કર કે આપણા શરીરમાં ધાતુ[2] તથા મળ બંને અંતર પદાર્થ છે, પણ અનુકૂળ બળવાન્ સત્તારૂપ હોવાથી ધાતુઓ શ્રેષ્ઠ છે અને મળ નેષ્ટ[3] છે. પણ શ્રેષ્ઠને અર્થે જ નેષ્ટનું સ્થાન અંતર હોય છે. કેમકે ધાતુઓ શરીરને બળ આપવા તથા પોતે શુદ્ધ થવા મળને નિરંતર ત્યજે છે. તેથી અંતરમાં જો મળનું સ્થાન જ ન હોય તો સુખમાં મોટો વિરોધ આવે. માટે ધાતુને અર્થે મળનું અંતરમાં સ્થાન હોવાથી કંઈ મળની શ્રેષ્ઠતા ગણાય નહિ. વળી રાજાના સેવકો તથા શ્વાન[4], માર્જાર[5], તથા મેનાં પોપટઆદિ પક્ષિઓ પણ અંતર હોય છે, પણ તે શ્રેષ્ઠ ગણાય નહિ. કારણ કે તે, શ્રેષ્ઠ જે રાજા તેને અર્થે છે માટે અંતર છે. તેમ જ સ્ત્રી પણ પુરૂષના અર્થે છે, માટે સેવકની પેઠે અંતર છતાં પણ શ્રેષ્ઠ ન જ ગણાય. વળી પેટીમાં પણ રત્નવિગેરે કિમતી પદાર્થ ચીંથરે બાંધી મુકયા હોય છે; તો તે પેટીની અંદર હોવાથી ચીંથરાં પણ શ્રેષ્ઠ ગણાવાં જોઇએ, પણ તેમ નથી. જો રત્નાદિ કિમતી પદાર્થસાથે સંબંધવાળાં ન હોય તો તેવાં ચીંથરાં તો માર્ગમાં રખડતાં નાંખી દીધાં હોય. પણ તે શ્રેષ્ઠને અર્થે અંતર છે, તે પોતે શ્રેષ્ઠ નથી, તેમ હે અબળા! તમે સ્ત્રીઓ પણ પુરૂષને અર્થે ભીતરમાં છો. જો પુરૂષના સંબંધવાળાં ન હો તો તમને કોઈ પણ અંતર રાખે નહિ, અર્થાત્ પુરૂષને અર્થે જ તમારૂં અંતર રહેવાપણું છે. માટે મારા નિયમથી નિઃશંકપણે પુરૂષનું જ મુખ્યપણું સિદ્ધ છે. પણ તારી બુદ્ધિ ઉજ્વળ[6] સરળ પ્રવાહવાળી નથી, પણ વક્ર[7] ગતિવાળી છે, માટે તને ખરા માર્ગનો તર્ક આવતો નથી, પણ તું ઉલટા તર્કને વશ વર્તે છે. માટે હે બુદ્ધિવાળી! તું તર્ક કરવામાં કુશળ છતાં ખરા નિશ્ચયને કેમ કરતી નથી. એ ઉપર કહેલાં કારણોશિવાય બીજા અનેક કારણોથી પણ કોઈ દિવસ પુરૂષકરતાં સ્ત્રીની શ્રેષ્ઠતા ઠરે એવી આશાનો પરિત્યાગ કરીને તું અનુકૂળ વિચારવાળી થા તો તને પ્રીતિવડે

---

૧ સિદ્ધ કરેલો નિશ્ચય. ૨ વીર્ય, મજ્જા, મેદવિગેરે સાત ધાતુઓ. ૩ સૌથી ઉતરતા દરજ્જાના. ૪ કુતરાં. ૫ બિલાડાં. ૬ નિર્મળ. ૭ વાંકી.

હું જાણવાયોગ્ય સાચી વસ્તુને જણાવીશ. અને આ પ્રમાણે જ જો આડો સ્વભાવ રાખી ખોટા તર્ક કરીને મને મિથ્યા શ્રમ આપી મારા વિચાર નિરર્થક[1] ગણીશ, તો ફરીથી તને બોધ આપવાની મને ઇચ્છા પણ રહેશે નહિ, અને તેથી તારા તથા મારા ખરા હિતને હાનિ છે. હે દીર્ઘ[2] નેત્રવાળી! તું રોજ જુએ છે કે આ કચરો આપણા ઘરમાં હોવાથી ભીતર છે, પણ તે શ્રેષ્ઠ નથી. એમ ભીતર પણ દોષરૂપ પદાર્થની શ્રેષ્ઠતા નથી, માટે સારો વિચાર કરીને તું શાણી થા. ન સમજાય તે મને પુછ. હજી પુરૂષની શ્રેષ્ઠતાને શાબિત કરનાર બળવાન્ કારણો ઘણાં છે, પણ થોડાંથી કામ સરે તો વધારેની શી અગત્ય છે, એમ જાણી કહ્યાં નથી. તું આટલાથી સંતોષને પામ, ને ઇચ્છા હશે તો તે અનેક કારણો પણ તને નવૃત્તિએ[3] કહીશ.

કૌશિકી કહે છે. મારો સ્વભાવ આડો છે, હું ખોટા તર્ક કરૂં છું, હું દુરાગ્રહવાળી છું વિગેરે ઘણા દોષ મારે માથે તમે મુકો છો, તે બધા ખરા જ છે, એમ તમે માનતા હો તો તે ખોટું જ છે. કારણ કે હું કાંઇ જાણી જોઇને ખોટા તર્ક કરતી નથી. હું જેને ખોટું માનું છું, તેને ખરૂં કરવાને આડાઇ પકડતી નથી, અને કારણવિના આગ્રહ કરીને વાત કરતી નથી કે 'કારણ કાંઇ નથી તોપણ આ વસ્તુ આ પ્રકારે તમારે માનવી જ જોઇએ;' જેથી હું દુરાગ્રહી પણ નથી. માટે એવા દોષનો રોજ મારામાં આરોપ[4] કરતા રહેશો તો પછી તમારા માનવાપ્રમાણે જ તમારા મનનું ધીરે ધીરે તેવા પ્રકારનું વલણ બંધાઇ જશે. અને પછી ક્રમથી[5] આપણામાં વિરોધ વધશે, ને સુખનો નાશ થશે. માટે તમે મારામાં દોષબુદ્ધિ ખરા કારણવિના વારંવાર કરશો નહિ. તમે મને આડા તર્ક કરવાબદલ ઠપકો આપો છો ખરા, પણ તે આજની વાર્તાના સંબંધે જોતાં ખોટો છે. કારણ કે તમે 'જે જે અંતર હોય છે તે તે શ્રેષ્ઠ છે, પણ તે શ્રેષ્ઠને અર્થે જે જે અંતર હોય છે તે તે શ્રેષ્ઠ નથી' એવો નિયમ કહ્યો ન હતો. જો એમ કહ્યું હોત, ને પછી હું આડા તર્ક કરત તો ઠપકો હતો. પણ તમે સામાન્ય નિયમ કહ્યો, મેં તેમાં દોષ કાઢયો, ત્યારે તમે તેનો અપવાદ[6] કાઢી વિશેષ નિયમ બાંધ્યો, એમાં મારો ગુણને બદલે દોષ લો છો એ કેટલું ખોટું છે. અને જો એ જ પ્રમાણે સઘળી વાતે પાયાવિના

---

૧ નકામા. ૨ લાંબાં. ૩ નિરાંતે. ૪ વાસ્તવે નહિ છતાં છે એમ માન્યા કરવું તે. ૫ ધીરે ધીરે. ૬ બાંધેલો કોઈ સામાન્ય નિયમ જેના ઉપર લાગુ પડતો ન હોય તે.

પણ મને ઠપકો આપી નરમ પાડવી ધારી હોય તો એ કાંઈ મને નરમ પાડવાનો ખરો ઉપાય હું માનતી નથી. મારે તો ખરીવાત શું છે તે ચર્ચા કરીને કાઢવી છે. માટે હવે ખરી વાર્તાથી જ તમે મારા દોષ કાઢજો, અને મને સુધારવી ઘટે તેમ સુધારજો.

ભૂભાસ્કર કહે છે, હે સ્ત્રી! તું તારી પોતાની મેળે જ આપણા પ્રેમનો ભંગ થાય એવાં કઠિણ વચનો બોલે છે. હું સમજું છું કે તારો સ્વભાવ મૂળથી જ એ જાતનો બંધાયો છે, એટલે એમાં તારો વાંક નથી. પણ ધીરે ધીરે સમજવું એ તારૂં કામ છે. કારણ કે હવે તારી ઉમર સારૂં સમજવાલાયક થઈ છે. તું કહે છે કે તમારૂં વલણ એવું બંધાઈ જશે, ને આખરે આપણા સુખનો નાશ થશે, એ ખરૂં છે; પણ મારૂં વલણ વિના કારણે ઉલટું બંધાઇ જાય એમ નથી. કારણ કે હું દરેક બાબતના ખરા ખોટાપણાવિષે પાછો એકાંતમાં બેશીને વિચાર કરૂં છું. ઘણી વાર હાલમાં મને તારા વિષે વિચાર આવે છે. તેમાં મને તારો બીજો કોઈ મોટો દોષ જણાતો નથી, માત્ર એક એ જ જણાય છે કે તું આપમતીલી છે. પોતે કહ્યું એ ખરૂં, બીજા સાચું કહે તેને વિચાર કરીને માનવું એ તારાથી થતું નથી. આપણા આજના પ્રસંગમાં તું કહે છે કે 'તમે સામાન્ય નિયમ બાંધ્યો તેમાં જે જે શ્રેષ્ઠને અર્થે હોય છે તે તે શ્રેષ્ઠ નથી એવું કેમ નહિ કહ્યું?' પણ તેં એટલી નજર પહોંચાડી નહિ કે એ નિયમ તો મારા બોલવામાં આવી જ ગયો હતો. જો! રાજાના ઘરમાં સેવકો સર્વ ઘરમાં સાફ કરે છે, એવું મેં આગળ કહ્યું છે, તેથી તે અંતર છતાં મેં તેમને મુખ્ય કહ્યા ન હતા. તેમ જ હાડ, માંસવિગેરે પદાર્થો પણ અંદર છતાં એક પુરૂષને જ મેં શ્રેષ્ઠ કહ્યો. એ ઉપરથી જ એવો નિયમ સિદ્ધ થાય છે કે આખું જગત્ માત્ર પુરૂષને માટે છે, ને તેથી પુરૂષવિના તે બધું નિર્જીવ એટલે નકામું છે. આવિગેરે મારા બોલવાથી જો લગાર તેં વિચાર કરયો હોત તો તને તર્ક આવત, પણ તેં આડા તર્ક કરીને ખોટી મહેનત કરી, તથા મને પણ કરાવી. તેથી હવે ફરી તને કહું છું કે તું તારા સ્વભાવને સમજીને ફેરવ, સ્ત્રીજાતિનો ખરો ધર્મ જાણ, તથા સ્ત્રી વિગેરે સર્વ પદાર્થ, પુરૂષવિના તારા તથા ચંદ્રવિનાની રાત્રિજેવા છે એમ નિશ્ચય કર. હે સ્ત્રી! જેમ દીપકવિના ઘર તથા પદાર્થ નિરૂપયોગીસરખા થઇ રહે છે, તેમ પુરૂષવિના સર્વ પદાર્થ અંધકારમાં પડેલા પદાર્થની પેઠે નિરૂપયોગી છે. આ સૂર્યના મંડળવિના જેમ ગ્રહમંડળ રહી શકે નહિ, તેમ પુરૂષવિના આ સર્વ સંસારપ્રપંચ કિંચિત્ કાળ પણ ચાલી શકે નહિ. જીવવિના શરીર, જળવિના જળાશય[1], દેવવિના મંદિર, વિદ્યા

---

૧ કુવો, તળાવવિગેરે જળને રહેવાનું ઠેકાણું.

વિનય વિવેકવિના માણુસ જેમ સુખના સાધનરૂપે શોભતાં નથી તેમ પુરૂષ-રૂપ પતિવિના સ્ત્રી પણ આ જગત્‌માં શોભતી નથી. હે ઋષિપુત્રિ! જેમ અગ્નિવિના યજ્ઞ વ્યર્થ હોય છે તેમ પુરૂષવિના સ્ત્રીજન્મ વ્યર્થ થાય છે. હે અરણ્યમાં[1] ઉછરેલી! જેમ બીજ, કૃષિકાર (ખેડુત) અને મેઘવિના વસુધા (ક્ષેત્ર) નિરર્થક છે તેમ આ લોકમાં પુરૂષવિના સ્ત્રી નિરર્થક છે. મસ્તકવિના શરીર, નેત્ર તથા દાંતવિના સર્વેનાં મુખ, જેમ શોભતાં નથી તેમ પુરૂષવિના સ્ત્રી શોભતી નથી. હે વિચારવાળી! જેમ પુત્રપુત્રીરૂપ બાળકવિના ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ કેવળ શોકનું કારણ ગણાય છે, તેમ પુરૂષવિના સ્ત્રીનો સર્વે સંસાર શોકનું કારણમાત્ર છે. હે ધર્મમાં પ્રીતિવાળી! જેમ જનોઇવિનાનો બ્રાહ્મણ, હથિઆરવિનાનો ક્ષત્રિય, વ્યાપારવિનાનો વૈશ્ય, અને દાસપણાવિનાનો શૂદ્ર, કેવળ અધર્મના કારણરૂપ છે તેમ પુરૂષવિના આ જગત્‌માં સ્ત્રી કેવળ અધર્મના કારણરૂપ છે. વળી પુરૂષ એ જ સંસારમાં સુખમાત્રનો હેતુ છે, તેમ તે ભોક્તા[2] છે. ત્યાં ભોક્તા અને ભોગરૂપ જગત્‌માં સ્ત્રી તથા અન્ય સર્વે પદાર્થ ભોગરૂપ છે, અને પુરૂષ ભોક્તા છે. ભોગવનારવિનાના ભોગ સાર્થક[3] ગણાતા નથી, કારણ કે એમ ને એમ જ વિનાશને પામે છે. માટે ભોક્તાવડે જ અન્ય સર્વે સુખના હેતુરૂપ ગણાય છે. તેથી હે અબળા! જેમ શુદ્ધ રક્ષણ કરનાર રાજાવિનાની પ્રજા નિરંતર ભયદુઃખને પામેલી જ રહે છે, તેમ કુલિન્ પતિરૂપ પુરૂષવિના સ્ત્રીજાતિ નિરંતર ભયદુઃખમાં જ પડેલી રહે છે. જેમ નેત્રમાં રહેલી પુત્તલિકા[4]વિના ડોળા નકામા જણાય છે, તેમ પુરૂષવિના સ્ત્રીઓ નકામી જ ગણાય છે. આશિવાય અનેક દૃષ્ટાન્તોથી પણ પુરૂષથી જ સ્ત્રીઓની શોભા તથા મોટાપણું છે, એમ તને હું સિદ્ધ કરી આપીશ. માટે તું તારો આગ્રહ મુકી દે, અને સઘળી વાર્તાને જાણવાની આતુરતાવાળી થઇને મારી મરજીપ્રમાણે ચાલવાના નિશ્ચયવાળી થા. એમ કરવાથી તું મારી તથા પરમેશ્વરની પ્રીતિનું પાત્ર થઇશ, ને સુખ પામીશ. આટલા દિવસ આપણે કોઇ પ્રકારની તકરાર થતી ન હતી, ત્યારે કેવું સમાધાન રહેતું હતું, અને આજ ત્રણ દિવસ થયાં આ વાદવિવાદ ચાલવાથી, ખરૂં જોતાં આપણે વઢવાડ નથી થઇ તોપણ કેટલું મન એકબીજાથી ઉંચું રહે છે. માટે તું સમજ. કહેવત છે કે 'હાને ને નાને વૈર છે' માટે આપણે એક વિચારથી ચાલવામાં જ સુખ છે. તારા ગુણ જે જે છે તે કાંઇ હું નથી જાણતો એમ નથી. રોજ મારા મનમાં તારાં વખાણ કરૂં છું, પણ ફક્ત આ તારા આડા સ્વભાવથી જ

---

[1] જંગલમાં. [2] ભોગવનાર. [3] સફળ. [4] પુતળી.

તું અપ્રિય થાય છે. આ વચનો સાંભળી કૌશિકી મનમાં ખેદ પામતી, તથા ક્રોધવડે નેત્રને રક્ત[1] કરી ઉંચાં ચઢાવતી આડું જોતાં બોલી કે, હા હા, તમે જે કહો તે ખરૂં, ને મારૂં બધું ખોટું. તમે જે કહો તે જ હું હા હા કહું, તો હું સારી અને ના કહું તો નઠારી; એવી ખોટી હા મેં તો મારા જન્મમાં કોઇને કહી નથી, અને હવે કહેનાર નથી. હું મૂર્ખ રહીશ, તો છો રહી, પણ એમ ખુશામત કરીને જ્ઞાની થવાનું મને ગમતું નથી. તમે કહો છો કે સ્ત્રીઓ પુરૂષવિના નકામી છે, તો હું કહું છું કે પુરૂષો પણ સ્ત્રીવિના નકામા જ છે. હવે એનો નિકાલ કેમ આવે ? તમે જાણો તમારૂં ખરૂં, અને હું જાણું છું મારૂં ખરૂં. મોટો ઉપરથી ચાર હાથવાળો આવીને કહે તોપણ મારી ખાતરી થયાવિના હું કેમ હા કહી શકું ?

ભૂભાસ્કર કહે છે, હશે હવે એ વાત જવા દો. હું કબુલ કરૂં છું કે તું કહે છે તે ઠીક છે. વળી કોઈ દહાડો વાત કાઢીશું. જો ! કાલે મેં તને નહોતું કહ્યું કે આ વાતની ચર્ચામાં અમથો વિખવાદ થઇને ઘરમાં કલેશ પેસશે ! જો ! તારા બોલવાનું હું દુઃખ માનતો નથી, ને તું પણ દુઃખ મારા ઉપર માનીશ નહિ. ચાલો હવે સંધ્યાકાળ પણ થવા આવી છે, એટલે હું પણ નિત્યકર્મ કરી લઉં, ને તું પણ તારા કામને કર. મનમાં પ્રસન્નતા રાખજે. કહેવત છે કે ' ઘોડે ચઢે છે તે પડે પણ છે, ન ચઢનાર શું પડનાર છે; ' તેમ આપણે વાદ ચાલ્યો, તો મહીં વખતે ચડભડવાનું પણ આવે, ને સમજણ પણ વધે. માટે ઉઠ, રોષ રાખીશ નહિ, હો. એમ બોલી ઉઠી જાય છે, અને કૌશિકી પણ જરા રોષથી ઉઠીને કામે લાગે છે.

લક્ષ્મી માતા કહે છે, હે સરસ્વતિ ! આપ્રમાણે સામસામા વાદ કરતાં મન ત્રુટી જાય છે, માટે કોઈ પણ સજ્જન અથવા સંબંધીસાથે પક્ષ બાંધીને વાદ કરવો નહિ. અત્યંત નિરભિમાન પુરૂષને જ હારજીત, મારૂં તારૂં રહેતું નથી, બાકી સૌને થાય છે. તેથી તેવા ખરા પુરૂષવિના સામો પક્ષ લઈ વાદ કરવો જ નહિ. રીતે વાત માત્ર જરૂર પડે તો કરવી. હે દીકરીઓ ! હવે તમે તમારૂં કામ કરવા લાગો. એ એની આગળ બનેલી વાત વળી નવરાશે કહીશ.

**મનોહર**—આપ્રમાણે કહીને લક્ષ્મી માતા પોતાને કામે લાગ્યાં. બોલો ' જય જય શ્રીસદ્ગુરૂ દેવ. '

**વિઠ્ઠલજી**—કેમ દાસ ! હવે શો વિચાર છે ? આજની કથા સૌને સમજવી કઠિણ તો પડી હશે, નહિ વારૂ ?

---

[1] લાલ.

**દાસ**—એ ટો એમ જ હોય. કોઈ ડારો સે'લું ને કોઈ ડારો અ-ઘરું. ઢીડે ઢીડે સમજન પરસે નહિ ટો કાં જનાડ છે ? સમજાયું નહિ હસે ટેના પન કાન ટો પવિટ્ર ઠયા ! એતલો જ લાભ. કહેવટ છે કેની કે 'નાહ્યા એતલું પુન.' કેમ ?

**વિઠ્ઠલજી**—એમાં શો સંદેહ છે ? કાન પવિત્ર પણ ખરા, અને સાંભળ્યાવિના સમજાય પણ ક્યાંથી ? એક વાર સાંભળે તો બીજી ત્રીજી વારે પણ સમજ્યાવિના ના રહે.

**દાસ**—આપને ટો આજડી ગાંઠ વાલી કે બચ્ચા ! કોઈસાડે વાડવિવાડ કડવો જ નહિ. આપની બુદ્ધિ પહોંચે એતલું પુછનાડને કહેવું. ના માને ટો પછી ટેની મડજી. કેમ ભતજી માડાજ ! ખડો સુખનો માડગ ટો એ જ છે કેની ?

**મનોહર**—હા એમ જ છે. પાત્ર જોઇને વાત કરવી. ત્રુટતાસુધી તાણવું નહિ. સુખસારૂ વાત કરવી ને તેમાંથી દુઃખ ઉભું થાય એમાં શો માલ ?

**દાસ**—ખડું છે, ને એમ ઠાય ટાડે ટો સાલું બકડું કારટાં ઉંત પેસે, એ ખોતું જ છે. કેમ ટાડે હવે પુડનાહુટીની ડયા ઠસે ? એતલું ઠઈ જાય ટો પછી સૌ ઉથીએ. કેમ વિથ્થલજી ! બોલ્યા નહિ ?

**વિઠ્ઠલજી**—હા શેઠ ! તમારો બાંધેલો શેરડો છે તે ચલવ્યાવિના હવે કંઈ છુટકો છે ?

**મનોહર**—દાસની મરજી છે તો એક નાનુંસરખું પદ કહું.

**પદ.**

મન સૌ દુઃખનું મૂળ, જોજો, મન સૌ દુઃખનું મૂળ. ટેક.
અન્યતણે[1] શિર ઠપકો દેવો, એ જ નિયમ પ્રતિકૂળ[2], જોજો૦
કહે કો સ્ત્રી, સુત, ગૃહ, ધન, દુઃખ દે, પણ તે સઘળું ધુળ[3], જોજો૦
સૂક્ષ્મ શરીર કારણ મહાકારણ, કે દુઃખ નવ દે સ્થૂળ, જોજો૦
કહે કો તો મિથ્યા શાણા થઇ, દુઃખનું કારણ ભૂલ, જોજો૦
વળી કો ગ્રહ[4] દુઃખ દે છે કહીને, મિથ્યા મારે ફૂલ[5], જોજો૦
કહે કો શત્રુથી દુઃખ પામ્યા, એનું ન મળે મૂલ, જોજો૦
વ્યર્થ કલ્પના કરી વિધવિધને, ઉડિ જાવું જેમ તુલ[6], જોજો૦
મનહર મન માર્યાવિણ સાચે, શમે ન ભવદુઃખશૂલ, જોજો૦

---

૧ બીજાને. ૨ ઉલટો. ૩ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એવાં ચાર જાતનાં શરીર છે. ૪ મંગળ, શનિવિગેરે ગ્રહ. ૫ એમ કહે તો તે વાત પણ મૂલવિનાની એટલે માલવિનાની છે. ૬ આકડાનું તુલ.

**દાસ**—બોલો સી કુંજબિહાડી લાલકી જે. ભતજી માડાજ! ઢન છે, આપની વાનીને! ચાલો હવે સમો ઠયો છે. ઉથજો કે ભાઇયો બાઇઓ સડવે. લો પાયે લાગું છું માડાજ! (એમ બોલતાં ઉઠીને) બોલો હડાહડા માડેવ!

**વિઠ્ઠલજી**—રાખો, રાખો, દાસ! જરા ધીરજ રાખો, સહેજ ખુલાસો કરવાનો છે.

**દાસ**—(જરા મોટેથી) બેસજો કે બાવા સડવે જડાક, કંઈ વાટનો ખુલાસો કડવાનો છે. (સૌ બેસે છે.)

**વિઠ્ઠલજી**—(મનોહરને) ભટજી મહારાજ! આ પદમાં આપે સઘળાં દુઃખનું કારણ મન કહ્યું છે, એ વાત તો કેવળ સાચી જ છે; પણ તેમાં ભૂલથી દુઃખ થાય છે, ગ્રહપીડા થાય છે, શત્રુથી તથા બીજાં અનેક નિમિત્તથી દુઃખ થાય છે, તેને છેક ખોટાં કહેવાની મતલબ છે કે કેમ?

**મનોહર**—ના એમ નથી. એ તો એવી મતલબ છે કે આપણા લોકો એવાં પરંપરાકારણ[1]ને વળગી રહે છે, અને ખરાં કારણને ઓળખી લેતા નથી, એટલે દુઃખ વધારે થાય છે, પણ મટતું નથી. જુઓ, આ મન જ્યારે ખોટે રસ્તે ચાલે છે, અને પાપકર્મ કરે છે, ત્યારે પછી તે દુઃખને આપનારાં પાપકર્મ જ આ માણસનો નઠારા ગ્રહયોગમાં જન્મ કરે છે, એ જ પાપકર્મ ભૂલ કરાવીને દુઃખ આપે છે, તથા એ જ પાપ આજુબાજુ શત્રુવિગેરે ઉભા કરે છે. માટે બીજાં બધાં નિમિત્ત કારણરૂપે તો ખરાં જ છે, પણ તે સઘળાં નિમિત્ત થવામાં મુખ્ય કારણ પાપકર્મ છે, અને તે પાપકર્મ કરનારૂં મન છે, માટે મનને જ વશ કરવાથી સઘળાં કારણસહિત દુઃખ મટે છે. માટે અત્રે મનને જ સર્વ દુઃખના મૂળ કારણરૂપ કહ્યું છે, અને ગ્રહપીડા, તથા ભૂલવિગેરે અનેક પરંપરાકારણો તો ખરાં જ છે.

**વિઠ્ઠલજી**—હા, હવે સમાધાન થયું. ચાલો દાસ!

**દાસ**—બોલો 'સી ગોવડઢનનાડકી જે.' ચાલો સડવે. (પછી સૌ નમન કરી જાય છે.)

**વીજળી**—(પોતાના ઘરતરફ જતાં રસ્તામાં પ્રાણકોરને) અલી પેલી પડોસણની સરત રાખતી રહેજે ને મને કહેજે હોં કે?

**પ્રાણકોર**—'કથા સાંભળીને ફુટ્યા કાન, તોએ ન આવ્યું આતમગનાન' તેવું અલી તારૂં કામ છે. તારો જીવ કાથા કબલામાં ગયાવનો રહેતો નથી. વારૂ ઠીક છે, સવારે કહીશ.

---

[1] મૂળ કારણ નહિ તે.

**વીજળી**—અલી તેં મને ભલી તકે શીખામણ દીધી. ખરે! મારો જીવ એવો તો ખરો. પણ લે હવે તો તારી મરજી હોય તો સાંભળજે ને કહેજે. મારે એ વાતની ગરજ નથી હોં. (પોતપોતાના ઘરમાં જાય છે.)

(પ્રાણકોર પોતાના વરને પથારી કરી આપીને પછી પોતાની પથારીમાં સુતાં સુતાં કાન માંડીને સાંભળે છે.)

**ધનલક્ષ્મી**—હવે તમારે કેટલું વાંચવાનું બાકી છે? મને તો ઉંઘ આવવા માંડી છે. 'ઉંઘ બગાસાં મોકલે કે પહેલું જા ને તું, તારૂં કહ્યું જો નહિ માને તો ઢાળી પાડીશ હું.' તેમ હવે તો એ ચાર બગાસાં આવી ગયાં, માટે પતાવો તો સારૂં, નહિ તો મને સુવાની રજા આપો.

**ગોવર્ધન**—હા હવે મને બિલકુલ વાર નથી. આ પાણી પીને સુઇએ, એટલી જ વાર છે. પણ અરે! મારે તો હજી એક પત્ર લખવાનો છે. જા તને સુવાની રજા છે. પણ તે એવી શરતથી કે મને પાંચ વાગતાં બરાબર ઉઠાડવો.

**ધનલક્ષ્મી**—ના ભાઇસાહેબ! એ કામ તો બહુ કપરૂં છે. મુજે તો મારાથી જ હડાકચું ઉઠાતું નથી, ને વળી તમે તો ઉઠતાં મને બહુ જ પજવો છો. એક કલાક દોઢ કલાક જ્યારે હું તમારા પાછળ ખોટી થાઉં છું ત્યારે તમે જાગ્રત થાઓ છો. તમારૂં ઓઢેલું ધોતીયું હું મોંઢાઉપરથી ઉઘાડીને થાકું છું તોએ પણ તમે પાછા ઓઢતાં થાકતા નથી; અને પછી તો મને તમારા ચીડાવાનો ડર લાગે છે, એટલે હું ખશી જાઉં છું. માટે ઉઠાડવાની વાત તો મને માફ કરો. બીજી શરત કહો તે કરૂં.

**ગોવર્ધન**--ઓહો! એટલી જ અડચણ છે કેની? તો એમ ડરી શું જાય છે! લે, આ પ્રભાત હું તને એક નવું બનાવી આપું છું, તે તું પાઠ કરી રાખજે. પણ આજે તો એટલી શરત કે હું અત્યારે લખી મુકું છું, તે સવારમાં ફક્ત એક વાર મારે મોંઢેથી કપડું ખેંચવું, અને જો હું ઓઢી લઉં, તો પછી તરત મારી પાસે બેશીને એ પ્રભાત તારે ઉંચા સ્વરથી ગાઇ જવું. પછી હું ન ઉઠું, તોપણ તને ઠપકો નહિ. કેમ હવે મન માન્યું?

**ધનલક્ષ્મી**—હા એ વાત મારે કબુલ. એમાં કસુર કરૂં તો તમારી ગુનેગાર. ચાલો ત્યારે લખી આપો, એટલે હું એક વાર વાંચીને સુઇ જાઉં.

**ગોવર્ધન**—જા જા એમ તે બને? એ તો તને પ્રસંગને લગતું

નવું બનાવી આપવાનું છે. તે એમ તું માથાઉપર બેસે ને તરત લખાય કે? તને કવિઓના નિયમની ખબર છે? જ્યારે કવિતા રચવી હોય ત્યારે ઘણી જ શાંત જગાએ કોઈ પણ ન હોય ત્યારે દહાડે અથવા રાત્રે લખવા બેસે. માટે તું સુઇ જા. હું ચોખ્ખા અક્ષરે લખીને તારે ઓશીકે કાગળ મુકીશ, તે લઇને તું મળસકામાં વાંચજે.

**ધનલક્ષ્મી**—ત્યારે તમે પણ જલદી પરવારીને સુજો. નહિ તો પછી સવારમાં ઉઠાશે નહિ. હું તો હવે સુઈ જાઉં છું. (એમ કહી સુઈ જાય છે. ગોવર્ધન પણ પોતાના કામથી પરવારી, ધનલક્ષ્મીને ઓશીકે પ્રભાતનો કાગળ મુકીને સુઈ જાય છે.)



# दिवस १३.

**ધનલક્ષ્મી**—(સવારમાં ચાર વાગતાં જાગી ઉઠીને) અરે! છેક સવાર થઈ ગઈ કે શું? ના ના, આ ઉજાશ તો ચંદ્રમાનો જ છે. (ઉઠીને બારીએ જોયું તો રાત્ર છે એમ જાણ્યું. પછી દાતણ કરી રહીને ઓશીકેથી કાગળ લઈ એક બે વાર વાંચી જુએ છે. એટલામાં પાંચના ટકોરા થયા તે સાંભળી રાજી થઇ બોલે છે.) કેમ જાગો છો કે? આ તમારે પાંચ હમણાં જ વાગ્યા હોં! આપણી શરત પૂરી થઈ. (એમ બોલી રોજની પેઠે મોંઢું ઉઘાડે છે, એટલે ગોવર્ધન પાછું ખેંચી ઓઢે છે, ત્યારે) લો આ શરત પણ પૂરી થઈ. હવે પ્રભાત ગાઉં છું. ને પછી નહિ જાગશો તો મને ઠપકો નહિ. (ગાય છે)

### પ્રભાત.

જાગો રે રઢીયાળા સ્વામી, પ્રાત થતાં શું પોઢો રે,<br>
ખેંચું વસ્ત્ર જેમ જેમ તેમ તેમ શું, તાણી મુખપર ઓઢો રે, જાગો૦

ક્યાર થકી કાકા કળ કળીયા, ચળીયા રવિ[1] મેરથી[2] રે,
તેતર કાબર કબૂતર ચકલાં, નીકળ્યાં નિજ ડેરેથી[3] રે, જાગો૦
દધિ[4] વલોવતી નારીકેરાં, શુણો કંકણુ ને વલોણાં રે,
વળી મીઠા અતિ રાગ પ્રભાતી, કાં ન શુણો હો સલોણા[5] રે, જાગો૦
શકટ[6] વહે છે પ્રવાસીકેરાં,[7] ક્યારથી ક્યારથી જાણું રે,
સવત્સીનાં[8] વત્સ[9] પોકારે, તવ[10] હું ઓઢણુ તાણું રે, જાગો૦
શું નિશિએ[11] અતિ જાગરણુ કીધું, ઘારણુઘેન[12] કંઈ લીધાં રે,
સૂર્યમુખી ઉઘડ્યાં પણુ કાં આ, લોચન[13] દીસે દીધાં રે, જાગો૦
ખટ[14] ઘડી રાત્ર રહેતાં ઉઠે, રંક ઋષિ મુનિ યોગી રે,
ગોવર્ધનપતિ નિદ્રા તજીને, કાં ના જાગો ભોગી રે, જાગો૦

**ગોવર્ધન**—( તરત ઉઠીને બેસે છે, ને ધનલક્ષ્મીને પીઠ ઠોકી શાબાસી આપતાં ) જો ! બીજા સઘળા ઉપાયકરતાં આ ઉપાય મેં તને કેવો રચી આપ્યો ?

**ધનલક્ષ્મી**—( લગાર હસતાં ) ' વરને કોણુ વખાણે, તો વરની મા, ' તેમ તમારા ઉપાયને તમે વખાણો, પણુ સાચું બોલજો, રોજ તમે જાણી જોઇને બોલતા નથી કે શું ? આજે તો તરત ઉઠીને બેઠા થયા ને આંખસરખીએ ચોળી નથી ! ત્યારે રોજ પાકાઇમાં સુઈ રહેતા હશો. કારણુ કે ' ઉંઘતો બોલે, પણુ જાગતો ન બોલે, ' એમ કહેવાય છે.

**ગોવર્ધન**—ના ના, એ તો તારો વહેમ છે. એમ જાણી જોઇને ન બોલવાની ટેવને હું પસંદ કરતો જ નથી. એ તો ઘણું ખોટું છે. ને આજ ઉઠવાનાં કારણુને તું ન સમજી ? જો ! ગાયન એ એવી ચીજ છે કે સૌને મોહ પમાડે છે, એટલે ઉંઘાડે છે; અને તેના જે રસિક છે તેને તો એ જગાડે છે. કેમકે તે રસિક પુરૂષ તો તે ગાનારના સુકંઠની, તથા સંગીતના નિયમપ્રમાણે સુરએસુરની, તથા તે કવિતામાં રહેલા ઝડ, ઝમક, પ્રાસાનુપ્રાસવિગેરેની, તથા તે પદ્યમાં રહેલા અર્થની, તથા તાલસહિત કોમળ, તીવ્ર સ્વરોના નિયમથી રાગનાં બંધાતાં સ્વરૂપની તથા તેવી જ બીજી અનેક જાતની ખુબીઓ જોવા લાગે છે; એટલે તેને જાગતો હોય તો ઉંઘ આવે જ નહિ, અને ઉંઘતો હોય તો તેની રસીલી વૃત્તિને શબ્દ છે તે જાગ્રત કરે છે. એ નિયમથી જ્યાં તેં તારા સારા મી-

૧ સૂર્ય. ૨ મેરૂપર્વતથી. ૩ ઘરથી. ૪ દહીં. ૫ રસિક. ૬ ગાડાં. ૭ મુસાફર. ૮ વાછરડાવાળી ગાયનાં. ૯ વાછરડાં. ૧૦ ત્યારે. ૧૧ રાત્રે. ૧૨ ગાઢ નિદ્રાને આપનારો નિશાવાળો પદાર્થ. ૧૩ આંખો. ૧૪ છ.

દાશવાળા ઉંચા સ્વરથી ગાવાનો આરંભ કરયો કે પહેલી કડી પૂરી થતાં જ મારી આંખ ઉઘડી ગઇ; અને પછી એક પ્રભાત પૂરૂં થતાસુધીમાં તો વૃત્તિ સારીપેઠે સાવધ થઈ ગઈ એટલે ઉઠતાં આળસ કે આંખ ચોળવાની અગત્ય પડી નહિ. માટે આજથી તને મેં સમજ પાડી કે જ્યારે તારે મને ઉંઘમાંથી ઉઠાડવાની ઇચ્છા હોય ત્યારે, તથા નાખુશીમાં ખુશી કરવાની હોય ત્યારે, તથા નોકરીથી બહુ થાકીને આવીને હું પડું છું ત્યારે હમેશ તારે કંઈ ને કંઇ સારી ચીજો ગાવાને ચુકવું નહિ. લક્ષમાં આવ્યું કે નહિ?

**ધનલક્ષ્મી**—લક્ષમાં તો આવ્યું, પણ ગમે ત્યારે એમ મોટેથી ગાઈએ તો લોકોમાં વાત થાય. માટે કોઈ વાર તમારી મરજી છે તો પરોઢીયામાં રોજ ગાયા કરીશ.

**ગોવર્ધન**—લે લે, લોક સાળા કંઈ મુગા છે? લોકો તો રોજ વાત કરે જ છે, તેમાં આપણે શું? ગાવામાં મુખ્ય પાત્ર તો ઈશ્વરે સ્રીજાતિને જ ઉપજાવી છે. કેમકે તમારા લોકોનો કંઠ ઘણો સારો હોય છે, તેથી પુરૂષો ગાય છે ખરા, પણ મીઠાશ તો પરમેશ્વરે તમારા જ ગળામાં મુકી છે, એમાં કંઈ શક નથી. લે ઉઠ જલદીથી દાતણપાણી લાવ તો. (ધનલક્ષ્મી દાતણપાણી બારીઆગળ લાવી આપે છે, ને ગોવર્ધન દાતણ કરે છે. ધનલક્ષ્મી પાણી તપાવવાના કામમાં લાગે છે.)

•

**ભાગીરથી**—(ગાય છે)

**પ્રભાત.**

**હાથ જોડી પ્રભુ હરઘડી હું નમું, નાથના નાથ સુખદાન દેજો,**
**પાપના પુંજ[1] દહિ[2] પ્રકટ અગ્નિ કરી, કાપિ ઉર તાપ હરિ આપ રે'જો.**
**સૂર્યનાં કિરણથી જેમ તમ[3] ઓસરે[4], અગ્નિથી શીત[5] શમી જાય ભારે,**
**તેમ અજ્ઞાન અળગું રહે નાથજી, પ્રકટ અંતર રહો આપ જ્યારે.**
**ઉષ્ણુતા[6] અગ્નિથી, દ્રવપણું નીરથી, પતિવ્રતા પતિથકી નો'ય અળગી,**
**દેહતણી છાય જ્યમ દેહથી ભિન્ન[8] ના, તેમ પ્રભુશું[9] રહું છું હું વળગી.**
**તોય પણ મતિતણી ગતિ પ્રતિકૂળ થતી, વિનવિ કહું છું હવે તે નિવારો,**
**જન્મ ને મરણ મટી જાય મનહર પતિ, એ કરો દુઃખનો આણિ આરો.**

(વિઠ્ઠલજીને) આ તમારે સંધ્યાપૂજાની સઘળી સામગ્રી તૈયાર છે હોં. (વિઠ્ઠલજી સેવામાં બેસે છે, ને ભાગીરથી રસોઇને કામે લાગે છે.)

---

૧ ઢગલા. ૨ બાળી. ૩ અંધારૂં. ૪ જતું રહે. ૫ ટાઢ. ૬ ગરમી. ૭ બીનાશ. ૮ જુદી. ૯ પ્રભુસાથે.

**જેઠી**—( મનોહરની બીજી બાજુના પાડોશીની વહુ પોતાની સાસુ પૂરણકોરને ) સાસુજી ! હું મારે પીયર જાઉં છું. સાંજે પાછી આવીશ.

**પૂરણકોર**—ના તે આજે પીયર નહિ જવાય. રોજ ઉઠીને શું છે જે સવારનો પહોર થાય છે કે સણગારાઇને પીયર ચાલ્યાં !

**જેઠી**—આજે તો મારાં ફોઇનું સમચરી છે, તે ગયાવિના ચાલે એવું નથી

**પૂરણ૦**—તારે તો રોજે ચાલે એવું નથી, પણ અહીં તમારા ધણીઓનાં વૈતરાં કોણ કરે ? અમે તો ઘણાએ દહાડા કર્યાં. હવે અમારાથી એ વૈતરાં થતાં નથી ! તું જાય ને પેલી જાય, એટલે મેં રાંડે ગધેડી પકડી, તે હું એમને ઠોકીને મુકું, ને આખો દહાડો ગધ્ધાવૈતરૂં કરૂં ! સારાં સારાં પહેરવા ઓઢવા ને ખાવા પીવામાં તમે, ને મજુરી કરતી વખતે રાંડ હું ! એવો ધંધો હવે મને નથી ગમતો !

**જેઠી**—તમારા છોકરાનું તમે કરો એમાં કંઇ અમને સપાડું કરો છો ? અને પીયર કામ હોય કે જમવાનું હોય તો હજાર વખત જવું તો પડે. એમ કંઈ બાંધ્યાં રહેવાય નહિ !

**પૂરણ૦**—હા હા, હું જાણું છું, તારાં લક્ષણ જ ઘર માંડવાનાં જણાતાં નથી તો, તે નવલખીની દીકરી, તે તું શેની બાંધી રહે ? તારે તો ચોરે ચૌટે ફરવાનું જોઇએ ! પણ મારા ઘરમાં એ નહિ ચાલે, જાણે છે ? અહીં તો પગ બાંધીને રહેવું પડશે ! એમ વહાણું વાય ને ' ઉઠ રાંડ કતકપોર ' મારા આગળ નહિ ચાલે ! તારે આ કાને સાંભળ કે પેલે કાને ! રાંડનું એક દહાડાનું હોય તો ધુળ નાંખી. આ તો મારી બાઈ દહાડો ઉગતા પહેલાં તો સજીને બોલ્યાં ' સાસુજી ! પીયર જાઉં છું' ! સાસુજીને રાંડને કામ કરવું પડે છે તે તેના જીવને પુછવું પડે છે, તેની કંઇ ફકર છે ?

**જેઠી**—ઘર માંડવાનાં લક્ષણ નથી ત્યારે શું ઉઠી જવાનાં લક્ષણ તમે દેખો છો ?

**પૂરણ૦**—હા હા ઉઠી જવાનાં, ઉઠી જવાનાં; ઉઠી જવાનાં નહિ તો શું ! ઘર માંડનારીનાં લક્ષણ આવાં હોય નહિ તો. અમે તો બાર બાર વરસસુધી પીયર જવાનું નામે લીધું નથી !

**જેઠી**—મુઆં એ પીયરીઆં હોય ત્યાંથી, જે બાર બાર વરસસુધી દીકરીને તેડાવે નહિ. મારાં માબાપ તો મને બે દહાડા ના દેખે તો જીવ કાઢી નાંખે, ખબર છે ?

**પૂરણ૦**—મરે ને તારાં હોય તે ! આવડો છાક કોના ઉપર ! ઢાંક્યું લાવતાં તે ઉઘાડું જ લાવે નહિ ! મારે કોઈની ઓશીયાળ નથી. મારે તને મોકલવી નથી, જોઉં કેવાં જીવ કાઢે છે તે તો જણાય !

**જેઠી**—ખંમા કરે મારાં માબાપ! મોંઢામાંથી આડું અવળું બોલ્યાં છો તો તમારી વાત તમે જાણી! દીકરી આપી છે તે કાંઈ ગાળો ખાવા નથી આપી, જાણો છો કેની?

**પૂરણ૦**—જાણ્યું જાણ્યું! ગાળો તો હજાર વખત ખાવી પડશે, ને રીતે ચાલવું પડશે. તેને પાલવતી દીધી હશે. કોણ તારાં માબાપને બારણે ખોળા પાથરવા આવ્યું'તું જે! જાઓ બંને જણીઓ મળીને પાણી ભરો, રાંધો, સૌને ખવાડો, ને પછી એંઠવાડ કાઢીને જવું હોય તો જાઓ.

**જેઠી**—ના તે મારે તો અત્યારે ગયાવિના નહિ ચાલે. હું તો મારે જાઉં છું. પછી ખાતી વખતે જઇને તેને ઘેર ઉભાં ના રહેવાય! નથી જતાં ત્યારે રોજ કરીએ જ છીએ કેની? (એમ કહી જવા માંડે છે.)

**પૂરણ૦**—ખબરદાર જો અલી બારણાબહાર પગ મુક્યો તો! (પોતાના છોકરાને) અલ્યા ભગુ! ક્યાં ગયો? આમ નીચે આવ તો જરા વહેલો.

**ભગવાન**—(વહેલો વહેલો દાદરે ઉતરતાં) શું છે?

**પૂરણ૦**—આ તારી ભટકતી ભારજાને કહીએ છીએ તે માનતી નથી ને જો! આ ના કહ્યાઉપરાંત થઇને જાય છે! સાંજે એને ઘરમાં નહિ પેસવા દઉં હોં! તે આમ છેક ફટાડી શું દીધી છે, જે ઘરમાં કોઈને ગાંઠતી નથી! છાકયું છાકયું બોલે છે! જા એને જવા ના દઇશ. જો જવા દીધી તો તારી વાત તેં જાણી.

**ભગવાન**—(ઓટલેથી ઉતરતી પોતાની સ્ત્રી જેઠીનો હાથ ઝાલીને) પાછી આવ, આજે નથી જવું. જવું હોય તો મોડેથી જજે.

**જેઠી**—(તેનો હાથ તરછોડીને) જાઓ જાઓ, તમારો એવો માવડીમુખો સ્વભાવ મને નથી ગમતો. વગર લેવે દેવે મારાં માબાપને લાખસેં વાનાં સંભળાવ્યાં. એ તે વળી વાત કે! હું તો મારે જવાની. આજે તેને ઘેર કામને દહાડે ના જાઉં, ને પછી ખાવા ને લેવા જાઉં તે શોભે કે?

**પૂરણ૦**—(પાછળ બારણાઆગળથી) જોજે અલ્યા જવા દીધી તો તું જાણે. એની જોડે વળી લલોપતો શો! ના માને તો ચૌદમું રતન આપીએ. મુઆ છોકરાએ આવા હીજડા ક્યાંથી નીકળ્યા! (એમ કહેતી પાછી ફરે છે. ભગવાન માના બોલવાથી રીસ ચઢાવીને જેઠીનો હાથ ઝાલીને ઘરમાં ઘસડી લાવે છે, ને બે ચાર ધોકા ચોઢી કાઢે છે.)

**જેઠી**—(મોટેથી) ઓ મારી નાંખે છે રે, ઓ મારી નાંખે છે રે! (એમ બૂમો પાડતી પરસાળમાં પડી.)

**પૂરણ૦**—મારા છોકરાને સામી મારે છે ને વળી બૂમો પાડે છે!

(પાડોશણ સાંકળી જોવા આવી તેને) જુઓ સાંકળી મા ! આ વહુનાં લક્ષણ ! પછી તમે મને ઠપકો દેશો. એના ધણીના ના કહ્યાઉપર પીયર જવા નીકળી, ત્યારે એણે હાથ ઝાલી ઘરમાં આણી, ત્યારે તેને ઉલટી મારવા મંડી, ને પાછી બૂમો પાડીને પેખાળા કરીને આ પડતું નાંખ્યું !

**સાંકળી**—અલી જેઠી ! આમ પાખંડ શાં કરે છે ? ધણી છે ને ના કહ્યું તો બાપા ના જઇએ. એક દહાડો તેનીએ મરજી સાચવીએ. સાસરાવગર કંઈ છુટકો છે ? બાપ 'પીયરમાં હાથી ઝુલતા હોય તે કામના નહિ, પણ બારણે બકરીવગરનુંએ સાસરૂં ખરૂં !' લે ઉઠ ! લૂગડું બદલીને ઘરનું કામ કાજ હોય તે કર, ને વળી ઘડી પછી રજા આપે ત્યારે જજે.

**જેઠી**—(રડતાં બેશીને) સાંકળી મા ! જુઓ. આ મારો વાંસો લાલચોળ કરી નાંખ્યો છે મારી મારીને, ને કહે છે કે પાખંડ કરે છે ! એ તે સાસુ છે કે મારા લોહીની તરશી જંખણી છે ! આમ દીકરાને ચઢાવીને માર મરાવવામાં એનું શું ભલું થવાનું છે જે ! એમણે તો મને રજા આલી'તી પણ માની શીખવણીથી મને મારી.

**પૂરણ૦**—જુઓ મા ! એની જીભે કાંટાએ વાગે છે ? મને જંખણી ને શંખણી કહે છે. આવા એના રાંડના ફુવડ વહુના બોલ કોણ સાંખે ? કહો હવે એને મારા ઘરમાં રાખવાનો ધરમ છે ? સાચું બોલજો.

**જેઠી**—હું રાંડ થઇશ ત્યારે તમારાં મોંઢાં આવવાં નથી રહેવાનાં, રાંડ ને સાંડ કરો છો તે ! લગાર સમજીને તો બોલો. મેં તમારૂં શું બગાડયું છે જે રોજ ઉઠીને આ મને આમ ને આમ શેકો છો, ને માર મરાવો છો, વગર કારણે. (રડતી બેસે છે.)

**સાંકળી**—અલી જેઠી ! દીકરા ઝાઝું બોલીએ નહિ. તારે તો આ ઘરમાં જન્મારો કાઢવાનો છે. કડવું મીઠું કોઈ બોલે તે પી જઇએ. સામો ઉત્તર ના દઇએ.

**જેઠી**—(રડતાં રડતાં) સાંકળી મા ! હું જે દહાડાની એમને ઘેર રહેતી થઈ તે દહાડાથી સુખે એક દહાડો મને રહેવા દીધી નથી. રોજ આવાં પાછાં કરીને વઢવાડ કરાવવી એ તે વળી સાસુનાં લક્ષણ કહેવાય કે ! પોતાના દીકરાનુંએ ભલું ના વાંછે, એ તે મા કે કોણ ?

**પૂરણ૦**—જુઓ સાંકળી મા ! એની જીભે કાંટાએ વાગે છે ! બોલતાં કાંઈ લાજ આવે છે ! બસ, નીકળો મારા ઘરમાંથી તમે ધણીધણીયાણી બંને ! મારા ઘરમાં તમારૂં કામ નથી. ખાતાં જાઓ, ખદોડતાં જાઓ, ને વળી લોકમાં મારૂં રાંડનું ભુંડું બોલતાં જાઓ, એ મારાથી ખમાતું નથી. ઉઠ, નીકળ તારે જવું હોય તો ! રડીને તાગું કરે છે કે વળી !

**જેઠી**—જાય ક્યાં હવે? હાથ ઝાલીને આણી છે તે મને ઘરમાંથી કાઢનાર કોણ છે? એ તો 'આવી છું ઘાટડીએ, તે જઇશ હાડડીએ,' ખબર છે કેની? તમે મને દુઃખ દેશો તો પરમેશ્વર તમને પુછશે. હું તો મારે ભોગવી લઇશ.

**પૂરણ૦**—અલ્યા ભગુ! ક્યાં ગયો? જો! સાંભળ. આ તારી શુભલખ્યાને વાર, નહિ તો મારાથી કોઈ ભુંડી નથી. તારે એનો ખપ હોય તો તુંએ નીકળ ઘરમાંથી. મારે કંઇ તારીએ ઓશીયાળ નથી. નહિ તો ચોટલે પકડીને કાઢ એને ઘરમાંથી. (ભગવાન તેને હાથ ઝાલીને ઉઠાડવા અડકે છે એટલામાં જેઠીની મા જમાઇને નોતરૂં દેવા તથા છોકરીને તેડવા આવે છે. તેને જોઇને એકદમ રડી પડીને મોટેથી)

**જેઠી**—અરે! મા દીકરો મળીને મને મારી નાંખો. એમ રોજ ઉઠીને છુંદો છો શું કરવાને. એક દહાડો ઝેર પાઇને સુવાડોને એટલે તમારા ઘરમાંથી પાપ ટળશે.

**મંછા**—(જેઠીની મા ઘરમાં ધસી આવીને) અરે! આ શો જુલમ માંડયો છે! રોટલા ખવાડવા તો મળતા નથી, ને છોકરીને મારી મારીને રોટલો કરી નાંખી! આ તે કંઇ વાત છે કે! તમારે ત્યાં આમ માર મારવા ને દુઃખ દેવા મોકલી છે, મારી સોનાથી મોંઘી છોકરીને? હાય હાય! મારી બુઇ! મા ને દીકરાએ મળીને અધમુઈ કરી નાંખી! શું રાજ તે તમારા ઘરમાં આવ્યું છે, કે કોઇ પુછનાર નથી કે શું? (ભગવાનને ખસેડીને છોકરીનો હાથ મુકાવે છે, એટલે ભગવાન આઘો ખસી જાય છે, અને તેની મા પૂરણકોર આગળ આવે છે.)

**પૂરણ૦**—જુઓ વેવાણ! વગર સમજ્યું લાંબું ટુંકું બોલશો નહિ. જાણ્યા પીછાણ્યાવિના છોકરીના કહેવાથી તમારે વઢવું એ ઠીક નથી. વાંક બધો તમારી છોકરીનો છે. એને કોઇએ હાથસરખોએ અડકાડયો નથી. એ વહાણું વાતા પહેલાં ઉઠીને કહે કે હું પીયર જાઉં છું. એના ધણીએ કહ્યું જે જરા રહીને જજે; એટલા ઉપર તો ત્યારની મને ને આ છોકરાને નહિ કહેવાય એવા અક્ષરો કહે છે, ને વળી રડીને ઓશીયાળાં કરે છે, ને જુઠાં તમારા આગળ ફજેત કરે છે. પુછો આ સો વરસનાં થવા આવ્યાં છે તેને; એ તો જુઠું નહિ બોલે. બોલો સાંકળી મા! મેં એમની છોકરીને હાથસરખોએ અડકાડયો છે? અને એમ વગર કારણે તો ફોજ ચઢાવીને આવો તોએ હું કાંઇ ડરતી નથી.

**મંછા**—અરે જાણ્યું જાણ્યું હવે! એ તે રડયું એક દહાડાનું છે? રોજ તમે છોકરાને શીખવણી કરીને મારી રાંકજેવી છોકરીને માર મરાવો છો, એ તે કંઈ રીત કહેવાય કે? મારે તો સો દીકરાના પાડની છે.

ને તમે કાઢી મેલશો તો કંઇ ભુખે મરી નહિ જાય, ખબર છે કેની? મારે તો પેટમાં સમાઇ તેમ હાંલ્સે સમાવીશ, સમજ્યાં કેની? એમ છેક ઘાતકીની પેઠે માર ના મરાય પારકાં છોકરાંને! તમારૂં હોય તો ઉતારી લેજો.

**પૂરણ૦**—ત્યારે એ રહી, બાંધો કોટે દીકરીને! ને આ મોટો રસ્તો પડયો! લઈ જાઓ તમારે ઘેર. મારો છોકરો કુંવારો નથી રહ્યો કે તે વાતની ફકર! એના કીસ્મતમાં હશે ને હું જીવતી બેઠી છું તો કાલે બીજી બાર વરસની લાવીને બેસાડું છું એની છાતીપર! તમે તમારા મનમાં સમજતાં હશો કંઈ, પણ એમ છેક કંઈ તમારા તેજમાં નહિ તણાવાય! ખબર છે કેની?

**મંછા**—હા હા! મળે તો લાવજો ને એકની દસ. જો મોટાં જાણ્યાં નહિ હોય તો! કોઇએ દીધી હશે ને! આ તો પેલા જગાનું રડયાનું નખ્ખોદ ગયું કે તેણે અમને ફાંગડામાં નાંખ્યાં. બાકી તમને કોણ દેવા આવતું'તું? ચાલ રે છોકરી! ઉઠ! જોઉં તો ખરી બીજી કેવી લાવે છે! હું તો મારા મનમાં જાણું છું જે કસઇને બારણેથી ગાય છુટે છે! (મા ને દીકરી સાથે મળી જાય છે એટલે)

**પૂરણ૦**—જોજો! મંછા વેવાણ! તેડી જાઓ છો, પણ યાદ રાખજો કે જીવતાસુધી બારણે બાંધનાર નથી હોં! જાઓ હવે સુખે તેડી જાઓ, ફરી કહેશો જે મને કહ્યું નહિ!

**મંછા**—(ચીડાઇને લાંબા હાથ કરીને ઓટલે ઉભી રહીને) અરે રાંડી વેઠીશ, રાંડી વેઠીશ, ઓળખો છો મને? હું નથી કહેવા આવનાર જે તમે ને તેડો મારી છોકરીને, જાણ્યું?

**પૂરણ૦**—મારા ઘરનું જણુશ લૂગડું હોય તે પહોંચાડી દેજો, નહિ તો જોવાજેવું થશે.

**મંછા**—અમારૂં હોય તે આપીને લેવા આવજો, નહિ તો ચાંદયણીમાં મળશે! માગી લેજો ઉપર જાઓ ત્યારે! દાણા, લૂગડાં, ને રહેવાનું ઘર તૈયાર કરજો, નહિ તો જોવાજેવું ને મહીં મળતું રોવાજેવુંએ થશે, સમજ્યાં કેની? (પૂરણકોર ગાળો દેતી ઘરમાં પેસે છે, ને મંછા તથા જેઠી સપાટાબંધ ઘેર જાય છે. રસ્તામાં જે મળે છે તેને કહેતી જાય છે 'જુઓ બહેન! આ મારી ગાયજેવી છોકરીને એની સાસુએ માર મારીને કાઢી મુકી. એણે કાઢી મુકી તે ચાલે, પણ મારાથી કંઈ કાઢી મુકાય, શું કરૂં બાઈ!')

**ધરમદાસ**—(મંછાનો વર બંનેને પાસે આવતાં દેખીને સામો

આવીને ) કેમ શું છે જે આ જેઠીને રડતી તેડી લાવી? કંઈ વઢવાડ થઈ કે શું?

**મંછા**—એ મારાં રઠ્યાંને ઘેર કંઈ લડવાડની નવાઈ છે! જુઓ તો ખરા, માદીકરાએ મળીને બચારીને મારી મારીને રોટલો કરી નાંખી છે! છોકરૂં તે કેટલું સહન કરે? એ તો સારૂં થયું જે હું જઈ પહોંચી, નહિ તો છોકરીનું આજે તો જીવતાં મોંસરખુંએ જોવા ના પામત. દીકરે હાથ ઝાલેલા, ને મા રાંડ ધમોડો લાજવગરની મારવા મચેલી! છોકરીની બૂમ ઘરમાં પેસતાં જ સાંભળીને ધસી ધસી ઘરમાં ગઈ, એટલે એની સાસુ તો રાંડ આઘી જતી રહી, ને એના વરનો હાથ તો જોરાવરીથી મેં છોડવ્યો ત્યારે! હવે તો આમનો સૂરજ આમ ઉગે તોએ મારી છોકરીને તો હું એને ઉમરે ચઢાવનાર નથી. એનું ખાટકીનું ઘર તમને ના કહ્યું'તું તોએ ના છોડયું. ભોગ છે મારા કરમના તે હવે ભોગવવા.

**ધરમદાસ**—અરે! તેં મને ખબર કેમ ના મોકલી? હું આવીને એમને આજ તો સાળાંને ફોજદારીનો ચબુતરો દેખાડયાપાકી ના છોડત! માદીકરાને બંનેને એકવાર તો ખોસી ઘલાવત. પછી જે બનનાર હોત તે બનત. હશે હજી શું વહી ગયું છે! રડીશ નહિ જેઠી! ધીરજ રાખ. એમની કમબખ્તોની ખબર લઉં છું, સારપાકી સમજનાર નથી.

**મંછા**—( પોતાની આંખો લૂછવાસરખું કરીને રડતાં ) મોઈ રાંડ અભાગણી હું, તે મારે છોકરીના તરફથી ટાઢે પેટે એક દહાડો જંપીને બેસાયું નહિ! રોજ એના તરફની હોળી મનમાં સળગતી ને સળગતી! હું તો કહું છું ભગવાન્! કોઇને પેટ દીકરી પડશો નહિ!

**ધરમદાસ**—તું શું કામ રડે છે? હવે જોને સાંજનું મેળવીને સાળાંના જમાન લીધાવના એને ઘેર મોકલનાર નથી! એક વાર તો પંચમાં એની આબરૂના કાંકરા કરી નાંખું છું!

**મંછા**—અરે તેએ એક દહાડો કર્યું હોત તો મારા જીવને ટાડક વળત. પણ તમે તો માંચીમાંના માંકણની પેઠે સી કે ચ્ચ્ કોઈ દહાડો મોંઢેથી બોલતાસરખુંએ નથી. અને મને રાંડને એકલીને તે એ મુઆં મસ્તાનજેવાં ગાંડે? હું તો હવે લઢી વઢીનેએ થાકી છું. મેં તો આજથી મન વાળ્યું છે, ને મારી છોકરીને છતે ધણીએ રાંડી જાણીને વેઠીશ.

**ધરમદાસ**—પહેલા પહોરમાં એવું શું બોલે છ? એ તો હું બોલતો નથી ત્યાંલગણ. એકવાર બોલવું ધાર્યું કે પછી તો એમને હરામખોરને પાધરાં દોરજેવાં કરીને છોડીશ, ને તેમ છતાં નહિ માનશે તો પછી એમને ખરાબ ખસ્તાં કરી નાંખીશ, જાણે છે? મારાસરખો કોઇ

ભુંડો નથી ! એ તો જવા દઇએ ત્યાં લગી ! જાઓ, હવે હમણાં તો આ-પણું કામ કરો, પછી વાત. એને નોતરૂં તો શેનું દીધું હશે ?

**મંછા**—એના કપાળમાં ડામ ના દે ! મારી છોકરીને શાં સુખ દીધાં કે તેને નોતરૂં દેવાનો ઉમળકો આવે ? હું એટલે ચઢું છું એટ-લામાં તો એમની હોળીનો ભડકો દીઠો. પછી તે નોતરૂં શેનું દે ? એની સાસુ તો રાંડ વાંદરીની પેઠે દાંતીયાં કરતી વઢવા બાઝી તે મારૂં સાંભળે ત્યારે કેની ?

**ધરમદાસ**—હશે મુઆં જવા દો એની વાત. તું તમાસો જોજે, એમની હાથ હાથ જીભ ના કઢાવું તો મારૂં નામ ધરમદાસ નહિ ! જાઓ.

( સૌ પોતપોતાને કામે વળગે છે. )

**મનોહર**—( સંધ્યા પૂજાથી પરવારીને રસોડાઆગળ આવીને ) કેમ છે, સમય થયો છે કે વાર છે ? ( વિજયાને જોઇને ) ઓહો ! આ રસોઈ કરતાં પણ માળા ફેરવે છે કે શું ?

**વિજયા**—ના તે મારા નિત્ય નિયમની માળા તો સવારમાં જ કરી લઉં છું. પણ પછી આ રસોઈ કરતાં વચ્ચે વચ્ચે નવરાશ મળે છે ત્યારે વળી એક બે ફેરવી લઉં છું. આ શાક થઈ ગયું છે, ભાત ઉતારી સીજવા મુકયો, ને આ દાળ ઉકળવા મુકી છે, મશાલો પણ મહીં નાંખી લીધો છે, ને આ કણક તો પ્રથમ જ બાંધી મુકી છે, એટલે હવે દાળ ઉકળી રહેતાસુધી બીજું કશું હાથનું કામ નથી, એટલે માળા ફેરવું છું; અને ઉભરો આવે તો આ બીજે હાથે લગાર હલાવી લઉં છું. કેમ વારૂ, ર-સોઈ કરતાં માળા ફેરવવાનો કંઈ બાધ[1] છે ?

**મનોહર**—ના ના એ તો ઘણું જ સારૂં. રસોઈ કરતાં તો શું, પણ હરતાં ફરતાં ગમે ત્યારે ફેરવાય. પણ બની શકે તો માળા પૂરી થતાસુધી બોલવું નહિ. ને ઘણી અગત્ય હોય તો બોલવું. અને માળા ન હોય ત્યારે પણ બીજું કામ કરતાં હાથ નવરા ન હોય ત્યારે માત્ર મ-નમાં પણ જપ કર્યા કરવો. એવી વખતે માળાની જરૂર રાખવી નહિ.

**વિજયા**—હા સારૂં થયું જે તમે કહ્યું; હું પણ એમ જ કરતી હતી. અરે ! લગાર આડી વાત મનમાં આવી ગઇ તે કહું છું. તમે પણ જાણતા તો હશો જ; આ આપણા મોલ્લામાં ઘણાં માણસોનો સુ-ધારો થવા માંડયો છે, પણ દીવાપાસે અંધારૂં રહે છે તેમ આ આપણા

---

૧ હરકત.

પડોશમાંથી ક્લેશ મટતો નથી. રોજ થોડો ઘણો કંકાસ થયાવિના રહે-
તો નથી. એનો કંઈ ઉપાય થાય તો મારા સમજવાપ્રમાણે બહુ
પુણ્યનું કામ છે.

**મનોહર**—તું જાણે છે, એ તો હરડતાં વૈષ્ણવ છે! આપણી વાત
સાંભળે તોએ એમના કાનમાં સીસું રેડવું પડે, એવું એ તો સમજી રહ્યાં
છે ત્યાં આપણો શો ઉપાય ચાલે? વૈદ્યનું ઓસડ ખાય તેને તેનો ગુણ
જણાય કેની! પણ ખાધાવિના શી રીતે જણાય? તેમ એ તો આપણું
સાંભળે જ નહિ. આટલી વાત આપણા ઘરમાં થાય છે, પણ મને
લાગે છે કે તેવી વખતે તો એ ન સાંભળવા કાનમાં પૂમડાં પણ રાખતાં
હશે!

**વિજયા**—ના ના, છેક એમ તો નહિ હોય. પણ લગાર આડાં
તો ખરાં. કોઇ દહાડો આપણે ઘેરસરખી પણ પૂરણકોર તો આવતી
નથી. હશે, કંઈ ઉપાય થાય તો કરજો. ચાલો હવે, આ દાળ ઉકળી
રહી છે, એટલે રોટલી વણવા માંડું છું. તમે બેસો, આ રોટલી થાય
એટલે હું થાળી પીરસું છું. (પીરસે છે, અને મનોહર જમીને બહાર
જાય છે.)

•

**વીજળી**—(જમી પરવારીને પ્રાણકોરને) અલી પ્રાણકોર! શું
થાય છે? આજ તો કંઈ સવારની જણાતી નથી!

**પ્રાણકોર**—આજ લગાર વહેલું રાંધવાનું હતું તેથી સવારથી
સાસ ખાવાની પણ મને નવરાશ મળી નથી. પણ હવે આ વાસણ
વીંછળું એટલી જ વાર છે. થોડી વારમાં હમણાં પરવારીને લૂગડું બદ-
લીને આવું છું.

**વીજળી**—વારૂ વહેલી પરવારીને આવજે હોંકે. (બીજી તરફ
જઇને) કેમ કમળા પાડોશણ! પરવાર્યાં કે? આજે તો આપણે પેલા
બોલ લેવાના છે તે લગાર વહેલાં જઇશું.

**કમળા**—હવે મને વાર નથી. આપણે બંને સાથે બોલ લેવા.
જોઇએ, વહેલા કોને પાડ થાય છે!

**વીજળી**—હા એ કામમાં કંઇ તારાથી હું હઠું એવી નથી. (એમ
બોલી લૂગડું બદલી બેસે છે. થોડી વારમાં પ્રાણકોર તથા કમળા આવે
છે, ત્યારે પ્રાણકોરને) અલી! પછી પેલી પાડોશણજોડે વાતચીત કંઈ
થઇ'તી કે? કંઇ નવાજુની કેમ કહેતી નથી?

**પ્રાણકોર**—અરે બાઈ! એની વાત કંઇ કહ્યાજેવી નથી. એ

તો 'દેશઉપર કસુંબા' જેવું કામ છે. આજે તો મેં એને પરભાતીયું ગાતાં સાંભળી, ને હું તો લાજી મોઇ! મને તો બળ્યા એના અટપટા બોલે યાદ નથી રહ્યા. પણ એવું કંઈ ગાતી'તી કે 'જાગોને મારા રઢીયાળા ધણી ને વા'ણામાં શું પોઢોને, હું મોંઢેથી લૂગડું ઉઘાડું ને તમે વળી ખેંચી ખેંચીને શું ઓઢોને.' મહીં વળી એવું આવ્યું 'તું કે 'આ ચલ્લાં જાગ્યાં ને કાબરો જાગી, ને ખબુતર જાગ્યાં, ને હજી તમે કેમ જાગતા નથી?' (વાત કરતાં ત્રણે જણીઓ હસે છે.) અલી! મહીં પરમેસરનું તો નામે ના મળે! એ તે પરભાતીયું કેવું?

**વીજળી**—સાબાશ છે રે એ મોહ્યના રાણીને! ધણીને જગાડવા તેમાં ચલ્લાં, કાબર, ને ખબુતરનું શું કામ? અલી! એનું પરભાતીયું-એ જબરૂં ને એ પણ જબરી! એવું તે એને કોણે લખી આલ્યું હશે?

**પ્રાણકોર**—અરે બહેન! મારે તો એક દુઃખ ને બીજું હસવું. રાત્ર સુતી ને કાન માડયા તો એમની વાતો ચાલી, તે તો બળી મને યાદ ના રહી, પણ એક પરભાતીયું લખીને ઓશીકે મુકીશ, તે ગાઇને મને જગાડજે એવું એના વરે કહ્યું, તેથી તેણે જ લખી આપ્યું હશે. સાચું પુછે તો એનું ગળું તો ગાવામાં બહુ સારૂં લાગે છે! એવા તીણા રાગથી ને મોટેથી ગાયું! અલી! તેં નહિ સાંભળ્યું હોય?

**વીજળી**—હું નહાવાનું પાણી નીચે મુકવા ગઇ ત્યારે કોઇને ગાતાં સાંભળ્યું'તું ખરૂં. પણ મેં જાણ્યું, આપણામાંથી કોઈ ગાતું હશે. લો ચાલો હવે, વખત થઈ ગયો છે. વળી નિરાંતે વાતો કરીશું. (ત્રણે જાય છે.)

**વિજયા**—(વીજળી, પ્રાણકોર તથા કમળાને આવતાં જોઈ) આવો. આજે તો સૌથી પહેલાં તમે આવ્યાં? કામકાજથી વહેલાં પરવાર્યાં હશો?

**વીજળી**—હા, અમે તો પરવારીએ છીએ કે ઘેર તો ગમતું જ નથી. ખરૂં પુછો તો અમારો જીવ અહીં ને ખોળીયું ત્યાં એમ આખો દહાડો ને રાત લાગે છે. જાણે ક્યારે જઇએ, ક્યારે જઇએ, એમ થયા કરે છે.

**પ્રાણકોર**—એ તો ધારો જ છે કેની કે કોઇનું મન હેત દેખે ત્યાં માણસને જવાનું મન થાય છે.

**કમળા**—લો વીજળી! હવે આપણે વહેલાં આવ્યાં તેનું કંઈ કરી લો. હમણાં બધાં આવશે. (વીજળી તથા કમળા બોલ શીખી લે છે, ને પ્રાણકોર પણ સાથે ગોખી લે છે. એટલામાં ચંચળા આવે છે.)

**ચંચળા**—( દાદરે ચઢતાં ) વાહ રે અલી વીજળી ! તું તો મારાથીએ આગળ વધવા માંડી તો !

**વીજળી**—( લગાર હસીને ) જુઓ, ઉમરમાં તો તમે આગળનાં આગળ છો, ને પૈસામાંએ તમે આગળ છો. વળી ઘરે જોઇએ તો મારા કરતાં તમારૂં વિજ્યાલક્ષ્મીના આગળ છે, તોએ આમ બોલો છો ?

**ચંચળા**—તું તો આડા બોલી છે. હું તો એમ કહું છું કે સમજણમાં મારાથી આગળ વધી ગઈ છે.

**વીજળી**—ભલે ત્યારે હવે સીધું બોલું કે હું ના વધી હઇશ, તોએ તમારો મોટી બહેનનો આશિર્વાદ થયો એટલે હવે દહાડે દહાડે વધતી જઈશ. લો આ બધાં આવ્યાં, હવે આપણી વાત એટલેથી રાખીએ.

**ચંચળા**—( ભાગીરથીવિગેરે સૌને આવ્યાં જોઇને ) આવો કાકીજી ! આજ તો તમે પણ વખતસર આવ્યાં ને શું !

**પારવતી૦**—આ પરવારી'તી ત્યારે કશું ચાલો અહીં બેઠાં કંઈ વધવાનાં છીએ.

**ભાગીરથી**—ત્યારે હવે તો આપણે આપણું કામ ચલાવીએ. નહિ તો પેલી કહેવતવાળી વાત છે કે ' રાત્ર થોડી ને વેષ ઘણા. ' માટે જે સંભળાયું તે ખરૂં.

**વિજયા**—ત્યારે કેમ ચંચળ બહેન ! તમારે વગર કહે જ હું તો ધારાપ્રમાણે કહું છું.

**ચંચળા**—બોલો સૌ ' જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ. ' હા બહેન ! ચાલવા દો હવે.

**વિજયા**—( ગાય છે )

### ગરબી.

ધ્યાન તો પ્રભુનું ધરજો રે, સાહેલી સૌ કો, ધ્યાન તો પ્રભુનું ધરજો રે. ટેક.

ધ્યાન તો પ્રભુનું ધરજો, પાપ મળ દૂર કરજો,
સુખમાં સેવેળા[1] ઠરજો રે, સાહેલી૦
સત્‌સંગતિમાં ફરજો, સુગુણ હૃદયે ભરજો,
સુખે ભવસિંધુ તરજો રે, સાહેલી૦
પાપી જનથી ઝાઝું ડરજો, દૂર રહેવાને આદરજો,
પાપમતિથી ઉગરજો રે, સાહેલી૦
કુળની નીતિ આચરજો, સારી શીખ લઈ ઉછરજો,
દયા દુઃખીપર વાપરજો રે, સાહેલી૦

---

૧ વેળાસર.

રાગદ્વેષથી ઓસરજો, મનહર હરિ ના વિસરજો,
વાસના મારીને મરજો રે, સાહેલી૦

**ભાગીરથી**—( ' જય જય ' બોલાવીને પછી ) કાલે તો પેલી ગિરિજા તથા તેનો પતિ બંને જણાં જાત્રામાં લઈ ગયેલા ધનનું સારાં પાત્રને દાન આપીને પછી તે દિવસે પોતાના આશ્રમે જવા પાછાં વળ્યાં, ત્યાંસુધી કહેવાયું હતું. હવે આગળ શું થયું તે આરંભો.

**વિજયા**—( જય જય બોલીને ) પોતાના આશ્રમતરફ પાછાં વળ્યા પછી રસ્તે ચાલતાં તે ગિરિજા પોતાના પતિને કહેવા લાગી, હે પતિ! જ્યારે તમે લોકોના નિમિત્ત[1] પાઠ, પૂજા, અભિષેક, તથા જપવિગેરે કરીને આપણો નિર્વાહ[2] ચલાવતા ત્યારે, અને હમણાં આપણાં સુખદુ:ખમાં કંઈ વધઘટ થયેલી જણાતી નથી. ચાલે છે તેમનું તેમ જ ચાલે છે. ઉલટું તે વખતે તો કોઇ કોઇ વાર જ્યારે તે ગૃહસ્થો કામસર બોલાવતા ત્યારે તેમને ઘેર જવું પડતું. વળી જપ, પૂજાવિગેરેનો સંકલ્પ કરાવવા તથા તેનું ફળ આપવાવિગેરે ઘણાં કારણસર ગૃહસ્થોને ત્યાં જવા આવવાની જરૂર પડતી. તે સઘળું દુ:ખ આ આપણે અયાચક વ્રત[3] લીધા પછી મટી ગયું છે. વળી તે વખતે તમારે લોકના કલ્યાણથી પરમેશ્વરનું પૂજનવિગેરે કરવાની જરૂર પડતી, અને હવે તો રાત્રદિવસ આપણું પરમેશ્વરપ્રીત્યર્થે નિષ્કામ[4] કર્મ થાય છે; તે મારા ધારવાપ્રમાણે પેલાકરતાં વધારે ફળ આપનાર હશે. વળી અયાચક વ્રતસરખું તો આપણે પ્રથમ પણ પાળતાં જ હતાં, કારણ કે આપણે કંઇ તે વખત પણ કોઇને ત્યાં કશું માગવા જતાં નહોતાં. જ્યારે કારણસર કોઈ બોલાવીને આપતું ત્યારે જ તેને ઘેર જઇ લાવતાં. પણ હવે વધારામાં એટલું આપણે પાળ્યું છે કે કોઈ બોલાવે તોપણ તેમને ત્યાં જઇને કંઈ લાવવાનું નહિ,માત્ર આપણે સ્થાને આવીને જે કંઇ કંદ,મૂળ,પુષ્પ,પત્ર,ફળ કે અન્ન પ્રીતિથી અર્પણ કરી જાય છે, તે જ લઇએ છીએ. જુઓ પરમેશ્વરની કેવી માયા છે કે જ્યારે આપણે લોકોને ત્યાં જઈ લાવતાં ત્યારે પણ તેમ જ ચાલતું, અને હમણાં જ્યારે આ આપણાં ક્ષેત્રમાં થતાં ખડધાન્ય[5]ઉપર તથા આશ્રમે બેઠાં આવી મળે તેઉપર જ ચલાવવું ધાર્યું ત્યારે પણ તેમ જ ચાલ્યું, અને આ આશરે ૭ માસથી જ્યારે ખડધાન્યઉપર જ નિર્વાહ કરવો ધારચો, ત્યારે તે ધાન્ય પણ ક્ષેત્રમાંથી આપણી ભૂખ ભાગે એટલું નીકળી આવ્યું. એટલે પરમેશ્વર પોતાના ખરા ભક્તનો ટેક

---

૧ માટે, અર્થે. ૨ ગુજરાન. ૩ કોઇની પાસે કશું માગવું નહિ એવો નિયમ. ૪ કશી પણ કામનાવિના. ૫ ખેડયાવિના ઉગેલું અનાજ.

રાખે છે એવી વાર્તા સાંભળીએ છીએ, તે સાચી તો ખરી હો. અને હવે તો ઇશ્વરે આપણી દયા જાણીને આ અષ્ટ સિદ્ધિ ને નવ નિધિ આપી છે, એટલે મુદ્દલ દુઃખ રહેશે નહિ, કેમ ખરૂં કેની ?

હરદત્ત કહે છે, ખરૂં છે. આપણો તો એટલો જ ધર્મ છે કે પરમેશ્વરનું રાત્રદિવસમાં બને એટલું પ્રેમવડે સ્મરણ કરવું, અને તે રાખે તેમ રહેવું. આ શરીર આપણે આપણી મેળે ઉપજાવી લીધું નથી, કે તેની આપણને કાળજી હોય ? જેના વડે આ શરીર આપણને મળ્યું છે, અને જેણે માતાના સ્તનમાં દુધ આપણા જન્મ્યા પહેલાં તૈયાર રાખવાનો સંકેત કરી રાખ્યો છે, તે જ આ શરીરના સઘળા વ્યવહાર તેને ગમે તે પ્રકારે ચલાવ્યા કરે. એમાં આપણી કાળજી કરી ચાલતી નથી, અને કરવાની જરૂર પણ નથી, માટે હવે પરમાત્માનું સ્મરણ કરતાં માર્ગ કાપ.

પછી તે ગિરિજા અને હરદત્ત પરમેશ્વરના મહિમાનું સ્મરણ કરતાં પોતાના આશ્રમે આવી પહોંચ્યાં. ગિરિજાએ આશ્રમમાં જઇને પોતાના ઢાંકેલા ધનને જેમનું તેમ જોયું, ત્યારે તેને પૂરો સંતોષ થયો. પછી પોતાના પતિને મોટા હર્ષથી આહાર કરવાના પદાર્થ તૈયાર કરી ભોજન કરાવ્યું, તથા પોતે પણ જમી. પછી કામકાજથી પરવારી પોતાના પતિપાસે બેશીને તે ગિરિજા આપ્રમાણે બોલી.

ગિરિજા કહે છે, હે ભગવન્! મને દરિદ્રપણાનું દુઃખ આટલા દિવસ સાલતું હતું તે હવે, ધન છે, એવું જાણવા માત્રથી જ જતું રહ્યું. હજી આપણે એનો ખરો ઉપયોગ કરી સુખ લીધું નથી તોપણ મનમાં આટલી શાંતિ દેખાય છે, તો તે સુખ લેવાની વેળાએ તો કેટલી શાંતિ વળશે તે મારાથી કંઈ કળી શકાતું નથી. તમે તો સર્વ અગમનિગમ[૨]ને જાણો છો, એટલે તમને તો પહેલાં શોક નહોતો, અને હવે એથી આનંદ પણ નહિ જ હોય.

હરદત્ત કહે છે, હે ભગવાન્ની ભક્તિમાં પ્રીતિવાળી! આ જગત્ આખું શ્રીમહેશ્વરનું ઐશ્વર્ય[૩] છે. બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર અને બીજા ઇંદ્રાદિ સર્વ દેવતાઓ તે શ્રીમહેશ્વરની વિભૂતિ[૪]ના અંશના અંશથી ઐશ્વર્યવાળા ગણાય છે, અને તેમાં તેઓ આનંદ માને છે. તેમના આનંદથી ઘણો જ ઓછો આનંદ આપણા મૃત્યુલોકના ચક્રવર્તી રાજાને હોય છે, અને તેથી ઉતરતાં રાજાથી તે રંકપર્યંતનાં પ્રાણીઓ ક્રમે કરીને ઓછા

૧ નિયમ. ૨ શાસ્ત્ર અને વેદ. ભૂત ભવિષ્યવિગેરે જાણનાર એવો અર્થ પણ સાધારણ લોકમાં ચાલે છે. ૩ મોટાપણું જણાવનાર ચિન્હ. ૪ ઐશ્વર્ય.

આનંદના ભોગવનાર છે. તેમાં આપણા સરખાં પ્રાણીઓને તો આનંદની ખરી ખબર પણ નથી, તથાપિ મનવડે મિથ્યા આનંદ માની લઇએ છીએ. કારણ કે આ જગતમાં કોઈ પણ જીવ આનંદ માન્યાવિના જીવી શકતું નથી. ઇશ્વરના જગતનિર્વાહના[1] સ્વભાવનિયમથી સંપૂર્ણ પ્રાણીઓનાં મનમાં કોઇ કોઈ પ્રકારનો પણ આનંદ હોય છે, તેથી તેમનાં શરીર જીવતાં જણાય છે. માટે જ્યાંસુધી આપણે જીવીએ છીએ, ત્યાંસુધી આપણામાં આનંદ છે, એ વાત તો સાચી જ છે. પણ કેટલો આનંદ છે એનું કંઈ માપ નીકળી શકતું નથી, તેમ જ દુઃખ કેટલું છે એનું પણ કંઈ પ્રમાણ કાઢી શકાતું નથી. કારણ કે ચક્રવર્તી રાજાથી તે રંકપર્યંતનાં સઘળાં પ્રાણીઓ કોઈ પ્રકારનાં સુખને ભોગવતાં છતાં પણ અનેક પ્રકારનાં આધિવ્યાધિ[2][3]આદિ દુઃખને દેખે છે, અર્થાત્ અનુભવે છે. આથી એમ નિશ્ચય જણાય છે કે મારા વિષે પણ આનંદ અને શોકનાં કારણો તો ખરાં જ, પણ મનમાં વિચાર કરીને જોતાં તેમાંના એકેની પ્રબળ સત્તા જણાતી નથી. માત્ર એટલું ભાન થાય છે કે જેમ આપણે ઘેર સારાં નઠારાં માણસો આવે છે, તેમને આપણે જાણીએ છીએ, તેમ મારા શરીરમાં જણાતા આનંદ અને શોકના સાધારણ સ્વરૂપને હું જાણું છું, કે આ શોક છે અને આ આનંદ છે. પણ તે શોક તથા આનંદનો જાણનારો જ માત્ર હું છું. મારે તેને બીજો કશો સંબંધ નથી, એવું મને ભાન થાય છે; તેથી તેના સાથે હું શોકરૂપ કે સુખરૂપ થઈ રહેતો નથી. માટે હું સુખી, હું દુઃખી, એ ભાવવાળાં પ્રાણીને જેવું સુખદુઃખ અનુભવાય છે, તેવું મને થતું નથી; એટલે હવે હું તને વધારે સ્પષ્ટ કરીને શું કહું? તોપણ આ ધન આપણા આશ્રમમાં છે એમ જાણવાથી એક પ્રકારના સુખદુઃખના વિશેષ સ્વરૂપને હું આ બે દિવસથી જોઉં છું, પણ તેનું વર્ણન કરી કહેવાસરખું કંઈ ભાસતું નથી.

હે પતિવ્રતવાળી! તને સુખી દેખું છું, એટલું મને વધારે સુખ છે, એમ કહું તો ચાલે. કારણ પ્રથમ તને દુઃખમાં ડુબેલીસરખી દેખતો ત્યારે મને આફરતાં જુદું જ ભાન થતું હતું. હવે એ ધનથી તારા મનના મનોરથ પૂર્ણ કરી લેવાને તું ચુકીશ નહિ. કારણ કે આ ધનમાં પ્રીતિ રહે અને દેહ છુટી જાય તો પછી એ ધન જન્મ તથા મરણને આપ્યાવિના રહેતું નથી, માટે હવે ઉતાવળે તું તારા મનને પૂરેપૂરો સંતોષ આપી લેજે.

ગિરિજા કહે છે, હા એ વાતો તો ખરી કેમકે એવી કહેવત પણ છે

1 જગત્ ચલાવવાના. 2 મનનું દુઃખ. 3 રોગ.

કે 'આશા ત્યાં વાસા;' ને વળી ઘણાને મોઢે મેં સાંભળ્યું છે કે ધનમાં જીવ રાખીને મરી ગયેલા સર્પ થઇને તે ધનઉપર જ બેશી રહે છે, ને ઘણા તો ભૂત થઇને તે થાપણ સાચવે છે. તેથી એમ તો થાય છે કે જો વાસના રહી જશે તો પાછું આથીએ કોણ જાણે ઘણું દુઃખ વેઠવું પડશે. વારૂ ભૂત થતાં હશે એ વાત સાચી કે જૂઠી સમજવી?

હરદત્ત કહે છે, કેટલાએક વિદ્વાન્ થઇને એમ પણ સમજાવે છે કે "ભૂત એટલે થઈ ગયેલું, ભવિષ્ય એટલે થવાનું, અને વર્તમાન એટલે હોય છે તે. એમ કાળની સ્થિતિમાં પદાર્થની ગતિથી કાળના ત્રણ ભેદ ગણાય છે, પણ ખરૂં જોતાં તે ભેદ પદાર્થના છે, કાળ તો જેમનો તેમ છે. ત્યારે એ નિયમથી જેટલા પદાર્થ થઇ ગયા હોય તે સઘળા ભૂત પદાર્થ ગણાય છે, એથી મરી ગયેલાં તે 'ભૂત થયાં' એમ કહેવાય છે. પણ ખરૂં જોતાં આપણા લોકો માને છે એવાં ભૂતની યોનિ[1] આ જગત્‌માં મુ-દ્દલ છે જ નહિ." હે સ્ત્રી! આપ્રમાણે તે વિદ્વાનો કહે છે ખરા, પણ તેમનું કહેવું સર્વમાન્ય[2] નથી. કારણ કે જે જે પદાર્થ પૂર્વે હતા તે તે પ-દાર્થ રૂપાંતરમાં એટલે તેના તે અથવા જુદા સ્થાનમાં તેવા જ અથવા કોઇ બીજા નામરૂપઆકારમાં હોય છે. જેથી તે પૂર્વે પદાર્થો કોઇ પ્ર-કારની સ્થિતિમાં પણ હાલ છે. તેમ આ હાલના પદાર્થો પણ કોઇ જુદા પ્રકારની સ્થિતિમાં પણ આગળ રહેવા ઘટે છે. આ નિયમથી મરેલાં માણસો તથા અન્ય પ્રાણીઓ મરી જાય છે, તેમનાં શરીર પંચ ભૂતનાં હોવાથી પંચ ભૂતમાં ક્રમે કરી મળે છે, તથા તેમનાં શરીરમાં સ્થિત[3] અ-ર્થાત્ શરીરસ્થ આત્મારૂપ સામાન્ય ચેતન તે સમસર્વત્ર[4] સામાન્ય ચેતનમાં એકાકાર થઈ રહે છે; પણ જડ અને ચેતનના સંયોગથી રચાએલો સંયોગી જે જીવાત્મા, તે સ્વભાવ તથા વાસનાવડે બંધાએલો હોવાથી સ્વભાવ તથા વાસનાનો ક્ષય થયાવિના છુટતો નથી અને પોતાનાં કારણમાં મ-ળતો નથી. તેથી તે જીવાત્મા વારંવાર એક દેહ છુટવાથી બીજા દેહોને ધારણ કર્યા જ કરે છે, અને તેમ હોવાથી એક પ્રકારના વાયુપ્રધાન[5] વિ-લક્ષણ શરીરને ધારણ કરનાર તે જીવાત્માને ભૂત, પ્રેત, પિશાચઆદિ નામથી ઓળખતા આવીએ છીએ. આપ્રમાણે વસ્તુમાત્રના ખરા સ્વરૂપને જાણનાર સર્વજ્ઞ ઇશ્વિરસરખા પુરૂષો અસંખ્ય સૃષ્ટિને અનુભવતા આ ભૂતા-દિની જાતિને પણ અનુભવીને લોકોને જણાવતા ગયા છે. માટે એ વાર્તા કેવળ જુઠી નથી. પણ આપણા લોકમાં ઘણાં મૂર્ખ માણસો તેમાં વિશેષે

---

૧ જાતિ. ૨ સર્વને કબુલ. ૩ શરીરમાં રહેલું. ૪ બધે સમાન રીતે વ્યાપી રહેલું. ૫ વાયુનો ભાગ જેમાં વિશેષ છે એવા.

કરીને સ્ત્રીઓ અનેક નિમિત્તથી[1] ઠેકાણે ઠેકાણે ધુણે છે, અને જણાવે છે કે ' હું તો ભૂત છું, ને ફલાણી છું, ને અમુક કારણથી એને વળગી છું, ને ફલાણી વાતનું આમ થાય તો હું જાઉં" વિગેરે વચનો બોલે છે, એ વાર્તા સર્વથા સાચી નથી. લાખ માણસમાં કોઇને જ એ વાત સાચી હોય છે, બાકી બીજાં સઘળાંનો તો વહેમ તથા ઢોંગ જ જાણવો. કારણ કે એ જાતની સૃષ્ટિનું પણ કોઇને અધિપતિપણું[2] હોય છે. તેથી તે અધિપતિની મર્યાદા ભંગ કરીને વિના કારણે કોઇથી કોઇને અડચણ કરી શકાતી નથી. પણ હે સારી બુદ્ધિવાળી! આ જીવાત્માને વાસનાનો ક્ષય તથા સ્વભાવનો જય કર્યાવિના વારંવાર જન્મમરણને તથા અસંખ્ય દુઃખને ભોગવવું પડે છે, એમાં લગાર પણ સંશય કરવાજેવું મારા સમજવાપ્રમાણે નથી. માટે વિવેકી પ્રાણીએ આ ધનાદિ સઘળા વિષયની વાસના જીવતાં જ છોડીને જીવન્મુક્તિ[3] સુખ લેવું ઘટે છે. કારણ કે તેમ કર્યાશિવાય જન્મમરણદુઃખ મટતું નથી.

ગિરિજા કહે છે, ઓહો! આ રીતે જોતાં તો લાખો માણસમાંથી કોઇએક જ મુક્ત થતાં હશે. તેમાં મારા સરખાંને તો અસંખ્ય જન્મે પણ એવી મુક્તિ મળવી કઠિણ સમજાય છે. હે પતિ! અમે સ્ત્રીજાતિને પુરૂષકરતાં આઠગણી કામના હોય છે એમ તમારા મુખથી મારા સાંભળવામાં આવ્યું છે, તો એ આઠગણો કામ શી રીતે મટે ? પુરૂષને એકગણો કામ પણ છુટવો કઠિણ મનાયો છે તો સ્ત્રીઓની શી વલે ? ઘણી વાર મને મારા મનતરફ વિચારી જોતાં તથા આ બીજી સ્ત્રીઓના તરફથી વિચાર કરીને જોતાં ખાતરી થાય છે કે અમારામાં કામના વધારે હોય છે. આ જોતાં મને એવી શંકા વખતે થાય છે કે આ દેવલોકોની સ્ત્રીઓને તથા મુખ્ય બ્રહ્માણી, રૂદ્રાણી, તથા વૈષ્ણવી જે લક્ષ્મી તેમને પણ અમારી પેઠે આઠગણો કામ હશે કે કેમ ? આ સંશયનું મારી મેળે વિચાર કરતાં કાંઈ સમાધાન થયું નહિ. વળી એવી પણ શંકા થઇ'તી કે જેમ અમે સ્ત્રીઓ એકબીજાની અદેખાઈ કરીએ છીએ, તથા પોતાના સુખથી અભિમાની થઇને બીજાંને હલકાં ગણીએ છીએ, અને જુદાં જુદાં અનેક કારણોને ઉત્પન્ન કરી કામનાને વશ થઇને અમારા પતિને વારંવાર સતાવીએ છીએ, તેમ તે દેવ તથા અધિદેવની સ્ત્રીઓ પણ તેમને ઘડી ઘડી પજવતી હશે કે કેમ ? એ વાર્તાનું પણ મારાથી પો-

---

૧ કારણથી. ૨ રાજાપણું, ઉપરીપણું. ૩ જીવતાં જ પરમેશ્વરના પદને પામવાથી મળતું સર્વોત્તમ સુખ.

તાની મેળે સમાધાન થઈ શક્યું નહિ, ત્યારે આજે આ વાતપર વાત થતાં મને યાદ આવી ગયું, એટલે કહ્યું. હવે જો ઇચ્છા હોય તો એનું પણ મને સમાધાન આપજો.

હરદત્ત કહે છે, હે તીક્ષ્ણ બુદ્ધિવાળી! આ તારી શંકાનું સમાધાન આપું છું, તે સાંભળ. દેવતાઓમાં શુદ્ધ રજોગુણ પ્રધાન વર્તે છે, તેથી તેમને નાના પ્રકારના તે તે દેવલોકના વિષયની કામના થાય છે, તથા તેમનાં પુણ્યકર્મના બળથી તેમને તે તે પદાર્થ તરત મળે છે. તેથી તે દેવતાઓની સ્ત્રીઓને પણ તમારી પેઠે કામના તો ખરી, પણ તેનો સંતાપ નથી. કારણ કે જે જે દેવલોકો કેવળ પુણ્યકર્મનાં ફળને જ ભોગવવામાટે હોય છે, તેમાં તેમને ઇચ્છા કરાવનાર પુણ્યકર્મ જ ઇચ્છાપ્રમાણે ફળ પ્રકટ કરી આપે છે. તેથી તે સ્ત્રીઓને પોતાના પતિને પજવવાનું પ્રયોજન રહેતું નથી. અને બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રની શક્તિઓ તો સર્વજ્ઞ તથા આપ્તકામ[1]સરખી જ નિરંતર રહે છે, તેથી તેમને તો ક્લેશના કારણરૂપ કામના હોતી જ નથી. તેમને સ્વભાવકામના હોય છે. પણ તેમના સંકલ્પ સત્ય હોય છે, તથા તેઓ અભિમાનીપતિથી અભિન્ન[2]રૂપે સદા કાળ રહે છે, તેથી પુરૂષને અનુસરીને જ તેમની કામના હોય છે, અને સિદ્ધસંકલ્પ[3] હોવાથી તેમને કામનારૂપ સંકલ્પની સાથે જ તેવા પદાર્થ ઉપજી પ્રાપ્ત થાય છે, તેથી તેમને કામના દુ:ખનું કારણ નથી, અને તે કામનાના દુ:ખવિનાની સ્વતંત્રસરખી શક્તિઓ પોતાના સર્વ ઐશ્વર્યવાળા પુરૂષોને પજવતી પણ નથી. માત્ર આપણા મૃત્યુલોકસરખા જે પાપપુણ્યનાં ફળ ભોગવનારા લોક છે, તેમાં જ આ પ્રકારનો બનાવ બને છે. કેવળ પાપનાં ફળ ભોગવવાના લોકોમાં તો ઇચ્છેલો પદાર્થ ન મળવાથી નિરંતર દુ:ખ જ હોય છે. કારણ કે પાપનું ફળ તો દુ:ખ જ છે. સુખને માટે ઇચ્છા થાય, પણ તે ઇચ્છાનું કારણ પાપ છે તે દુ:ખરૂપ ફળ જ આપીને શમે છે. જેથી હે સ્ત્રી! આવા મિશ્ર ફળને ભોગવાવનાર લોકોમાં જ તારા કહેવાપ્રમાણે કામના થાય, તેથી દુ:ખ થાય, અને ઇચ્છેલા પદાર્થો પ્રસંગે મળે અને પ્રસંગે ન મળે તેથી આ સ્ત્રીઓ પોતાના પતિને પજવે છે. અન્ય સ્થળે એમ હોતું નથી.

ગિરિજા કહે છે, હવે એવિષે તો મને સમાધાન થયું, પણ આથી એક સંશય પાછો પેદા થયો, તે આ છે. મેં ઘણી પવિત્ર સ્ત્રીઓને મુખે નાનપણમાં કેટલીક વાતો સાંભળી છે, અને તેમાં ત્રણ અધિદેવની સ્ત્રીઓની પણ પરસ્પરની વઢવાડની તથા રાગદ્વેષની વાતો સાંભળી છે,

---

૧ જેમની સર્વ કામનાઓ તૃપ્ત થઈ છે તેવી. ૨ જુદાં નહિ એવાં, એક રૂપે. ૩ ઇચ્છા થતાં જ તેવું આવી મળે એવાં.

તેથી મનમાં ઘણી શંકાઓ આવતી અને આવે છે. એ વાર્તાઓમાંથી એક મને યાદ આવી છે, તે દાખલારૂપે કહું છું, તે સાંભળીને તેના ખરા ખોટાપણાવિષે તથા ખરી હોય તો તેનાં કારણસહિત સમાધાન આપજો. જુઓ, આપ્રમાણે તે વાત છેઃ—

એક વાર વિષ્ણુનાં સ્ત્રી લક્ષ્મી, મહાદેવ જે શંકર કહેવાય છે, તેમનાં સ્ત્રી પાર્વતીની પાસે મળવામાટે શ્રીકૈલાસમાં ગયાં. ત્યાં તેમણે બંનેએ મળીને ઘણીએક આનંદવાર્તા કરી. તે વેળા શ્રીશંકર બહાર એકાંત સ્થળમાં સ્વરૂપે સ્થિત થઈ બેઠેલા, અર્થાત્ તપ કરવા બેઠેલા, તેથી તે બંને સ્ત્રીઓએ એકબીજાના વૈભવવિષે વાત ચલાવી. તેમાં શ્રીલક્ષ્મીએ પોતાના વૈકુંઠના સારા વૈભવની સઘળી વાત કરીને શ્રીપાર્વતીને કહ્યું કે હે ઉમા ! તમે શ્રીશંકરને શરણ થઇને કોઈ દહાડો પશ્ચાત્તાપ કરતાં નથી શું? આ તમારા પતિ શ્રીશંકર તો વૈભવવિનાના વૈરાગી છે. એમની વિભૂતિમાં આ ભસ્મ છે, અને મોટો વૈભવી પદાર્થ તમારે ત્યાં હું જોઉં છું તો આ પોઠીયો ( બળદ ) જણાય છે. આવા તુચ્છ વૈભવવાળા શ્રીશંકરને પતિ કરીને તમને સારાં સ્થાન, વૈભવી પદાર્થ, તથા બીજાં અનેક પ્રકારનાં સુખમાંનું એકે સુખ મળતું હોય એમ જણાતું નથી, તો તેથી તમને સંતાપ નથી થતો શું ? આખો આનંદ લેવાનો સમય તેમાં તો એ તપ કરવા બેસે છે, ત્યારે તમે એકલાં રોજ બેશી રહીને એમના સ્વભાવથી કંટાળતાં નથી શું ? તમને ઉત્તમ પ્રકારનાં વસ્ત્ર, અલંકાર પહેરવાની, તથા બીજાં સુખ લેવાની ઇચ્છા નથી થતી શું ? આવિગેરે કેટલાક પ્રશ્ન એવી જ જાતના કરીને કહ્યું કે અરે રે ! મારા જોવા સમજવાપ્રમાણે તો તમને કશુંએ સુખ જણાતું નથી, તોપણ તમે ભલાં છો કે તમારા એવા પતિને પણ પ્રીતિથી સેવો છો.

ગિરિજા કહે છે, હે સ્વામિન્ ! આવિગેરે વચનો સાંભળીને શ્રીપાર્વતીને મનમાં તો ઘણો સંતાપ થયો, પણ તેને અંતરમાં સમાવેશ કરીને બોલ્યાં, હે લક્ષ્મિ ! મારા પતિ શ્રીશંકરના વૈભવને તમે જોઈ જાણી શકતાં નથી, તથા અમારા સુખને તમે અનુમાન પણ કરી શકતાં નથી, એટલો જ તમારો વૈભવ અમારાકરતાં ઓછો છે. બાકી બીજા સામાન્ય વૈભવમાં તો તમે આપણે સરખાં છીએ. અમારા વિશેષ વૈભવને અમે બે જ જાણીએ છીએ. તે બીજા કોઇને પ્રત્યક્ષ થતો નથી. તોપણ કદાચિત્ જાણવામાં આવતો હોય તો તમારા પતિને એવિષે પુછી જોજો. તે જાણતા હશે તો સર્વ તમને કહેશે, અને નહિ તો મારા પતિને હું પુછીને તેમની આજ્ઞા હશે તો અમારો સંપૂર્ણ વૈભવ બીજી વાર તમે આવશો ત્યારે તમને દેખાડીશ. હે વૈષ્ણવી ! મેં શુદ્ધ વિચારથી જ શ્રીશંકરને પતિ

કર્યા છે. તે વિચારને પણ લગાર સાંભળી લો. પ્રથમ તો આ આખું જગત્ લય પામ્યા પછી એ એક જ પુરૂષ જગત્ની અવધિએ રહે છે તેથી, અને જગત્ રચાતા પહેલાં સૌથી પ્રથમ એ જ પુરૂષ વિદ્યમાન હોય છે તેથી એમના વિના બીજા કોને વરૂં? કારણ કે મારી ઉત્પત્તિસમયે એમના વિના બીજો પ્રાણીપદાર્થ હોતો જ નથી. અને આ મારા અનુભવથી જ હું કહું છું કે મારા પરણ્યાપછી આ ભસ્મ જે મારા પતિની વિભૂતિ તમે દેખો છો એ ભસ્મમાંથી જ તમને, તમારા પતિને, તથા આખા જગત્ને આ મારા પતિ શ્રીશંકર રચે છે. તેથી મારી બુદ્ધિમાં એવા નિશ્ચયથી સમાધાન થાય છે કે આખું જગત્ એ જ અમારી વિભૂતિ છે તો પછી એથી વધારે વિભૂતિ કે ઐશ્વર્ય કોને દેખાડવું છે? કારણ કે માતાપિતાએ પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાઆગળ તે શું વૈભવ દેખાડવો હતો? માટે અમે સદા સંતોષથી સાદી સ્થિતિમાં રહીએ છીએ. વળી હે લક્ષ્મિ! આ મારા પતિ, પશુપતિ એવા નામથી જગત્માં પ્રસિદ્ધ છે. ત્યાં જે પ્રાણી કોઈ ધણીનાં બાંધ્યાં બંધાય તથા તેનાં છોડયાં છોડાય એવાં હોય છે, તેને પશુ કહીએ છીએ. જેથી આ આખા જગત્ને મારા પતિએ એક કામનાદોરવડે બાંધી રાખ્યું છે, તેથી આ જગત્નાં સંપૂર્ણ સ્ત્રીપુરૂષવિગેરે પ્રાણીઓ પશુરૂપ છે, અને તે સર્વને કામનારજ્જુબંધનથી છોડવા બાંધવાનું સામર્થ્ય મુખ્ય મારા પતિ શ્રીશંકરનું જ છે. માટે એમને પશુપતિ એ નામથી સર્વ જાણે છે. આવિગેરે અનેક કારણોથી એમના કોઈની જોડે પણ ન સરખાવી શકાય એવા સૌથી શ્રેષ્ઠ વૈભવને જોઈ જાણીને હું અખંડ સંતોષસુખમાં રહું છું. અને હે લક્ષ્મિ! તમેઆદિ સર્વ તો મારા પતિના કામનારજ્જુવડે બંધાએલાં હોવાથી પરતંત્રસરખાં છો. અગર જો તમારા પતિને મારા પતિએ આખા જગત્કરતાં વધારે વૈભવ આપ્યો છે, તથા તમને કામનાબંધન પણ બહુ શિથિલ બાંધ્યું છે, તથાપિ તમે અમારા પછી ઉપજો છો, અને અમારાથી પ્રથમ ખપી જાઓ છો, એટલી તમારાથી અમારામાં વિશેષતા છે.

ગિરિજા કહે છે, હે પતિ! તે શ્રીપાર્વતીની આ વાર્તા સાંભળીને રોમરોમમાં જેને ક્રોધનો ભાસ થયો છે, એવાં લક્ષ્મી એક પણ શબ્દ બોલ્યાવિના પોતાના વિમાનમાં બેશીને તત્કાળ ત્યાંથી વૈકુંઠમાં જતાં રહ્યાં, અને જઇને અંતરના સઘળા રોષસહિત આ બનેલી વાર્તા પોતાના પતિ શ્રીવિષ્ણુભગવાન્ને કહી સંભળાવી. શ્રીવિષ્ણુએ આ પ્રકારનો લક્ષ્મીનો સંતાપ જોઇને ઘણા પ્રકારની યુક્તિ કરીને તેમને શાંત કર્યાં; અને તે જ

---

૧ અંતે. ૨ હયાત. ૩ દોરડી. ૪ ઢીલું. ૫ રૂંવે રૂંવે.

પ્રમાણે શ્રીશંકરના તપથી જાગ્રત થવા પછી પાર્વતીએ પણ બનેલી સઘળી વાર્તા કહીને પછી સંતાપ જણાવ્યો કે હું મારા મનથી સમાધાનમાં રહું છું, પણ તમે સર્વમાં મારૂં હલકાપણું જણાય એવા આ તમારા વૈભવ-વિનાના વેષને હવે વેગળો કરો, અને સર્વના જાણવામાં આવે કે તમે જ જગત્ના ધણી છો, અને તમારાથી કોઈ મોટું નથી, એમ સૌને પ્રત્યક્ષ જણાય એવું કરો, અને મને સંતોષ પમાડો. આવિગેરે અનેક વચનો સાંભળીને શ્રીશંકરે પણ પાર્વતીનું ઘણા પ્રકારે સાન્ત્વન[1] કરી કહ્યું કે, હે મહાશક્તિ ! મોટાએ મોટાપણું ન જણાવવું, તથા પોતાના મનમાં પણ મોટાપણું ન રાખવું, એ જ મોટાની મોટાઈ હું સમજું છું. આ અસંખ્ય બ્રહ્માંડોમાં એવો કયો પદાર્થ છે કે જે તમને દુષ્પ્રાપ્ય[2] છે? મારા જાણવાપ્રમાણે તમને મેળવી આપવાયોગ્ય તથા મારા સમીપ રાખવાયોગ્ય એવો કોઈ પણ પદાર્થ નથી, માટે તમે સંતોષને રાખો. તમે સર્વશક્તિમાન્, અને સર્વજ્ઞ છો તેથી, તથા તમારો પણ સિદ્ધ સંકલ્પ હોવાથી જો ધારો તો આખું બ્રહ્માંડ ક્ષણમાં નાશ કરો તથા નવું ઉપજાવી પણ શકો એમ છે, તો હવે વિચાર કરો કે તમને શું મારે લાવી આપવું, તથા મારે પણ ક્યાંથી અને શું પ્રાપ્ત કરવું? શ્રીવિષ્ણુલોકઆદિ સંપૂર્ણ દિવ્ય ભુવનોની આપણા દ્વારા ઉત્પત્તિ, તથા અંતે આપણા દ્વારા લય થાય છે, તો તેવા ક્ષણિક પદાર્થોમાંનો કયો પદાર્થ તમને મોટાપણું આપનારો છે તે મને કહો. હે સંપૂર્ણ જગત્ની પૂજ્ય મહાદેવિ! આ સંસાર સંપૂર્ણ આપણો વૈભવ છે તો તેમાંથી કયો પદાર્થ તમને મોહ ઉપજાવે છે, તે મને દેખાડો; હું આ ક્ષણે તમને આણી આપું.

પાર્વતી કહે છે, હે વિશ્વપતિ! મારો સર્વથી શ્રેષ્ઠ વૈભવ, તથા પ્રાપ્ત કરવાયોગ્ય સુખનું સાધન માત્ર આપ જ છો, એ મને દૃઢ છે, તોપણ સ્ત્રીસ્વભાવને અનુસરીને આ વૃત્તિનો ઉદય મારામાં છે. આખા જગત્માં સ્ત્રીજાતિનાં અંતઃકરણમાં મારો સ્વભાવ જ કારણરૂપ છે, તેથી આ મારે અધીન વર્તનારો મારો સ્વભાવ પણ સંપૂર્ણ જગત્ના કારણભૂત હોવાથી જગત્માં પ્રવૃત્ત થયેલો પ્રસંગે મારા ચિત્તમાં પણ ખેલ કરે છે. તે સ્વભાવ એ જ મૂળ આપ છો, માટે આપ જ મારા ચિત્તને મોહ પમાડનારા છો, તેથી હવે મારે કોઈ વસ્તુ માગવાયોગ્ય નથી, અને આપના સમીપપણાથી હવે મને મારી મોટાઇનું યથાર્થ ભાન થયું છે, એટલે કાંઈ પણ ન્યૂનતા ખેદના કારણરૂપ જણાતી નથી. હે શ્રીશંકર! આપની મારા પ્રતિ પ્રસન્નતાવાળી અમૃતદૃષ્ટિ એ જ આખા જગત્ને પ્રાપ્ત નથી,

---

૧ સમાધાન. ૨ મળવો કઠિણ.

એવો મારો અલૌકિક વૈભવ છે, એ હવે મને સ્પષ્ટ સમજાયું છે; માટે હવે મેળવવાયોગ્ય કાંઇ પણ નથી, તથાપિ આપણા અનુપમ વિભવનું લક્ષ્મીને ભાન થાય એવું કોઈ ક્ષણે કરવાની મને કિંચિત્ ભાવના છે. પણ વિચારથી તો તે પણ શમી જાય છે.'

આ પ્રકારની શ્રીશંકરપાર્વતીની વાર્તાને નંદીએ સાંભળી, તેથી નંદીના મનમાં મોટો રોષ ઉત્પન્ન થયો, અને મનમાં 'અરે રે ! મારા સેવ્યની અવગણના, સંપૂર્ણ વિશ્વના દૈવતરૂપ હું મહાદેવની વિભૂતિને લજ્જા ઉત્પન્ન કરનાર છે; માટે હું કયા ઉપાયથી તે અવગણના કરનારના મદને ઉતારૂં' એ વિચાર કરતા પોતાના સ્થાનમાં રૂદ્રરૂપ[1] ધરી બેશી રહ્યા. શ્રીશંકરપાર્વતી તો આનંદમગ્ન થઇને પોતાને રમવાનાં દિવ્ય સ્થાનમાં ફરતાં ફરતાં ગયાં.

ગિરિજા કહે છે, હે પતિ ! આપ્રમાણે આનંદમાં ફરતાં શિવે શક્તિને પોતાના ઐશ્વર્યનું ભાન કરાવવાને અનેક સર્વોત્તમ વૈભવી સ્થાનની પ્રતીતિ[2] કરાવી પ્રસન્ન કર્યાં; એટલે એમનો તો સંપૂર્ણ રોષ દેખવા માત્ર હતો તે પણ કેવળ શમી ગયો. હવે શ્રીલક્ષ્મીને શ્રીવિષ્ણુ ભગવાને સમાધાન કરતાં કહ્યું કે 'હે રમા ! તમને સંતાપનું કારણ શું થયું, તેનો તમારી મેળે નિશ્ચય કરીને સ્વસ્થ[3] ચિત્તથી મને કહો. કોઇને પણ આપણા ઉપર કોપ કરાવવામાં ઘણું ખરૂં આપણે જ કારણરૂપ હોઇએ છીએ, અને કોઈ કોઈ સ્થળે તે પ્રાણીના પોતાના પાપસંસ્કાર પણ કારણરૂપ હોય છે, તથાપિ પોતપોતાના પાપસંસ્કારને જેમ છે તેમ ન જાણનાર તે પ્રાણી બીજાઉપર મિથ્યા દોષ મુકે છે. તેમ જ કોઇ પ્રસંગે તો પરસ્પરના વિરોધી સંસ્કાર જ એકબીજામાં પ્રકટ થઇને ભ્રાંતિ ઉત્પન્ન કરી એકબીજાને વિરોધના નિમિત્તરૂપે જણાવે છે. પણ એ સઘળા નિયમો જીવસૃષ્ટિમાં વિશેષે કરીને પ્રવર્તેલા છે, તમને લાગુ નથી; જેથી જગજ્જનનીરૂપ[4] શક્તિને અને તમારે પરસ્પરમાં કિંચિત્ નહિસરખો પણ વિરોધ થવાનું કારણ શું છે તેને તમે જાણો તે મને કહો.'

લક્ષ્મી કહે છે, હે સંપૂર્ણ જગત્ના સ્વામિન્ ! મેં પ્રથમ એમને વૈભવરહિત પતિને શા સુખના અનુમાને પરણ્યાં, તથા આજપર્યંત સેવો છો, એ વાર્તા પુછી. તેમાં તેમની વૈભવવિનાની સ્થિતિ તેમને દુઃખદાયક કેમ થઇ પડતી નથી એ જાણવા સહજ મેં પુછ્યું. તેમાં તેમણે તમને પણ વૈભવ મારા પતિએ આપેલો છે, અને સર્વની આદિ તથા સર્વનો અંત મારા પતિ જ છે, એવિગેરે પોતાનાં અભિમાન તથા મોટા-

---

૧ ક્રોધવાળું સ્વરૂપ. ૨ ભાન. ૩ શાંત. ૪ જગત્‌ની માતારૂપ.

ધનાં વચનો બોલીને આપણી ગૌણતા સ્પષ્ટ કરી મને કહેવા લાગ્યાં, એ-
ટલે તે મને ઠીક ન લાગવાથી હું તેમને એક શબ્દ પણ ઉત્તરમાં કહ્યા-
વિના રોષથી આપણા સ્થાનમાં આવી. એમાં મારો પ્રથમ વાત કરવા-
નો દોષ તો ખરો, તોપણ એમણે મને ન રૂચે એવી વાર્તા કહી છે, એમાં
નો કંઈ સંશય નથી, એમ મને સમજાય છે.

શ્રીવિષ્ણુ કહે છે, હે વૈષ્ણવી! તમે તમારા સ્વરૂપનો વિચાર કરો,
તો તમને જેમ છે તેમ જાણવામાં કંઈ કઠિણતા નથી. એ આપણાથી પ-
શ્ચાત્[1] પ્રકટ થયાં નથી એટલે પ્રથમ છે એ વાર્તા નિ:શંક સાચી છે, અને
એમ છે તો આપણા પૂર્વે એ, તેથી આપણી અવધિએ પણ એ જ હોવાં
ઘટે છે. વસ્તુત: તો આપણે અને એ સર્વ એક જ છીએ, પણ જે
ઉપાધિથી આપણો એમનો ભેદ જણાય છે તે ઉપાધિ જોતાં એ મૂળ
અને આપણે પછી છીએ. તોપણ એમની મહાનતા સઘળી આપણને
આપી એ નિરૂપાધિપણે રહે છે, તેથી એમની શ્રેષ્ઠતા તો આપણા જા-
ણવામાં છે જ. વળી વિચારો કે સર્વ મહાસતીઓમાં શિરોમણિ એ શ-
ક્તિને તમે પતિની નિંદાસરખા ભાવવાળાં વચનો સંભળાવ્યાં તે એ કેમ
સહન કરે? તોપણ તેમણે સહન કર્યાં, અને તમને સાચી વાત કહેતાં પણ
રોષ જણાયો, માટે એ ઘણું અણઘટતું થયું છે. સતીને વિરોધી વચન
કહ્યાના દોષનું ફળ એ જ આ તમારો રોષ તથા પશ્ચાત્તાપ છે. માટે હવે
અંત:કરણને શાંત કરી રોષને ત્યજો, અને ખરૂં છે તે જુઓ. પછી
ચાલો, મારી સાથે એ વૈભવહીનના વૈભવને જુઓ, અને પ્રસન્ન થાઓ,
તથા તેમના કરેલા દોષની ક્ષમા માગો. આ પ્રકારનાં વચનો કહીને પુરૂષ-
ચેષ્ટા કરતા વિષ્ણુભગવાન્ લગાર હસ્યા, તેથી લક્ષ્મી બોલ્યાં, હું આજ-
દિનસુધી તમને જ સૌનું મૂળ સમજું છું, અથવા એ પણ આપણી બરો-
બરનાં છે, એમ જાણું છું; અને એમની શ્રેષ્ઠતાને આજદિનસુધી કોઈ
નિમિત્તથી મેં જાણી નથી, તો પછી ખરૂં જ મેં કહ્યું છે, અને તેમાં કાંઈ
મારો અપરાધ નથી. અને તેમ છતાં તમે મને એમની શ્રેષ્ઠતા દેખાડો તો
પછી હું આ પ્રકારના નિશ્ચયને છોડી ક્ષમા માગું. વિના કારણ તમારાં હ-
સવાસરખાં વચનને હું બળવાન્ ગણતી નથી, માત્ર હાસ્યવચન ગણું છું.

ગિરિજા કહે છે, હે સ્વામિન્! આવાં લક્ષ્મીનાં વચન સાંભળીને
ભગવાન્ ગરૂડઉપર લક્ષ્મીસહિત આરૂઢ[2] થઈને શ્રીકૈલાસપર્વતમાં શંકરના
સ્થાનમાં આવ્યા. વિષ્ણુને શ્રીશંકરના સેવકોએ સવિનય પ્રણામ કરીને,
દિવ્ય સ્થાનમાં વિચરતા શ્રીશંકરપ્રતિ જવા માર્ગ આપ્યો. ત્યાં આગળ

---

૧ પાછળ. ૨ બેસીને.

નંદીને બેઠેલા જોઇને ગરૂડને તેમના સામા મુકીને લક્ષ્મી તથા શ્રીવિષ્ણુ તે રમણીય સ્થાનમાં ફરતાં ફરતાં શ્રીશંકરના સમીપ આવ્યાં. શ્રીશંકર તેમને દૂરથી દેખીને મોટા પ્રેમથી સામા ધસી આવીને અધિક પ્રેમથી ભેટ્યા. તેમ જ જેમનો રોષ નિર્મૂળ થઇ ગયો છે એવાં પાર્વતીએ પણ હસીને લક્ષ્મીના હસ્ત ઝાલી ભેટ લીધી. પછી ફરતાં આનંદવાર્તા કરતાં શ્રીશંકરે લક્ષ્મીને કહ્યું, ' હે દેવિ ! તમે આ સંસારનાં પાલન કરનાર થઇને અમારી અવગણના કરો છો, એ કાંઇ તમને ઘટતું નથી. તમે મોટાં તમારો ધર્મ ના પાળો તો પછી અમારાંસરખાંની શી વલે ? અમને વૈભવહીનને તો તમારે ઘણા સ્નેહે રક્ષવાં જોઇએ. માટે રોષ ત્યજીને અમારા પ્રતિ પ્રેમભાવ રાખજો. તમે તથા આ મારી સેવામાં રહેનાર તમારી સખીરૂપ શક્તિ સર્વ વસ્તુને જાણનાર તથા સર્વ કરી શકનાર છતાં પણ પોતાના સ્વભાવ વશ થઇ પરસ્પર બોલ્યાં હો તેનો લગાર પણ વિરોધ રાખશો નહિ. ' આ વચનો સાંભળીને લક્ષ્મી પોતાના પતિતરફ જોતાં લગાર હસીને બોલ્યાં,'હવે મારો વિના કારણનો રોષ છુટી ગયો છે.'

આવિગેરે વાર્તા કરતાં પછી થોડી વારે પાછાં પોતાના સ્થાનમાં જવાની ઇચ્છા જણાવી, વિષ્ણુ તથા લક્ષ્મી ત્યાંથી ગરૂડતરફ આવવા નીકળ્યાં, એટલામાં અત્યંત ક્રોધ વ્યાપ્યો છે જેમને એવા આખા જગત્‌ના મહાપ્રાણરૂપ શ્રીનંદીએ પોતાના પતિનો વૈભવ દેખાડવાના આશયથી[1] સામા બેઠેલા ગરૂડજીને મોટા શ્વાસપ્રશ્વાસના વેગથી પોતાતરફ ખેંચવા તથા પાછા ફેંકવા માંડ્યા. તે એટલે સુધી કે શ્વાસ ખેંચતાં તો ગરૂડજીને પોતાના નાકમાં ખેંચી લેતા, તથા લગાર રોકીને પાછા પ્રશ્વાસથી ફેંકતા. આપ્રમાણે કરતાં ક્રમે કરીને તે નંદીએ એવા બળથી ધમણની પેઠે પ્રાણની ગતિ વધારીને તે ગરૂડજીને વેગથી ખેંચવા તથા ફેંકવા માંડ્યા કે બિચારા ગરૂડજી તો છેક શિથિલ થઇ ગયા, અને તેમને આજુબાજુ ક્યાંહી પણ નાસી જવાજેટલું પણ સામર્થ્ય રહ્યું નહિ. એટલામાં શ્રીવિષ્ણુલક્ષ્મી ત્યાં આવી પહોંચ્યાં, અને પોતાના ગરૂડની આ સ્થિતિ જોઇને લક્ષ્મીને ભારે સંતાપ થયો. પછી તો નંદીએ ગરૂડને શ્વાસ રોકીને નાકમાં જ રોકી રાખ્યા. લક્ષ્મીએ શ્રીવિષ્ણુને કહ્યું કે ' અરે ! આપણા ગરૂડને આ પોઠીઓ મારી નાંખશે કે શું ? હવે એનો કોઇ ઉપાય કરો. ' વિષ્ણુએ કહ્યું ' શો ઉપાય કરીએ ? એ શ્રીશંકરનું વાહન તો આખા સંસારનો મહાપ્રાણ છે. જો એમના વેગઆગળ આપણે જઇશું તો ગરૂડની વલે તે જ આપણી વલે થશે. મને તથા તમને પણ પોતાના નાકમાં ખેંચી લેશે; ને જો પાછાં છોડે નહિ તો આ ત્રિભુવનમાં હાહાકાર થઇ

---

૧ હેતુથી.

જશે. માટે હવે માત્ર એક ઉપાય છે. ચાલો આપણે એમના પુચ્છ-પાસે જઇને પછી જેવા ગરૂડને બહાર મુકે કે આપણે એમના પુચ્છને સ્પર્શ કરીએ, એટલે એ આપણા તરફ જોશે, અને તેથી ગરૂડ એમના વેગમાંથી છુટશે. પણ એટલી દીનતા કર્‍યાવિના આ ગરૂડને બચા-વવાનો કોઈ ઉપાય નથી. કારણ નંદી તો સૃષ્ટિના અંતપર્યંતના આ-યુષ્યવાળા છે.' પછી તે શ્રીવિષ્ણુ તથા લક્ષ્મીએ જઇને પુચ્છઆગળ ઉભાં રહી વાટ જોઈ, પણ નંદીએ ગરૂડને છોડયા નહિ; ત્યારે વિષ્ણુએ લક્ષ્મીને કહ્યું કે 'નંદીપાસે ગરૂડજી માગી લો.' આ ગરૂડજીને નંદી છોડતા નથી એ વાર્તા શ્રીશંકર જાણીને તરત દ્વારસમીપ શક્તિસહિત આવ્યા. એટલામાં લક્ષ્મીએ કહ્યું કે 'હે નંદી! અમારા ગરૂડને છોડો.' પછી તરત જ વેગથી ગરૂડને છોડયા, તે મૃતસરખા[1] થઇને પૃથ્વીપર પડી ર-હ્યાથી વિષ્ણુલક્ષ્મીએ તરત જ પુચ્છને હાથ અડકાડયો. ગરૂડજીની સ્થિ-તિ જોઈ લક્ષ્મીનાં નેત્રમાં સ્નેહજળ આવ્યાં, તેને હાથવડે લુછી નાંખ્યાં. આ સઘળું જાણીને શ્રીશંકરે નંદીને મોટી લજ્જા પ્રાપ્ત થાય એવાં કઠિણ વચનો કહ્યાં, અને ગરૂડજીને અમૃતદૃષ્ટિથી જોઇને શ્રીશંકરે પોતાનો હાથ મુકયો, એટલે સર્વ વ્યથાથી[2] રહિત થઇને ગરૂડજીએ શ્રીશંકરની સ્તુતિ કરી. પછી રોષ ત્યજીને નંદીએ શ્રીવિષ્ણુને પ્રેમથી પ્રણામ કર્‍યા, અને અપ-રાધની ક્ષમા માગી. પછી વિષ્ણુએ લક્ષ્મીને કહ્યું કે 'હે માયા! આ નં-દીને તમારાં વચનોથી ક્રોધ ચઢેલો, તેથી એમણે શ્રીશંકરના વૈભવીપ-ણાનું ભાન કરાવવામાટે આપણા ગરૂડને સંતાપ આપ્યો. માટે જુઓ, આ આખા જગત્‌ના જીવનના હેતુરૂપ નંદી જેની મોટી વિભૂતિ છે, એવા શ્રીશંકરને સમીપ રાખવાયોગ્ય બીજો કોઇ પણ વૈભવ નથી. પછી પર-સ્પરને મળીને શ્રીવિષ્ણુલક્ષ્મી પોતાને સ્થાનકે ગયાં. આથી પાર્વતીને પણ સંતોષ થયો.

આપ્રમાણે કહીને ગિરિજા કહે છે, હે પતિ! આવી વાર્તાઓ ઘ-ણી મારા સાંભળવામાં આવેલી. એમાં મારાથી કંઇ વધતું ઓછું તો થઈ ગયું હશે, પણ મતલબ બરાબર છે. હવે જો તેમને એકબીજાને દુઃખ ન લાગતું હોત તો આવી વાર્તાઓ લોકને જોડી કરવાનું ફળ શું? અને આ રીતનાં ક્રોધ, શોક, મોહનાં કારણ તેમને ખરાં કે નહિ? અને વળી એ વાતને ખોટી કહીએ તો તે પણ ઘટતું નથી. કારણ કે આજદિનપર્યંત પણ તે વાર્તાનો રહેલો દાખલો આપણા જોવામાં આવે છે, અને ઘરડાને મુખે પણ તેમ જ સાંભળ્યું છે. તે દાખલો એ છે કે જે દિવસે શ્રીવિષ્ણુ

---

૧ મરી ગયેલાજેવા. ૨ દુઃખથી.

તથા શ્રીલક્ષ્મીએ નંદીના પુચ્છને સ્પર્શ કરેલો તે દહાડાથી આ આપણા લોકમાં આજસુધી એ નીતિ ચાલે છે કે મહાદેવના દેવળમાં જે લોક દર્શન કરવા જાય છે તે સૌથી પ્રથમ જ શ્રીનંદીના પુચ્છને હાથ અડકાડે છે, અને પછી મહાદેવનાં દર્શન કરે છે. માટે એ રિવાજ ચાલુ રહેવાથી પણ આ વાત સાચી છે, એમ લાગે છે. પછી આપ જે જાણો અને કહો તે ખરૂં.

હરદત્ત કહે છે, હે સ્ત્રી ! આ પ્રકારના ઘણા પ્રસંગો પુરાણોમાં પણ કોઈ સ્થળે છે ખરા, પણ લોકો તેને મોંઢેથી કરવામાં વખતે ખરા ખોટા રૂપમાં મુકે છે; તોપણ આ તારા બોલવામાં છેક તેવો બગાડ આવેલો જણાતો નથી. એ વાર્તામાં સત્યઅસત્ય નિર્ણય[1] કરવાના કામમાં અલ્પજ્ઞ જીવોનું સામર્થ્ય નથી. તોપણ પોતાના સુખવાસ્તે જેમ વિવેકવડે પૂરતો નિર્ણય કરી દરેક વાર્તાનો ઉપયોગ કરી લેવામાં આવે છે તેમ આવા પ્રસંગને માટે પણ કરવું જોઇએ. ત્યાં આ પ્રસંગને સમજી સાર લેવાનો વિવેક આ પ્રકારનો છે. આ લોકનાં મનુષ્ય પ્રાણીઓમાં પણ વિવેકી સ્ત્રીપુરૂષો વિના કારણ એકબીજાને દુઃખ ઉત્પન્ન કરતાં નથી, તથા પરસ્પર વઢતાં નથી, તો સૃષ્ટિના અધિપતિરૂપ એ શ્રીશંકરપાર્વતી તથા શ્રીવિષ્ણુલક્ષ્મીઆદિ પરસ્પર વિખવાદ કરે અથવા વિના કારણ વઢે, એ તો સંભવે જ કેમ ? તેમાં પણ આ લોકમાં તો જીવો રાગદ્વેષાદિ દોષોને વશ હોવાથી કદાચ અદેખાઇથી તથા અભિમાનથી પરસ્પર વઢે, પણ તેમને તો જીવના સરખો રાગદ્વેષ હોતો નથી, એટલે તેમને વઢવાડની જરૂર રહેતી નથી. વળી આપણે અલ્પજ્ઞ છીએ એટલે કોઈ પણ દેખાતી તથા ન દેખાતી વસ્તુઓનાં ખરાં સ્વરૂપને જાણતાં નથી, માટે મિથ્યા વિખવાદ થાય, પણ તે તો સર્વજ્ઞ રહ્યાં, એટલે તેમને તો એકબીજાનાં ખરાં સ્વરૂપની જાણ હોય છે. જેથી તેવે કારણે પણ વિરોધ થવાનો સંભવ નથી. તોપણ મોટાંના દાખલા આપીને બોધ કરવાનો આપણા વૃદ્ધોનો ચાલ છે, તેથી એવાં દૃષ્ટાંતોથી બોધ આપે છે. તેમ જ લીલાનિમિત્તે[2] ઇષ્ટકૃત[3] આગંતુક[4] આવરણથી[5] તે શક્તિઓને ભ્રમ થાય, અને એવો ભ્રમરૂપ વ્યવહાર કરે તોપણ સંભવે છે. કારણ કે સંપૂર્ણ ભ્રમનો હેતુ એ માયારૂપ શક્તિઓ જ છે. માટે એવી વાર્તા કેવળ ખોટી છે, એમ કોઇ પણ વિવેકી પુરૂષથી કહી શકાય નહિ. તોપણ એ વાર્તાના સાચાજુઠાપણાના નિર્ણયથી આપણું તાત્કાલિક કોઇ પણ હિત નથી. પણ માત્ર એમાંથી આપણા

---

૧ નિશ્ચય. ૨ રમતમાટે, કોઇ કાર્યઅર્થે. ૩ ઇષ્ટે કરેલા. ૪ નિરંતર નહિ, પણ કોઇ વખત કોઇ નિમિત્તથી આવે તેવું. ૫ પડદો, અંતરાય.

સુખના હેતુરૂપ બોધ શું લેવો ઘટે છે, એટલો જ વિચાર કરવો ઘટે છે. તે વિચારનું સ્વરૂપ આ છેઃ—

કોઇએ પણ લક્ષ્મીની પેઠે કોઈ પણ સ્ત્રીને તેના પતિની નબળી વાત કહેવી નહિ, કારણ એ લઢાઇનો પાયો છે. કદાચ કંઇ કહેવાઈ ગયું તો તેનો જે જવાબ આવે તે સહન કરવાની શક્તિ રાખવી. તેમ જ બનતાસુધી દુઃખ લાગે એવા કઠોર શબ્દથી જવાબ આપવો નહિ, કારણ કે તેથી વૈર વધે છે. પોતાની ગમે તેવી ચઢતી સ્થિતિ હોય પણ તેથી આપણી મોટાઇ માની બીજાંને ન સહેવાય એવાં મોટાઇનાં વેણ સંભળાવવાં નહિ, તથા સામાંને નીચાં ગણવાં નહિ. આ સંસારમાં અમુક પ્રકારની સ્થિતિ જ મોટી અને સારી ગણાય, તથા અમુક સ્થિતિ જ નીચી અને નઠારી ગણાય એવો વિચારવાન્ તથા તત્ત્વવિત્[1] પુરૂષોને માનવાયોગ્ય વ્યાવહારિક સ્થિતિઓને માટે કોઇ મુખ્ય નિયમ નથી. કારણ કે આ સંસારમાં સ્ત્રીવિનાના પુરૂષને પણ ઘણે અંશે દુઃખી જોઇએ છીએ, તેમ જ સ્ત્રીવાળા પુરૂષને પણ અધિક અંશે ક્લેશમાં દેખીએ છીએ. પુત્રવાન્‌ને તથા અપુત્રવાન્‌ને, ધનવાન્‌ને તેમ જ દરિદ્રિને, ઘરવાળાને તથા ઘરવિનાનાને, રોગીને તથા નીરોગીને, ભોગીને તથા દેખવા માત્ર ત્યાગીને, રાજાને તેમ જ રંકને, તથા એવી જ અનેક પ્રકારની વિરોધી બેએ અવસ્થાવાળાને દુઃખમાં દેખીએ છીએ. તેથી ખરા દુઃખી તથા ખરા સુખી અમુક સ્થિતિવાળાને જ ગણવા, એવો દેખીતા વ્યવહારના પદાર્થોની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિવાળી સ્થિતિથી નિશ્ચય કરી શકવાને અવ્યભિચારી[2] મુખ્ય કોઇ પણ નિયમ નથી. માટે વિચારવાન્ સ્ત્રીપુરૂષે કોઇની પણ ગમે તેવી સ્થિતિને નબળી ગણી તેને વખોડવી નહિ. પણ તે સ્થિતિમાં જ તેમને સંતોષ મળે એવાં વચનો જરૂર પડયેથી કહેવાં. વળી સ્ત્રીઓની ટુંકી બુદ્ધિ હોય તો તે જાણીને કોઇ પણ વિવેકી પુરૂષે તેનું ઉપરાણું લઇને કોઇજોડે વઢવા જવું નહિ; પણ આ પ્રસંગની પેઠે રૂડે પ્રકારે સમાધાન કરી લેવું. આ સઘળું છતાં પોતાની મોટાઇ પોતાને મુખે તો કદાચિત્ પણ કહેવી નહિ. હે સ્ત્રી! આવિગેરે અનેક પ્રકારના વિવેકવિચારથી એવા પ્રસંગોનો તેમાંથી સાર લેવારૂપ ઉપયોગ કરવો. પણ બનતાસુધી ખાસ પ્રયોજન તથા આપણા સામર્થ્યનો વિચાર કર્યાવિના એવી વાર્તાના સત્યાસત્ય સ્વરૂપનો નિર્ણય કરવા યત્ન કરવો નહિ. લે હવે, આપણે તો તારી વાતમાંથી મોટા પ્રસંગમાં ઉતરી પડયાં છીએ, માટે તારે કહેવાનું કંઈ છે કે કેમ? મારે સંધ્યાનો સમય થવા આવ્યો છે.

---

૧ પરમેશ્વરને જાણનારા. ૨ નિર્દોષ, સર્વત્ર લાગુ પડતો.

ગિરિજા કહે છે, હા હા, મારે તો એટલું જ પુછવાનું હતું કે હવે કાલે આપણે યાત્રામાં જવાનું, તે પાછું પેલામાંથી કંઈ કાઢવું ખરૂં કે નહિ? અને હવે આપણને એનાથી સુખ થાય એવો કયારે અને શી રીતે સમય આવશે, એનો વિચાર મને કંઈ દેખાડવાની ઇચ્છા હોય તો કહેજો.

હરદત્ત કહે છે, હા એ તો પાંચે દિવસ યાત્રામાં તો આપણને ઈશ્વરે આપ્યું છે માટે તારો જીવ ચાલે એટલું વાપરવું; અને આપણે સુખ લેવાનો સમય તો હવે આપણે મહારાજને એક વાર એકાંતમાં પ્રાર્થના કરીએ, એટલે આવ્યો જ છે, એમ જાણવું. એમની કૃપાથી હવે પછી કેવી રીતે વ્યવસ્થા કરવાથી ઠીક પડશે, એવિષેના ઘણા યોગ્ય વિચાર તો મને આવી ગયા છે. પણ એમની શ્રીમુખની આજ્ઞા માત્રનો વિલંબ છે, તેથી તું પ્રસન્ન રહેજે. હવે ઝાઝા દિવસની આડ નથી. ત્યારે હવે તો હું સ્નાન કરી સંધ્યા કરવા જાઉં છું. તું પણ યોગ્ય કામમાં લાગ.

**વિજયા**—પછી તે સ્ત્રીપુરૂષ પોતાને કામે લાગ્યાં. ( જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ બોલાવીને ) અહીંથી જ રાખીશું. હવે તમારા રોજના નિયમપ્રમાણે કંઇ સમાપ્તિમાં બોલું છું, પછી ઉઠીએ; કેમ ?

**ચંચળા**—હા, હવે મને ગમ્યું. એમ રોજ અમારા માગ્યાવિના આપો ત્યારે ખરી મહેરબાની તમારી જાણીએ. બાકી 'માગ્યાવિના માએ ના પીરસે' એવું તો છે જ.

**વિજયા**—લો, એમાં મહેરબાની શેની! હું મારા કલ્યાણમાટે કહું, ને તમને પણ લાભ. એવી મહેરબાની કરાવનારના પણ જગત્‌માં આજે તો ટોટા છે બહેન! ( એમ કહી 'જય' બોલી ગાય છે )

**પદ.**

પીડાના હરનાર, પ્રભુ તો, પીડાના હરનાર. ટેક.
દુઃખ દેખીને નિજ ભક્તોનાં, નિત્ય કરે ઉપકાર, પ્રભુ૦
આધિ વ્યાધિ આદિ ઉપાધિ, ટાળિ દિએ સુખ સાર[1], પ્રભુ૦
સ્મરણ કરે તો તત્ક્ષણ જાણી, ક્લેશ કરે સંહાર, પ્રભુ૦
તાપ શશિ[2], ને શીત[3] હરે રવિ[4], તેમ શાંતિ દેનાર, પ્રભુ૦
જેમ શત્રુના શિરને છેદે, ખડ્‌ગતણી શુભ ધાર, પ્રભુ૦
સમુદ્રનાં તોફાનથી રક્ષી, નાવિક આણે પાર, પ્રભુ૦
સદ્‌ગુરૂ બોધ દઇ જેમ સારો, ટાળે યમનો માર, પ્રભુ૦

---

૧ ખરૂં. ૨ ચંદ્ર. ૩ ટાઢ. ૪ સૂર્ય.

સુવૈદ્ય ઔષધી આપીને જેમ, રોકે સર્વ વિકાર, પ્રભુ૦
દુષ્ટ જમેલા[1] ઉરના કફને, (જેમ) ગાળી કાઢે ક્ષાર,[2] પ્રભુ૦
વ્યવહારિક અડચણ કાઢે જેમ, કરિ કરિ જન સુવિચાર, પ્રભુ૦
અગ્નિ જેમ ઉપાધિ સકળને, બાળિ કરે છે છાર, પ્રભુ૦
નેષ્ટ દઈ ઉપમા દૃષ્ટાંતે, કીધો મતિસંચાર, પ્રભુ૦
મનહર હરિસમ અન્ય ન જગમાં, શાપર ધરવો ભાર, પ્રભુ૦

**ચંચળા**—'જય જય શ્રીસદ્ગુરૂ દેવ.' કેમ કાકીજી! હવે ઉઠીશું? આજે તો ઘણી વાર થઇ છે.

**પારવતી૦**—હા ચાલો હવે. વળી તારસોરી હમણાં સાંજ પડશે, ને પાછાં આવવાનું છે કેની? (સૌ પોતપોતાને ઘેર જાય છે.)

**વિજયા**—(થોડી વાર પછી મનોહર ઘરમાં આવે છે ત્યારે) કેમ, આજે કંઇ વહેલા પધાર્યા કે શું?

**મનોહર**—હા, આજે લગાર વહેલો આવ્યો. સૂર્યદેહાના કિનારાઉપર બેશીને ઇષ્ટસ્મરણ કરતો હતો. પછી ત્યાંથી વૃત્તિ ઉઠી ત્યારે કહ્યું ચાલો, હવે રાત્ર અંધારી છે, એટલે સંધ્યા કરીને આજે વહેલો જ જાઉં. ખરૂં પુછે તો આ ઘરકરતાં નદીને આરે એકાંતે બેસું છું ત્યારે ચિત્તમાં શાંતિ સારી રહે છે. અને પવિત્ર સ્થળમાં જપ તપ કરવાનું ફળ પણ શાસ્ત્રમાં તેથી જ કહ્યું છે.

**વિજયા**—એમ હોય તો આ શહેર પણ તાપીને કિનારે આવ્યું છે, એટલે પવિત્ર સ્થળ જ ગણાય કે નહિ? અને પવિત્ર ગણાય તો આ શહેરના સઘળા લોકોનાં ચિત્ત કેમ શાંત નહિ થતાં હોય?

**મનોહર**—ઘણાં માણસોનો કોઈ કોઈ પુણ્યના અંશથી પવિત્ર સ્થાનમાં વાસ થાય છે, પણ તેમનાં બીજાં પાપકર્મનાં ફળથી તેમની મતિ સારી રહેતી નથી. તેમ જ તેમની તીર્થમાં શ્રદ્ધા પણ બરાબર રહેતી નથી. વળી ઘણા લોકોનો જમાવ થઈ વસે છે, એટલે એકબીજાના સંગથી વૃત્તિમાં પાપની પ્રબળતાએ દોષનો વધારો થાય છે. તેમ જ વળી બીજો એવો એક નિયમ છે કે 'પ્રાપ્તનો[3] અભાવ,[4] અને અપ્રાપ્તની ઇચ્છા,' એટલે જે વસ્તુ આપણી પાસે જ મળેલી હોય છે તેના ઉપર ઘણી પ્રીતિ સદા સરખા પ્રમાણથી રહેતી નથી, અને દૂરના એટલે આપણને રોજના ન મળેલા પદાર્થ હોય છે તેની નિરંતર ઇચ્છા થાય છે,

---

૧ એકઠા થયેલા. ૨ ખાર. ૩ મળેલી વસ્તુનો. ૪ અરૂચિ.

અને તેમાં આપણને ગુણનું તથા સારાપણાનું ભાન થયા કરે છે. તે નિયમથી પણ પવિત્ર સ્થાનપાસે રોજ રહેવાથી તેમાં ઘણી પ્રીતિ રહેતી નથી. જો! હજારો ગાઉથી લોકો આ તાપીમાતામાં સ્નાન કરવાને ભાવવડે આવે છે, અને આ પાસે રહેનાર ઘણા લોક વર્ષમાં દશ દિવસ પણ પ્રીતિથી નહાતા નહિ હોય. માટે એ તો સંસારના સઘળા નિયમ એવા વિલક્ષણ પ્રકારે બંધાયા છે કે જેમાં બુદ્ધિમાન્‌ની નજર પણ કહ્યું કરતી નથી. ઇશ્વરના કાયદાની આ પ્રપંચમાં ફસાએલા જીવોને જેમ છે એમ ખબર પડતી નથી, તેથી પ્રસંગે ઘણી મુંઝવણ પડે છે. તોપણ વિવેકી મહાત્મા તેમાંથી સુગમપણે જીવોના ઉપકાર કરીને કેટલાએક નિયમોને પ્રકટ કરતા ગયા છે, તેથી આ સંસારમાં સારાં માણસો તે માર્ગે ચઢે છે, તથા તેમને દેખીને બીજા પણ લોકો તેપ્રમાણે ચાલે છે. આ સંસારચક્ર એવી ભૂલવણીવાળું છે કે એમાં ગુંચાયાવિના વિવેકી પણ બચી શકતા નથી. એ તો ઇશ્વરની કૃપા અને જીવનું ઉજવળ પુરૂષપ્રયત્ન હોય છે, તો જ પાર પડાય છે.

**વિજયા**—આહા! આવા સંસારમાં આપણે વિચાર કરવા બેશીએ તોપણ પાર શેનો આવે?

**મનોહર**—જો! દરેક કામમાં વિચાર કરતાં તો પાર ન જ આવે. એ તો કામ કરચે જ છૂટકો થાય છે. માટે આ સંસારનો વિચાર કરવાની આપણે ઝાઝી અગત્ય નથી. પણ આ સંસારદુઃખ જેનાથી મટે છે એવું પરમેશ્વરનું સ્મરણ કરતાં રહેવું, અને આપણા દુર્ગુણ હોય તેને આગ્રહથી ત્યજવા ઉદ્યમ કરવો. બાકી બહુ વિચાર કરવા જઇએ તો સમજણ ઓછી, ને સમજવાનું મોટું, તે ઉલટું મન બગડી જાય, અને ખોટે તરંગે ચઢી જાય તો તેમ કરતાં મન બહેકી જાય છે; માટે બહુ વિચાર કર કર કરવાની કંઇ જરૂર નથી. એ તો પરમેશ્વરની કૃપા જ મેળવવી, એટલે વગર વિચારચે તેને ગમે તે કરે.

**વિજયા**—એવું કહેવાય છે કે માણસે ખુબ વિચાર કરવા. ત્યાં ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, હરતાં, ફરતાં, હરેક વખતે વિચાર કરવામાં જ સાર છે, એમ કહે છે; તો એ વાત સાચી હશે કે જૂઠી?

**મનોહર**—એ વાત તો સાચી પણ નથી અને જૂઠી પણ નથી. એ તો વાત જ કહેવાય. એવા કહ્યાઉપર કોઇએ લાગવું નહિ. પણ અમુક વાતનો વિચાર કરવો એમ કહ્યું હોય તો તે વાત વિચારવાજેવી ખરી. તોપણ બહુ વિચાર કરવાથી તો વૃત્તિને વેગ આવીને તે ઉલટી ચક્કરે જ ચઢે છે. અને તું કહે છે તે વાત તો બહુ પાયાવાળી નથી. શાસ્ત્રમાં એમ તો કહ્યું છે કે કલ્યાણનાં ઘણાં સાધન છે, પણ સૌથી

મુખ્ય સાધન તો એ જ છે કે 'એકાંતવાસ અને બ્રહ્મવિચાર.' આ શાસ્ત્રના વચનઉપરથી કેટલાક માણુસો વિચારનો દરેક કામમાં ઉંધો ઉપયોગ કરીને ઘણા દુઃખી થાય છે. એ વચનની મતલબ તો એટલી જ છે કે જ્યારે માણુસને પોતાના વ્યવહારિક કામથી નવરાશ મળે ત્યારે એકાંતમાં બેશીને પરમેશ્વરનું સ્મરણ કરે, અને તેમાં જો આડાઅવળા વિચાર આવે તો તે જગાએ બ્રહ્મવિચાર કરીને મનને સ્મરણમાં જોડવું. ત્યાં બ્રહ્મવિચાર એટલે શું કે આ જગત્ સઘળું બ્રહ્મરૂપ છે તોપણ આપણે આ જીવ, શરીરમાં છીએ ત્યાંસુધી તે બ્રહ્મ જે પરમેશ્વર તેમનાથી જુદા છીએ. ને તેમણે જ આપણુને સઘળી સત્તા આપી છે, તો તે જ પરમેશ્વરનું સ્મરણ કરવાથી તે આપણુને સારૂં ફળ હશે તે આપશે. માટે આ વખતે બીજા વિચાર કરવાની આપણે જરૂર નથી, એમ કરીને વળી પરમેશ્વરના સ્મરણમાં મનને જોડવું, અને જપ કરવો, અથવા તેમનું ભજન કીર્તન કરવું; અને પછી આપણું જે કામકાજ હોય તે કરવું; પણ નકામા વિચાર આખો દહાડો બેસતાં ઉઠતાં કરવાનું કાંઈ કામ નથી. ઉલટું મનને સ્થિર કરવામાં સુખ કહ્યું છે, અને વિચાર કર્યા કરવાથી તો મન બહુ ચંચળ થઈ જાય છે. માટે મતલબજેટલો જ વિચાર કરવો એ સારૂં છે; સમજણ પડી કેની ?

**વિજયા**—હા, એ વાત તો સાચી છે. ચાલો ત્યારે હવે આપણે પરવારી લઈશું ?

**મનોહર**—હા ચાલો, મારે કંઈ વિલંબ નથી. (પછી વાળુ કરવા બંને જાય છે.)

**ચંચળા**—(બાળમુકુંદદાસને આવ્યા જોઈ) ઓહો ! આજ તો તમે ભલી તકે આવ્યા છો તો ! કહેવત છે કે 'ભલું હોય તે ભલી તકે આવે' તેમ આ લગાર ખાવાજેવું કર્યું હતું, તે કહ્યું આ ઉનું ઉનું ખાવાની મઝા છે, પણ હજી એમને આવ્યાની તો વાર છે, આ એટલામાં તો તમે આવીને ઉભા ! ચાલો આવી જાઓ ત્યારે તો. હવે હું એને ઉંચું મુકી ઢાંકતી નથી.

**દાસ**—લો ટમાડી એમ મડજી ઠઈ ટો હું કે ડારે ટમાડાડી વેગલો છું જે ! આટમાડામ ટો સઘલે ભડપૂડ જ છે કેની ? એ ટો જ્યાં લગી ઓલખાન નઠી હયું ટાં લગી સઘલું ડૂડ ડૂડ છે. ઓદ્ધવજીએ ગોપીકાને ભમડગીટામાં એ જ વાટ કહી છે કેની કે હે સુંડડીઓ ! આ ભગવાન્ ટો સઘલે વ્યાપક છે, ને ટમે કેમ જાનટાં નઠી ? જુઓ ! આ ગોપીનાઠ

કંઇ ટમઠી વેગલા નઠી. ઘત ઘતમાં માડો નાઠ બિડાજે છે. એમ સમાઢાન કડયું'ટું કેની? ટેમ આ ટમે સમડન કડયું ને હું આવીને ઉભો. એ ટો સૌ મનોમન સાખ્સી છે. કેમ થીક કહું છું કેની?

**ચંચળા**—એ વાત તો સઘળી સાચી. પણ જુવોની, ગોપીઓના મનનું કંઇ સમાધાન ઓદ્ધવજીથી થયું'તું? ઉલટા ઓદ્ધવજી તો એમ કહીને છૂટયા કે બાઇ! તમારી ભક્તિ સાચી છે; હું તમને શું બોધ આપું? તમે તો ભગવાન્‌રૂપ થઇ ગયાં છો. એટલે સમજ્યા કેની, એમાં તો પ્રેમની વાત મોટી કહી છે. સાચો પ્રેમ હોય તો પછી ભગવાન્ પાસે ખરા.

**દાસ**—એ ટો ખડું જ છે. પેમવના ટો સંસાડમાં કસું છે જ નહિ. સાચું પુછો ટો આ આપને ઘડ માંદીને બેથાં છીએ ટે પન પેમના પાસમાં બંઢાઇને જ બેથાં છીએ હોં. એમાંઠી .ટો માડો નાઠજી બાવો જીવને ડયા કડીને ટાડે છે ટાડે જ ટડાય છે.

**ચંચળા**—એ તો ખરૂં જ તો. ભગવાન્‌ના તાર્યાવિના કોઇથી તરાતું નથી. લો ચાલો ત્યારે આ ટાઢું થઈ જશે. હાથપગ ધોઇને પંચીયું બદલીને આવી જાઓ.

**દાસ**—(તેમ કરી જમવા બેસે છે. પછી) સાંભલો છ કે? એ ગોપીઓને ટો એક લગાડ પન ભગવાને અલગી કડી નઠી હોં. એ ટો ઓઢ્ઢવજીઆગલ ભગવાન્‌ની ખોત્તી ફજેટી કડી'ટી.

**ચંચળા**—એમ કેમ બોલો છો? ભગવાને એમને કહીને જ મોકલ્યા છે કેની કે હું એમને વાહીને આવ્યો છું, માટે મને ચિંતા થાય છે. તેથી તમે જઇને એમના મનનું સમાધાન કરી આવો.

**દાસ**—હા હા, પન એ ટો લોકિકનો ડસ્ટો જુડો છે. પન પોટે ટો સબ્બડ ભડી જ ડહ્યા છે કેની? ઓઢ્ઢવજીને ટો લોકડિટે સંડેસો લઇને મોકલેલા, પન અંટડગટમાં ટો ગોપી ને ભગવાન્ જુડાં નહિ ટો, સમજ્યાં કેની?

**ચંચળા**—હા તે, એમ તો ખરૂં. ઘટ ઘટમાં વ્યાપક ભગવાન્‌ને કહે છે એટલે પછી જુદાં શેનાં? ને એપ્રમાણે તો આપણાથીએ ભગવાન્ કે દહાડે જુદા છે. એ તો આપણે જાણતાં નથી એટલું છેટું છે, બાકી ભગવાન્ તો આ આપણા આખા શરીરમાં, ઘરમાં, ને આખા જગત્‌માં બધે વસી જ રહ્યા છે કેની? આપણા ભટજીની કથામાં પણ એ જ વાત જ્યારે ત્યારે આવે છે કેની? ભગવાન્ તો ભજે તેના ને ન ભજે તેના બંનેના છે. પણ ભજે તે જાણે એટલે સુખી થાય, ને ન

ભજે તે ના જાણે એટલે જનમમરણનાં દુ:ખને રોજ ઉઠીને ભોગવ્યા કરે. કેમ એમ જ કેની?

**દાસ**—હા એ ટો એમ જ. હવે ટમે પન બઢી વાટમાં થીક નજડ પોંચાદવા માંદી છે હોં!

**ચંચળા**—ભગવાન્‌ની મરજી હશે તેમ થશે. હજી સમજણ ના આવે? રડયું અડધું આવરદા તો પૂરૂં થઈ ગયું! આજના કાળમાં તો જે ભગવાન્‌નું ભજન થયું તે ખરૂં. (એમ આનંદથી વાતો કરતાં જમી લેછે. પછી પાન ખાઇ કપડાં બદલી કથામાં જાય છે.)

**મનોહર**—(દાસને આવતા જોઈ) આવો દાસ! આ વિઠ્ઠલજીની પાસે બેસો. પ્રકૃતિ તો સારી છે?

**દાસ**—આપની ડયાડી પડકડુડી ટો સાડી જ છે. કેમ વિથ્થલજી! સા વિચાડમાં બેથા છો?

**વિઠ્ઠલજી**—હવે આ કથાનો આરંભ થાય એજ વિચારમાં છીએ. અહીં બીજા વિચાર શેના હોય?

**મનોહર**—સર્વે આવનાર આવ્યાં હોય તો કહો વિઠ્ઠલજી! કાલે અંતમાં શું આવ્યું હતું?

**વિઠ્ઠલજી**—ખરાં આવનાર તો સૌ આવ્યાં જ છે. કાલે અંતમાં એ વાર્તા આવી હતી કે ભૂભાસ્કરે પુરૂષવિના સ્ત્રીઓનો જન્મ નિરર્થક છે, માટે પુરૂષ પ્રધાન છે એમ કહ્યું હતું, પણ એ વાર્તા તે કૌશિકીના ધ્યાનમાં ન આવી, અને તેથી એને ઘણો ક્રોધ ચઢયો. ત્યારે ભૂભાસ્કરે તેનું સમાધાન કરી કહ્યું કે મારા બોલ્યાનું તું દુ:ખ માનીશ નહિ. તારા બોલવાનું હું પણ દુ:ખ માનતો નથી. માટે આનંદથી તું તારે કામે લાગ. એ વાર્તા લક્ષ્મી માતાએ સરસ્વતીને કહીને કહ્યું કે હે દીકરીઓ! આ રીતે વાદમાંથી વિખવાદસરખું થઈ જાય છે, અને કલેશ થાય છે. માટે ડાહ્યાં માણસોએ તો જ્યાં સ્નેહ હોય કે સાચો સંબંધ હોય ત્યાં કોઈ દિવસ પણ વિરોધી પક્ષ લઈ વાદ ચલાવવો નહિ. કારણ કે માણસ માત્રને જીતહારના હર્ષશોક થાય છે. એક મહાત્માને ક્રોધ થતો નથી, તોપણ હિતની ઇચ્છા રાખનારે તેમના સામા પણ વિરોધ બાંધવો નહિ, એવિગેરે વાર્તા આવી હતી.

**મનોહર**—('જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ' કહીને) પછી બીજે દિવસે તે લક્ષ્મી માતા પોતાની સરસ્વતીવિગેરે છોકરીઓને બેસાડીને બોલ્યાં કે, હે દીકરી સરસ્વતિ! કાલે તમને કોઇજોડે પણ સામો પક્ષ બાંધી વાદ

નહિ કરવો એવું કહીને બંધ રાખ્યું હતું. કારણ કે પેલી કૌશિકીનું વાદ કરતાં વૈર વધી પડીને વચ્ચે બગડયું હતું. એપ્રમાણે કૌશિકીને દુઃખ લાગેલું જોઈને પોતાના નિત્ય કર્મથી પરવાર્યા પછી એકાંતમાં બેશીને તેના ભૂભારકર પતિએ આ પ્રકારના વિચાર પોતાના મનમાં કર્યા. 'અરે રે! સારો અધિકાર આવ્યાવિના માણસને ગમે તેવી વસ્તુ મળે તોપણ કઠિયારાને મળેલા સ્પર્શમણિની[1] પેઠે તથા મૂર્ખને મળેલા ચિંતામણિ તથા કલ્પવૃક્ષની[2] પેઠે તે વસ્તુ તે માણસનો કોઈ પણ અર્થ સારતી નથી; પણ ઉલટું અર્થનો વિનાશ કરનાર પ્રસંગે થઈ પડે છે. માટે ખરૂં જોતાં તો મારી જ મોટી ભૂલ થઈ કે આ હઠીલા સ્વભાવની સ્ત્રીજોડે મેં આ વાર્તા કરતાં વાદસરખું કરી મેલ્યું. મૂર્ખ તથા અભિમાનીને તો તેનાં વખાણ કરી તે જે કહે તે હા હા કરવું; અને તેમને પ્રસન્ન રાખવાં, એવી નીતિ કહી ગયા છે, એ વાર્તા ખોટી નથી. પણ તેતરફ મારો લક્ષ ગયો નહિ એ જ ખોટું થયું. હશે, ઈશ્વરેચ્છા હતી તે થઈ ગયું. તોપણ હવે મારે બહુ સંભાળથી એની જોડે વર્તવું પડશે, નહિ તો આગળ જતાં આમાંથી ઘણો માઠો પરિણામ થવાનો સંભવ રહે છે. સ્ત્રીજાતિએ કેટલી નરમાશથી પોતાના પતિઆગળ બોલવું જોઇએ, તેવિગેરેનો વિચાર તો એના મનમાં પણ કોઈ દિવસ આવ્યો હોય એમ જણાતું નથી. આડાં માણસને કેળવવાનું કઠિણ કામ મારા કર્મે કોણ જાણે કયાંથીએ શોધી કાઢી વિધિએ મેળવ્યું છે.

હે પરમાત્મા! આ સંસારમાં જન્મ આપશો નહિ, અને આપો તો સારા કુળમાં સર્વ સારાં સ્વભાવસાધનોવાળો જન્મ આપજો, અને તેમાં નઠારા માણસનો સંબંધ કોઇને પણ આપશો નહિ, અને આપો તો તેની સાથે કેમ વર્તી સુખ લેવું એ, તથા તેને કેમ કેળવવું, તેવિગેરેની સારી ઉંચી મતિ આપજો; નહિ તો આ જગત્માં મનુષ્યશરીરમાં આવેલો જન્મ નિરર્થક થાય છે. હે જગતના પાલક! આ સંસારમાં નાંખેલા જીવોને વિરોધી પ્રાણીઓના સંગનું દુઃખ આપવાથી તમે પોતાની પ્રજાનું મોટું અહિત કર્યું ગણાય; માટે સર્વેને સુખ આપવા ઇચ્છો, અને એકબીજાનો અનુકૂળ માણસોસાથે સંબંધ બાંધો, એ જ મારે તો આપની પાસે માગવાનું છે. આ દુઃખરૂપ ભવસાગરમાં નીચ જાતિમાં જન્મ આપો તો ભલે, પણ રાત્રદિવસ એક સરખો અગ્નિથી પણ વધારે તાપ આપનાર વિરોધી માણસનો સંબંધ તથા તેનો સંગ આપશો નહિ. હે

---

૧ પારસમણિ. ૨ સ્વર્ગના મુખ્ય ત્રણ પદાર્થમાંનો એક પદાર્થ, એક જાતનું ઝાડ જે ઇચ્છિત ફળને આપે છે.

સર્વજ્ઞ! અન્ય સઘળા સંબંધકરતાં પણ આ જગત્માં ધર્મમર્યાદાથી બંધાએલાં પતિપત્નીરૂપ જોડાંનો તો મુખ્ય સંબંધ છે. માટે કોઈ સ્થળે એકબીજાથી વિરોધી સ્વભાવનાંનો એવો સંબંધ બાંધશો નહિ. હવે આ મારો વિરોધી સંબંધ બાંધ્યો છે, તો તેનો નિભાવ થાય એવી યુક્તિ આપજો, અને મારા ઉપર દયા આણીને એને જેમ બને તેમ જલદી સુધારજો. હે પ્રભો! આટલા દિવસ જેવા સુખમાં ગયા છે તેવા હવે જશે એમ અનુમાન થતું નથી.'

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી! તે બિચારો ભૂભાસ્કર બ્રાહ્મણ આ પ્રકારે મનમાં બોલીને પછી પોતાને કામે લાગ્યો. તે દિવસથી પેલી કૌશિકીનો રોષ તો વધવા લાગ્યો. તેણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે શું અમે સ્ત્રીજાતિનો દરજ્જો પુરૂષોકરતાં ઓછો છે? આ સંસારમાં જ્યાં જોઇએ ત્યાં સ્ત્રીઓ જ આ સંસારરૂપ ઝાડના મૂળની પેઠે સ્થપાએલી છે. જેમ મૂળવિનાનાં ઝાડ નાશ પામી જાય છે, તેમ અમારા વિના આખો સંસાર નાશ પામી જવાજેવો છે. આજદિનસુધી સંસારમાંથી પ્રાણીઓને નિરંતર કાળ ખાયા જ કરે છે, તોપણ અમે સ્ત્રીઓ છીએ તો એ સંસારને ખુટવા દેતાં નથી, એ વાતનું તો આ મારા પતિને ભાન નથી. એમના મનમાં જે હું પતિ થયો એટલે સ્ત્રીકરતાં મોટો થયો, પણ એ વિચાર સમજણવિનાનો શા કામનો? જો સ્ત્રીઓને માથે તેમના ધણી જ તેમના પતિ હોય તો તે પોતાની સ્ત્રીઓને જરા, વ્યાધિ અને મરણ શા માટે આવવા દે છે. પણ તેના આગળ તો ચાલતું નથી, અને અમને સ્ત્રીઓને અમથી દબાવી મારવી છે કે અમે મોટા ને તમારે અમારા તાબામાં રહેવું જોઇએ. એવી ઠાલી ઠકરાઈ શા કામની? મારા આગળ એવી ખોટી મોટાઈ ચાલવા દેનાર નથી. છોને એમના મનથી પોતાની મેજે મોતીના ચોક પૂરે!

હે સરસ્વતિ! આવિગેરે અનેક વિચાર કરતી તે કૌશિકી રોષમાં ને રોષમાં હરતી ફરતી પોતાનું કામ કરે. બિચારો ભૂભાસ્કર તેને વારે ઘડીએ કંઈકંઈ કામનું બહાનું કરી બોલાવે તોપણ તે બોલે નહિ. લગાર હસીને ગરીબીથી બોલાવવા જાય તો તે મોંઢું ચઢાવીને ઉછળતો જવાબ આપે. એમ કરતાં એકબીજાનાં મનમાં લગાર ખટાશ પેસવા લાગી. ભૂભાસ્કર એક વેળા વળી મનમાં વિચારવા લાગ્યો કે 'અરે! આ સ્ત્રીને સંસારના નિયમનું તથા મૂળનું મુદ્દલ ભાન નથી. એના મનમાં સ્ત્રીજાતિની મોટાઇનું મિથ્યા અભિમાન પેશી ગયું છે. બ્રહ્માએ માનસ[1] પુત્રો

---

1 સંકલ્પથી ઉત્પન્ન કરેલા પુત્રો.

સ્ત્રીવિના ઉત્પન્ન કર્યા છે, તથા કુંભજ[1] મુનિ ઘડામાં જ ઉત્પન્ન થયા છે. ઘણાએ અગ્નિના કુંડમાંથી પુત્રપુત્રીરૂપ પ્રજા ઉપજાવી છે; અને એ જ પ્રમાણે આજે પણ ઈશ્વિર ધારે તો તેને કંઈ સ્ત્રીવિના સૃષ્ટિનો વધારો કરવો કઠિણ નથી. તોપણ તેમણે આ સંસારની રેંટમાળ ચલાવવાને પાછળથી આ પ્રકારની સૃષ્ટિ ચલાવી છે. તેમાં સ્ત્રીઓને જો પ્રધાન કરીને સ્થાપવાનો એમનો વિચાર હોત તો સ્ત્રીઓને ભોગરૂપ કદાચિત્ પણ સ્થાપત નહિ; અને એ સઘળું છતાં પણ એક સાદો વિચાર કરીને તોલ કરીએ કે આ જગત્માં સ્ત્રી ને પુરૂષ બંને સરખા દરજ્જાવાળાં છે, તો તેમ પણ થવું ઘટતું નથી. કારણ કે સરખા દરજ્જાવાળાં એ એકબીજાની મરજી ઉઠાવી શકે નહિ. તેથી તેમનો નિરંતર સંબંધ તથા સ્નેહ ટકવાનો નહિ. આ જગત્માં જોઇએ છીએ તો રાજા અને પ્રજા, શેઠ અને ચાકર, એમ અનેક પ્રકારના ઉંચાનીચા ભેદ છે. તે જો ન હોય તો સંસારમાં બધાં સ્ત્રીપુરૂષ રાજા થાત, અને પ્રજા કોઈ ન થાત. એટલે પછી એકંદરે રાજા તથા પ્રજાપણાનો નાશ થાત. પછી એમ થવાથી આ લોકમાં જે લુચ્ચા, હરામી, અને શરીર બળવાળા હોત, તે ગરીબ, સીધા અને નિર્બળ માણસોના સઘળા વૈભવ છીનવી લેત, અને તેમને નિરંતર દુઃખ આપત. પણ ઈશ્વિરી નિયમથી જ સંસાર ચાલવામાટે રાજાપ્રજાનો નીચોં ઉંચો દરજ્જો બંધાયો છે. વળી સઘળા શેઠ થઇને જ બેસત તો પછી એક શેઠ બીજા શેઠને દાતણપાણી લાવી આપત, કે રસોઈ કરીને જમાડત, કે પથારી પાથરીને સુવાડત, કે મંદ તબીયતમાં એકબીજાના પગ દાબત, કે શું શું કરત? એમાંનું કશું પણ થાત નહિ; અને તેથી જ આ સંસાર, સ્થિતિમાં ભેદવાળો મૂળથી જ રચાયો છે. કેટલાએક એમ માને છે કે જેમ સંસારનું મૂળ પ્રકૃતિ છે, તેમ સંસારીના સુખનું મૂળ પ્રકૃતિરૂપ સ્ત્રીઓ છે. એ વાત છેક ના કહેવાય એવી નથી, પણ જેમ વસ્તુવિના છાયા હોતી જ નથી તેમ પુરૂષવિના પ્રકૃતિની સ્થિતિ જ હોતી નથી. તેથી પ્રકૃતિનું અધિષ્ઠાન[2] જેમ પુરૂષ છે તેમ સ્ત્રીઓના મુખ્ય આધારરૂપ આ પુરૂષો છે, એમાં લગાર પણ સંશય કરવાજેવું નથી. તોપણ આ સીધી સમજણ આ હઠીલી, પોતાની મતિમાં આવેલી વાતને જ ખરી માનનાર સ્ત્રી કેમ સમજી શકે, અને માને? માટે હાલ તો હવે મારે એના વિચારને મળીને આ ક્લેશ મટાડવો ઘટે છે. કારણ કે વિવેકી પુરૂષે સ્ત્રી તથા બાળકસરખો સ્વભાવ ન રાખવો જોઇએ, એવું વિદ્વાનોનું કહેવું થયું છે. વળી એને અનુકૂળ કરીને શીખામણ આ-

---

૧ અગસ્ત્ય. ૨ આધાર.

પીશ.' આ પ્રકારનો વિચાર કરીને તે ભૂભાસ્કર કૌશિકીને કહેવા લાગ્યો કે, હે સ્ત્રી! તું આવા નજીવા કારણમાટે મારા ઉપર આવડો મોટો ક્રોધ રાખે છે એ સારૂં નથી. એમાંથી તારા તથા મારા સુખનો નાશ છે એટલું જ નહિ, પણ અનંત કાળપર્યંતના દુ:ખનું એ બીજક[1] છે. માટે હવે આપણે એવો વાદ કરીશું નહિ, અને તું સમજીને રોષ છોડી દે. આવા તુચ્છ કારણથી તું આટલા દિવસનો મારો પ્રેમ વિસારી નાંખે છે, એ તારાં માતાપિતાના કુળને ન છાજે એવી નીતિ છે. હે કુળવતિ! તું મારા બોલવાનો ખોટો ભાવ રાખીશ નહિ. હું તો તારી સમજણનો પાર જોવા વાદ કરતો હતો, પણ હવે મારી ખાતરી થઈ કે તારી બુદ્ધિ કંઈ મારા કરતાં ઉતરે એવી નથી. તને આવી કુશળ જાણીને મારો આત્મા ઘણો પ્રસન્ન થયો છે. તેમાં વળી તારામાં કોઇથી પણ ન તોડી શકાય એવું જાતિઅભિમાન છે, તે જોઇને મને ઘણો હર્ષ થયો છે. કારણ કે જેને જાતિઅભિમાન નથી તે પોતાના સંબંધીનું શું અભિમાની થનાર છે, અને સંબંધીના અભિમાનવિના માણસનું જગત્માં મોટું અનિષ્ટ થાય છે. કેમકે દુ:ખસુખમાં ખરા અભિમાનવાળાં સંબંધીઓ હોય છે, તે જ ભીડ ભાગી શકે છે. માટે તારામાં એ ગુણ મેં મોટો જોયો છે. હે પતિમાં પ્રીતિવાળી! મેં આપણી વાત થયા પછી એકાંતમાં વિચાર કરી જોયો ત્યારે મને સમજાયું કે તારી વાત મુદ્દામાં ખોટી નથી. તેં દરેક કામમાં તારી બુદ્ધિને સારી ખેડી છે, એથી તારાં માતાપિતાને પણ ધન્યવાદ ઘટે છે; માટે હવે તું મિથ્યા રોષ રાખીશ નહિ. હે સંસારસુખમાં પ્રીતિવાળી! આ આપણો ગૃહસ્થાશ્રમ તારા વડે જ શોભે છે, એમાં લગાર પણ ખોટું નથી, એવી મારી ખાતરી થઇ છે; અને એમ પણ હવે મને જણાયું છે કે જો સ્ત્રીઓ ન હોત તો આ જગત્ કે દહાડાનુંએ ખાલી ખંડીએરસરખું થયું હોત. કારણ કે ઘણી ન્યાતોમાં કન્યાની અછત હોય છે, તેવી ન્યાતોમાં દિનપરદિન ઘટાડો થતાં એવી કેટલીક તો નાશ પણ પામી ગઇ છે; અને સ્ત્રીઓને માટે જ કેટલાક પુરૂષો બીજી ન્યાતનીને પરણીને સંસારમાં રહેલા હોય છે. તેમની જુદી તડીઓ બંધાઇને આજ તેવી ઘણીએ ન્યાતો નવી બંધાઈ છે. માટે જગત્માં વધઘટ થવાનું કારણ પણ તમે સ્ત્રીઓ જ છો, એમ માન્યાવિના કોઇનો પણ છૂટકો નથી.

કૌશિકી પોતાની વાતને સાચી માનવાની પતિની વાર્તાને સાંભળીને લગાર મનમાં રાજી થઇને બોલી, લ્યો. હવે તમને સમજણ પડી!

---

1 કારણ, ઉત્પન્ન કરનાર.

ત્યારે આગળથી વગર વિચારચે મારી સાથે અમથી ટેચ શું કરવા મેળવી હતી? તમે જાણુતા નથી કે ખોટી વાતની મને ચીડ છે.

ભૂભાસ્કર કહે છે, હું જાણુતો તો હતો, પણુ તે વખતે મારી સરતમાં એ વાત રહી નહિ, અને મને જેવા વિચાર આવ્યા તેવા મેં તને કહ્યા. પછી મને સમજણુ પડી કે તારી તકરાર તો ખોટી નહોતી.

કૌશિકી લગાર હસીને કહે છે, ત્યારે લોકમાં કહેવત છે તેપ્રમાણે હવે તમારી ખાતરી થઇ કે 'તમે પશ્ચાત્બુદ્ધિ બ્રાહ્મણુ' ખરા! કેમકે તમને આ બુદ્ધિ બધી પાછળથી આવી. જો આગળથી જ આ બુદ્ધિ આવી હોત તો તમારે આટલા મારા આગળ ઓશિયાળા થવું ના પડત.

ભૂભાસ્કર કહે છે, એ તો ખરૂં, પણુ આપણાં પ્રારબ્ધમાં આટલો વિરોધ નિર્માણુ થયેલો હશે, તે તેમ થઈ ગયું. અને તારા આગળ ઓશિયાળા થવાની મારે કંઇ શરમ છે? તું તો મારૂં અર્ધું અંગ જ છે કેની? લોકના આગળ ઓશિયાળા થવાની ચિંતા. તું કંઇ લોક થોડી જ છે?

કૌશિકી કહે છે, તે તો ખરૂં જ છે, પણુ તમે કયારે માનતા'તા? એ તો આજે તમે ઠેકાણે આવ્યા. અર્ધું અંગ હોય ત્યારે તો સ્ત્રીને નીચી ના જ કહી હોત; અને આવું પાધરૂં પહેલેથી બોલ્યા હોત તો મારે તમને શીદ ઠબકારવા પડત? પણુ જુઓ! આજે તો એવું મારા આગળ બાનવનું બોલ્યા, ને કાંલે કોઈ બીજાઆગળ બોલો, તો પછી બીજા લોકઆગળ પણુ તમારે આજની પેઠે ઓશિયાળાજેવું થવું પડે કે નહિ? માટે જોજો હવે, જે કંઈ બોલો તે આગળથી વિચાર કરીને બોલજો. પછી મારો વાંક કાઢશો નહિ. આટલી વાતને તો હું જતી કરૂં છું.

ભૂભાસ્કર કહે છે, જો! હવે કંઈ મારા ગ્રહ ગામ નથી ગયા કે હું વિચાર કર્યાવિના તારા સાથે બોલું. હવે તો ચોકસ વાત હશે એટલી જ તને કહીશ. કેમ હવે તારા મનનું સમાધાન થયું કેની?

કૌશિકી કહે છે, મારા મનનું તો સમાધાન જ છે. એ તો તમારે સમાધાન નહોતું, તે હવે થયું, એટલે મારે કશું બોલવાનું હમણાં બાકી રહ્યું નથી. ચાલો જમવાની ઇચ્છા હોય તો હવે તૈયાર થઇને આવો. મારાથી તમે ક્યાં છૂટનારા છો! જમવું, પીવું, સુવું, સઘળું કામ મારે હાથે લેવાનું છે કેની?

ભૂભાસ્કર કહે છે, અરે! તારા વિના મારો ને મારા વિના તારો છૂટકો તો નથી જ, પણુ અમથાં વાદે ચઢીને આપણાં મનનો ડહોળો કરયો. (પછી જમવા બેસે છે. જમતાં જમતાં કહે છે) આ તારી રસોઈ કરવાની પણુ હથોટી ઘણી સારી છે. બધો પદાર્થ બહુ સ્વાદિષ્ટ થયો છે.

કૌશિકી કહે છે, તમે હવે પછી મારૂં મન દુઃખવશો નહિ. આ છેલ્લું ખરેખરૂં મેં તમને કહ્યું છે એમ જાણજો હોં.

ભૂભાસ્કર કહે છે, હા હા, હવે તારૂં મન દુઃખવીને મારા હાથમાં શું આવનાર છે ? એ વાત આજથી તું તારી મેળે ભૂલી જજે.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! આપ્રમાણે વાર્તા કરી પાછાં એકબીજાથી હળવા મળવા લાગ્યાં, પણ મનમાંથી બંનેને લગાર અંતરાય પડયો તે કંઇ નિર્મૂળ થયો નહિ. તોપણ તરત તો તે વિરોધનું ઉપજેલું સઘળું ચિન્હ શમી ગયું. પછી જેમ જેમ તેમણે દિવસ કાઢવા માંડયા તેમ તેમ તે કૌશિકી ભૂભાસ્કરના ઉપર પોતાનો અમલ ચલાવતી હોય એમ વર્તવા માંડી, અને તે ભલો ભૂભાસ્કર ક્લેશ થવાના ભયથી સહન કરતો રહ્યો. આમ કરતાં પછી તો એમ થવા માંડયું કે ખોટી વાતને પણ જબરાઇથી ભૂભાસ્કરને ખરી કહેવી પડતી. પેલી કૌશિકી તો ઘરમાં પુરૂષની પેઠે સ્વતંત્રસરખી થઈ બેઠી. કોઈ પણ ભૂભાસ્કરનું સગું કે સંબંધી ઘેર આવે તો તેને પેલી મુદ્દલ સંમાન આપે નહિ. તેના ઉપર મોં ચઢાવીને ફરે. તે ન સાંભળે એવી રીતે ભૂભાસ્કરને કહે કે 'આ તમારાં સગાંની ધાડ મારાથી વેઠાતી નથી. એમને રાંધીને હું કંઈ ઠોકનારી નથી, સમજો છો ? હું કંઈ સૌની ભઠીયારી નથી. એવાં તમારાં સગાં તો રઝળતાં રખડતાં રોજ આવશે, તેમની પળેવડા રોજ ઉઠીને મારાથી થાય નહિ ! આ સાફ તમને કહું છું.' એવિગેરે કડવા બોલો બોલતી જાય, ભૂભાસ્કરને ધ્રુરકાવતી જાય, આવેલા પરોણાથી આડું જોઇને ફરતી જાય, તેમને સંભળાય એવો પણ ફડફડાટ કરતી જાય. તેમને ખાવાના પદાર્થોમાં પણ મોટો અંતરાય કરતી જાય. આ સઘળું પેલો ભૂભાસ્કર જાણે, પણ કશું કહેવાય નહિ. તેથી મનમાં મુઝાઇને બિચારો રાત્રદિવસ અંતરમાં બળતો જાય. આમ કરતાં કરતાં તે ભૂભાસ્કરનાં ઘણાં ખરાં સગાંસંબંધી જાણી ગયાં કે આ કર્કશાજેવી એની સ્ત્રીનું ઘરમાં ચલણ છે. એ તો બિચારો બકરીજેવો ઘરમાં ખાઇને પડી રહ્યો છે. તેથી પછી તે જાણીતાં લોકો તો જતાં આવતાં પણ ભૂભાસ્કરના આશ્રમે પરોણાસરખાંએ એક દિવસ ઉતરતાં નહિ. આપ્રમાણે ભૂભાસ્કરનાં સગાંને પેલી કૌશિકીએ ઘર તજાવ્યું. અને પોતાનાં પીયરતરફનાં સગાંવહાલાં આવે તો તેમને તો અછો અછો વાનાં કરતી જાય. તેમને માટે સારા સારા ખાવાના પદાર્થો કરી ખવડાવે. વળી ભૂભાસ્કરને કહેતી જાય, 'જુઓ ! આ મારાં સગાં કંઈ રોજ ઉઠીને તમારે બારણે આવવા બેશી નથી રહ્યાં. એ મારાં અડીનાં સગાં છે. એમનાં છોકરાંને સારૂ મારે અમુક વસ્તુ આપ્યા-

વિના નહિ ચાલે. જુઓ, તમારે તો કોઇનો ખપ નથી, પણ મારે તો સૌનો ખપ છે. એમને આપણે ઘેર આવીને કશી અડચણ ન પડે એવી ચોકસી રાખજો, નહિ તો ફરી તમારે બારણે મારાં સગાંનું કોઈ ચકલુંસરખુંએ ફરકવા આવનાર નથી, માટે એમની સારી આગતાસ્વાગતા કરજો. તમે જાણો છો, બારણે આવે તેનું સંમાન ન કરીએ તો ચાર લોકમાં આપણુને કોઈ માણુસમાં ગણુશે નહિ. મારાથી મોટાં મારાં નિકટનાં સગાં તો તમારા ઘરનું પાણીસરખુંએ લેતાં નથી. પણુ જે મારે ઘેર ખાઈ શકે એવાં હોય તે જ ખાય છે!' આવિગેરે વચનો સંભળાવતી જાય, અને તેને દબાવતી જાય. આ સઘળું સહન કરતો તે ભૂભારકર વળી એક વાર વિચાર કરવા લાગ્યો કે 'અરે! હવે શું કરૂં? આ સ્ત્રીના કયા કયા દોષને હવે હું ક્ષમા કરૂં. એની દરેક ક્રિયા હવે મને ઉલટી જ જણાય છે. એના સરખો જો હું થાઉં છું તો રોજ ઘરમાં કલેશ થાય, અને આ લોકો જે મને સુખી અને સારા આશ્રમવાળો જાણે છે, તેમાં મારા આશ્રમની ફજેતી થશે. આ મૂર્ખ સ્ત્રીને તો હવે મારો લગાર પણ ભય રહ્યો નથી, અને એ ફજેતીથી ડરતી હોય એમ પણ જણાતું નથી. એને મારની શિક્ષા કરવી પણ મને યોગ્ય જણાતી નથી, કારણ કે મારૂં એમ કરવાથી ભૂષણ રહે એમ ભાસતું નથી. વખત છે, ને ઉન્મત્ત અવસ્થા તથા તેવી જ વૃત્તિવાળી એ સામી થાય તો ઘણું ખોટું ગણાય. મેં એને જેટલી છૂટ આપી તેટલી હવે મને દુઃખ આપનાર થઈ પડી છે. એનાં માતાપિતા પણુ એને શું શીખામણ દઈ શકશે, કારણુ કે તેમણે તો એના આડા સ્વભાવથી જ એવું નિજમતિ નામ પાડયું છે. અહો! ઇશ્વિરની માયા કેવી બળવતી છે કે આતુરતાના સમયમાં દોષરૂપ પદાર્થમાં પણુ દોષ ન દેખાતાં ગુણુ જ દેખાય છે. એ સ્ત્રી આ આશ્રમમાં આવી ત્યારથી જ આ એના દોષ થોડે અંશે પ્રત્યક્ષ હતા જ, પણુ વિષયલાલસાવાળો હું તે સમયે તેને ગુણુ માની ઉલટો પ્રસન્ન થતો. એ મારા સામું બોલતી તોપણુ હું રાજી થતો, અને એની તમામ ક્રિયા ઉલટી તે સુલટી જાણુતો, એ હવે મને નડવાનો સમય આવ્યો છે.

આપ્રમાણે જ આ જગત્‌માં ઘણા પુરૂષો આવી રાક્ષસીસરખી સ્ત્રીઓથી પીડાને પામતા હશે, પણુ થાકેલા માણુસોનાં શરીરઉપર સેવકના મારેલા મુક્કીઓના માર પણુ જેમ સુખના કારણુરૂપ મનાયા છે, તેમ એ પણુ સુખરૂપ મનાયલા દુઃખના કારણુને વિષયના કીટ મારા સરખાં પ્રાણીઓ પ્રીતિથી સેવતાં હશે. અરે! એ સ્ત્રીને મારા આશ્રમમાં આવ્યે બાર વર્ષ પણુ પૂરાં થયાં નથી, નહિ તો એનો પરિત્યાગ કરત. વળી એને એના આ પાપથી આજપર્યંતમાં બે ગર્ભના તો પાતથી દુઃ-

ખનો અનુભવ થયો છે. વળી આ કાળે એના ઉદરમાં ગર્ભ જણાય છે, માટે એને આવા સમયમાં કંઈ પણ દુઃખ મારે આપવું મને ઘટતું નથી. શાસ્ત્રમાં ગર્ભિણી સ્ત્રીનું રૂડે પ્રકારે યત્નથી રક્ષણ કરવાનું કહ્યું છે, અને તે વિચાર કરતાં પણ સાચું છે. માટે હાલ તો મારે થોડો કાળ આપ્રમાણે જ સહન કર્યાશિવાય છૂટકો નથી. આ પ્રકારના વિચારને કરતો, અંતરમાં દુઃખી થતો, શરીરે સંતાપથી કૃશ[1] થઈ ગયેલો, પોતાનાં નિત્ય કર્મને કરતો, સ્ત્રીનાં તિરસ્કારવાળાં વચનોને સહન કરતો, દીનસરખો વળી દિવસને નિર્ગમવા લાગ્યો.

હે સુલક્ષણી સરસ્વતિ! એમ કરતાં પૂરે દિવસે તે કૌશિકીને પુત્ર પ્રસવ થયો, અને તેથી કૌશિકી પોતાને વધારે ભાગ્યશાળી તથા માનવાળી માનવા લાગી. પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, 'આહાહા! હું પુત્રની માતા થવાથી વધારે સુખી થઈ છું. કેમકે આ લોકમાં દીકરીની જણનારીને ઘણું માન ગણ્યું નથી. ઘણી બિચારી દીકરીની માતાઓ રાત્રદિવસ સંતાપ કરતી રડે છે, અને કહે છે કે હે ભગવાન્! મને એક પણ પુત્ર થાય તો સારૂં. કારણ કે નરકથી પોતાના કુળનો ઉદ્ધાર કરવામાં તો પુત્ર જ સમર્થ છે. 'દીકરી જણતી તથા પરણતી મરજો' એવી સ્ત્રીવર્ગમાં આજ પણ કહેવત ચાલે છે. પારકાના ઘરને શોભાવનારી તથા બીજાના જ કુળને વધારનારી દીકરીનો વસ્તાર તે તો કુળનો ઉચ્છેદ જ ગણાય છે. ઘણાં માણસો છોકરીના છોકરાને પણ પુત્રતુલ્ય ગણી લેછે, પણ તે આડી લીટી ગણાય; કંઈ પુત્રના પુત્રજેવી સીધી લીટી ગણાતી નથી. આ જગત્‌ની સઘળી પ્રજાવિનાની સ્ત્રીઓમાં એવી પુત્રીવાળી પણ ઠીક ગણાય છે, તોપણ હુંસરખી પુત્રની માતા તો તે પ્રજાવગરની તથા પુત્રીરૂપ પ્રજાવાળી સઘળી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાવાયોગ્ય છું. પુરૂષોનો પણ ગૃહસ્થાશ્રમ પુત્રની પ્રાપ્તિથી જ સાર્થક ગણાય છે. પુત્રની માતા તો મારા વિચારપ્રમાણે પતિએ પણ પૂજવાજેટલા માનને આપવાયોગ્ય ગણવી ઘટે છે. હશે, પરમેશ્વરે મારા સરખી ભાગ્યશાળી જગત્‌માં થોડી જ ઘડી હશે.' આ પ્રકારના વિચારોને કરતી તે કૌશિકી આનંદમાં દિવસો કાઢવા લાગી, અને ભૂભારકર પણ સંતાપવાળો છતાં પોતાને પુત્ર પ્રાપ્ત થયાથી પોતાનાં જન્મ તથા ગૃહસ્થાશ્રમને સાર્થક માનતો લગાર લગાર પ્રસન્નતા માનવા લાગ્યો. હે શાણી સરસ્વતિ! આમ ને આમ દિવસ જતાં તે પુત્ર પણ એક વર્ષનો થવા આવ્યો. તેને રમાડવામાં તથા તેના પ્રિય હાવભાવવડે પોતાના મનમાંથી વખતે વખતે

---

૧ સુકાઈ ગયેલો.

સ્ત્રીતરફના સંતાપને તે ભૂભાસ્કર વિસરવા લાગ્યો. પુત્રમાં સ્નેહનો વધારો થવાથી તે સ્ત્રીનો ત્યાગ કરવાનો નિશ્ચય પણ તત્કાળ કરી શક્યો નહિ. કોઇ કોઇ વેળા ન સહન થાય એવાં સ્ત્રીનાં વચનોને સાંભળીને મનમાં ખેદ કરે, પણ પુત્રનો સ્નેહ તાણે, તેથી તે સ્ત્રીના વિરોધને સહન કરે. એમ કરતાં એક દિવસ એવો પ્રસંગ આવ્યો કે એક વૃદ્ધ બ્રાહ્મણ માર્ગે જતો એ ભૂભાસ્કરના આશ્રમમાં ઉતારો કરવા આવ્યો. તેને ભૂભાસ્કરે ઉતારો કરાવ્યો ખરો, પણ મનમાં સ્ત્રીનો મોટો ભય ધરવા લાગ્યો. તે એવા વિચારથી કે, અરે ! આ અતિથિસરખો વૃદ્ધ બ્રાહ્મણ મારે દ્વારે આવ્યો છે, અને એને હું અનાદર[1] કરૂં તો ઇશ્વરનો મોટો કોપ થાય, અને મારો ગૃહસ્થાશ્રમ ધિક્કારવાયોગ્ય ગણાય. મેં એમને આદરથી રાખ્યા છે, પણ આ દુષ્ટ સ્વભાવની સ્ત્રી જે મારા કોઈ પણ કામને વખાણતી નથી તે હમણાં જળ ભરીને આવશે, તો મને અથવા એ રંક અનાથસરખા બ્રાહ્મણને રખેને કંઇ વજ્રના ઘાતસરખાં વચન સંભળાવે નહિ. જો એમ થશે તો આજે તો મારે વિષપાન કરવાસરખું થશે. અરે ! સંસારમાં આશ્રમ બાંધી બેઠેલા પુરૂષની સ્ત્રીઆગળ સત્તા હણાઈ ગઈ હોય તો તે પુરૂષ તો જીવતો છતાં પણ મરેલો જ ગણાવો ઘટે છે. જે પુરૂષના ઘરમાં સ્ત્રી પુરૂષની પેઠે મુખ્ય સત્તા ધરાવતી હોય છે, તે ઘરનો પુરૂષ સ્ત્રીતુલ્ય ગણાય છે, અને તેથી ઘરમાં પ્રતિષ્ઠાવિનાનો પુરૂષ બહાર પણ ચાર લોકમાં નિરંતર અપમાનને જ સહન કરે છે. આજપર્યંત તો આ મારા આશ્રમનો ઢાંક્યો ધર્મ ચાલ્યો, તે કોઇએ હજી જાણ્યું નથી, કે એના ઘરમાં કેવું ચલણ છે, પણ આજે તો તેની અવધિ આવી જણાય છે. જો એ સ્ત્રી કંઈ બોલી તો પછી મારે બોલ્યાવિના પણ છૂટકો નથી, અને બોલ્યા પછી તો એ અથવા હું આ આશ્રમમાં નહિ એમ જ થઈ જશે. પણ પરમેશ્વર આજનો દિવસ કૃપા કરે તો પછી આગળ તો હું એને સંભાળી લઇશ. હે અનાથના નાથ ! સંપૂર્ણ પ્રાણીનાં હૃદયમાં રહીને તમે જ તેમનાં અંતઃકરણમાંથી વૃત્તિઓને ગતિના આપનાર છો. તમે જ કર્મફળના આપનારા હોવાથી જીવ માત્રના કલ્યાણ તથા અકલ્યાણ, તેમજ સુખ તથા દુઃખના નિમિત્તરૂપ ગણાઓ છો. હે વિશ્વના પતિ! પ્રાણીમાત્રના ઉપર દયા તથા કોપ કરવાને તમેજ માત્ર સ્વતંત્ર છો. સર્વજ્ઞ તથા સ્વતંત્ર એવા આપ આ જીવોઉપર વિના કારણે કોપ કે દયા કરો એ તો ન જ બને, પણ લગાર દયા અથવા ક્રોધનું પાત્ર હોય તેને અધિક કરો એમ અનુમાન થાય છે; તો હે ભગવન્ ! હું જો લગાર દયાનું પાત્ર હોઉં

---

[1] સંમાન ન આપું.

તો મને તે દયા આજે જ આપજો. હે સર્વના અંતરની જાણનારા! આ જગત્‌તંત્ર તમારા વડે રચાઇને આજપર્યંત તમારા વડે જ ચાલે છે. તમે જ સ્વર્ગ તથા નરકના આધારરૂપ છો. તમે જ અસંખ્ય બ્રહ્માંડના અસંખ્ય જીવોના પ્રત્યેક કર્મને જાણનારા, તથા તેમને તે તે કર્મનાં ખરાં ફળને ખરા સમયે આપનારા ન્યાયી ધણી છો. હે વિશ્વંભર! તમે જ પરમાણુ પરમાણુમાં વ્યાપી રહીને પદાર્થ માત્રના પોષણ કરનારા છો. તમે જ કીડીને કણ તથા હાથીને મણ ખરી વેળાએ પમાડનારા છો. હે દયાના સાગર! તમે જ કોટિ કલ્પે પણ મહાપાપી જીવોને મુક્તિ આપવાને ઉંચી ગતિના ક્રમમાં દયાથી જોડો છો. તમે જ આ જગત્‌માં સ્ત્રીપુરૂપ તથા અન્ય સર્વનાં અંતરમાં રહીને દરેક કર્મના સાક્ષીપણાને પામો છો, અને તમે જ સત્રજો છતાં પણ આ પાપી જીવોની દૃષ્ટિએ પડતા નથી. હે મહેશ્વર! આપ જ જ્ઞેય[1], ધ્યેય[2] છતાં પણ આ અધમ જીવોથી જાણ્યા જતા નથી, તથા ધ્યાનમાં ધારી શકાતા નથી. તમે જ સર્વરૂપ છતાં આ નાસ્તિક જીવોને પોતાનાં અનેક જન્મનાં પાપવડે તમે કાંઈ જ નથી એવું બુદ્ધિમાં ભાન કરાવનાર ગણાયા છો. તમે જ સર્વ પુણ્યવાન્‌ની અવધિનું સ્થાન છો તેથી હે વિભુ! આ લોકમાં આ મારા સરખા અધમને પણ ક્ષણે ક્ષણે ગતિમાં મુકનાર તમે જ છો, એમ કહેવામાં શો સંકોચ છે? કાંઇ નહિ. માટે હે હરિ! મારી આ આપત્તિને હરીને મારા સ્વધર્મનું રક્ષણ કરતાં આપના અભિમુખ મને કુશળપણે રાખજો.

હે ત્રાતા! આ જીવોને સંકટની વેળાએ દશ દિશામાં જોતાં આપવિના બીજો કોણ આશ્રયરૂપ છે. આપ જ દુ:ખથી મુકાવનાર, સુખમાં સ્થાપનાર, અને અંતે આ ક્ષણિક દુ:ખસુખથી રહિત આપના અખંડાનંદ સ્વરૂપમાં અભેદ કરનાર છો. ન સહન થાય એવી આપત્તિના સમયે વિકળ હૃદયવાળા, આર્ત[3], તથા અર્થાર્થી[4] જીવો, નિર્ભયપણે ઇચ્છેલા પદાર્થ પામવાને, હે સર્વશક્તિમાન્ પ્રભુ! આપના વિના કોને કંપતી-થરકતી વાણીએ પોકાર કરે? હે દાતા! આ પરતંત્ર સંસારમાં હક્કનું આપનાર તથા હક્કવિના આપવારૂપ દાન કરનાર પણ બીજો કોણ છે? આ અલ્પજ્ઞ તથા પરવશ અર્થાત્ તમારી સત્તાને વશ વર્તનાર સંપૂર્ણ જીવો 'આ મેં કર્યું' અથવા 'આ હું કરીશ' એવો ઉચ્ચાર માત્ર પણ સ્વતંત્રતાથી કરી શકતા નથી તો તેવા અબળ જીવો અન્યને શું આપી શકે એમ છે? કંઇ જ નહિ. હે સ્વપ્રકાશ પરમાત્મા! આપ જ સર્વ પ્રા-

---

૧ જાણવાયોગ્ય. ૨ ધ્યાન કરવાયોગ્ય ૩ દુ:ખી. ૪ કોઈ પણ અર્થની ઇચ્છાવાળા.

ણીનાં અંતઃકરણમાં બુદ્ધિઆદિને પ્રકાશ આપતા રહ્યા છો, તે જ્યારે આ વેળાએ સાહાય્ય નહિ કરો તો અન્ય કયા ક્ષેત્રમાં આપણે આ ક્ષણે શોધી આ વર માગું ? હે રક્ષક ! ધ્રુવને તેની સાવકી માના દુઃખથી મુક્ત કરીને સાચા સંસારસુખનો અનુભવ આપી અંતે અચળ સ્થાનમાં આપે જ સ્થાપ્યો છે; અને અમ્બરિષ રાજાને દુર્વાસાએ ભય આપવાથી તે દુર્વાસાપાછળ ચક્ર છોડીને તેને અતિદારૂણ ભય દેખાડીને તમે જ પોતાનું ભક્તવત્સલપણું આ જગત્‌માં પ્રસિદ્ધ કર્યું છે. વળી પ્રહ્લાદને આપ ઈશ્વરના વિરોધી તેના દુષ્ટ પિતાએ અસંખ્ય અસહ્ય કષ્ટ આપ્યાં, તે સર્વથી બચાવી વિચિત્ર રૂપે સ્તંભમાંથી પ્રકટ થઈ, તે હિરણ્યકશિપુને મારીને તે ભક્તને આપે જ દુઃખમુક્ત કર્યો છે. હે ભગવન્ ! એવા જ ગજને[1] તથા ગ્રાહને[2] ગજની સ્તુતિથી આપે જ દર્શન દઈ શાપમુક્ત કર્યા છે, અને એ જ પ્રકારે અગણિત ભક્તોને આપે સુખ આપી મનોરથ પૂર્યા છે, તો આજે હું દીન અનાથસરખા, સ્ત્રીથી ભયને પ્રાપ્ત બ્રાહ્મણને આ સ્તુતિ સાંભળીને શાંત કરશો જ એમાં શું આશ્ચર્ય છે. હે સર્વરૂપ છતાં પણ સર્વના પતિ મનાએલા સર્વેશ્વર ! આ જગત્‌માં આ મારા સરખા સર્વે, આ તુચ્છ પદાર્થો જે પોતે નથી, તથા પોતાના નથી, તેને અહંમમભાવે અર્થાત્ 'હું અને મારૂં' એવે ભાવે ભજે છે; તેવા સઘળા આ સંસારચક્રમાં પોતાના સર્વ વ્યવહારને 'હું કરૂં છું, તથા એના ફળનો હું ભોગવનાર છું' એવા મિથ્યા અભિમાનને ધારણ કરીને આ સંપૂર્ણ દુઃખના મૂળરૂપ જીવપણાને પામ્યા છે, અને દુઃખના ભોગ થઈ પડ્યા છે. પણ આપ તો 'હું અને મારૂં' તથા કર્તાભોક્તાપણાના અભિમાનથી રહિત રહીને જીવપણાથી રહિત એવા ઈશ્વર અને પરમેશ્વરપણાને પ્રાપ્ત રહ્યા છો. તેથી જ આપ મારા સરખા સર્વ જીવોવડે સ્તુતિ કરાવાયોગ્ય છો. આપ તો સ્વતંત્ર છતાં અને સર્વના કારણરૂપ છતાં પણ કર્તૃત્વભોક્તૃત્વ ધર્મનો સ્પર્શ પણ થવા દેતા નથી, અને અમે તો પરતંત્ર તથા કાર્યરૂપ છતાં પણ કરવાભોગવવાના અભિમાનમાં બંધાઇએ છીએ, એ જ અમારૂં આપના આગળ નીચાપણું છે. હે વિભવથી અળગા છતાં વિભવના દાતા ! આપની પાસે હું વિભવહીન છતાં પણ કોઇ વિભવની યાચના કરતો નથી. પણ માત્ર આ આવેલી આપત્તિથી રક્ષણ કરજો એ જ માત્ર યાચું છું. હે સર્વાતીત[3] સ્વામિ ! આપની સ્તુતિ કરવી એ પણ મારા સરખા અલ્પજ્ઞનો અધિકાર નથી, કારણ કે વિહિત[4] તથા નિષિદ્ધ[5] વચનોનું અમને જીવોને યથાર્થ ભાન હોવું ઘટતું જ નથી. જેથી તેવાં

૧ હાથી. ૨ મગર. ૩ સર્વથી નિરાળા. ૪ યોગ્ય. ૫ અયોગ્ય.

ન ઘટે તેવાં વચનો પણ સ્તુતિ કરતાં આપની પ્રીતિ પમાડનાર હશે એવા અનુમાનથી બોલવાને હું અચકાતો નથી. પણ હે કૃપાળુ! આપ તો તે વચનોપ્રતિ અલક્ષ કરતા અંતઃકરણના ખરા ભાવતરફ જ લક્ષ કરનાર છો, તેમ જ સ્તુતિ કરનારની વિકળ અવસ્થામાં ઘટિત અઘટિત વચનોથી થતો દોષ, મૂળ પુરૂષોથી દોષરૂપ મનાયો નથી. જેથી આ ક્ષણે હું શંકારહિતપણે મારા પ્રતિ આપ કરૂણાદૃષ્ટિએ જોશો જ એમ અનુમાન કરૂં છું. હે અનાદિ, અનંત! આપની સ્તુતિ યથાયોગ્ય કરવાને તો મોટા પણ અસમર્થ ગણાયા છે, તો હું યત્કિંચિત્ પામર પંક્તિનો જીવ શું કરી શકું? અને કરી શકનાર પણ આપ અનંત તથા અકળ સ્વરૂપ પરમાત્માની સંપૂર્ણ અંશે સ્તુતિ તો કેમ જ કરી શકે? માટે હે માયાના અધિપતિ! હવે વધારે શું કહું? આ મસ્તકસહિત સંપૂર્ણ મમત્વ તથા અભિમાનને આપના ચરણમાં સમર્પી આ વાણીના વેગથી રહિત થાઉં છું.'

લક્ષ્મી માતા કહે છે, હે સદ્ગુણી દીકરી સરસ્વતિ! આપ્રમાણે તે ભલા સ્વભાવનો ઇશ્વિરભક્તસરખો ભૂભાસ્કર બ્રાહ્મણ દીનપણે પરમેશ્વરની સ્તુતિ કરતો તથા વારંવાર નમસ્કાર કરતો ઘરમાંથી બહાર આવીને પેલા આવેલા પરોણાપાસે બેઠો, અને તેમને પુછવા લાગ્યો 'હે ભગવન્! તમે ક્યાંથી પધારો છો, અને ક્યાં જવાની ઇચ્છા રાખો છો? હાલ તમારે જળપાનની ઇચ્છા છે? મારા આશ્રમઉપર દયા કરીને તમે આજે મને પાપથી રહિત કર્યો છે.'

વૃદ્ધ બ્રાહ્મણ કહે છે, હે પવિત્ર આશ્રમવાળા! તમે જુઓ છો કે આ મને ઘડપણે ઘેરી લીધો છે. હવે એક પરમેશ્વરના સ્મરણવિના બીજો દેહકષ્ટનો ઉદ્યમ તો મારાથી થઇ શકે એમ નથી. માત્ર પોથી વાંચવી કે બેશીને માળા ફેરવવી અને યથારૂચિ જમવું એટલું જ મારાથી થઇ શકે છે; અને ધીરે ધીરે ઘણું તો દિવસમાં બે કોશ ચાલી શકું છું. ઇંદ્રિયોની શક્તિ પણ હવે ધીરે ધીરે હટવા લાગી છે, એટલે ઘણું કરીને હું સંસારમાં નકામાસરખો થઇ રહ્યો છું. હવે મારાથી કોઇ પણ કામમાં હિંમત રાખી ધારવે આરે ઉતરી શકાતું નથી. તોપણ જીવનની અવધિ હજી આવી નથી. આયુષ એવી વસ્તુ છે કે તેનો નાશ આપણો કર્યો થતો નથી, અને નાશ થતો નથી તો વધારો તો ક્યાંથી જ થાય? આમ છે માટે હવે આ સૂર્યદેહાના પવિત્ર ક્ષેત્રમાં ધીરે ધીરે ફરતાં, ઋષિમહાત્માઓનાં દર્શન કરતાં, આ બાકી રહેલા આયુષ્યને પૂરૂં કરવાના નિશ્ચયથી આશરે બે માસથી ફરવા નીકળ્યો છું. તે હવે સમુદ્રને આ સૂર્યદેહા મળે છે, ત્યાં સંગમઉપર સ્નાન કરવા જઇશ, અને

વળી ક્ષેત્રોમાં સ્નાન કરતો પાછો આ માર્ગે ફરીશ. જ્યાં સુધી પગ ચાલશે ત્યાં સુધી આ રીતે ફરીશ, અને શક્તિ છૂટચે જ્યાં દેહ પડશે ત્યાં ખરો. હવે મારે આ સંસારમાં કશું કરવાનું બાકી રહ્યું નથી, અને કોઈ નવી વસ્તુ કે સુખ મેળવવાની આશા નથી. હે ભાઈ! બુદ્ધિમાન્ પુરૂષોએ જેમાં વિશેષે કરીને નિરંતર પ્રીતિ રાખવી ઘટતી નથી એવા આ શરીરમાં પ્રથમ અવસ્થામાં મારી જેવી પ્રબળ પ્રીતિ હતી તે હવે ક્રમે કરીને કેવળ શિથિલ થઈ ગઈ છે, તેથી હું નિર્ભય થઇને જ્યાં ત્યાં વિચરૂં છું; બાકી શરીરમાં પ્રીતિવાળો માણસ તો મારા જેવી અવસ્થામાં કદાચિત્ પણ ઘર છોડી એકલો બહાર નીકળે નહિ.

ભૂભાસ્કર કહે છે, તમારી આટલી અવસ્થા ગૃહસ્થાશ્રમમાં કાઢી હશે તો તે આશ્રમનાં સ્ત્રી, પુત્ર કે ધન કાંઇ નથી શું?

વૃદ્ધ ભ્રમરઉપર હાથનું ઢાંકણુ કરી અર્ધ ઉઘાડી આંખે ભૂભાસ્કરના સામું જોતાં કહે છે, સાંભળો ભાઈ! તમારૂં નામ શું? ભૂભાસ્કર કહે છે, મારૂં નામ ભૂભાસ્કર. વૃદ્ધ કહે છે, ભાઈ ભૂભાસ્કર! તમે જાણો છો, આ સંસાર કેવળ સ્વાર્થથી જ બંધાએલો છે; તે જ્યાં સુધી દરેક પ્રાણી-પદાર્થમાં પોતાનો સ્વાર્થ દેખે છે, ત્યાં સુધી તે તે પ્રાણીપદાર્થનો સંબંધ રાખીને તેનું રક્ષણ, પાલનવિગેરે કરે છે, અને જ્યારે તે પ્રાણીપદાર્થ નિઃસત્ત્વ[1] દેખે છે ત્યારે, તથા જાણે છે કે હવે આપણો આમાંથી કોઇ લાભ થવાનો નથી, ત્યારે પછી તત્કાળ તે તે પ્રાણીપદાર્થથી પૂર્વે થયેલા અનેક લાભને ધીરે ધીરે વિસારી દઇને તેને તજી દેછે. આ પ્રકારનો નિયમ આખા જગત્માં જાણવો. તોપણ કોટિમાં કોઈએક પરમાર્થી પુરૂષોને એ નિયમ લાગેલો હોતો નથી. હે સાત્ત્વિક બુદ્ધિવાળા ભૂભાસ્કર! સાંભળો. આપ્રમાણે મેં વૃદ્ધાવસ્થાપર્યંત જગત્ના સ્વરૂપને જોઇ જાણીને, તથા અવસ્થા પામ્યાથી મારા આશ્રમમાં પણ એ નિયમનો પ્રવેશ જોઇને મેં તત્કાળ તેમના સંબંધનો મનમાંથી વિસારો કરીને આશ્રમ છોડવા નિશ્ચય કરચો, ત્યારથી આજપર્યંત હું સુખપૂર્વક સંસાર-બંધનથી મુક્ત થઇને આ રમ્ય[2], અને પવિત્ર તીર્થોને સેવતો આનંદમાં આયુષ્યને ગુજારૂં છું. હવે તમારા પ્રશ્નના ઉત્તરને સાંભળો. મારે સ્ત્રી, પુત્ર, ગૃહ તથા ક્ષેત્ર છે. ધનનો સંચય તો દુઃખનો હેતુ ગણીને મેં પ્રથમથી જ કરચો નથી. જ્યારે જ્યારે દૈવયોગથી મારા પાસે અધિક ધન આવી મળતું ત્યારે ત્યારે હું પાપરહિત સાત્ત્વિક યજ્ઞના આરંભ કરીને પવિત્ર ઋષિબ્રાહ્મણોને પધરાવીને વિધિથી તેમને દક્ષિણામાં આપતો,

---

૧ સારવિનાનો. ૨ સુંદર.

તથા પ્રસંગે કેવળ બ્રાહ્મણોને તથા સૌભાગ્યવતી સ્ત્રીઓને તથા બાળકોને ઇચ્છાભોજન જમાડી યથાશક્તિ વસ્ત્ર તથા જળપાત્રનાં દાન આપતો. આ પ્રકારે તે ધનનો સારે માર્ગે[1] વ્યય કરી નિર્ભય રહેતો, તેથી આશ્રમ છોડતી વેળા મને આસક્તિ[2] રાખવાયોગ્ય ધન ન હોવાથી કોઈબાધ કરી શક્યું નથી. સ્ત્રીનો તથા પુત્રનો મારા પ્રતિનો પ્રેમ છેક નાશ નહોતો થયો ત્યારથી જ અગમચેતન થઈને મેં તેમની અનુજ્ઞાથી તીર્થપ્રવાસ આરંભ્યો છે. તેથી પ્રસંગે તેમનું તથા ઘરસુખનું સ્મરણ થતું, પણ હવે તો ધીરે ધીરે તે પણ ભૂલી જવા લાગ્યો છું, એટલે કશી ચિંતા મનમાં રાખવાસરખું જણાતું નથી. હે પુણ્યવાન્! મેં આટલા આયુષ્યને ભોગવતાં આ જગત્ના સ્વરૂપનો પૂરેપૂરો અનુભવ કરયો છે, તેથી હું તો આ સંસારને રાત્રદિવસ એક ઇંદ્રજાળના ખેલની પેઠે પ્રસન્ન થતો જોઉં છું. મને કોઇ કોઇ વેળા તો એવા આનંદમાં ક્ષુધા તૃષા પણ પીડતી નથી. સંસારમાં જ પચી રહેલા પુરૂષોને તો કૂવામાં રહેલા દેડકાની પેઠે આ ગૃહપ્રપંચવિના બીજા ઇશ્વરના આશ્ચર્યકારક મહિમાનો તો લેશ માત્ર પણ અનુભવ હોતો નથી. હું તો સર્વેશ્વરની કૃપાથી ગૃહબંધનનો તથા મુક્તાવસ્થાનો અનુભવ કરી હવે મને કૃતકૃત્ય થયેલો દેખું છું. હે દૈવી! આ વાર્તા અધિકારવિનાના મનુષ્યઆગળ કહેવાયોગ્ય નથી; તેથી તેવે સ્થળે તો હું મૂર્ખની પેઠે છાનો માનો બેઠો, સુનો, પ્રાણીઓની ચેષ્ટાને જોયા કરૂં છું. આ મારી વયના ઘણા પુરૂષોને આ મહા દુઃખ આપનાર સંસારરૂપ ઘાણીમાં પીલાતા, મરણને પામતા મેં જોયા છે. હે ઉત્તમ અધિકારવાળા! આ સ્થિતિ પણ ઉગ્ર પુણ્યવિના મળતી નથી, એ નિશ્ચય કરીને જાણજો. આ વિષયની તાપણી ઇશ્વરે ત્રણે કાળમાં જીવોને તપાડવામાટે કરી હોય એમ ભાસે છે, કેમકે એકે કાળમાં એની સમાપ્તિ થયેલી આપણે જોતા નથી.

લક્ષ્મી કહે છે, હે દીકરી! આપ્રમાણે વાર્તા કરે છે એટલામાં કૌશિકી જળ ભરીને, અતિથિને ઉતરવાના સ્થાનમાં બેઠેલા પોતાના પતિને તથા પેલા વૃદ્ધને જોતી જોતી બોલ્યાવિના ઘરમાં પ્રવેશ કરે છે, અને તેના ક્રૂર સ્વભાવને જાણનાર તેનો પતિ પણ અતિથિની આજ્ઞા લઈ પોતાની સ્ત્રીની પાછળ આશ્રમમાં પ્રવેશ કરે છે; તે એવા વિચારથી કે કદાચિત્ કંઇ બોલવાનો એના મનમાં વેગ આવે તો કેવળ મારા સમીપ જ એ બોલે, જેથી અન્ય કોઇના જાણવામાં આવે નહિ, અને એકાંતમાં પ્રસંગને અનુકૂળ બોલી એના મનના વેગને લગાર નરમ પણ પડાય.

---

૧ ખર્ચ. ૨ પ્રીતિ.

સ્ત્રી જળનાં પાત્રોમાં જળની વ્યવસ્થા કરે છે, અને ભૂભાસ્કર તેના સમીપમાં જઈને ઉભો રહે છે. બોલો 'જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ.'

**દાસ**—અડે ભગવાન્! બચાડા પેલા દોસાની કંઇ ખાઢાપીઢાની ટજવીજ ઠઈ હોટ ટોએ બચાડાની નિડાંટે ડાટ નીકલટ. પન હવે ટો 'જે' બોલી ગઇ એતલે હડિઇચ્છા. આહાહા! સી અનીરૂપડ આવીને વાટ અતકાવી છે કે કંઈ કહેવાની વાટ નડી, પન વખટ ઠઈ ગયો છે, એતલે લાચાડ. હવે એક સમાપ્ટીનું કીડટન ઠાય કે સૌને છુત્તી. કેમ વિથ્થલજી! ખડું કેની?

**વિઠ્ઠલજી**—હા દાસ! હવે તો એમ જ. ભટજીને પણ રોજનો શ્રમ રહ્યો છે. સઘળું નિયમિત હોય તે સારૂં.

**મનોહર**—('જય જય' બોલીને ગાય છે)

**પદ.**

હરિસાહ્યવિના જગમાંહ્ય, નથી કંઈ સુખ થાતું,
પ્રભુ કૃપા કરે પળમાંહ્ય, દેખીએ દુઃખ જાતું. ટેક.
આ કાચી કાયા કરી કર્તાએ, જીવને દુઃખ સૌ દીધાં રે,
ભય મૃત્યુનો શિરપર રાખી, સુખ સર્વે હરી લીધાં, નથી કંઈ૦
સ્ત્રી ધન સુત ઘરઆદિ વૈભવ, નજરસમીપ જણાય રે,
પણ તેથી રજ સુખ ન જણાતું, અંતર જીવ તણાય, નથી કંઈ૦
વન નગરે પર્વતની કુખે, કે પાતાળે જઇએ રે,
પણ કો સ્થળ આ કાળ ન ટાળે, લહિ મનમાં ગભરઇએ, નથી કંઈ૦
માટે જ્યાં ત્યાં હરિ ભજી રહેવું, એ જ શિખામણ સાચી રે,
મનહર પ્રભુ કરૂણા ન કરે ત્યાં,— લગિ યુક્તિ સહુ કાચી, નથી કંઈ૦

**દાસ**—બોલો સી ગોડઢનાડકી જે. સી સડગુડુ ડેવકી જે. બોલો હડાહડા મહાડેવ. ભતજી માડાજ! પાયે લાગું છું. (એમ બોલતાં પગે લાગી ઉઠે છે, અને બીજાં સર્વ પણ નમી નમી જાય છે.)

**વિજયા**—(સૌના ગયા પછી) આજે તો પેલા ડોસા પરોણા આવ્યા, એનો બોધ વધારે ચાલત તો બહુ સારૂં થાત, પણ વચમાં પેલી આવી પહોંચી એટલે તમે પણ શું કરો, ને તે બચારા પણ શું કરે? પણ આ વાતમાંએ હવે તો સૌને રસ પડતો જણાય છે હોં!

**મનોહર**—રસ પડે નહિ તો ક્યાં જાય? સાચું પુછે તો આ જગત્‌માં રસવિનાની તો વાત જ નથી, પણ સૌસૌની બુદ્ધિપ્રમાણે પડવાનો. એમાં કંઈ કોઇનું ચલણ નથી. વળી સૌને જ રાજી કરવાં એવું કંઈ આપણે બંધનવાળું કામ લીધું નથી. માટે જેને રસ પડે તેનું ભાગ્ય અને

રસ ન પડે તેનું એ ભાગ્ય. આપણે તો પરમેશ્વરપ્રાત્યર્થે સૌનું ભલું થાય, માટે આ કષ્ટ કરીએ છીએ. પછી તેને ભુંડું માને તેની મરજી. વિદ્વાનોનું તો એમ માનવું જ છે કે જે સમજી શકે એવાં રસને સમજનારાં મનુષ્યો છે તે તો દરેક પ્રસંગમાંથી રસ કાઢી જ લેછે, અને મૂર્ખ અજ્ઞાન માણસો છે તે તો રસને જાણતાં જ નથી, તેથી તેમને તો સમજણપ્રમાણે જ રૂચિ હોય છે; અને અધવચીયાં, અદેખાં, અને ઓછી સમજણવાળાં તથા અનેક પ્રકારના દોષથી ભરપૂર અંતઃકરણવાળાં માણસો તો રસને બદલે દોષ જુએ છે. તેથી તેવાં મંદમતિ તો કેમે કર્યાં રાજી થઇ શકતાં નથી. માટે આપણે તો આનંદથી આપણા નિશ્ચયપ્રમાણે પરમાત્માની કૃપાથી આયુષ્યમર્યાદા છે ત્યાં સુધી સુખ આપનાર વચનો આપણા સમીપ આવનારને સંભળાવવાં, સમજી કેની? હવે રાત્રિ ગઇ છે, માટે સુખપૂર્વક નિદ્રા લે. (બંને ઇષ્ટસ્મરણ કરતાં સુઇ જાય છે.)



# दिवस १४.

**મનોહર**—(પ્રાતઃકાળમાં ઉઠતાં)

## શિખરિણી છંદ.

ધરી શાંતિ ચિત્તે, હરિ હર હવે તો દુખ હરો,
ભજે ભાવે નિત્યે, સરળ પણ એવું મન કરો,
વિકારી સંસારે, સકળ કળ એવી ઉર ભરો,
ભવાબ્ધિ[1]ને આરે, સહજ ઠરી છાંડું ખરખરો.

(વિજયાને) કેમ, પરમાત્માના મહિમાનું સ્તોત્ર[2] હવે તને મુખપાઠ થયું કે નહિ?

**વિજયા**—હા, તે તો હવે આવડ્યું છે, માટે બીજું કંઈ ઉઠતીવેળા સ્તુતિ કરવાજેવું સ્તોત્ર હોય તો મને શિખવજો. હવે સંસ્કૃત શ્લોક પણ મને પાઠ કરવાની હોંસ થાય છે.

---

૧ ભવસાગર. ૨ સ્તુતિની કવિતા.

**મનોહર**—ઘણું સારૂં. એવાં સુંદર સ્તુતિનાં સ્તોત્ર હું તને શિખવીશ કે તેથી પરમેશ્વર પ્રસન્ન થાય. સમજી કે? માત્ર પાઠ કરવાનું તારામાં બળ જોઇએ.

**વિજયા**—તેની તો આપ ચિંતા રાખશો નહિ. વારૂ, હવે સ્નાન કરશો? પાણી કાઢ્યું છે. (મનોહર 'ગોવિંદ ગોવિંદ હરે મુરારે' બોલતાં બોલતાં સ્નાન કરવા જાય છે.)

**મહાસુખ**—(એ નામનો કોઇ પુરૂષ મનોહરનું ઘર શોધતો આવી બારણું ઉઘાડી ઘરમાં પેસે છે; તે નહાવા ઉતરેલા મનોહરને જોઇને) કેમ મ્હારાજ! મનોર ભટ તમારૂં નામ છે કે?

**મનોહર**—હા ભાઇ! શું કામ છે? તમે ક્યાંથી આવો છો?

**મહાસુખ**—હું મારે ઘેરથી આવું છું. મેં સાંભળ્યું'તું જે તમારે તાં રોજ રાતરાતની કથા સારી થાય છે, તે કહ્યું, લાવ હમણાં નવરો છું તે ઘર જોઈ આવું; પછી રાતે જઇશ. કથા કારસોરી માંડો છો મ્હારાજ!

**મનોહર**—રાત્રે આઠ વાગે કહેવા બેસું છું ભાઈ! તમને ઇચ્છા હોય તો ભલે આવજો.

**મહાસુખ**—ઇચ્છા ના હોય તો આ સવારના પો'રમાં ધક્કો અમથો ખાધો હશે મ્હારાજ! એટલો તો વિચાર કરો!

**મનોહર**—ત્યારે તો ઘણું સારૂં. તમે શો ધંધો કરો છો ભાઇ! તમારૂં નામ શું છે?

**મહાસુખ**—મારૂં નામ તો મા'સુકો છે, ને વેપારવણજનો ધંધો કરીએ છીએ.

**મનોહર**—ઠીક છે. આવજે હોં ભાઈ!

**મહાસુખ**—સા માટે ના આવું મ્હારાજ! મારી મેળે મારે સાંભળવાની ગરજે આવીસ. (જાય છે.)

**વિજયા**—(મનોહરને) આ માણસ વળી કોણ છે? એને બોલવાનો સ્વભાવ કંઈ જુદો જ જણાય છે!

**મનોહર**—આ સંસારમાં એવા તો અસંખ્ય જાતના સ્વભાવ છે; તે હવે ધીરે ધીરે તારા જાણવામાં આવશે. એ બધાં માણસ તો ખરાં, પણ ભોળાં માણસ કહેવાય. (પછી ઇષ્ટસ્મરણ કરતાં નાહીને સેવામાં બેસે છે.)

**ચંચળા**—( દાસને ) કેમ વારૂ ! આજે કંઈ તારના બોલતા નથી, ને મનમાં મનમાં બેઠા બેઠા ગણગણ્યા કરો છો ! કંઈ નામું ઠામું તપાસો છો કે શું ?

**દાસ**—ના ના, નામું ટો વાનાના પોડમાં કોન ટપાસે ? પન એ ટો એક નવો ઉધ્યમ કડવા માંદયો છે. કહું જોઉં વારુ, આપનને એ વાટ હઇએ બેસે છે ?

**ચંચળા**—એવી શી વાત છે કે વળી હઇએ બેસાડવી પડે છે ? કંઈ ભજન પાઠ કરો છો કે શું ?

**દાસ**—ટમે કેમ જાન્યું ? ટમાડી બુદ્ધિ પન હવે ઉદતાં જનાવડ પાડખે એવી હઇ છે હોં.

**ચંચળા**—એમાં શું જાણવું'તું ! તમે મહીંમહીંથી લગાર રાગ કાડયાજેવું કરો છો, ત્યારે મેં કું ભજન ગાતા હશો.

**દાસ**—ના, ટે મુદ્દો ટો વાટ સાચી છે. એ ટો માડા મનમાં એવો વિચાડ આવ્યો'ટો કે આ ભતજી માડાજ ડોજ નવાં કિડટન બનાવે છે ટાડે કહું લાવને બચ્ચા ! આપને પન લગાડ મે'નટ કડી જોઇએ. એ પન એક વિડયા છે કેની ? ટે આ લગાડ બેસીને લખટો'ટો. જુવો, જેના પાસે બેથા ટેનો ગુન ના લીઢો, ટાડે આપને માનસ સેના ? પછી ટો ઘોડ જ જાનવા. માનસનું એ જ કામ છે કે ગમે ટાંઠી પન ગુન લેવો.

**ચંચળા**—જાઓ જાઓ, એ તે વળી આપણાથી બને ? એમ સૌને ભજન જોડતાં આવડતાં હોત ત્યારે વળી જોઇતું'તું શું ! પછી તો પરમેશ્વરની જેના ઉપર દયા થાય તેને કંઇ બાકી રહેતું નથી. કેમ વારૂ, કંઇ લખ્યું ખરૂં કે અમથા જ ?

**દાસ**—અમઠા ટો કેમ ! લગાડ મ્હોડો[1] કડયો છે. હવે પાછલાં ચડન બેસાદું છું. પછી ટમને વાંચી સંભલાવીસ. હમનાં જડા ટમાડું કામકાજ કડો. ( થોડી વાર પછી લખી રહી જરા મોટેથી ) કેમ સાંભલો છ ? જડા નવડાસમાં હો ટો આટડફ આવી જજો.

**ચંચળા**—( આવીને ) વાહરે ! એટલી વારમાં ભજન જોડી નાંખ્યું કે શું ?

**દાસ**—એમાં ટે સું વેડ ભનવા'ટા ! એ ટો ભતજી માડાજે એક વાડ કહું'ટું કે મુદ્દો એતલો જ છે કે એક લીતીનો બીજી લીતીજોરે પ્રાસ મલવો જોઇએ. લો સાંભલો હવે, દીડજ ડાખીને. ( ગાય છે )

---

૧ મહોરો, કવિતાનું સૌથી પહેલું ચરણ.

## ગરબી.

આ ગોકુલની ગોવાલની, મહીયાડી રે,
ગઈ મટુકાં લઈ દધિમાત, કરી ટૈયાડી રે.
આ મારગમાં મોહન મલ્યા, મહીયાડી રે,
કાં જાઓ દીઢાવિન દાન, કરી ટૈયાડી રે.
કહે ગોપી દાન ન આપીએ, નંદલાલા રે,
જો કરસો કોતિ ઉપાય, છાબલીવાલા રે.
જો ઘનું કરસો ટો નંદને, નંદલાલા રે,
કહી વાટ મરાવસું માર, છાબલીવાલા રે.
કહે કાના દાન ન મુકીએ, સુન ગોપી રે,
સું કરસે બાવા નંદ, મુજ પર કોપી રે.
નહિ આલો ટો આ માત, ફોરસું ગોપી રે,
ખાઈ વાલસું દધિનો દાત, લજ્જા લોપી રે.
સૌ ગોપી હસીને બોલીયાં, નંદલાલા રે,
લો દઉં છું દહિનાં દાન, કાનજી કાલા રે.
આ બાલમુકુંદ હરિ બોલીયા, સુન ગોપી રે,
હમે નિટ નિટ લેસું દાન, દરરો રોકી રે.

બોલો સી ગોપીનાહકી જે. કેમ ઠયું કેની ?

**ચંચળા**—અરે વાહ ! તમે તો અવધિ કરી નાંખી તો. આ તો તમે દાણલીલાની ગરબી જોડી, નહિ વારૂ ? હું નો'તી જાણતી કે આટલું બધું તમારામાં પાણી છે હોં. પણ આ છેલ્લી કડીમાં કંઇ લગાર ફેરજેવું તમને લાગે છે ?

**દાસ**—એ ટો મારી ઢાનમાં જ છે. પન જુવો, આ ટો આડંબનું કિરટન છે. એમાં એતલી કસુર હોય ટો કોઇની નબલી પાટલી નજર ના લાગે, સમજ્યાં કેની ? આપના વરડાજાને ગોરા ગાલમાં પન કાલું ટબકું કરે છે કેની ? ટમે પન જાની બુજીને કેમ ભૂલો છ ?

**ચંચળા**—હા હા. ત્યારે તો કંઇ ફકર નહિ. પણ એક વાર સાંજે ભટજીને ગાઈ દેખાડજો હોં.

**દાસ**—બહુ સારું. એ ટો વલી એક બીજું પન દુકાને બેસીને લખી લાવીસું ટે દારે કડામાં ગાઈસું, કેમ થીક કેની ? ચાલો, હવે ના'વાનું પાની આપો. આજે ઘનું અસુર ઠયું છે. ( નાહીને બહાર જાય છે. )

---

**કાવેરી**—(પોતાના પતિને) વારૂ, તમે સાંજના બબ્બે ઘડી સાંભળવા આવતા હો તો કેવું સારૂં ! આ બધા કેટલાએ લોકો આવે છે, ને કથા પણ ઘણી સારી કહેવાય છે. બહુ સમજણની વાત આવે છે.

**ધનેશ્વર**—તું એ વાત મને કહીશ નહિ. તું તારી મેળે જાય છે એટલે થયું. તને સમજણ આવશે તો ઘણુંએ છે. મને તો મારા મનની કથા સાંભળતાં નવરાશ મળે ત્યારે હું બીજી કથા સાંભળું કેની ?

**કાવેરી**—હજી તમારા મનમાં શેની કથા ચાલે છે ? અને મન તો જનમથી તે મરણસુધી લાગેલું જ છે કેની ?

**ધનેશ્વર**—તું શું જાણે. આ આખો સંસાર મનની જ કથા છે. મનવગર બીજું શું છે ? તું સાંભળે છે તે પણ મનની જ કથા છે. આ મન ઘડીમાં જ્ઞાની થાય છે, અને ઘડીમાં અજ્ઞાની થાય છે. એ મનથી બંધાયલા આ જીવો સંસારમાં ગોથાં ખાયા કરે છે. એમાંથી કોઈ ઉપાયે શાંતિ થતી નથી.

**કાવેરી**—તો આ કથા મનની શાંતિસારૂ જ થાય છે, ને ત્યાં આવવાની તો તમને મરજી થતી નથી. પછી તે એ મનનો પાર શી રીતે આવે ? તમારે ક્યાં દસપાંચ જીવાડવાં છે કે તેની ચંતા છે ?

**ધનેશ્વર**—દસપાંચ હોઈને પણ તે દસપાંચ શું સ્વર્ગમાં લઈ જનાર છે ? સ્વર્ગનરકમાં તો સૌસૌનાં કર્મ જ સૌને લઈ જનારાં છે. તે કર્મ જ્યાં સુધી છૂટે નહિ ત્યાં સુધી બધું રદ છે.

**કાવેરી**—એ કર્મ છૂટવાનો કંઇ ઉપાય છે કે નહિ ? જો ઉપાય જાણતા હો તો તે કરો એટલે થયું.

**ધનેશ્વર**—એમ વાતો કરયે આ કર્મ છૂટતાં નથી. એ તો ઈશ્વરની કૃપાથી જ્ઞાન ખરેખરૂં થશે ને આ મારૂંતારૂં, સુખદુઃખ બધું છૂટી જશે ત્યારે એ કર્મનું બંધન જડ મૂળથી છૂટશે, સમજી ?

**કાવેરી**—ત્યારે તમે રોજ તાપીએ બેશીને શું કરો છો ? ગાયત્રીનો જપ કરો છો, કે કંઈ વાંચો છો, કે લોકોસાથે આખો દિવસ ગપાટા મારો છો ? ચાર ઘડી જંપીને ઘરમાં તો તમે બેસતા જ નથી !

**ધનેશ્વર**—તમારે બૈરાંની જાતને બીજી કોઇ વાતની ફિકર હોતી નથી. માત્ર ખાવું પીવું, ને ઘરનો ધંધો કરવો. પણ પૈસો ક્યાંથી આવે છે, અને પુરૂષને કેટલું કષ્ટ છે, તેની તમને ખબર નથી.

**કાવેરી**—ખબર તો ખરી, પણ અમે શું કરીએ ? અમારાથી બહાર જવાતું હોત તો અમે બહારની વાત જાણત. જેમ ઘાંચીની ઘાણીનો બળદ બચારો રોજ દસબાર ગાઉની સાંજને છેડે મજલ કરતો હશે, તોપણ ત્યાંનો ત્યાં જ હોય છે, તેમ અમે તો આખો દહાડો અથડા-

ઇએ છીએ, પણ ઠામનાં ઠામ; એટલે અમારી મહેનત ઝાઝું કરીને જણાઈ આવતી નથી. આજ કેટલે દહાડે તમારે આપણે આટલી વાત કરવા વારો આવ્યો છે! વાત કરવાથી પણ કેટલો મનનો ખુલાસો થાય છે.

**ધનેશ્વર**—એ સઘળું ખરૂં છે, પણ દુઃખી માણસને તેવું દુઃખ મટયાવિના કોઈ ઉપાયથી મનનો ખુલાસો થતો નથી. આ અંતરને આપણે દેખતાં નથી એટલું સારૂં છે, બાકી દરેક માણસના શરીરમાં એકેક પ્રકારનું બળતું હોય છે, તે જ્યારે મટે છે, ત્યારે જ શાંતિ થાય છે.

**કાવેરી**—હશે, બહુ ચંતા રાખવાથી તો શરીર નકામું થાય છે, માટે તમે ચંતા સઘળી છોડીને પરમેશ્વરનું સ્મરણ કરો. એથી ઇશ્વિર એમની મેળે સઘળું દુઃખ મટાડશે. (એ વાર્તા ચાલે છે, એટલામાં ધનેશ્વરનો મિત્ર કામેશ્વર તથા તેની પાછળ તેની સ્ત્રી ઇચ્છા એમ બંને જણાં આવે છે.)

**કામેશ્વર**—(લગાર બેસીને) કહો ભાઈ! હવે આ સ્ત્રીનું શી રીતે સમાધાન કરવું? એ કહે છે કે તમે હવે ફરી લગ્ન કરો. હવે કંઈ મારે પેટે સંતાન થવાની આશા નથી, માટે ફરી કરો તો કંઈ કરતાં વંશની વૃદ્ધિ થાય. હું કહું છું કે એમાંથી મોટો સંતાપ તને તથા મને થશે, માટે એ વાર્તા જવા દે. આ જગત્‌માં આદિથી અંતસુધી કોનો વંશ રહ્યો છે, ને રહેનાર છે? ઘણાના ત્રીજી પેઢીએ, કોઇના બીજીએ, કોઇના પાંચમીએ, ને કોઇના દસ, વીસ કે ત્રીસ પેઢીએ પણ નિર્મૂળ ગયા છે. આ નાશવાન્ સંસારમાં કોનો વંશ અખંડ રહ્યો છે કે રહે-વાનો છે?

**ધનેશ્વર**—તમે યથાર્થ કહો છો. કેમ ઇચ્છાબાઈ! તમારા મ-નમાં શો વિચાર છે?

**ઇચ્છા૦**—ના તે મારા મનમાં તો એમજ છે કે એમને ફરી કરાવવું. પછી જે ધણીએ ધારી હશે તે ખરી. દુઃખ થશે તો મને થશે. છો થતું, હું મારી મેળે સહન કરીશ.

**ધનેશ્વર**—જુઓ, હમણાં કહો છો, પણ પાછળથી સહન નહિ થાય હો. તમે બૈરાંની જાત. ઘડી ઘડીમાં તમારા મનનો વિશ્વાસ નહિ. આ સંસાર ઘણો ખોટો છે. પછી તમે જાણો. તે નવી ઘરમાં આવશે કે તમને રાત દહાડો તેનું કામ ગમશે નહિ, અદેખાઈ આવશે, અને પછી રોજ લડાઈ કરીને આ બિચારા ભલા બ્રાહ્મણને તમે બે મ-ળીને રોજ સંતાપશો.

**ઇચ્છા૦**—કોઇ સંતાપતું નથી. તમે વચ્ચે આડી જીભ ઘાલશો!

નહિ. જુઓ, કાવેરી બ્હેન! બૈરાંની વાત તમે સમજો છો. તમે એ-મને સમજણ પાડજો કે આમને ખરી સલાહ આપે.

**કાવેરી**— ના તે તમારી મરજી હશે તેમ જ થશે. એમાં કંઈ કોઇનું ચાલનાર નથી. એ તો એમનો મરદનો સ્વભાવ પડયો તે આ જે મનમાં આવે છે તે કહે છે. બાકી એમની કંઈ ના નથી.

**ધનેશ્વર**—(કામે૦ને) કેમ ભાઈ! તમને કેટલાં વર્ષ થયાં હશે, ને એમને કેટલાં?

. **કામેશ્વર**—મને આ પંચાવનમું બેઠું છે, ને એને પણ પીસ્તાળીસ તો થયાં હશે.

**ઇચ્છા૦**—એ તો પચાસ, સાઠ થાઓ કે સીત્તેર, પણ ફરી કર્યા-વિના છૂટકો નથી. કહેનાર કહી રહ્યા!

**ધનેશ્વર**—ત્યારે ઇશ્વિરની મરજી. પણ જુઓ, પાછળથી સંતાપ કરતાં આવ્યાં તો હું તમારો એક અક્ષર સાંભળનાર નથી હોં! માટે હજી વિચાર કરો. પછી પસ્તાશો, એમાં માલ નથી.

**ઇચ્છા૦**—હા હા, તમે ના સાંભળશો. પણ કહો એમને કે આજે ને આજે પેલા આવ્યા છે તેને હા કહે, અને નક્કી કરે, કે બે ચાર દિવસમાં લગ્ન થઈ જાય. જુઓ, મોટી ચૌદ વરસની કન્યા ઘેર બેઠાં આવી મળી છે; ને ખરચ પણ ઝાઝું નહિ. એવું શોધવા ગયે ફરી ફરીને મળે એમ નથી, સમજ્યા? માટે જેમ બને તેમ 'ચટ માગણી ને પટ વિવાહ' એમ કરી નાંખવું.

**ધનેશ્વર**—કેમ કામેશ્વરભાઇ! હવે શો વિચાર? આ તો ઝોડની પેઠે બાઝે છે! એનું તે શી રીતે સમાધાન કરૂં?

**કામેશ્વર**—સ્ત્રીની મતિ પાનીએ છે, તેથી એ ખાડમાં પડે છે, ને મને પણ પાડે છે. હવે શું કરવું?

**ઇચ્છા૦**—ખાડામાં તો પડયાં જ છીએ! હું તો આ સંસારને ખાડો જ સમજું છું, એટલે હવે 'આથમ્યા પછી અસુર શું, ને લૂંટાયા પછી ભય શો?' આમે કંઈ જીવતાસુધી છૂટાવાનું તો નથી જ, ત્યારે વળી આપણા મનનો ઉમળકો હોય એટલું કરી જોવું. પછી પરમેશ્વરની મરજી તો છે જ.

**ધનેશ્વર**—ભાઇ ત્યારે કરો માંગલિક. જુઓ, આ છે ત્યાં લ-ગી તમારે સંન્યાસ તો લેવાવાનો નથી. પછી આમે ફસ્યા છો ને આમે ફસ્યા છો. ત્યારે ભલે એક વાર નશીબનો અજમાયશ કરી જુઓ. શું કરવું, કોઇનો ઉપાય ચાલવા દેતાં જ નથી. જાઓ ત્યારે હવે હું પણ જમીને આવું છું. તેને બોલાવીને કરીએ નક્કી. પછી જે થાય તે ખરૂં. પાછળ રોટલાનું તો દુઃખ નથી. બીજી શી ચિંતા છે?

**ઇચ્છા૦**—અરે મારા જેવી દસ ભેગી થાય, અને સોસો વરસ જીવે તોએ રોટલા ખાતાં વધે એવું છે. પછી શાસારૂ કસર મુકવી? આપણે શું છાતીએ બાંધીને જવું છે? બધું અહીંનું અહીં પડયું રહેવાનું છે! તેના કીસમતનું હશે તે તે આવીને ખાશે. કેમ કાવેરી! ખરૂં કહું છું કે ખોટું?

**કાવેરી**—મારાથી કેમ કહેવાય જે તમે ખોટું કહો છો. મારાથી તમે કંઇ નહિ તો દશ વર્ષે મોટાં છો.

**ધનેશ્વર**—અરે બધું ખરૂં ને ખોટું જ છે તો! મરજી પાકી છે એટલે હવે ખરા ખોટાનું શું પુછવું! જાઓ ત્યારે, તમે પરવારી લો, એટલામાં હું આવું છું. સૌ ઇશ્વિરનું ધાર્યું થશે. તે બાઇને ચોરીમાં આ મારા કામેશ્વરના હાથના ચોખા ખાવા લખ્યા હશે તો તે કોણ મિથ્યા કરનાર છે?

**ઇચ્છા૦**—(કામેશ્વર આગળ ચાલ્યા એટલે ધનેશ્વરને) જોજો હોં, મને પાછો ફેરો ન પડે. વહેલા આવજો. (બંને જાય છે.)

**ત્રિભુવન૦**—(પોતાની સ્ત્રી પારવતીને) જો! હવે આપણે એમનાથી ઝાઝા દહાડા કલેશ રાખવામાં કશો માલ નથી.

**પારવતી૦**—જુવો, તમારો સભાવ તો હવે ઘડપણ આવ્યું એટલે ફરી ગયો છે. હવે તમે તો 'પીળું એટલું સોનું દેખો છો,' પણ સામાના પેચની તમને કંઇ ખબર નથી. એ એમની મેળે કલેશ રાખે તેમાં આપણે શું કરીએ? આપણે કલેશ રાખીને કયું એમનું રાજ લેવું છે?

**ત્રિભુવન૦**—રાજ તો શેનું લેવાનું છે, પણ 'છોરૂં કછોરૂં થાય, કંઈ માબાપ કમાબાપ થતાં નથી.' ખાંધસમાણા દીકરા થયા, તે તેમનો ઘરસંસાર લઈ બેઠા. હવે તેમને કંઇ આપણી ગરજ નથી, ને આપણે તો હજી તેમની ગરજ રહી. કેમકે આ મારા હાથપગ હવે છેક અટકયાજેવા થયા. સંસારમાં રાજાસરખાને પણ દાંત ખોતરવા વખતે ઘાસની સળીનો પણ ખપ પડે છે, તો માણસને માણસનો ખપ પડે એમાં શી મોટી વાત છે! માટે હળતાં મળતાં રહેવામાં આપણને કંઈ નાનમ આવવાની નથી.

**પારવતી૦**—નાનમ આવે એવું મેં કે દા'ડે કહ્યું છે જે તમે મને કહી સંભળાવો છો! મારે શું, તમે કહેતા હો તો હું તો મારે રોજ એમને ઘેર જઇને એમના આગળ ને એમની વહુઓઆગળ નાક લીટી કાઢી આવું.

**ત્રિભુવન૦**—જો! ભુંડી! આમ આડું ના બોલીએ. નાક લીટી કાઢવાનું મારી જીભે કહેવાય? પણ બોલાવે તો બોલીએ, વખતે કહે તો તેને ઘેર જઇએ, આવીએ, આપણે કામ હોય તો બોલાવીએ.

**પારવતી૦**—તમે બોલો છો, ને મને રડચો મહીંથી કાળ ચઢે છે! બોલીએ તે કોની ભીંતની જોડે? સામાં મળે તો એ દીકરા ને વહુઓ આડું જોઇને ચાલ્યાં જાય ને સામું સરખુંએ જોતાં નથી! પછી તે હવે શી રીતે બોલીએ ને બોલાવીએ? તમને બોલવું બોલાવવું ગમે છે, ને મને શું નહિ ગમતું હોય?

**ત્રિભુવન૦**—તેવિષે કંઇ હું તને ઠપકો આપું છું? હું જાણું છું કે સાળા છોકરા ગધેડા છે, તે માબાપના ગુણને ભૂલી ગયા છે. અંતે એ એમનાં કર્મથી જ એ નરકમાં પડશે, ને જો સમજશે તો એમનું ભલું થશે.

**પારવતી૦**—જુવો, મારૂં પેટ તો બળી જાય છે, કે મારાં બધાં વૈતરાં કરેલાં છુટી પડયાં! હું તો જાણું છું કે એ પેલા જનમનાં દુશમન હશે તે આ જનમે પેટ પડીને આ વેર હવે લેછે. આટલા દા'ડા તો રોજ મારા મનમાંથી મને સાંભરી સાંભરીને રડતું આવતું, પણ આ દસપંદર દા'ડા થયાં આ ભટજીને ઘેર કથાવાર્તા સાંભળી સાંભળીને મેં તો મારા મનને સંતોષ વાળ્યો છે કે આ જગત્‌માં કોઇ કોઇનું થયું નથી, ને થવાનું નથી. એ છોકરાં કોનાં, ને આપણે માબાપ કોનાં? એ તો બધી લેણાદે-ણીથી આવી પડેલી માયાજાળ છે, એટલે હવે મને ઝાઝું દુઃખ થતું નથી. બાકી ભીનાં કોરાં કરીને મેં પેટ બાળીને ઉછેર્યાં છે, તે સાંભરે તો ખરૂં.

**શિવકોર**—(દાદરે ચઢીને) કેમ પારવતી! શું કરો છો? કંઇ કામમાં છો કે નવરાં બેઠાં છો?

**પારવતી૦**—આવો બા! એ તો અમથી બેઠી છું. આ હમણાં જ જમી પરવારી. હજુ તો એઠવાડ કાઢવાનો પડચો છે.

**શિવકોર**—(આવીને બેસે છે, ને ત્રિભુવન બહારના ઓરડામાં જાય છે. પછી) આજ બે દા'ડાથી તમારી પાસે આવવા ધારૂં છું, પણ રડ્યું અવાતું નથી. તેમાં કાલે તો બપોરે તમને બૂમ પાડી જોઇ'તી તે તમે ઘરમાં નો'તાં. કહીં ગયાં હશો.

**પારવતી૦**—હા, પાછલે પો'રે હું લગાર આ અમારી ચંચળની જોડે પેલું ભટજીનું ઘર છે ત્યાં બેસવા ગઇ'તી.

**શિવકોર**—તેમાં જ બોલ્યાં નો'તાં. પછી તમારા ઘરમાંથી એ-મણે મને જવાબ દીધો'તો કે ઘરમાં નથી.

**પારવતી૦**—એવું શું કામ પડયું'તું જે? સાંજે તો પાછી હું ઘેર આવી'તી. જો તે વખત આવ્યાં હોત તો મળત.

**શિવકોર**—કામ તો કંઈ નો'તું. પણ લગાર મારો જીવ તપી આવ્યો, ત્યારે કહ્યું ચાલો, પારવતીબેહેનપાસે ઘડી વાર બેશીને દુઃખ-સુખની વાત કરી આવું. બેહેન! ખરૂં પુછો તો 'વસ[1] મેલવાનું ઠેકાણું મળે છે, પણ વાત કરવાનું ઠેકાણું મળતું નથી.'

**પારવતી૦**—બેહેન ખરૂં કહો છો. વાત કરવાનું ઠેકાણું તો નથી મળતું. કહો શી વાત હતી જે?

**શિવકોર**—તમારે કાને વાત તો આવી હશે નહિ વારૂ? આ અમારાં વહુ તો હવે જુદાં રહેવાને કુદી રહ્યાં છે. આટલા દા'ડા તો છોકરાના કાન ભંભેર ભંભેર કરતી'તી, પણ તે ઝાઝા કાન નહિ માંડતો હોય, તેથી ઝાઝું કરતી નો'તી, પણ હવે તો ખુલ્લી મોંડે ચડીને બોલે છે કે તમારે ના પાલવે તો અમને રજા આપો, એટલે અમે અમારે જુદાં રહીએ. છોકરાને કોણ જાણે શુંએ કરી મુકયું છે તે હવે તો છેક બેદિલ થઇ ગયો છે. એની મેળે બહારથી આવે છે, તે એના મેડાઉપર જઇને બેસે છે, ને બને જણાં કોણ જાણે શુંએ કચરપચર કર્યા કરે છે. આટલા દા'ડા તો છોકરો ઘડી બે ઘડી મારા પાસે બેસતો, એના બાપપાસે બેસતો, હસતો, બોલતો, વાતો કરતો, અને હવે તો મુદ્દલ બોલવું જ નહિ. ખાવા બેસે તોએ એની મેળે નીચું જોઇને મુકીએ તે ખાયા કરે. એક અક્ષરસરખોએ બોલતો નથી. હું પુછું કે ભાઈ! તને કંઈ થાય છે? તો 'ના' એટલો ઉત્તર આપે. બચારાનું હમણાંનું તો શરીરે નર્યું સુકાઇ ગયું છે. (આંખમાં ઝળઝળીયાં આવવાથી ઘોઘરે રોતે સાદે) બેહેન! પેલા જનમની વેરવી વહુ આવી છે તે દા'ડાની છોકરાને જંપીને સુખે રહેવા દેતી નથી. હાય હાય! મેં રાંડે દોહ્યલાં વેઠીને ઘણે દુઃખે ઉછેર્યાં તે શું એને સારૂ? બેહેન! હજાર જાતની બાધા ને આખડીયો કરી કરીને કુતરાનો અવતાર વેઠીને એ છોકરો ઉછેરયો છે, તે આજે આ વહુએ કોણ જાણે શુંએ કરી હેતનું કહેત કરાવી નાંખ્યું છે! બેહેન! આજ દસબાર દા'ડાથી મારૂં પેટ બળી જાય છે. ઘરમાં એકએકના મોંસામું જોતાં ગમતું નથી. કોઇ પૂરૂં પેટ ભરીને જમતું નથી. આખી રાત ઉંઘ આવતી નથી, ને મારી છાતીમાં તો જાણે બળ બળ બળ બળ થયા કરે છે. આખો દા'ડો હૈયું ભરાઇ આવે છે. હરતાં ફરતાં આંખમાંથી આંસુ નીકળી આવે છે, ત્યારે વળી બાજુએ બેશીને રડું છું. શું કરૂં બેહેન! મારે તો એકનો એક દીકરો છે. એને જોઇને આંતરડી ઠારવાની છે. ધૂળ નાંખી, સાતપાંચ હોય તો આવડું ના લાગે. આજે એ ઘ-

---

૧ વસ્તુ.

રમાં ના હોય તો નર્યું ગોસંઇના મઠજેવું કે મશાણજેવું થઇને રહે. પછી એ ઘરમાં મારા દા'ડા શી રીતે જાય? હવે શો ઉપાય કરૂં, ને ક્યાં જાઉં, ને કોને કહું કે આ મારૂં દુઃખ ભાગે. બેહેન! બીજી સાસુઓની પેઠે હું એને ખોટું તો લડતી નથી જ, પણ ખરી એની કસુર થઇ હોય છે, તોએ કહું છું હશે, માણુસ જાત છે, તે ભૂલે થાય; ને હું તો એને મારી પેટની દીકરીની પેઠે રાખું છું, હસીને બોલાવું છું, આગળ પડીને એનું કામ કરૂં છું, આગલી પાછલી વાત સંભારીને એને મે'ણાં મારતી નથી, ખાંવાપીવાનું ઘીચોપડ કે કોઇ વસ્તુને છાની છપની રાખતી મુકતી નથી; આખું ઘર મેં તો મારે એને સોંપરત કરી મુક્યું છે, ને ખરૂં જુવો તો હું વહુની પેઠે એની ઓશિયાળી રહું છું, તોએ પણ મને રાંડને જસ ના મળ્યો ત્યારે હવે મારા કર્મનો કે કોનો વાંક કાઢું? બેહેન! મને સુતાં, બેસતાં, લગાર જંપ વળતો નથી. હવે શું કરૂં? છોકરાને બોલાવું છું, પણ મન મુકીને બોલતો નથી. એના બાપઆગળ પણ કશી વાત કરતો નથી. એના બાપ તો બચારા એવા ભોળા બ્રમ્હાજેવા છે કે ઘરમાં ગમે તે થાય પણ કોઇને કડવો સુકન કહેતા નથી. તે તો આ ઘરના ડોળ જોઇજાણીને અરધે શરીરે થઇ ગયા છે. હવે એનો કંઇ ઉપાય દેખાડો છો? નહિ તો અમારૂં બેનું તો મોત જ આવ્યું જાણવું. આ ખોળીયામાં જીવ રહેવાની આશા નથી, જે દા'ડે છોકરો ઘરમાંથી જુદો નીકળ્યો તે દા'ડે. ( આમ બોલી આંખો લુછે છે. )

**પારવતી૦**—જુવો શિવકોર બા! છાનાં રહો. રડો છો શું કરવા? ધીરે ધીરે એનો ઉપાય શોધી કાઢીએ છીએ. ગભરાશો નહિ. બેહેન! શું કહું તમને, મારા દુઃખની વાત. મારે માથે જો ઝાડ ઉગ્યાં હોત એ દુઃખનાં, તો લોકના જાણ્યામાં આવત. રાતને દા'ડો મારૂં ખાધું ને પીધું બળીને કોયલો થઇ જાય છે. જુવોને, આ મારા શરીરને કાપ્યું હોય તો માંહીથી ટીપું લોહી ના નીકળે એવું લોહી ઉડી ગયું છે. આજ બબ્બે વરસનાં વા'ણાં વાવા આવ્યાં, પણ હજી મનમાંથી એ દુઃખ વિસરાતું નથી. આજે ત્રણ છોકરા ને ત્રણ વહુઓ ને તેનાં છોકરાં ઘરમાં હોય તો કેવું નર્યું વૈકુંઠપુરીજેવું ઘર શોભે? પણ ત્રણ તે ત્રણે બહાર નીકળ્યા. આટલા આ હરગોવનને જોઇને ઘરમાં આંખ ઠારવાની છે. ( આંખમાં પાણી આવવાથી રડતે સાદે ) શું કહું બા! જ્યારે એ જુદાં રહેવાનાં થયાં'તાં ત્યારે એક મહિનોસુધી લોહી ને પાણી એક થઇ ગયાં છે. રાંધ્યાં ધાન ઘરમાં એકાંતરાં રઝળતાં, ને સંતાપ સંતાપ થતો. બળ્યો રળીને રોટલો ના ખવડાવ્યો તોપણ ઉલટા એના બાપને શેકી શેકીને વ્યાજ આણ્યાં, ને કહ્યું કે અમારા ભાગ વહેંચી આપો. કહો એ-

હેન ! ભાગ વહેંચીને બે ડીકરી હોય તે એમને આપી દઇને પછી અ-
મારે ઘડપણમાં કોનાં ઓશિયાળાં થવું ને શી રીતે દા'ડા કાઢવા ? પણ
એ વાતની તેમને કંઈ ફકર છે ? તોએ પછી એ ત્રણેને એમનાં ઘર માંડી
આપ્યાં. વાસણકુસણ, રાચરચીલું પણ આણી આપ્યું. એમ છોકરા-
ઓએ દુઃખને અંતે અમને પણ ઉતાર્યાં છે. તોએ કહ્યું હશે;
પણ હજી અમથા વિરોધ રાખે છે. બોલે નહિ, ચાલે નહિ, જ-
મવા તેડીએ તો આવે જાય નહિ, કહો હવે તે એમને શું કરીએ ? વળી
આ હરગોવનીઓ હમણાં નાનો છે ત્યાં લગી, બાકી એને જ્યારે માંખ
આવશે ત્યારે 'રાંડે જણ્યા સૌએ સરખા' તેની પેઠે એ પણ ઉડીને
આધા બેસશે. બળ્યો આ સંસાર બેહેન દુઃખનો ભરેલો છે, તોએ કોણ
જાણે શા કારણથી આ મધલાળ હજી છૂટતી નથી.

**શિવકોર**—અરે બેહેન ! મધલાળ છૂટીનેએ પણ સંસાર મુ-
કીને આપણે બૈરાંની જાતને કયા ચુલામાં પડવાનું છે જે ! આપણે તો
એમ ને એમ સીઝઇ મરવાનું છે. પછી એ મધલાળ છૂટો કે ન છૂટો.
લો બેહેન ! તમને મેં તો ખોટી કર્યાં. તમારે હજી એઠવાડ પડયો છે.

**પારવતી૦**—એઠવાડ તો પડયો છે, પણ હું બબ્બે ઘડી દુઃખવિ-
સારો કરવા આ આપણા મોહલ્લામાં પેલાં વિજ્યાલક્ષ્મી રહે છે તેમને ઘેર
જાઉં છું. ત્યાં પાંચદસ બૈરાં ભેગાં થાય છે, ને તે બચારી બહુ ડાહી છે
તે કંઈ કંઈ શીખામણની વાતો કહે છે. તેથી મારા મનને આજે દસ-
બાર દહાડાથી લગાર ચેન પડે છે. તે ત્યાં જવાનું મારે લગાર મોડું થશે
એટલી ફકર છે.

**શિવકોર**—લો બેહેન ! ચાલો ત્યારે તમને હું એઠવાડ કાઢવા લા-
ગું, ને પછી આપણે બંને જઇએ. જોઉં વારૂ, મારા જીવને કંઇ જંપ
વળે એવું છે ? હું તો દુઃખની દાઝી છઉં બા.

**પારવતી૦**—તે ના, એઠવાડ તો હું હમણાં કાઢી નાંખું છું. તમે
બેસો ને પછી મારી જોડે ચાલો. તમારા જીવને પણ મને લાગે છે કે
ત્યાં આવવાથી સુખ થશે.

**શિવકોર**—સારૂં બેહેન ! ત્યારે તો ચાલો. લો હું વાસણ વીંછ-
ળવા લાગીશ એટલે વહેલો પાર આવશે. ( પછી તે બે મળી કામથી પ-
રવારીને વહેલાં વહેલાં વિજ્યાને ઘેર જાય છે.)

**ચંચળા**—( તેમને આવતાં દેખી ) લો વિજ્યાલક્ષ્મી બહેન !

મારાં કાકીજી તો આ આવ્યાં. હવે આરંભ કરો બા. હું નો'તી કે'તી કે વખત થયો છે તે એમના જીવને જંપ વળવાનો નહિ, આવતાં જ હશે.

**પારવતી૦**—ના તે હું તો ક્યારની આવત, પણ આ મારાં પડોશી શિવકોર બાજોડે જરા દુઃખસુખની વાતો કરવા બેઠી તે સે'જ વાર થઈ ગઈ. લો બેહેન! હવે તમારે ચાલતું કરજો.

**વિજયા**—' જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ. '

**ચંચળા**—જુવો વિજીયાલક્ષ્મી બેહેન! હું જરા વચમાં બોલું છું તે માફ કરજો. કહેવાનું તો એટલું જ કે મેં એક દહાડો એક બૈરીને મોંઢે કક્કાના અક્ષર બધા આવે એવી ગરબી સાંભળી'તી. ત્યારે મને મન થયું કે રડી આવી ગરબી આવડી હોય તો કક્કો તો મોંઢે થાય. તેથી જો કંઇ સહેલા બોલનો કક્કો હોય તો આજે ગરબીની જગાએ બોલશો? ને ના હોય તો બીજું તમને જે ગમે તે બોલો.

**વિજયા**—હા, એમણે મને એક દહાડો સૌથી પહેલાં બધા અક્ષરોની સારંગ રાગની ચોપાઈ કરીને શિખવી હતી. તેમાં ભગવાન્‌નું નામે આવે છે, ને વળી બે વાત. તે આજે કહું છું. પછી તમને ગમે તો મોંઢે કરી લેજો. કેમ તે બોલું? મને રમતજેવું કરીને શિખવતા એટલે કંઈ નિયમ બાંધીને નિરાંતે લખી નથી. બાકી છે તો સારી.

**ચંચળા**—હા બેહેન! હા, તે જ બોલો. ''વાંકા ચુંકા પણ ઘઉંના રોટલા ' તેમ ગમે તેવું હશે તોપણ મહીં ભગવાન્‌નું નામ આવે છે એટલે મારે તો સોના મહોરજેવું છે.

**વિજયા**—( ફરી જય બોલીને ગાય છે )

## રાગ. સારંગની ચોપાઇ.

[1]પ્રણવ પ્રથમ મનમાં ઉચ્ચરી, શ્રીભારતીને[2] નમન જ કરી,
બાવન વર્ણો[3] વર્ણું મુખે, જન સઉ પાઠ કરે જે સુખે.
**अ** આ આ જગમાં તનુ[4] ધરી, **आ** આ એમ ન જાણે હરિ,
**इ ई** ઇશ્વિર ના ઓળખે, **उ ऊ** ઉર તે દુઃખે ધખે.
**ऋ ॠ** ઋષિ મુનિ જેને ગાય, **ऌ ॡ** લક્ષ્મીપતિ કહેવાય,
**ए** એ એક અનુભવ કરે, **ऐ** ઐ ઐક્ય જીવ શિવ ઠરે.
**ओ** ઓ ઓ નવ પાડે પોક, **औ** ઔ હર ભજી ટાળે શોક.
**अं** અં અંત્ય પદાર્થે જ ગ્રહે, **अः** અઃ અઃ મુખથી નવ કહે.
આ તો સોળે સ્વર કહી રહ્યા, જગ જીત્યા જેણે એ લહ્યા.
હવે કહું વ્યંજન ચોત્રીશ, જોડાક્ષર મળતા છત્રીશ.

---

૧ ૐ. ૨ સરસ્વતીને. ૩ અક્ષરો. ૪ શરીર.

રોજ નમાવે ભણી જે શીશ, તો હરિ સુબુદ્ધિ દે બક્ષિશ.
क ક્કા કેશવ કૃષ્ણ કૃપાળ, ख ખ્ખા ખાંડવ વનનો કાળ.
ग ગ્ગા ગૌરિપતિ મહાદેવ, घ ઘ્ઘા ઘર ઘર જેની સેવ.
(ङ) અંગે અંગ હરિશું મળે, તો આ ભવનો ફેરો ટળે.
च ચ્ચા ચતુરશિરોમણિ જેહ, छ છ્છા ભૃગુલાંછન[1] જે દેહ.
ज જ્જા જીવતણા પતિ તેહ, झ ઝ્ઝા જેણે હરવ્યા મેહ.
ञ ય્યા યમના પતિ કહેવાય, જેને ભજતાં દુઃખ શમાય.
ट ટ્ટા ગંગ જટામાં ધરી, ठ ઠ્ઠા ઠગવા ભીલડી ફરી.
ड ડ્ડા ડમરૂં વગાડી કહ્યું, ढ ઢ્ઢા ઢોરપણું શુણી ગયું.
રેણુકાર[2] રૂપે રમી રહ્યા, તે શ્રીશંકર વેદે કહ્યા.
त ત્તા તારક ત્રિભુવનતણા, थ થ્થા થાણા[3]માં નહિ મણા.
द દ્દા દુઃખ દેવોનાં હર્યાં, ध ધ્ધા ધર્માર્થે તનુ ધર્યાં.
न ન્ના તે નારાયણરૂપ, મનહર તે ભૂપતિના ભૂપ.
प પ્પા પદ્મપત્ર[4]માં સુએ, फ ફ્ફા ફરતું જળ જે જુએ.
ब બ્બા બીજું નહિ જ્યાં કોય, भ ભ્ભા ભક્તતણા પતિ સોય[5].
म મ્મા મહિમા જેનો જગે, નિત્ય નિત્ય લાગું તેને પગે.
य ય્યા યોગસૂત્રને કરી, र રરા રોગ શોક દુઃખ હરી,
ल લ્લા લક્ષ લગાડયો પદે, व વ્વા વસી રહ્યા જે હૃદે.
श શ્શા શિવ હરિ જે જન ગાય, ष ષ્ષા ષડ્ ભગવત્[6] તે થાય.
स સ્સા સુખ સઘળાંને વરે, ह હા વિધિ હરિ હરમાં ઠરે.
ळ અક્ષર તો છે મહાકાળ, क्ष ય જેમાં પામે જગજાળ.
ज્ઞને લહી તે જ્ઞાન કમાય, જે આ કક્કો કરગરી ગાય.
ભણે ભણાવે ને સાંભળે, પાતક સઘળાં તેનાં બળે.
ચાર પદાર્થો સહજે મળે, મનહર સ્વરૂપે અંતે ભળે.

**વિજયા**—( જય જય બોલાવીને ) કેમ ભાગીરથી બહેન! કાલે ક્યાંથી રહ્યું છે, તે કહેશો?

**ભાગીરથી**—કાલે તો પેલી ગિરિજાએ છેવટે પોતાના પતિ હરદત્તને કહ્યું કે હવે કાલે આપણે દાન ધર્મ કરવાને પાછું થોડું કાઢી જવું કે

---

૧ ભૃગુ ઋષિની લાતથી છાતીમાં પડેલું ચિન્હ. ૨ શરીરના ભીતર થતો ધ્વનિરૂપ શબ્દ જેનું ત્રિકુટિઆદિ મુખ્ય સ્થાન છે. ૩ ન્યાય કરવાનું સ્થાન. ૪ કમળનું પાંદડું. ૫ તે જ. ૬ છ ઐશ્વર્યવાળા; ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન તથા વૈરાગ્ય એ છ જેમને સંપૂર્ણ અંશે પ્રાપ્ત છે, તે ભગવત્ કહેવાય છે.

કેમ? ત્યારે હરદત્તે હા કહીને કહ્યું કે તારો જીવ ચાલે એટલું આ પાંચ દિવસમાં આપણે વાવરવું છે, અને પછી આપણા મહાત્માની આજ્ઞા થાય એટલે તને બધું સુખ થોડા દિવસમાં મળવાનો પરમેશ્વરની કૃપાથી સંભવ આવશે. તું ગભરાઇશ નહિ. એવી મતલબની વાત થઈ હતી. પછી તો તે બંને પોતપોતાને કામે વળગ્યાં હતાં.

**વિજયા**—(જય બોલીને) પછી તે ગિરિજાએ આગલા દિવસની પેઠે રાત્રે બંદોબસ્તથી થોડું ધન કાઢીને પાછું જેમનું તેમ ઢાંકી સઘળી તૈયારી કરી રાખી હતી; તે બીજે દિવસે સવારમાં આગલા દિવસની પેઠે વહેલાં ઉઠીને યાત્રાના સ્થાનમાં ગયાં. તે દિવસે પણ મૂર્ખ લોકોએ તેમની મશ્કરી તો કરી હતી, પણ સારી પેઠે પોતાને વશ કરેલાં મનવાળાં તે હરદત્ત તથા ગિરિજા કોઇજોડે લઢ્યાં વઢ્યાં નહિ, અને આગલા દિવસની પેઠે સઘળું દાનવિગેરેનું કામ ચોકસ રીતે કરીને સાંજનાં પાછાં પોતાને આશ્રમે આવ્યાં. એ જ પ્રમાણે પાંચે દિવસ તેમણે મોટા હર્ષથી પૂરા કર્યા. પછી તે યાત્રાના સ્થાનમાં છઠે દિવસે તો કોઈ માણસ શોધ્યું પણ જડે નહિ એવું દર વર્ષે થતું, તેમ આ વખતે પણ થયું. જેમ પાણીવાળા સરોવરનો આશ્રય કરીને રહેલા પશુ, પક્ષી, મનુષ્યવિગેરે જીવો તે સરોવરનું પાણી અલોપ થયાથી તેનો ત્યાગ કરી જાય છે, તેમ છઠ્ઠે દિવસે આ મહાત્મા પોતાની એકાંત ગુહામાં વિરાજે છે, એટલે પાંચમા દિવસની રાત્રિએ જ લોકો મોટો ઉત્સવ કરીને પછી પોતપોતાને માર્ગે પડે છે. જેમ વરને ઉતારીને વરઘોડાસાથેના લોકો વેરાઇ જાય છે, ભિક્ષા લીધા પછી સંન્યાસીઓ ગૃહસ્થના ઘરને છોડે છે, રોગની નિવૃત્તિ થયા પછી રોગી જેમ વૈદ્યને ત્યજી રહે છે, જેમ ગોર પ્રયોજનના નિમિત્તની દક્ષિણાવિગેરે લઈ પરવારીને યજમાનના ઘરને છોડે છે, તેમ તે યાત્રાળુ લોકો પણ મહાત્માના એકાંતમાં પધારવા પછી તે તીર્થના સ્થાનને છોડીને પોતપોતાને ઘેર જતા રહ્યા. આપ્રમાણે પાંચમે દિવસે ગિરિજા તથા હરદત્ત પણ પોતાને ઘેર આવીને પરસ્પર આ પ્રકારના વિચાર કરવા લાગ્યાં. ત્યાં ગિરિજા કહે છે, હે ભગવન્! જેમ ધાન્ય લઇ લીધેલા ક્ષેત્રમાં ધણી વાસો રહેવા જતો નથી, તેમ કાલથી હવે કોઇ યાત્રાળુ ત્યાં આવી રહેવાનું નથી, માટે હવે કાલે આપણને ખરી સેવાનો લાભ મળશે. આપણે ઉત્તમ પ્રકારે નૈવેદ્ય ધરવાનું અહીંથી કરીને લઈ જઇશું, અને રૂડે પ્રકારે પૂજન કરીને ધરાવીશું. પછી સમય જોઇને તમારે જે પુછવાનું હોય તે પુછી લેજો. કેમ એમ જ કે નહિ?

હરદત્ત કહે છે, હા એમ જ. હવે તું અકળાઇશ નહિ. તારે સુખ લેવાનો દિવસ પાસે આવ્યો છે.

વિજયા કહે છે, પછી બીજે દિવસે તે સ્ત્રીપુરૂષ બંને રાત્રની તૈયારી કરી રાખીને સવારના પહોરમાં રોજની પેઠે ઉઠીને તીર્થમાં આવ્યાં. તીર્થમાં સ્નાન કરીને પછી તે મહાત્માના સમીપ જવા નીકળ્યાં. ત્યાં માર્ગમાં ગિરિજા કહે છે, જુઓ, આજે લોકોની ભીડ નથી ત્યારે કેવો સુખથી આપણે સ્નાન કરવાનો યોગ આવ્યો! હવે ત્યાં જઇને મારે તો કશું બોલવાનું નથી કેની? જો બોલવાનું હોય તો અત્યારથી મને સમજણ પાડી મુકો કે તેપ્રમાણે બોલું. કારણ કે અમે બૈરાંની જાતને પુરૂષના જેટલી વિવેકવિચારથી બોલવાની તથા સમયોચિત કરવાના વ્યવહારની સાચી સમજણ હોતી નથી. તેથી વળી કંઇ વધતું ઓછું થાય ત્યારે પાછું તમારે મારા તરફથી શોધવું પડે.

હરદત્ત કહે છે, ના, તેની કંઇ ચિંતા નથી. ઘણી સ્ત્રીઓ પણ કેટલાએક પુરૂષકરતાં તો વ્યવહારવિચારમાં કુશળ હોય છે. તેમ જ તું પણ એમ કંઇ છેક સમજણવગરની નથી. તોપણ આજે તો તારે કંઈ બોલવાની જરૂર પડે એમ નથી.

આપ્રમાણે વાત કરતાં આગળ હરદત્ત અને પાછળથી ગિરિજા તે મહાત્માની ગુહાસરખી એકાંત જગામાં પ્રવેશ કરીને વારા[1] ફરતી દંડવત્ પ્રણામ કરે છે, અને ગિરિજા તૈયાર કરી રાખેલું નૈવેદ્ય હરદત્તના હાથમાં આપે છે, તથા રોજના જેટલા ધનની બાંધેલી પોટલી મહાત્માના સામા નજીકમાં મુકીને લગાર છેટે જઈ ઉભી રહે છે. પછી હરદત્ત તે મહાત્માની વિધિથી પૂજા કરીને નૈવેદ્ય ધરાવી સ્તુતિ કરે છે.

હરદત્ત કહે છે, હે સબલ[2] બ્રહ્મસ્વરૂપ! હે નિર્વિકાર શુદ્ધ ચેતનસ્વરૂપ! આપને હું મંદમતિ વારંવાર નમસ્કાર કરૂં છું. આપના મહિમાને જેમ છે તેમ ન જાણનારો હું યથાર્થ રૂપે શું સ્તુતિ કરી શકું? હે સમગ્ર[3] વિશ્વપ્રપંચના સાક્ષી, દૃષ્ટા, તથા જ્ઞાતારૂપે રહેનાર! આપને આ સંસારમાં શી વસ્તુ અજ્ઞાત છે? કાંઇ જ નહિ; તો અમારાં પાપયુક્ત અંતઃકરણમાં તો શું જ જાણવું હતું? હે સર્વેશ્વરરૂપ! અપેક્ષાઉપેક્ષારહિત[4] ઉદાસીનપણે રહેનાર આપ આ જીવોનાં અવિદ્યારચિત[5] અંતઃકરણપ્રતિ લક્ષ પણ શા પ્રયોજને કરો? અર્થાત્ કંઈ પ્રયોજન નથી માટે ન જ કરો. હે નિર્ગુણ! આ ત્રિગુણગ્રથિત[6] સંસારમાં જે જે સુખદુઃખની પ્રાપ્તિ થવી સંભવે છે, તે તે સર્વ આપ હસ્તામલકવત્[7] જોઈ જાણો છો, તથાપિ સ્વરૂપાવસ્થાનમાં[8]

---

૧ વખત જોઇને. ૨ મહામાયાશક્તિસહિત. ૩ આખા. ૪ ગ્રહણની તથા ત્યાગની ઇચ્છાથી રહિત, રાગદ્વેષરહિત. ૫ અજ્ઞાનનાં બનેલાં. ૬ સત્વ, રજસ્, તમસ્ એ ત્રણ દ્રવ્યથી ગુંથાયેલા. ૭ હાથમાંના આમળાની પેઠે પ્રત્યક્ષ. ૮ સમાધિમાં.

એ સર્વ પ્રપંચનો અત્યંતાભાવ હોવાથી આપ તેને જાણતા નહિ હો એમ આ મંદમતિ જીવો વખતે કલ્પના કરે છે. હે ઈશ! કોઈ જીવની પણ કલ્પનાથી ન કળી શકાઓ એવા ઐશ્વર્યવાન્ આપ તેને હું ક્ષુદ્રબુદ્ધિ[1] શું કળી શકું! માટે અધિક ન કહેતાં હે ત્રાતા! હે પિતામાતા! આપને અનંતાવધિ પ્રણામ વદું છું તે સ્વીકારી મને કૃતાર્થ કરશો.

વિજયા કહે છે, આવિગેરે અનેક વચનોથી સ્તુતિ કરી રહ્યા પછી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને હાથ જોડી સંમુખ ઉભો રહે છે. તેના સંમુખ થોડી વારે જોઇને તે મહાત્મા ઋષિ તેને બેસવા આજ્ઞા કરે છે.

દ્દરદત્ત પોતાના તરફ લક્ષ કરયો એમ જાણીને હાથ જોડી પોતાની સ્ત્રીતરફ હાથ કરી તથા સુવર્ણ મુદ્રાની પોટલીપ્રતિ હાથ કરી કહે છે, હે ભગવન્! આ ધનાદિ વિષયમાં પ્રીતિવાળી આપની સેવામાં તત્પર, આ સુવર્ણમુદ્રા આપના ચરણે ધરે છે, જે આપે જ એને અનુગ્રહ કરી માયાવડે દેખાડયું છે. હવે એની જે વ્યવસ્થા કરવી ઘટે તેની પણ આપ કૃપાળુ સ્વામી આજ્ઞા કરશો.

આપની અકથ મહિમાવાળી કરૂણાથી મને તો આ સંસારમાં અન્ય મેળવવાજેવું કશું બાકી રહ્યું નથી. તોપણ આ સ્ત્રી જેને આપના કૃપાકટાક્ષનો સાચો સ્પર્શ અંતઃકરણમાં થયો નથી, તે હજી આ ધનાદિવડે જણાતા સુખની લાલસાવાળી રહી છે, તેને તૃપ્ત કરવા આપ વિશ્વવિભૂતિના પતિ મહેશ્વરસ્વરૂપે અમારા રહેવાના આશ્રમમાં તથા આજુબાજુની પૃથ્વીમાં અસંખ્ય ધનનું ભાન કરાવ્યું છે. હવે તે આપની આજ્ઞાથી જ વ્યય[2] કરવાઉપર રહ્યું છે, અને આપે પ્રેરણા કરેલા અંતઃકરણવડે આજપર્યંત તે ધનથી સત્કર્મ કર્યું છે. આપના સમીપ ન કથન કરવાયોગ્ય આ વાર્તાને કથન કરનાર હું અધમને ક્ષમા આપશો.

હે સંપૂર્ણ ઉપાધિથી નિર્લેપ! આપને આ ઉપાધિસંબંધી વાર્તા ઉપાધિમાં જ માત્ર આજપર્યંત પચી રહેલો હું શ્રવણ કરાવવા હિંમત ધરી આપના સમીપ બોલ્યો છું, એ મારી વિવેકવિચારરહિત અયોગ્ય મતિનો પરિણામ જાણી આપ ક્ષમા આપજો.

આ જગત્માં ઘણાં પ્રપંચપરાયણ[3] સ્ત્રીપુરૂષો પરમાર્થ સત્તામાં નિમગ્ન મહાત્મા પુરૂષોના સમીપ પણ આ સંસારભ્રમની જ વાર્તાઓ પોતાની મેળે કરે છે. આ સંસાર પ્રતીતિકાળથી તે નિવૃત્તિકાળપર્યંત દુઃખથી

---

૧ ઓછી બુદ્ધિવાળો. ૨ ખર્ચ. ૩ સંસારમાં પચી રહેલાં.

અતીત થતો જ નથી. તેને દુઃખરહિતપણે ભોગવવાની ઇચ્છાવાળાં ઘણાં વિષયના કીટસરખાં મનુષ્યો શ્રીસદ્દ્ગુરૂને વારંવાર દુઃખને જ આગળ આણી સ્તવે છે. પણ હે વિભુ ! આપની કૃપાથી આ જગત્ માત્રને દુઃખથી ત્રિકાળ અભિન્ન જાણનાર હું એને દુઃખથી રહિતપણે ભોગવવાની વૃથા આશા બાંધી આપને કેમ જ શ્રમ આપું ? આ ભોગોને જ્યાંસુધી શરીરઇંદ્રિયદ્વારા ભોગવનાર ભોગવે છે, ત્યાં લગી તે ભોક્તા તે ભોગોને દુઃખના અત્યંતાભાવવાળા કેમ અનુભવી શકે ? અર્થાત્ ન જ અનુભવી શકે. તેથી એ દુઃખરૂપ સંસારને ભોગદ્વારા દુઃખરૂપ અનુભવીને તે દુઃખથી નિરંતર વિકળ ન થઇને ક્રમે કરી ત્રાસ પામતી વૃત્તિઓને તે તે દુઃખરૂપ વિષયોથી ઉપરામ[1] કરવી એ પ્રકારના જ આપ શ્રીસદ્દ્ગુરૂવડે અપાયેલા બોધને દૃઢપણે ધારણ કરી પ્રમાદરહિતપણે[3] સેવવો એ જ અમારો કર્તવ્ય ધર્મ છે. આ પ્રકારના અધિકારીના ધર્મને ન જાણીને, આપ શ્રીસદ્દ્ગુરૂને નિરંતર ઉપાધિમુક્ત થવા યાચના કરનાર કેવળ શ્રમને જ કરે છે, પણ તત્કાળ અનુપમ[4] ફળને ભોગવતા નથી. એવા આપને વ્યર્થ શ્રમ આપનાર તે અધિકારીઓ અનધિકારીસમાન ગણવાયોગ્ય છે. હે શાંતિના દાતા ! આ આજે આપના સમીપ મેં અનધિકારીના ધર્મનો આદર કર્યો છે તે ક્ષમા કરજો.

વિષ્ણુશર્મા કહે છે, હે ધ્વજપાળ શેઠ ! આપ્રમાણે સ્તુતિ કરતો, દીન વચન બોલતો, તથા પોતાને તિરસ્કાર કરતો તે હરદત્ત સવિનય પ્રણામ કરીને બેસતો હવો, તથા તે ગિરિજા પણ બેસતી હવી. આ સર્વ વૃત્તાંતને જાણી કૃપાના સમુદ્ર શ્રીગોકર્ણ ઋષિ આપ્રમાણે ગંભીર વાણીથી બોલ્યા.

શ્રીગોકર્ણ કહે છે, હે અધિકારીઓમાં શ્રેષ્ઠ હરદત્ત ! તારા આ ઉંચા અધિકારવાળા અંતઃકરણને ધન્યવાદ ઘટે છે. તેં આ સંસારપ્રપંચ જે મૂળ અવિદ્યારચિત વિદ્વાનોથી મનાયો છે, તેના જેવા છે એવા સ્વરૂપને જાણ્યું છે, તેથી તું હવે એના ભોક્તાની પંક્તિમાં દેખાતો છતો પણ ખરા ભોક્તારૂપે રહ્યો નથી, કારણ કે ભોક્તાપણે રહ્યો છે છતાં તું અન્ય જીવોની પેઠે દુઃખનો ભોક્તા રહ્યો નથી. ખરો ભોક્તા તો વ્યવહારનો તે જ છે કે જે કર્તાપણાના અભિમાનવાળો છે, તથા 'હું સુખી' 'હું દુઃખી' એવા વિપરીત ભાનથી દુઃખસુખનો ભોગવનાર થઈ રહ્યો છે. વળી અન્ય પક્ષે તે પણ ખરો ભોક્તા ગણાય છે કે જે કર્તાભોક્તાસરખો જણાય પણ નિરંતર અકર્તા તથા અભોક્તારૂપે જ રહે છે. વ્યવહારિક પુરૂષની દૃષ્ટિથી

---

૧ દૂર, રહિત. ૨ વૈરાગવાળી. ૩ ગફલતી રાખ્યાવિના. ૪ સૌથી શ્રેષ્ઠ.

તો પ્રથમનો ભોક્તા ખરો ગણાય, અને પારમાર્થિક દૃષ્ટિથી તો આ બીજો જ ખરો ભોક્તા છે. કારણ કે ભોગવતો છતો નિર્લેપ રહે છે; જેમ પદ્મપત્રને[1] જળસંસર્ગદોષ[2] હોતો નથી તેમ, તથા ત્રિગુણ ઈશ્વરને કર્તાભોક્તાપણાનો તથા તેના સુખદુઃખનો સ્પર્શ સંયોગી છતાં સંભવતો નથી તેમ.

હે હરદત્ત! તું વિષયવાસનાથી રહિત થયો છું, માટે તું મુક્ત જ છું, તોપણ સંગબળથી તારી વાસનાનો સમૂળ ક્ષય થયો નથી, તેથી સાક્ષાત્ જીવન્મુક્તિનો અનુભવ તને વિલંબે થશે. હે શાંત ચિત્તવાળા! દૃઢ આસક્તિથી રહિત થઈ વિહિત ભોગવાતા ભોગો બંધનના હેતુ હોતા નથી, માટે તું સંશયને ત્યજીને નાનાવિધિ સત્કર્મોને કરતો પ્રતીત થતા ધન સ્ત્રીઆદિ વૈભવોને પ્રસન્ન ચિત્તથી ભોગવતો રહે. તને ઈશ્વરના અનુગ્રહથી બંધનના હેતુરૂપ મોહ કદાચિત્ પણ થનાર નથી, અને મોહ ન થવાથી મળેલા, ન મળેલા, તથા નાશ પામતા ભોગના પદાર્થોથી તને શોક પણ થશે નહિ. આ તારી સ્ત્રીના મનોરથ પૂર્ણ કર, અને સુખી રહે.

હે સદ્વિવેકવાળા! આ સંસારમાં કેટલાક શાસ્ત્ર જાણનારાસરખા પણ વાસ્તવ સિદ્ધાન્તને ન જાણનારા મિથ્યા પંડિતો હોય છે, તે તો એવો બોધ કરે છે, અને સમજે છે કે 'આ સઘળી ઇંદ્રિયોને એકદમ વિષય ન આપીને મારવી, કારણ કે વિષયભોગથી રહિત ઇંદ્રિયોવાળા પુરૂષોને જ પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે; અને એ વાર્તા થવી અત્યંત કઠિણ છે. જેથી સ્વરૂપસાક્ષાત્કાર પણ કોઇને થતો નથી.' હે તત્ત્વદૃષ્ટા[3]! આપ્રમાણે વિદ્વાન્ અથવા અવિદ્વાન્ કોઈ પણ કહે તથાપિ એ જ વાર્તા કેવળ સાચી નથી. કારણ કે ઇંદ્રિયોને કેવળ વિષયરહિત મરણઅવસ્થામાં સર્વ પ્રાણી કરે છે, પણ તેથી મોક્ષ થતો નથી. આ ઇંદ્રિયો, શરીર, અંતઃકરણ તથા જીવાત્મા એ ચારેનો નિકટ સંબંધ છે, તથા તે ઇંદ્રિયોનો સંસ્કારબળથી વિષયસાથેનો સંબંધ પણ એકદમ ન નિવારણ કરી શકાય એવો છે. જેથી વિવેકી પુરૂષોએ આ ઇંદ્રિયોને પ્રથમ તો પાપરૂપ વિષયથી રોકવી, અને ન્યાયમાર્ગે વિષય યોગ્ય હોય તેટલા આપવાનો અભ્યાસ રાખવો, અને ધીરે ધીરે એને એવો અભ્યાસ પાડવો કે એને ભોગની પ્રાપ્તિએ તથા અપ્રાપ્તિએ સરખો સંતોષ રહે. પછી ક્રમે કરી કાળના અંતરે એને નિયમિત વિષયો આપવા. ત્યાં બે દિવસને અંતરે, પછી ત્રણ દિવસને અંતરે, એમ ક્રમથી કાળનો ખાળો રાખી વિષય આપવા તે કાળના અંતરે આપ્યા જાણવા. એપ્રમાણે ધીરે ધીરે ઇંદ્રિયોને વિષયથી રોકતાં ઉત્તર અવસ્થા થાય ત્યારે જ જીવન્મુક્તિસુખને સારૂ આદર કરવો; અને ઉત્તર

---

૧ કમલનું પત્ર. ૨ જળના સંબંધનો. ૩ ખરી સમજણવાળા.

વય આવ્યા પૂર્વે જ ઇંદ્રિયોની શાંતિ થઈ હોય, ગૃહસ્થાશ્રમની સમાપ્તિ થ-ઈ ગઈ હોય અર્થાત્ સ્ત્રીનો કાળ થઈ ગયો હોય, પુત્રનો આશ્રમ ચાલ્યો હોય, અથવા પ્રજાની આશા છૂટી ગઈ હોય, તો તેણે દેહની સ્પૃહા મટી જ-તાં જીવન્મુક્તિસુખમાટે એકાંત દેશ સેવવો. બાકી બીજા સૌએ તો મા-તાપિતા તથા સ્ત્રીની હયાતીસુધી ગૃહસ્થાશ્રમનો તેમની પ્રસન્ન ચિત્તની આજ્ઞા લીધાવિના કદાચિત્ પણ ત્યાગ કરવો નહિ. કારણ કે એવો ત્યાગ વંધ્યા સ્ત્રીનું ઉદર જેમ ગર્ભરૂપ ફળને કોટિ ઉપાયે પણ પામતું નથી, તેમ લગાર પણ મુક્તત્વના સુખને આપતો નથી. માટે હે હરદત્ત ! સુખપૂર્વક તું આશ્રમધર્મને ચલાવતો, મળેલા પદાર્થમાં સંતોષને પામતો સુખને ભોગવ. હે પવિત્ર મનના બ્રાહ્મણ ! સ્ત્રીવિગેરે જે જે પદાર્થોને અમુક પ્ર-કારના નિયમથી મારે નિત્ય ભોગવવા એવો આ અભિમાની વૃત્તિનો જ્યાં જ્યાં આગ્રહ જણાય ત્યાં ત્યાં તે તે વિષયપદાર્થને કાળાંતરે ભોગવવા એમ ઉપર અંતરાય રાખી ભોગવવાના વર્ણનમાં સમજવું, અને આ ઇં-દ્રિયોની જે જે ક્રિયાઓ જીવનના હેતુરૂપ હોય તે તે ક્રિયાઓને તો યથા-નિયમે જ આશ્રમપર્યંત ચલાવવી, અને દેહાસક્તિ છૂટી જવા પછી તો કોઈ પણ ક્રિયાનો ક્રમ અથવા નિયમ રહેતો નથી. માટે તે સમયમાટે તો કંઈ કહેવાની અપેક્ષા જ નથી. માટે ક્લેશ ન પમાય એવી રીતે ઇંદ્રિયોને યુક્તિથી જ જીતવાનો અભ્યાસ વિવેકીએ યત્નપૂર્વક કરવો.

હે સર્વ વાર્તાને જાણનારા ! મારો વિરક્ત આશ્રમ છે, એટલે મારે તો ધનાદિનો સ્પર્શ પણ ધર્મનો વિરોધી છે. તેથી આ ધનને નિત્યની પેઠે પવિત્ર પાત્રને પરખી દાનમાં આપી દેજે. વળી ધનાદિ વિષયોનાં રક્ષણ તથા તેના ભોગઅર્થે મને પુછવું અધિક યોગ્ય ગણાતું નથી. કારણ કે તેમાં અનેક અનુકૂળ યુક્તિઓને પ્રસંગપરત્વે રચવી પડે છે. તે સર્વ યુ-ક્તિઓને એકે કાળે જણાવવી પણ અશક્ય છે. તેમ જ તે એક વાર શ્ર-વણ કરી લીધેલી યુક્તિ પ્રત્યેક પ્રસંગે સ્મરણમાં આવી વ્યવહારને સધા-વતી નથી. માટે એવિષે તો જે જે ક્ષણે જેવો જેવો પ્રસંગ આવે તે તે ક્ષણે જે જે અનુકૂળ ભાસે તે તે પ્રકારની વ્યવસ્થા કરી વિઘ્નરહિત ભોગને ભોગવજે.

પદાર્થ માત્રનો જવા આવવાનો સ્વભાવ જ છે. તે કોટિ ઉપાયે પણ સદાકાળ એક જ સ્થાનમાં સ્થિર રહેનાર નથી. માટે પ્રસંગે પદા-ર્થોના જવા આવવાથી આ સ્ત્રીને ખેદ ન થાય એવો એને આ સંસારના પરિણામિ સ્વરૂપનો નિરંતર બોધ કરતો રહેજે. જે જે પદાર્થ જે જે નિ-મિત્ત તથા ઉપાદાન કારણથી પ્રકટ થઈ આપણા હસ્તગત થાય છે, તે તે પદાર્થ તે તે કારણની સમાપ્તિએ, પોતાના ઉત્તર કાળે ભોગ આપવાના

સ્થાનમાં જાય છે. માટે તેમાં વિવેકીએ કદાચિત્ પણ ભયશોકવાળા થવાનું પ્રયોજન નથી.

હે કલ્યાણસ્વરૂપ! તું આ શરીરના આરંભને જો, અને વિચાર કર, કે ગર્ભમાં આ શરીર બંધાયું તે પૂર્વે તેનાં અસંખ્ય પરમાણુ ક્યાં હતાં, તથા આ શરીરને મારૂં કરીને માનનારો અભિમાની ક્યાં અને કેવા રૂપમાં હતો, અને ગર્ભથી બહાર આવ્યા પછી પણ દિન તથા રાત્રિની દરેક ક્ષણમાં આ શરીરમાંથી કેટલાં પરમાણુઓ કેવે રૂપે તથા કયે દ્વારે જાય છે, તથા તેવા જ બીજા બહારથી દરેક ક્ષણમાં કયા કયા પદાર્થો કયા કયા દ્વારથી શરીરમાં આવે છે, અને આ અવસ્થાઓના ભેદવાળું શરીર કરી મુકે છે? એમાં આપણને અસંખ્ય હાનિ તથા લાભના પ્રસંગ આવે છે, પણ અજ્ઞાની જીવો તે પદાર્થના આવવા જવાને ન જાણવાથી તથા તેથી થતા લાભહાનિના સ્વરૂપને ન અનુભવવાથી શોક, મોહ, ભય કે હર્ષાદિને નિરંતર પામતા જણાતા નથી. માત્ર મોટા ફેરફાર જ્યારે જ્યારે શરીરમાં જણાય છે, અર્થાત્ જણાઇ આવે એવા વ્યાધિ કે શરીરની પુષ્ટિને જુવે છે, જાણે છે ત્યારે શોક તથા હર્ષને માને છે. માટે હે વસ્તુને જેમ છે તેમ જાણનારા! આ સ્ત્રીને સદ્વસ્તુનો બોધ કરતાં આ સર્વ પ્રપંચને જણાવજે, અને શોકમોહથી રહિત કરજે; જેથી આ જગત્માં જ્યાંસુધી તમારો દેહ રહે ત્યાંસુધી અંતર તથા બહારના, અગણિત દુઃખસુખને આપનાર પદાર્થોને આવવા જવાને પ્રસંગે તમને બંનેને માત્ર પરમાનંદ જ પ્રતીત થયા કરે. હવે આથી વિશેષ તને આ ક્ષણે કહેવાયોગ્ય કાંઈ જ નથી, તેથી હે ભાગ્યશાળિ! આ સ્ત્રીસહિત તારા આશ્રમે જઇને ઉચિત પ્રકારે વૈભવને ભોગવ. વળી અન્ય સમયે યોગ્ય લાગે તે પુછજે.

વિષ્ણુશર્મા કહે છે, હે ધ્વજપાળ શેઠ! આપ્રમાણે તે શ્રીગોકર્ણ ઋષિનાં વચનને શ્રવણ કરીને બંને સ્ત્રીપુરૂષે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, તથા તેમની આજ્ઞાપ્રમાણે તે દિવસે લઈ ગયેલા ધનને આજુબાજુનાં ક્ષેત્રમાં નિવાસ કરી રહેલા પવિત્ર બ્રાહ્મણોપ્રતિ યુક્તિથી દાનમાં આપી દીધું, અને પોતાને આશ્રમે ગયાં. ત્યાં રસ્તામાં ગિરિજા પોતાના મનમાં વિચાર કરતી ચાલતી હતી, તથા હરદત્ત ઋષિનાં વચનને મનન કરતો ચાલતો હતો, તેથી પરસ્પર લગાર પણ વાત થઇ ન હતી, પણ આગળ પાછળ ચાલતાં આશ્રમે આવી પહોંચ્યાં. પછી પોતાને આહાર લેવાની સઘળી તૈયારી કરી બંને જણાં જમીને પોતાનાં કામથી પરવારીને નિવૃત્તિથી બેઠાં, ત્યારે ગિરિજા લગાર હસીને બોલી, હે પતિ! તમને આપણાં માતાપિતારૂપ મહાત્માએ મને બોધ કરવાની ભલામણ કરી છે,

તેથી કૃપા કરીને જ્યારે હું આડીઅવળી જાઉં, ત્યારે મને ઠેકાણે આ-
ણજે. આ પ્રકારે સ્ત્રીનાં વચન સાંભળીને હરદત્ત કહે છે, હે સ્ત્રી! તું
આડીઅવળી ચાલે એમ નથી. કારણ કે શ્રીગોકર્ણ ઋષિનો તારા ઉ-
પર કરૂણાકટાક્ષ થયો છે, એમ જણાય છે. જેના ઉપર એક વાર શ્રી-
સદ્ગુરૂ પરમાત્માનો અનુગ્રહ થાય છે, તેને અનેક જન્મે પણ આડાઅ-
વળા જવાનો સંભવ નથી હોતો તો જેને અંતનો જન્મ હોય, અથવા અં-
તના પૂર્વનો જન્મ હોય તેને તો આડાઅવળા જવાનું બને જ ક્યાંથી?
માટે હવે એવિષેની તો તું ચિંતા ત્યજી જ દેજે.

ગિરિજા કહે છે,વારૂ ત્યારે,હવે આપણને આવિષે શી આજ્ઞા કરી, તે
કંઈ તમને સમજણ પડી? મને તો એવિષે શું કહ્યું તેની કંઈ સમજ પડી નથી.

હરદત્ત કહે છે, બધી સમજણ મને પડી છે. હવે ધૈર્ય રાખીને
જોયા કર. કાલે પ્રાતઃકાળથી એ વાર્તાનો આરંભ કરીશું. એમાં લ-
ગાર અસત્ય બોલવાસરખું થશે એટલો જ માત્ર ભય છે. પણ હવે જો-
ઈશું; ઈશ્વિર આપણી લાજ, શરમ ને ટેક નિભાવનાર છે.

વિષ્ણુશર્મા કહે છે, પછી બીજે દિવસે તેણે ગામધણીને તથા ચા-
ર સારા પુરૂષોને પોતાના આશ્રમે મળવા આવવાવિષે, જતાં આવતાં
મનુષ્યજોડે સંદેશો કહાવ્યો. તે તેમણે કહ્યો એટલે તે બોલાવેલા સર્વ તે
હરદત્તના આશ્રમે• આવ્યા. વિનયથી નમીને ગામધણી બોલ્યો, હે મ-
હારાજ! કોઈ દિવસ આટલાં વર્ષમાં તમે અમને કોઇને બોલાવ્યા નથી,
અને આજે બોલાવ્યા છે, માટે અમારા પુણ્યનો ઉદય થયો એમ મા-
નીએ છીએ. કારણ કે જ્યારે પાપનો ઉદય થાય છે ત્યારે તો આ ભ-
યને આપનાર રાજસત્તાનું તેડું થાય છે, અને આધિવ્યાધિ દુઃખ આવી
પડે છે. પણ આ તો સર્વ દુઃખના નાશ કરનાર પરમેશ્વરની ભક્તિમાં ત-
ત્પર ભગવદ્ભક્તનું તેડું આવ્યું, તેથી પુણ્યના ઉદયવિના અથવા ઈશ્વરની
કૃપાવિના બીજું કાંઇ પણ અનુમાન કરી શકાતું નથી. હે ભૂદેવ! હવે
જે સેવા મને સોંપવાની હોય તેની આજ્ઞા કરો. એ જ પ્રમાણે બીજા
સર્વ પણ વિવેકથી બોલ્યા. ત્યારે પ્રસન્ન થઇને દીનસરખી વાણીથી હ-
રદત્ત આપ્રમાણે બોલ્યો. હે ભાગ્યવાન્ પુરૂષો! તમે નિરંતર પરમેશ્વ-
રની પ્રીતિનાં પાત્ર છો, તેથી જ આ પ્રકારે નિરભિમાનપણે વિનયવચન
બોલો છો. બાકી આ મારા સરખા દરિદ્રિના બોલાવવાથી આવવું જ
દુર્લભ, અને તેમાં આવાં વિવેકવચન પણ બોલાય નહિ. જેથી તમે પુ-
ણ્યવાન્ છો, અને પુણ્યના ઉદયને જ ભોગવનાર છો. હે શ્રીમાન્! હું
દરિદ્રિને પરમેશ્વરે અનુગ્રહ કરયો છે, તેથી મેં તમને શ્રમ આપ્યો છે.
આ મારા આયુષ્યના ઘણા ખરા ભાગથી હું જેમને મારૂં પરમ દૈવત

માનું છું તે શ્રીગોકર્ણ ઋષિને આ મારા આશ્રમમાં પાંચરાત્રિ પધરાવવાનો મારા મનમાં વિચાર ઉદય થયો છે, અને મને પૂર્ણ આશા છે કે તે કૃપાળુ મહાત્મા મારા રંકના ઉપર એટલી કરૂણા કરશે. આ વિચાર આવવાથી મને એટલો માત્ર સંકોચ રહ્યો છે કે આ મારો આશ્રમ ઘણો નાનો છે. હું દરિદ્રિ અને સામર્થ્યવિનાનો લોભને વશ થઇ આજ સુધી આ જગાનો વધારો કરી શક્યો નથી. કારણ કે નિર્વાહથી વધારે પૃથ્વી રોકવાથી વધારે દુઃખ થાય છે, અને વધારે લોભાદિ દુર્ગુણો પણ ધીરે ધીરે પ્રવેશે છે; માટે નિર્વાહ થવાજેટલી પૃથ્વી આ મેં તમારી કૃપાથી રોકી છે. એની ઉપજ હું દરિદ્રિ તમને આપી શકતો નથી, તો હવે શું કહું? પણ આ કષ્ટ આવવાથી થોડી અધિક પૃથ્વી રોકવાની મને તમે આજ્ઞા આપો તો આ મારો મનોરથ પૂર્ણ કરૂં. એ ઇચ્છા તમને જણાવવા મેં મારા સમીપ તમને બોલાવ્યા છે. આ આશ્રમમાં તો અમે સ્ત્રીપુરૂષ રહીએ એટલી જ જગા છે. આ એક બાજુએ મહાત્માને નિવૃત્તિએ બેસવાની આ પૂર્વ ભાગમાં જગા કરવાની છે, અને એક એમને પોઢવાની આ પશ્ચિમ બાજુએ સુંદર સ્વચ્છ મઢી કરવાની છે; અને એમને અર્થે પાકાદિ સામગ્રી કરવા રાખવાવિગેરેમાટે આ ઉત્તરમાં એક પાકશાળા કરવી છે, અને આ દક્ષિણ ભાગમાં એમનાં દર્શનાર્થે આવનાર યાત્રાળુસરખા અતિથિ બ્રાહ્મણાદિને સૂર્યનો તાપ ન પીડે માટે એક મંડપ કરવાનો છે. એમાં જે કાંઈ ધનનો ખપ પડશે તે તો અન્ય સ્થળેથી ગોઠવણ થનાર છે, માટે આપે તેવિષે ક્ષમા કરવી. પણ માત્ર આ પૃથ્વી મને રોકવા આજ્ઞા કરવામાં કશી અડચણ ન હોય તો મને સ્પષ્ટ આજ્ઞા આપશો. વળી એ પૃથ્વીમાં મહાત્મા પધારવાથી એનું પૂજ્યપણું થશે, માટે એ સ્થાનને નિરંતર અતિથિઓના ઉતારામાટે જેમની તેમ રોકી રાખવાની છે, માટે આ અવશ્ય કરીને પુછું છું; નહિ તો માત્ર પાંચરાત્રિસારૂ તો આપને આવડું કષ્ટ આપવાની અગત્ય પણ નહોતી. આ પ્રકારનાં તે હરદત્તનાં વચન સાંભળીને ઘણી પ્રસન્નતા દેખાડતો તે પૃથ્વીપતિ બોલ્યો, 'ઓહોહો! આ પૃથ્વીને હું ધન્ય માનું છું, તથા એ પૃથ્વીના ધણીપણાથી હું મને પોતાને પણ ધન્ય માનું છું. કારણ કે મારી કહેવાતી આ પૃથ્વી પરમેશ્વરનું જ સ્મરણચિંતન કરનારા શાંત ચિત્તના મહાત્માઓને ફરવાયોગ્ય થવી ઠરી છે. આ પૃથ્વીને તથા આ આજુબાજુની ઘણી પૃથ્વીને તો હું નિરૂપયોગી જ સમજું છું, અને આજથી એ સર્વે પરમેશ્વરપ્રીત્યર્થે તમને જ અર્પણ કરૂં છું; તે આપ સ્વતંત્રપણે ઇચ્છામાં આવે એટલી રોકો, અને જો ખુટતી જણાય તો પછી વળી મને બોલાવીને આજ્ઞા કરજો.'

ધ્વજપાળ શેઠ કહે છે, હે વિષ્ણુશર્મા ! આ વાર્તાના આરંભમાં તો તમે કહ્યું હતું કે, 'આ ગોકર્ણ ઋષિના આશ્રમથી પાંચ ગાઉઉપર એક ભદ્રા નામે નગરી હતી, ત્યાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી રહેતાં હતાં.' ત્યારે એ તો અત્યાર લગી મને વાંધો પડતો રહે છે કે એ તે નગરમાં રહેતાં હશે કે બહાર ? કારણ કે તમે બધું વર્ણન તો બહાર રહેતાં હોય એવું કર્યું છે. ને વળી મહીં મહીંથી તો તમે કહો છો કે 'તે ગ્રામ,' ને હમણાં વળી બોલ્યા કે 'તે ગામધણીને બોલાવ્યા.' વળી કહ્યું કે 'પૃથ્વીના પતિ આમ બોલ્યા,' ત્યારે લગાર સ્પષ્ટ કરીને કહો કે એ શી રીતે હતું ?

વિષ્ણુશર્મા કહે છે, હે શાણા શેઠ ! સારૂં થયું જે તમે પુછ્યું, બાકી આ કંઈ મોટા અંદેશાની વાર્તા નહોતી. પણ વખતે કોઇ સ્થૂલ વિષયને જ જોનાર હોય તો તેને એવા વિષયમાં જ ભ્રમ થાય, અને તેની બુદ્ધિ એવા ભ્રમમાં ગુંથાઇ જાય તો પછી રહસ્યની વાર્તા પૂરી નિરાંતે તે સાંભળે પણ નહિ. આ તો ઠીક છે કે તમે સૌ તો તત્વવસ્તુ જે જ્ઞાનબોધ હોય તેના ઉપર જ લક્ષ કરનારાં છો. હવે સાંભળો, તમારી શંકાનું સમાધાન આપું છું. કેટલાંએક ગ્રામ હોય છે, અર્થાત્ ઘણી મોટી વસતિ નથી હોતી, તોપણ લગાર રળિયામણાં હોય છે, તો તેમને નગરી પદ જોડવામાં આવે છે; અથવા તેનો ધણી રાજા પોતાના ગામને પણ નગરી પદ જોડીને લગાર માનવાળી કરે છે. પછી તે નામનો લોકમાં વ્યવહાર થાય છે. તેમ આ નગરી કંઈ ઘણી મોટી નહોતી, પણ દશ બાર હજાર માણસની વસ્તીવાળું ગ્રામ હતું. પણ તેનો ધણી જે પોતાની નાની સત્તામાં પણ રાજા કહેવાય છે, તેને રહેવાનું સ્થાન હતું તેથી તે ભદ્રા નગરીના નામથી ઓળખાતી. તે રાજાનો બીજો ઝાઝો મુલક નહોતો, પણ માત્ર દરવર્ષે એક લક્ષ મુદ્રા ઉત્પન્ન થાય એટલો હતો. તોપણ તે કુલિન તથા સ્વતંત્ર હોવાથી તે ગ્રામધણીની રાજામાં ગણના થતી. એ નગરીશિવાય બીજાં નાનાં મોટાં વીશ ગ્રામ તેને તાબે હતાં, તેથી મોટાં શહેરોની અપેક્ષાથી તો એ ગ્રામ પણ કહેવાય, અને નાનાં ગ્રામોની અપેક્ષાથી તથા તેના પાડેલા નામથી એ નગરી પણ કહેવાય. માટે એમાં મોટી હાનિ નથી. અને એ નાના રાજ્યનો ધણી તેને આ સ્થળે ગ્રામધણી કહેવામાં પણ કશી ચિંતા નથી; અને તે પૃથ્વીનો ધણી જ હતો માટે પૃથ્વીપતિ અથવા ધણી કહીએ તોપણ બાધ આવે એમ નથી. હવે એ ભદ્રા નગરીને કોટ પણ હતો, તથા કોટથી બહાર પણ વસ્તી આજુબાજુ ચારે તરફ થયેલી હતી. તે બહારની વસ્તીથી થોડે અંતરે આ હરદત્તનો આશ્રમ હતો. તે કેવળ જંગલ પણ ન કહેવાય, અને ખાસ વ-

સતિ પણ ન કહેવાય; એટલે આ સઘળું વર્ણન જેવા રૂપમાં થયું છે તેવા રૂપમાં જ તેનો આશ્રમ હતો. એણે જે જગા માગી તે થોડી તો કોટ-બહારની વસતિતરફની, તથા બીજી બાજુએ તો સીમતરફની હતી. એવાં નાનાં રાજના ધણીઓ કુળવાન્ પણ હોય છે. તેઓમાંના સર્વે સારા પુરૂષો તો પોતાની વસતિમાં તથા વસતિથી બહાર જે જે પવિત્ર પુરૂષો રહેતા હોય તેમનાં તથા જે દેવાલયો હોય તેમાં દેવનાં દર્શન કરવા નિત્ય એક વાર જાય છે, અને કોઇ તો પ્રસંગવશાત્ તેવે સ્થળે જાય છે. પણ પોતાની વસતિના પવિત્ર પુરૂષોને તથા સ્થાનને જાણે તો ખરા જ. તેમ આ હરદત્તને એ ભદ્રા નગરીનો રાજા બરાબર જાણતો હતો, તથા તેના મનમાં એના વિષે પૂજ્યબુદ્ધિ પણ ધીરે ધીરે ઘણી વધી હતી. તેથી આ પ્રસંગે બોલાવવાથી તત્કાળ તેને આશ્રમે આવ્યો હતો. નહિ તો હે શેઠ! આ ઘણા તીતાલીઆ સરખા રાજાઓ છે, તે નાના હોય કે મોટા પણ અત્યંત અભિમાનના ઘુમંડમાં રહે છે. પ્રજાનું નમન પણ સ્વીકાર્યું જ-ણાવતા નથી તો બીજું શું કહેવું? પણ આ પુરૂષ તેવો નહોતો. એ તો પોતાના મનમાં એમ જાણતો કે આ પૃથ્વીઉપર મારા સરખા લાખો થઈ ગયા છે, ને હું પણ થોડા દિવસમાં થઇ જઇશ. માટે જે સુખ આ-પણા દૈવનું હશે તે આપણું છે, અને એ સત્તામાં જે પરોપકાર થયો એ જ ખરો છે. તે આખી પ્રજામાં પ્રજાની પેઠે હળી મળીને રહેતો. નાનું બાળક, મોટો શ્રીમાન્ કે ગરીબ પણ એની જોડે ખુશીથી નિર્ભયપણે જઇને વાત કરતો. એનામાં કોઈ જાતનો પણ નિંદવાસરખો દોષ ન હતો. વારૂ હવે, આડા પ્રસંગઉપર ઉતરી જવાશે, માટે કહો હવે કંઇ સંશય છે? વાર્તાના આરંભમાં આવિષે વિસ્તારના ભયથી કશું કહ્યું ન હતું, માટે આ સ્થળે તમે પુછયું તે ઘણું સારૂં થયું.

ધ્વજપાળ શેઠ કહે છે, ના હવે કશો સંશય નથી. હવે પાછી આ-પણી અટકી છે ત્યાંથી મૂળ વાર્તાને આરંભો. આવી વાતને ઘણી લં-બાવવાની જરૂર નથી. કારણ કે સ્થાનવિષેની શંકા તો આટલાથી જ નિવારણ થઈ ગઈ.

વિષ્ણુશર્મા કહે છે, પછી તે હરદત્તે તે ભદ્રા નગરીના ધણીને કહ્યું, 'હે પ્રજાપતિ! મારે ઘણી પૃથ્વી રોકીને તો હાલ ઉપયોગ જણાતો નથી. કારણ કે એટલીનું અભિમાન બાંધી સાચવવી એ પણ મોટું દુઃખ છે. તેથી આપની આજ્ઞા છે તો મારે ખપપ્રમાણે આ સીમની બાજુએ વિશેષ ભાગ જોઇશે તો રોકીશ, અને આપણા ગ્રામતરફ ઓછી રોકીશ. કેમકે પ્રસંગે પ્રજાને વસવાથી ઉપયોગી થઇ પડે.' આ વચન સાં-ભળી રાજા બોલ્યો, હે મહારાજ! તમારાથી બીજી રાજાના કલ્યાણને કર-

નારી ઉત્તમ વસ્તી ક્યાંથી આવનાર છે? માટે તમે સુખેથી આ આશ્રમની ચારે બાજુએ રોકી લેજો; અને આ શ્રીગોકર્ણ ઋષિ જે અમારૂં પણ પરમ દૈવત છે તેમને પધરાવવાઅર્થે તો જે ખર્ચ કરવામાં આવે તે તો મારા ભંડારમાંથી જ કરવામાં આવે. એમાં તો તમારે લગાર પણ વાંધો લેવો નહિ. કેમકે પોતાના રાજની મર્યાદામાં આવેલા સારા પરોણાની તો રાજાએ જ પરોણાગત કરવી જોઇએ. કારણ કે એવી વસ્તીમાં સૌથી મોટો ગૃહસ્થ રાજા જ ગણાય છે.

હરદત્ત કહે છે, એ વાર્તાની તો આપ ક્ષમા કરજો. કારણ કે જો એમ જાણે તો એ મહાત્મા વખતે અત્રે પધારે કે ન પધારે. ઘણા રાજાઓ એમની પ્રાર્થના કરે છે પણ પધારતા નથી. પણ આ તો હું આ અતિથિઆશ્રમને રચું છું, તથા આ બ્રાહ્મણના પુત્રોને વેદાદિ વિદ્યાનું અધ્યયન કરવાની શાળા આ જગાએ સ્થાપવાનો આરંભ કરૂં છું, માટે એ પવિત્ર કાર્યમાં આપનાં ચરણ ત્યાં ફરવાં જોઇએ, એવી પ્રાર્થના કરીશ તેથી દયા કરી પધારશે. માટે હાલ તો નહિ, પણ અત્રે પધાર્યા પછી આપને જે એમની સેવા કરવી ઘટે તે કરજો. આપ રાજા છો, એટલે અમે જે પુણ્યકર્મ કરીએ, તે પુણ્યના આપ ખરા ભાગી છો, માટે એ સર્વ આપના ભંડારથી જ થાય છે, એવું આપ અંતરમાં સમાધાન રાખજો. હરદત્તનાં આ વચનો સાંભળીને પેલા બીજા આવેલા નગરશેઠ તથા સારા ગૃહસ્થો પણ ઘણા વિનયવિવેકથી કહેવા લાગ્યા કે જેમ બીજે સ્થાનેથી તમે ધન લાવી આ સઘળું કામ કરવા ધારો છો, તેમ આ અમારૂં ધન તે તે બીજા સ્થળનું જ જાણજો, અને શંકારહિત થઇને અમને આજ્ઞા આપો, કે તે સઘળી વ્યવસ્થા અમે કરીએ.

હરદત્ત કહે છે, આપ પણ એવિષે ક્ષમા કરો. આ ધન જ્યાંથી આવશે તે તમારૂં જ છે, એમ જાણજો.

વિષ્ણુશર્મા કહે છે, હે શેઠ! દિવસ ફરે છે, અને ઈશ્વરની કૃપા થાય છે ત્યારે તેને દશ દિશા અનુકૂળ થાય છે, તેપ્રમાણે આ હરદત્તને હવે થાય છે. આ સઘળી વાર્તા કરીને પછી તે નગરીનો રાજા જેનું તેનાં માતાપિતાથી ચાલેલું નામ વિશ્વજીત્ હતું, તથા જે પ્રજામાં પણ ચાલતું હતું, તે વિશ્વજીત્ રાજા તથા પેલા સદ્ગૃહસ્થો રજા માગી ઉઠયા, અને સર્વેએ વિચાર કરયો કે આ પવિત્ર અને સંતોષી બ્રાહ્મણને કંઇ ઉપકાર કરવો જોઇએ. કારણ કે એના જેવું સત્પાત્ર આપણા આખા ગામમાં કોઈ નથી. પછી સર્વે મળીને વિચાર કરીને આ કામમાં હાલ તરત દશ હજાર ધનનો ખપ પડશે એવું અનુમાન કરીને અર્ધ ધન રાજાએ આપવા નિશ્ચય કરયો, અને અર્ધમાંથી પેલા સર્વેએ આપવા નિશ્ચય ક-

રચો, અને એ બ્રાહ્મણની ઇચ્છાપ્રમાણે કામકાજ કરે એવા પાંચસાત સારા રાજસેવક પણ તેનું કાર્ય થતાસુધી તેના તાબામાં સોંપવાનો નિશ્ચય કરી સર્વ પોતપોતાને સ્થાનકે ગયા. પછી અન્ય સઘળાએ પોતપોતાને આપવાનું ધન રાજાને સ્વાધીન કર્યું, અને રાજાએ પોતાના પ્રધાનસાથે સેવકોપાસે ઉપડાવી તે ધન હરદત્તના આશ્રમે મોકલાવ્યું. તે હરદત્તે ઘણી ના પાડી પણ પ્રધાને રાજાનો આગ્રહ જણાવવાથી હરદત્તને રાખ્યા-વિના છૂટકો થયો નહિ, અને તે ધનની રક્ષા કરવાને તથા તે હરદત્તની આજ્ઞાપ્રમાણે બીજી સઘળી વ્યવસ્થા કરવાને રક્ષક સિપાઈ તથા વ્યવહા-રમાં કુશળ કામદાર તેને સોંપ્યા. તે આશ્રમથી થોડે અંતરે માંડવો બાંધી રહ્યા પછી હરદત્તે ઇષ્ટસ્મરણ કરી ધનની સ્થિતિ જેટલી પૃથ્વીમાં હતી, તેટલી પૃથ્વી રોકીને તેથી આગળ સર્વ બાજુ ફરતો એક કોટ નાં-ખવાને પૃથ્વી આળેખી આપી. તેપ્રમાણે તે કામદારે એ ધનમાંથી ખર્ચ કરીને ફરતો કોટ કહ્યાપ્રમાણે કરી આપ્યો. પછી પોતાના સ્વાધીન થ-યેલી તે જગામાં ધીરે ધીરે વ્યવસ્થા કરવાનું કામ પોતાની ઇચ્છાપ્રમાણે કરાવવાની સઘળી ગોઠવણ તે હરદત્તે જાતે કરી, અને જોઇતી સઘળી મદદ તે રાજસેવકોએ કરી. આપ્રમાણે થોડા દિવસમાં તત્કાળ ઉપયોગ થઈ પડે એવી સઘળી વ્યવસ્થા થઇ ગઇ. પણ હે ધ્વજપાળ શેઠ! પરમેશ્વરની એક મોટી કૃપા એ થઈ કે જેટલી પૃથ્વીમાં પાયા નાંખવા ખોદવામાં આવ્યું,એટલી પૃથ્વીમાં કિંચિત્ પણ ધનનું ભાન કોઇને થયું નહિ, અર્થાત્ તે તે જગાએથી ધન બાજુએ હઠી ગયું; નહિ તો આ પૃથ્વીમાં ધન છે, એમ જાણવામાં આવત તો રાજાની મતિ ફરત એટલું જ નહિ પણ આ હરદત્ત લોભી તથા પ્રપંચી છે એમ સર્વના માનવામાં આવત. આપ્રમાણે સઘળી વ્યવસ્થા કામ ચાલે એવી કરી તેમાં પોતાના આશ્રમનો પણ સારી રીતે ઘટતો વધારો કરી લીધો. આપ્રમાણે જગા ઘેરાવાથી અંદરના ભાગમાં મોટા વિશાળ રાજદ્વારસરખો ઘેરાએલો ભાગ દેખાવા લાગ્યો. આખી તે ભદ્રા નગરની પ્રજા ત્યાં જોવા આવવા લાગી, તથા તે હરદત્તનાં દર્શન કરવાને પ્રજામાં પ્રેમ ઉત્પન્ન થયો. આપ્રમાણે સઘળી ધનવાળી પૃથ્વી પોતાને કબજે કરી લઇને પછી એક દિવસ પોતાની ઇચ્છા તે મહાત્માને નિવેદન કરવાના વિચારથી શ્રીગોકર્ણ ઋષિના સંમુખ તે બે હાથ જોડીને ઉભો, તથા તે ગિરિજા પણ તેના પાછળ ઉભી.

ધ્વજપાળ શેઠ કહે છે, હે વિષ્ણુશર્મા! આ વાર્તામાં એક મોટો સંદેહ પડયો. ત્યાં તમારા કહેવાથી એવો સંદેહ આવ્યો કે આ પાયા ખોદવાની જગાએથી ધન હઠી ગયું, એ બને જ કેમ? ધન તો જડ છે, એને ચાલવાનો સ્વભાવ નથી, એને જ્ઞાન પણ નથી, તો એ ધન શી રીતે હઠી ગયું હશે? એ સંશય મારો નિવારણ કરો.

વિષ્ણુશર્મા કહે છે, હે ધનાધિપતિ! એ વાતો સંદેહ આણવાજેવી ખરી, માટે હવે સાંભળો, એનું સમાધાન આપું છું. ત્યાં એ જડ ધનને ગતિ આવવાનાં કારણ તો પછી કહું છું, પણ પ્રથમ એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો. એ દૃષ્ટાંત બનેલું મારા જાણવામાં આવ્યું છે, અને અદ્યાપિ ઘણાં મનુષ્યોના જાણવામાં છે. એક શાહુકાર અસંખ્ય ધનનો ધણી હતો. તેનું અગણિત ધન તો બહાર પ્રજામાં ફરતું હતું, તથા તેવું જ અગણિત ધન એક મોટા ભોંયરામાં ભરેલું હતું. તે શેઠે પોતાના પુત્રને પોતાની અવધિએ[1] જણાવ્યું કે હે દીકરા! આ ન ખુટે એટલું ધન આપણી દુકાનોમાં તથા પ્રજામાં ફરતું છે, તે સુખથી ભોગવજે, અને દૈવગતિથી તને આપત્તિ આવે તો આ ભોંયરામાં અસંખ્ય ધન છે, તેમાંથી તું જોઈતું કાઢીને તારો વ્યવહાર ચલાવજે. આ રીતે અનેક પ્રકારની પોતાના પુત્રને શીખામણ આપીને પછી આયુષ્યની મર્યાદાએ તે શેઠે પોતાનું શરીર છોડી સ્વર્ગવાસ કરચો. ત્યાર પછી તે પુત્રે ઘણા દિવસ પોતાનો વ્યાપાર ઉત્તમ પ્રકારે ચલાવ્યો. પણ જેમ સૂર્યનો ઉદય અસ્ત થતો આપણે દેખીએ છીએ, તેમ ચઢતીપડતી સર્વની થાય છે, એ નિયમથી તે પુત્રની પડતી દશા આવી; તેથી જ્યાં ત્યાંથી તેનાં નાણું ભાગવા માંડયાં, વ્યાપારમાં ખોટ આવવા લાગી, અને ઘણી આસામીઓ તૂટી ગઈ. જેથી તેને ત્યાં થાપણ મુકેલાં નાણાંવાળાઓ એકદમ ઉઘરાણી કરવા આવ્યા. તે વેળા તે પુત્ર ગભરાયો, અને એકે માર્ગ આબરૂના રક્ષણનો જણાયો નહિ, ત્યારે તેણે પોતાના પિતાનાં વચન સંભારીને પેલું ભોંયરૂં ઉઘાડીને પોતે એકલો પ્રથમ માંહી ઉતરચો, અને ચારે બાજુએ જોયું તો અસંખ્ય ધનનાં ભરેલાં પાત્રો તથા ઢગલા દીઠાં. અને સુવર્ણ તથા ચાંદીનાં પણ પુષ્કળ પાત્રો પડેલાં જોયાં. આ જોઇને તેના મનમાં મોટો હર્ષ થયો, અને માંહીથી પોતાના સેવકોને અંદર આવવાની આજ્ઞા કરી. તે સેવકો માંહી આવવાને સજ્જ થાય છે એટલામાં તો એ ધન એકદમ કંપી ઉઠયું, અને મોટા વેગથી ખણુખણાટ કરતું બાજુની ભીંતોને ભેદીને દક્ષિણ દિશાતરફ ચાલતું થયું. આ જોઇને પરમ આશ્ચર્યને પામતો પેલો શેઠનો પુત્ર તો હાબો જ થઇ ગયો, અને કંઇ સૂઝ પડયું નહિ; તોપણ સઘળું ધન જતાં વિકળસરખો થઈ જવાથી પાછળ દોડીને તેણે એક સોનાની થાળીઓનો મોટો ચોડો જે વેગથી ઘસડાતો જતો હતો, તેના ઉપર બળથી હાથ નાંખ્યો. એમ છતાં એનો હાથ તે વેગને રોકી શકયો નહિ, પણ તેણે જે થાળીનો કાનો બળથી દા-

---

[1] મરણસમયે.

બી ઝાલ્યો હતો, તેટલો કાનાનો ચાર આંગળીનીચે દબાયેલો કડકો તેના હાથમાં રહ્યો, અને આખો થાળીનો ચોડો તો બળમાં ઘસડાઇ ગયો. આ જોઇને અત્યંત ખેદ પામેલો તે પુત્ર પોતાનું ભાગ્ય અત્યંત દુર્બળ આવ્યું છે, એમ જાણીને પાછો બહાર નીકળી આવ્યો, અને સેવકોને ભોંયરૂં જેમનું તેમ બંધ કરવા આજ્ઞા કરી. પછી રાત્રિએ એકાંતમાં ઘણો વિચાર કરીને એ દેશ તથા ઘર છોડી જવાનો નિશ્ચય કરયો. હવે જે વિચારથી તેણે એ દેશ તથા ગૃહનો ત્યાગ કરવાનો નિશ્ચય કરયો, તેના સ્વરૂપને કહું છું તે શ્રવણ કરો.

વિજયા કહે છે, બોલો 'જય જય શ્રીસદ્ગુરૂ દેવ.' (સર્વ બોલે છે.)

**ચંચળા**—અરે રે ! હવે આ બિચારાની શી વલે થશે ? મન તો સાંભળવામાં અટકી રહ્યું છે, પણ દિવસ રહ્યો નથી, એટલે લાચાર થઇ ઉઠવું પડશે. ત્યારે એક નાનુંસરખું કંઇ થાય એટલે પછી ઉઠીએ.

**વિજયા**—( જય બોલીને ગાય છે )

### ગરબી.

શરણાગત પ્રતિપાળ, પ્રભુ તો, શરણાગત પ્રતિપાળ. ટેક.
અસહ્ય આપત્તિમાં પણ જે, ભક્તતણી શુભ ઢાલ, પ્રભુ૦
અણજાણ્યે દોષો થાતા તે, ન ગણી થાય કૃપાળ, પ્રભુ૦
કાળ સદા આ જગભક્ષક જે, તેના પણ જે કાળ, પ્રભુ૦
સાચા પ્રેમવિના બહુ યુક્તિ,—થી પણ ન જડે ભાળ, પ્રભુ૦
શુભ માગે જીવ, અશુભ જ આપે, જેથી ન નડે સાલ, પ્રભુ૦
અશુભ ચહે તવ શુભ આપે તે, ઉરમાં આણી વ્હાલ, પ્રભુ૦
ઇચ્છયું અનુકૂળ પણ આપે છે, જવ ન અડે જંજાળ, પ્રભુ૦
આશ્રિતનું ન અહિત કરે કદી, પ્રકટાવી મતિ બાળ[1], પ્રભુ૦
મનહર પ્રભુવિણ અવર નથી કો, લેનારો સંભાળ, પ્રભુ૦

**ચંચળા**—( જય બોલાયા પછી ) અરે બહેન ! રોજ તો મારા મનમાં પેલી બચારી ગિરજાની ફિકર રહેતી, પણ આજે તો હવે આ બચારાની આગળ શી વલે થઇ હશે એની બીજી ફિકર પેઠી.

**વીજળી**—બહેન ! એની તો બચારાની ધન ગયું ત્યારથી માઠી જ વલે થઇ જાણવી કેની ? પણ એનાં બૈરાંની શી વલે થશે ? એ તો બચારો ગમે ત્યાં જઇને પણ દુઃખેસુખે દહાડા કાઢશે.

**પારવતી૦**—બહેન ! સુખ ભોગવેલાં માણસને દુઃખમાં દહાડો કાઢવો એ તે કંઈ સહેલું છે ? આપણે તો વાતો કરીએ, પણ જેને ભોગવવું પડે છે, તેને એ વાતની ખબર પડે છે. જાણ્યું કેની ?

---

૧ બાળકના જેવી વગર સમજણની બુદ્ધિનો પોતાનામાં ઉદય કરીને.

**કમળા**—એ બધી વાતને તો તમે જાણો બા, જેણે તડકોછાંયડો જોયો હોય તે. અમારાં જેવાંને શી ખબર? અમે તો હજી અણનાથ્યા બળદીયાજેવીઓ કહેવાઇએ.

**ચંચળા**—બહેન! હવે તો વળી એનો દહાડો પાછો પરમેશ્વર ફેરવશે ત્યારે. માટે ગભરાયે કંઈ પાર આવે? એ તો જેમ સુખ ભોગવ્યું તેમ ધીરજ રાખીને દુઃખ પણ ભોગવી લેવું જોઇએ.

**વીજળી**—પેલો શેઠ પણ ભલો માણસ ખરો. બચારી ગિરજાને સુખ મળવાનો સમો આવ્યો ત્યારે છાનોમાનો બેશીને સાંભળ્યો ન ગયો, ને વળી વચ્ચે નકામી ટાપશીઓ પૂર પૂર કરી, ત્યારે વળી આ વચ્ચે આડું લાકડું પડ્યું; એટલે તેને તો વિષ્ણુશર્માએ બધી વાત તરત પૂરી કરી હશે, પણ આ આપણે તો હમણાં ઉંચે જીવે રહેવાનું કર્યું કેની?

**ચંચળા**—હશે બાઇ! વળી ભગવાનની મરજી હશે તો કાલ એને સુખનો દહાડો આવ્યો જાણીશું. હવે આપણે ગમે એટલી કાળજી કરીશું, તોપણ તેથી કંઈ વળવાનું છે?

**પારવતી૦**—એમ ઉતાવળે કંઇ આંબા પાકે છે મારી બાઇ! બચારી વિજીયાલક્ષ્મીને પણ આખો દહાડો બોલી બોલીને ગળું ના સુકાય? ઘડી એમને નવરાં તો પડવા દેતાં નથી! એના કામથી પરવાર્યાંએ હોતાં નથી, ત્યાર॰ પહેલાં તો સૌ આવીને બેસો છો, ને હજીએ દહાડો પહોંચતો હોત તો એને બચારીને કંઈ આગળ કહેવાની ના હતી? લો ચાલો ઉઠો સૌ. ( એમ કહી ઉઠે છે. પછી સૌ ઉઠીને પોતપોતાને ઘેર જાય છે, ને વિજયા પોતાને કામે લાગે છે. થોડી વારે સંધ્યાકાળ થયા પછી મનોહર ઘરમાં આવે છે. )

**વિજયા**—( પોતાના બહારથી આવેલા પતિને પાણીવિગેરેનું પુછીને શાંત થઇ બેઠા પછી તેના ચિત્તની પ્રસન્નતા જોઇને પછી ) કેમ સંધ્યા નદીતીરે કરીને જ આવ્યા કે શું?

**મનોહર**—હા સમય મળ્યો ત્યારે પરવારી લીધું. બરાબર સૂર્યના અસ્તસમયે અર્ધ્ય આપવાની ખરી વેળાએ જ ત્યાં હતો, તેથી ત્યાં જ અર્ઘ્ય આપીને જપ પણ કરી લીધો.

**વિજયા**—વારૂ કાલે તમે કહ્યું'તું કે આ આપણાં પાડોશીને આપણી વાત સાંભળે તો કાનમાં સીસું રેડવું પડે, કારણ કે એ તો જાચાં વૈષ્ણવ છે. ત્યારે શું એ વાત સાચી કે હસવાની? એમના ગુરૂની એવી આજ્ઞા છે કે એ તે એમનો દુરાગ્રહ છે?

**મનોહર**—ના ના. કોઈ પણ ધર્મના ગુરૂઓ મૂળથી ખોટા આગ્રહ રાખતા જ નથી, અને એમના ગુરૂનો પણ બિલકુલ તેવો દુરાગ્રહ નથી. પણ દરેક માણુસ ધર્મનાં મૂળ તત્વોને જાણતાં નથી, એટલે અણસમજણથી દુરાગ્રહ બાંધી લે છે, ને પછી સામસામાં તેવાં મળે છે એટલે દુરાગ્રહ વધે છે. પણ શાણાં માણસોએ તો મુદ્દલ દુરાગ્રહ ન જ રાખવો જોઇએ. તેમ જ વિવેકી પુરૂષોએ કોઈ કોઇના ધર્મની નિંદા પણ ન કરવી જોઇએ. ધર્મ તો પાળે તેનો છે. સારી વાર્તા જે કહે તેની સાંભળવામાં દોષ નથી, એવું શાસ્ત્રનું વચન છે. વળી ભગવાને શ્રીમુખે પણ ઘણી જગાએ કહ્યું છે કે પ્રાણીમાત્રમાં હું રહું છું. મારા વિના ઠાલો ઠામ નથી; તો પછી ભગવાન્‌ના ભક્તોએ એકબીજામાં દ્વેષ કરવો એ કંઇ સારૂં નથી. પણ અણસમજણથી લોકો માંહોમાંહી મિથ્યા દ્વેષ કરે એમાં કોઇની કસુર નથી. હશે, આપણે તો સઘળાં બરાબર છે. એ લોકની પણ આપણા મનમાં તો દયા આવે છે કે બિચારાં પાડોશમાં રહ્યાં છે, તે સુધરે અને એમને સુખ થાય તો સારૂં. પણ તે પોતાની આડાઇથી કાન ન ધરે ત્યારે લાચાર.

**વિજયા**—શિવના ને વિષ્ણુના ભક્તોને એકબીજાનો દ્વેષ કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે કે લોકો અમથા જ કરતા હશે ?

**મનોહર**—એ તો લોકો અમથા જ. કોઇ જગાએ પાછળથી લખાયેલાં અથવા સ્તુતિ કે અર્થવાદનાં[1] વચનો સાંભળીને તેમને ફોકટ દુરાગ્રહ બંધાયો હશે. બાકી મૂળ તો કોઇ પ્રકારે પણ પરમેશ્વરની ભક્તિમાં ઇશ્વિરનાં નિમિત્તવશાત્ ધરાયેલાં જુદાં જુદાં સ્વરૂપને એકબીજાએ ભક્તિ કરતાં નિંદવાં એવું શાસ્ત્રનું વચન તો હોય જ નહિ. સઘળે ઇશ્વિરનું સ્વરૂપ છે. નિંદવાની લગાર પણ ખાલી જગા નથી. પણ આ વ્યવહાર પુણ્યપાપકર્મવશ છે, તેથી મહીં સ્તુતિનિંદા થાય છે, ને જીવો તેનાં ફળ ભોગવે છે. આ પ્રકારે આખા જગત્‌ના લોકોની વાર્તા કરવા બેશીએ તો આપણી સમજણ પણ આપણે ખોઈ બેશીએ એમ છે. માટે સો વાર્તાની એક વાર્તા હું તને કહું છું કે આપણા મનથી આપણે કોઇની પણ નિંદા કરવી નહિ. સઘળે કરેલા નમસ્કાર પરમેશ્વરને જ પહોંચે છે, એમ સમજીને વિષ્ણુનાં સ્થાનમાં તથા શિવનાં સ્થાનમાં બધે સરખી પ્રીતિવડે નમસ્કાર કરવો. હવે ચાલો, વાત કરતાં વેળા થઇ

---

૧ કોઇ વિષયનો બોધ કરતાં તે મનમાં દૃઢ કરાવવાને તેનું મહાત્મ્ય બતાવવાસારૂ તેની સ્તુતિનાં તથા બીજાની નિંદાસરખાં વચનો; જે વચનોનો અર્થ પ્રકૃતની સ્તુતિમાત્ર જ છે.

જશે, માટે કરો તૈયારી. ( વિજયા તૈયારી કરે છે. પછી બંને જણાં વાળુ કરી પરવારે છે. પછી કથાનો સમય થતાં વારા ફરતી સૌ આવે છે, એટલે )

**મનોહર**—( વિઠ્ઠલજીને ) કહો વિઠ્ઠલજી! કાલે ક્યાંથી રહ્યું છે ?

**વિઠ્ઠલજી**—પેલી કૌશિકી પાણી ભરીને આવી છે, ને પાણીનાં વાસણોમાં પાણી રેડે છે, અને તે વધે છે કે કેમ, તેનો સુમાર જોવાના ઇરાદાથી પેલો ભલો ભૂભાસ્કર પણ અતિથિ બ્રાહ્મણપાસેથી ઉઠીને તે સ્ત્રીના પાછળ ઘરમાં જઇને તેના નજીકમાં ઉભો રહ્યો છે. ત્યાંથી બંધ રાખ્યું છે.

**મનોહર**—( જય બોલાવીને ) પછી તે ભૂભાસ્કર દયામણાસરખા મુખથી ઉભો છે, તેને જોઇને કૌશિકી બોલી, આ કોની જોડે વાતો કરવા બેઠા હતા ? વળી કોઈ આવ્યું છે કે શું ?

ભૂભાસ્કર પોતાની કઠિણ સ્વભાવની સ્ત્રીનાં આ મધ્યમ વેગથી બોલેલાં વચનો સાંભળીને મનમાં લગાર હિંમત આણતો વિચારે છે કે ' કંઈ એના મનમાં મારી સ્તુતિથી પરમેશ્વર વસ્યા હોય એમ જણાય છે, માટે ઘણી ચિંતા નથી. ' પછી લગાર હસતા મોંઢાથી બોલ્યો કે એક વૃદ્ધ બ્રાહ્મણ વાટે જતો આવી ઉતરયો છે. એ તો બિચારો અત્યારે ખાવાપીવાની પણ ના જ કહે છે. માત્ર સુઈ રહેવાની ઇચ્છા જણાવે છે, તેથી એને મુકામ તો મેં કરવા દીધો છે. ગરીબ અનાથજેવો છે. આ તારા પુત્રને પણ એણે મસ્તકે હાથ મુકી આશિર્વાદ દીધો છે, અને તારી પણ ખબર પુછતો હતો. તું હમણાં એમના સમીપ જઈશ, એટલે તને પણ દયા આવે એવો છે, એમ જણાશે. પછી તો તારી નજર પહોંચે તે ખરૂં. તને મહેનત પડે એ ધાકથી મારા મનમાં તો એમ હતું કે બીજાના આશ્રમે ગયો હોત તો સારૂં. તારો વિચાર જોયાવિના મેં હજી એને કશું કહ્યું નથી.

કૌશિકી કહે છે, તેમાં આવડું મને હેત આવે એવું તમે શું કરવા મીઠું બોલો છો ? એ તો મેં જોયું ત્યારથી જ જાણ્યું કે કોઈ આવીને પડયા છે ! હશે, આજે તો હવે હું એને ખાવું હશે તો કરી આપીશ, પણ હવેથી કોઈ ઉતરવા આવે ત્યારે છેક એવા લાંબાપહોળા થઇને ભલા બા થશો નહિ. આ તમને કહી મુકું છું. જુઓ, જેને કંઈ કરવું પડે છે તેને ખબર પડે છે ! નાના છોકરાસાથે તમારી જ ઉઠવેઠ મને કપરી પડે છે તો બીજાની શેની થાય ? તમારે શું ? મોંઢે ટચાકા મારવાના, તેમાં શું જોર આવે છે ? હશે, પણ હવે આટલો વખત બોલતી નથી. એમ કહીને પોતે ભલાઇ લેવામાટે પાણીનો લોટો ભરીને તે વૃદ્ધ બ્રાહ્મણની

પાસે જઇ કહે છે, કેમ ગુરૂ! તમારે જળ જોઇએ છે? આ ટાઢું પીવા-સરખું છે.

વૃદ્ધ કહે છે, અખંડ સૌભાગ્ય રહો દીકરી! હમણાં તો મને પાણીની તરસ નહોતી, પણ તમે પ્રેમવડે લાવ્યાં છો, માટે લાવો લગાર પીઉં.' હે ભગવાન્!' કહી ઉઠે છે, અને બેશીને કહે છે, ધન્ય છે બહેન તમને, બાકી હુંસરખા અનાથ વૃદ્ધને સંબંધવિના પરમેશ્વરપ્રીત્યર્થે આ તમારી પેઠે હેત કરીને આજે કોણ પુછનાર છે કે તમે ભૂખ્યા છો કે તરસ્યા? ઇશ્વિર તમને દીર્ઘ આયુષ્, સારી પ્રજા, અને અન્ન ધન આપે અને સુખી કરે. એમ બોલતાં પોતાના પાત્રમાં પાણી લઇને કહે છે, હે પુત્રિ! તમારા પિતાનું તથા તમારૂં નામ મને કહો. મને જણાય છે કે તમે કોઇ ઉંચા કુળનાં છો. ત્યારવિના આવો ઉદાર અને દયાળુ સ્વભાવ હોય નહિ. તમારા જેવી કુળવતી સતી આ જગત્ને શોભાવનાર છે.

કૌશિકી કહે છે, હું ધીમંતશર્મા ઋષિની કૌશિકી નામની પુત્રી છું. આપ તો મને તથા તેમને શું ઓળખો? તમે તો ઘણા વૃદ્ધ છો, ને મારા પિતાનું તો તમારાથી અર્ધું વય હશે.

વૃદ્ધ કહે છે, એક વાર થોડાં વીશેક વર્ષઉપર હું તીર્થ ફરવા નીકળેલો, ત્યારે મને સાંભરે છે કે આ તટઉપર એક ઉગ્રવીર્ય એવા નામના પ્રસિદ્ધ મુનિના રત્નેશ્વર નામે પુત્ર હતા, તેમના પુત્રનું નામ ધીમંત રાખ્યું હતું. તેમને તો હું ઓળખું છું, જો તે તમારા પિતા હોય તો.

કૌશિકી કહે છે, હા હા, તે જ મારા પિતા. ઓહો! તમે તો મારી ચાર પેઢીને જાણો છો ને શું!

વૃદ્ધ કહે છે, હે વિશ્વવિખ્યાત કુળમાં જન્મેલી! હવે મને સમજાયું કે તે કુળવિના આવા ગુણસ્વભાવ ક્યાંથી હોય? હું તો તે ઉગ્રવીર્યના પિતા ત્ર્યંબકેશ્વરને પણ ઓળખું છું. એ પુરૂષો તો ઈશ્વરના અંશજેવા અને મોટા પુણ્યવાન્ તથા પરાક્રમી હતા, અને અમારા વડીલોને ને એમને તો ઘણો નિકટસરખો સ્નેહસંબંધ તો! એમ બોલી ભૂભાસ્કરતરફ જોઇને કહે છે, ભાઈ ભૂભાસ્કર! તમે મોટા ભાગ્યશાળી છો; એમવિના આ કુળની કન્યા તમને પ્રાપ્ત થાય નહિ; તેમ તમારૂં કુળ પણ મોટું પવિત્ર છે. તમારા પિતા તથા તેમના પિતાને પણ હું રૂડે પ્રકારે ઓળખું છું. ભલા, પરમેશ્વરે ઘણો યોગ્ય સંબંધ કરયો છે. ભાઈ! આવા રૂડા શીતળ સ્વભાવની સ્ત્રી ઉગ્ર પુણ્યવિના મળતી નથી, એ નિશ્ચય કરીને જાણજો હોં. મેં આ પુત્રને જોયો ત્યારથી જ જાણ્યું કે આ પુત્રની માતા મોટી તેજસ્વી હોવી જોઇએ, તે સંદેહ મારો હવે મટયો. બહેન! સુખેથી તમારૂં કામકાજ કરો. મારે સારૂ લગાર પણ કષ્ટ કરશો

નહિ હોં. આજ મને મોટો આનંદ થયો છે. હવે મને ક્ષુધા પણ રાત્રિએ લાગવાની નથી. આટલું જળ તો કાલે પ્રાતઃકાળપર્યંત પહોંચશે.

કૌશિકી પોતાનાં કુળનાં વખાણ કરનાર તથા જાણીતા જાણીને મનમાં હર્ષ ધરીને કહે છે, અરે! એમ તે થાય? તમે કંઇ અરણ્યમાં બેઠા છો? અત્યારે હું હલકો પદાર્થ થોડો કરી આપીશ તે ખાજો, અને પછી સુજો. ભૂખ્યા રાત્રે ઉંઘ પણ કેમ આવે? બાળકને તથા વૃદ્ધને તો વધારે ભૂખ લાગે એમ મેં સાંભળ્યું છે.

વૃદ્ધ કહે છે, હે સારા સ્વભાવવાળાં! પોતાને બારણે આવેલાને 'આવો આવો' અથવા 'પધારો પધારો' એમ મોટા પ્રેમથી કહેવાનો, તથા સુખસમાચાર તથા અન્નજળવિષે પુછવાનો, તથા આગ્રહથી પણ આપવાનો તમારો આશ્રમીનો ધર્મ તમે જાણો છો તથા પાળો છો, એ જોઇને હું ઘણો પ્રસન્ન થયો છું. હે બ્હેન! આ વૃદ્ધની અવસ્થા ઘણી દુઃખની ભરેલી છે, પણ ઇશ્વરની કૃપાથી જ કોઈ પુરૂષ તેને સુખરૂપ ભોગવે છે. આ અવસ્થામાં શરીરની અને આ નેત્રકાનવિગેરે ઇંદ્રિયોની સઘળી શક્તિ ધીરે ધીરે હણાઇ જાય છે. તેમાં મને તો પૂરાં સો વર્ષમાં એકાદ જ બાકી હશે. તથાપિ ઇશ્વરકૃપાથી હજી મારી ઇંદ્રિયોમાં શક્તિ કેવળ ખપી ગઇ નથી, તેથી આટલી આ લોક તથા તીર્થયાત્રા કરાય છે, અને તમારા સરખાં પુણ્યવાન્ ગૃહસ્થનાં પણ દર્શન થાય છે. હવે દિનપ્રતિદિન પ્રકટ થતી પ્રજાનાં આયુષ્ તથા બળ ઘણાં ઓછાં થતાં જાય છે, અને થશે. તેમ જ પ્રજામાં પાપકર્મનો વધારો થતો રહેવાથી નાના પ્રકારના દુષ્ટ રોગોનો પણ નિરંતર વધારો થતો રહેશે. તેથી મારા જેટલી વયવાળાં આવી શક્તિનાં માણસો હવેના સૈકામાં થવાં કઠિણ છે, અને આગળ જતાં તો એવાં શેનાં જ થાય?

ભૂભાસ્કર કહે છે, એવા પુણ્યવાન્ પુરૂષો ઉત્તરોત્તર ન થવામાં શું કારણ હશે?

વૃદ્ધ કહે છે, આ કલિયુગ છે; માટે એમાં વિશેષે કરીને પાપનાં અધિક ફળને ભોગવનારી પ્રજા જ પ્રકટ થશે; અને હજારે કે દશ હજારે પાંચદશ માણસ તેવાં પુણ્યવાન્ પણ થશે, પરંતુ આ યુગ પાપપ્રધાન ગણાય છે, માટે પાપી પ્રાણીઓ આ યુગમાં વિશેષ હોશે. પુણ્યવાન્ પુરૂષોવિના તો કોઈ પણ યુગમાં સૃષ્ટિ ચાલતી જ નથી. કારણ કે ત્રિગુણમયી સૃષ્ટિમાં સાત્ત્વિકી પ્રજાનો મુદ્દલ અભાવ કોઈ દિવસ પણ હોય નહિ. એ સત્ત્વપ્રધાન પ્રજા તે જ પુણ્યવાન્ પ્રજા જાણવી.

કૌશિકી કહે છે, ત્યારે હું તમારે સારૂ ખાવાયોગ્ય પદાર્થ કરૂં છું; ત્યાંસુધી તમે નિરાંતે બેસો.

મનોહર કહે છે, એમ કહીને કૌશિકી જાય છે, અને ભૂભાસ્કર તથા તે વૃદ્ધ પોતપોતાનાં ઇષ્ટ કર્મને કરવા બેસે છે. પછી સઘળી તૈયારી કરીને કૌશિકી તે વૃદ્ધને પોતાના પતિસહિત જમાડે છે, અને ત્યાર પછી પરવારીને બે ઘડી વાત કરવાની ઇચ્છાથી કૌશિકી તથા ભૂભાસ્કર બંને જણુ તે વૃદ્ધ પરોણાની પાસે બેસે છે.

પછી ભૂભાસ્કર કહે છે, હે મહાત્મન્! આપના આટલા આયુષ્યમાં આપે આ જગત્નો સારો અનુભવ લીધો હશે, તો તે અનુભવપ્રમાણે આ સંસારનું સ્વરૂપ આપના સમજવામાં કેવું આવ્યું છે? અને આ જીવોએ આ જગત્માં શું કરવું ઘટે છે તેનો પણુ રૂડે પ્રકારે નિશ્ચય કરયો હશે, તો એ બે વાર્તાને આપ કૃપા કરી ખુલાસાથી કહો.

વૃદ્ધ કહે છે, હે ભૂભાસ્કર! સાંભળો તમે. પ્રથમ આ જગત્ના સ્વરૂપને હું જેવું સમજું છું તેવું સંક્ષેપમાં કહું છું. વિદ્વાનોએ આ નામ તથા રૂપને જગત્ એવા શબ્દથી ઓળખાવ્યું છે. એ જગત્ વર્ષા ઋતુના વાદળજેવું છે. જેમ શુભ્ર[1] તથા કૃષ્ણ[2] રૂપનાં વાદળાં હોય છે, તે વાદળનું નામ તથા દેખાતું રૂપ વસ્તુતઃ[3] જોતાં કાંઇજ નથી, પણુ આદિ, અંત, મધ્ય જળના કારણરૂપ એ હવાનો બાઝેલો સમૂહ માત્ર છે, તેમ આ જગત્આદિ નામ તથા વિધવિધ રૂપ એ વસ્તુતઃ કાંઇ જ નથી, પણુ પંચભૂતના કારણરૂપ ત્રિગુણમયી માયાસહિત ચેતન માત્ર છે, જેને શાસ્ત્ર તથા સત્પુરૂષો સબલ બ્રહ્મ શબ્દથી વર્ણે છે. વળી આ જગત્ જળ તથા બરફના કડકાની પેઠે કાર્યકારણુના ભેદવાળું દેખાતું છતું, વસ્તુરૂપે કાર્ય તથા કારણના અભેદવાળું પ્રતીત થાય છે; જેમ સ્વરૂપે બરફ પાણીથી ભિન્ન વસ્તુ નથી તેમ એ જગત્ એક કાળ તથા અવસ્થામાં પ્રત્યક્ષ છે, અને તે અવસ્થાથી ભૂત ભાવિ કાળ તથા અવસ્થામાં પણુ એના હોવાપણાવિષે જીવોને અનુમાન કરવાનાં સબળ કારણો છે, તેથી આ જગત્ કેવળ અસત્ નથી. કારણુ કે અસત્ વસ્તુની તો સર્વ કાળ, સર્વ અવસ્થા તથા સર્વ દેશમાં પ્રતીતિ માત્ર પણ હોવી ઘટતી નથી. કોઇ કહે છે કે ઝાંઝવાંના જળની પેઠે પ્રતીત થતી વસ્તુ પણુ અસત્ જ હોય છે, તોપણુ આ જગત્ એટલા કહેવાથી તે મૃગજળજેવું પણુ ગણાય નહિ. કારણુ કે મૃગજળ પ્રતીતિ માત્ર છે, પણ તૃષાની નિવૃત્તિઆદિ વ્યવહારનું સાધક નથી; અને આ જગત્માં અન્ય સ્ત્રીપુરૂષ, અન્ન, ધનાદિ પદાર્થ તો વ્યવહારના સાધક જણાય છે, માટે આ જગત્ તે મૃગજળતુલ્ય પણુ નથી. તેમ શુદ્ધ ચેતનની પેઠે સત્ છે એમ પણુ આ જગત્ને કહી શકાતું નથી.

---

૧ ધોળાં. ૨ કાળાં. ૩ યથાર્થ રીતે.

કારણ કે દેશ, કાળ, તથા વસ્તુપરિચ્છેદરહિત હોય તે સત્ છે, અર્થાત્ જે સર્વ કાળ, સર્વ દેશ, તથા સર્વ વસ્તુરૂપ છે તે સત્ છે. જેનો કોઇ દેશ, કાળ તથા વસ્તુથી બાધ નથી, અર્થાત્ જે સદા સર્વદા એક રસ નિર્વિકાર સ્થિત છે તે સત્ છે; એવું સત્ આ નામરૂપ જે જગત્ છે તે નથી. માટે એને સત્ પણ કહી શકાતું નથી. આ પ્રકારે ખરી રીતે જોતાં તો કોઇ શબ્દથી આ સંસાર ખરે રૂપે જણાવાય એમ નથી, તેથી આ સંસારને અનિર્વચનીય શબ્દથી વિદ્વાનો ઓળખાવે છે. હે પવિત્ર મનના! આથી એમ નિશ્ચય કરવાનું નથી કે જગત્નું ખરૂં સ્વરૂપ કોઈ જ જાણતું નથી, તથા કહી શકતું નથી. પણ એટલું માત્ર નિશ્ચય કરવું છે કે આ જગત્ જે વિચિત્ર દેખાય છે, તથા જેમાં જીવો વિવિધ પદાર્થથી પરસ્પર વ્યવહાર કરે છે, એમ અનુભવાય છે, તે કોઇ મહાન્ સત્ વસ્તુનો ચમત્કાર છે. આમ નિશ્ચય કરવાથી પણ સંતોષ નથી. કારણ કે સુખદુઃખ, સુખદુઃખનાં કારણ, તથા તે સુખદુઃખની પ્રવૃત્તિ, નિવૃત્તિ, તથા તેનાં સાધનનું અસ્તિત્વ, વિચારતાં સ્પષ્ટ જણાય છે; અને તે જીવસત્તામાં અનુભવાય છે, જેથી આ જગત્ કોઈ વ્યવહાર ચલાવનાર સત્તાને અધીન વર્તે છે; અને જે સત્તાને અધીન તે વર્તે છે, તે સત્તા પણ આધારઆધેય-ભાવથી[2] રહિત કોઈ સર્વરૂપ વસ્તુના સ્વભાવરૂપ છે. જેથી તે વસ્તુવત્ થનાર પુરૂષને પેલી સ્વભાવસત્તા બાધ કરતી નથી; અને તે સત્તાથી બંધાતા, તથા તે સત્તાની મર્યાદામાં રહેતા, તથા વહેતા પદાર્થ માત્રને તે સત્તા બાધ કરે છે. માટે સત્તાના કાર્યરૂપ જે આ જગત્ તે એક, બીજી તે સત્તા, અને તે બે જેથી વસ્તુતઃ ભિન્ન નથી એવી સર્વગત[3] નિર્વિકાર વસ્તુ તે ત્રીજી, એમ એ ત્રણ ગણવા અથવા જાણવાયોગ્ય છે. ત્યાં વસ્તુ કાંઇ જગત્ નથી, કારણ કે તે નિર્વિકાર છે; અને સત્તા પણ જગત્ નથી, કારણ કે તે કેવળ સત્ જે વસ્તુ તેના સ્વભાવરૂપ હોવાથી સત્રૂપ છે, પણ ત્રીજું જે સત્તાનું કાર્ય તે આ જગત્ છે. હવે કાર્ય, કારણથી ભેદવાળું હોતું નથી, એમ પણ ગણાય છે, તેમ ઉપાધિરૂપ કાર્ય, કારણથી વિલક્ષણ વ્યવહારના હેતુરૂપ હોવાથી તે સંપૂર્ણ અંશે કારણના સમાન પણ ગણાતું નથી. જેથી સત્થી વિલક્ષણસરખા પ્રતીત થતી જે સત્તા, તેનું કાર્ય જે આ જગત્ છે, તે પણ સત્થી વિશેષ વિલક્ષણસરખું પ્રતીત થાય છે. માટે એને સત્ અથવા અસત્, અથવા સત્અસત્ ઉભય,

---

૧ વિભાગ, જેમ અમુક કાળમાં છે,અમુક કાળમાં નથી ઇત્યાદિ. ૨ પોતાને આધારે કોઈ પોતાથી ભિન્ન વસ્તુને રાખવાપણું તથા પોતાથી ભિન્ન કોઈ વસ્તુને આધારે રહેવાપણું. ૩ સર્વ વસ્તુમાં રહેલી.

અથવા સત્‌અસત્‌ ઉભયરહિત કહી શકાતું નથી, તેથી સત્‌અસત્‌આદિથી વિલક્ષણસરખું ગણીને અનિર્વચનીય કહ્યું છે તે યોગ્ય છે. હે બ્રાહ્મણ! આ વાર્તા ગુહ્યાત્‌ ગુહ્યતમ[1] છે, કારણ કે દૃષ્યસરખું છતાં આ શરીર અંતરઆહ્ય સ્પષ્ટ જણાતું નથી માટે ગુહ્ય છે, અને તેમાં ન દેખી શકાય એવી એ શરીરની નિર્વાહક સત્તા જે અનેક સૂક્ષ્મ અવયવોના અંતરઆહ્ય રહી આ શરીર જે અનેક અવયવોનો સમુદાય છે તેને યથાનિયમે ચલાવે છે, તે સત્તા એ ગુહ્યથી ગુહ્ય છે; અને તે સત્તા પણ જે અતિસૂક્ષ્મ વસ્તુના અસ્તિત્વથી જ વિદ્યમાન્‌ ભાસે છે તે વસ્તુ તો અત્યંત ગુહ્ય છે. આ સંસારનો મેં અનુભવ કરતાં એક તરફથી જોતાં કેવળ સારવિનાનો નિશ્ચય કરયો છે, અને અન્ય પક્ષથી જોતાં આ જીવો શ્રીપરમેશ્વરના સ્વરૂપના અનુભવજ્ઞાનવડે આ સંસારચક્રથી છૂટે છે, એટલા કારણ માત્રથી જ આ સંસાર કાંઈક સારવાળો છે, એમ પણ નિશ્ચય કરયો છે. હવે પ્રથમ સંસારનું સારરહિતપણું કહું છું તે સાંભળો. આ જે દેખવામાં આવે છે, તથા જાણવામાં આવે છે, તે સઘળા પ્રાણીપદાર્થના સમુદાયને સંસાર કહે છે. એમાં આ લોકજેવા અસંખ્ય લોકો દશે દિશામાં છે. પણ આપણને પ્રત્યક્ષ આ મૃત્યુલોકને દૃષ્ટાન્તરૂપે ગ્રહણ કરી કહું છું. આ લોકમાં સઘળા પ્રાણીપદાર્થમાં આપણે મનુષ્યપ્રાણી સારી સામગ્રીવડે શ્રેષ્ઠ ગણાઇએ છીએ. હે ભૂભાસ્કર! જેમ આ લોકમાં પદાર્થનાં સ્વરૂપ નિશ્ચય કરનાર તત્વવિત્‌[2] પુરૂષો સમુદ્રના જળનું, અથવા તેવા જ કોઈ મોટા પદાર્થનું સ્વરૂપ નિશ્ચય કરવા જાય છે, ત્યારે તેમાંથી થોડો પદાર્થ લઇને તેનું પૃથક્કરણ[3] કરી જુએ છે, અને તેથી તે આખા મોટા પદાર્થના સ્વરૂપમાટે નિશ્ચય કરે છે. કારણ કે મહાન્‌ પદાર્થોનું સંપૂર્ણ અંશે પૃથક્કરણ કરવું કઠિણ પડે છે. તેમ આ મોટા વિસ્તારવાળા સંસારમાં દેખવામાં તથા અનુભવમાં આવતાં આ આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એ પણ ઘણાં મોટાં છે. તેથી તેમનું સર્વ અંશે પૃથક્કરણ થાય નહિ. તોપણ તેમના વિષે નિર્ણય કરતાં તે સર્વ સંયોગી છે, તેમ જ આ દેખવામાં આવે છે એ સઘળા સ્થૂલ પદાર્થો એ પાંચના અંતર્‌ છે એમાં પણ શંકા રહેતી નથી. માટે એ પાંચથી આ સઘળાં શરીરો રચાયાં છે, એમ વિચારવાનોનો નિશ્ચય છે; અને ચેતનસત્તા તો સંપૂર્ણ પૃથિવ્યાદિ દ્રવ્યોમાં વ્યાપક જ છે. તે જ્યારે તે ચેતનતાની પ્રતીતિ થવાયોગ્ય પદાર્થસંયોગ, ચેતનસત્તારૂપ બળથી ભિન્ન

---

૧ છાનામાં છાની; ગુપ્તમાં ગુપ્ત. ૨ રસવાદીવિગેરે. ૩ તેનાં કારણમાં લય કરવો તે, તેનાં કારણરૂપ કરવો તે.

ભિન્ન સ્વભાવ તથા કર્મરૂપ નિમિત્તોવડે થાય છે, ત્યારે પ્રકટપણે ચેતનતા અનુભવાય છે; અને જ્યારે જ્યારે તે નિમિત્તોનો ભંગ થાય છે, અને વિરોધી નિમિત્તો બંધાય છે, ત્યારે તે ચેતનાને પ્રતીત કરાવનાર સંયોગનો ભંગ થાય છે. આ પ્રકારે તે ચેતનતાની પ્રતીતિએ સંસારનું ભાન, અને ચેતનતાની અપ્રતીતિએ સંસારનું અભાન થાય છે. આ ચેતનતાવાળા તથા ચેતનતાવિનાના જણાતા સઘળા પદાર્થો એક સરખી નિર્વિકાર સ્થિતિમાં રહેતા નથી. તેથી તે દરેક પદાર્થ પોતપોતાના રૂપથી નાશવાન્ છે, એમ નિર્વિવાદ સિદ્ધ છે. ત્યારે જે જે પદાર્થ કાળે કરીને વિકારી થાય છે, તે તે પદાર્થ પરતંત્ર અને દુઃખરૂપ છે. જે જે વસ્તુ ઇષ્ટ અને અનિષ્ટના પાત્રરૂપ હોય છે તે તે સર્વ દુઃખરૂપ ગણાય છે, અર્થાત્ જે પદાર્થ ઉત્પન્ન થાય છે, સ્થિતિને પામે છે, અને વધે છે, તે તો ઇષ્ટનાં પાત્ર ગણાય છે; અને ક્રમે કરીને વધવાના અંતઉપર, અને ઘટવાના આરંભપર આવી રહે છે, તથા ક્રમે કરીને ક્ષીણસામર્થ્ય થઇ જાય છે, અને અંતે નાશ પામી જાય છે, તે પદાર્થો અનિષ્ટનાં પાત્ર છે. આ પ્રકારનું ઇષ્ટ તથા અનિષ્ટપણું જેમાં જેમાં હોય છે તેને દુઃખરૂપ ગણ્યું છે. યદ્યપિ એમાં ઇષ્ટપણું છે એટલે તે સુખરૂપ પણ ગણાતું જોઇએ, તથાપિ તે ઇષ્ટકાળે પણ સદા સુખરૂપ હોતું નથી પણ દુઃખમિશ્ર જ હોય છે, તથા પ્રતિદિવસ દુઃખના ક્રમમાં ઉત્તરોત્તર જોડાતું જ જાય છે, માટે તે ઇષ્ટકાળે પણ દુઃખરૂપ જ હોતું ઘટે છે. તેથી ઇષ્ટ તથા અનિષ્ટરૂપ પ્રતીત થતો આ સઘળો સંસારપ્રપંચ વિદ્વાનોએ દુઃખરૂપ જ નિશ્ચય કરયો છે. હવે સ્પષ્ટ દુઃખરૂપતાને કહું છું તે સાંભળો. આપણા જન્મથી પ્રથમ આપણે માતાપિતાને દુઃખના કારણરૂપ, અને આપણે તો મળમૂત્રના મધ્યે રહેલા ગર્ભાશયરૂપ કારાગૃહમાં જ હોઇએ છીએ એટલે દુઃખરૂપ જ હોઇએ છીએ. ત્યાં પ્રથમ પિતાના શરીરમાં વીર્યરૂપે રહીને નિરંતર સ્થિતિની ફેરફારીથી દુઃખ વેઠતાં માતાના ગર્ભમાં રહીએ છીએ, ત્યારથી માતાને તો કષ્ટ જ હોય છે. તે માતા કષ્ટે કરીને ગર્ભસ્રાવ તથા ગર્ભપાતના ભયમાં રહેતી નવ માસ પૂર્ણ કરે છે. પછી પ્રસવ થવાની વાટ જોતાં રખેને પ્રસવસમયે કષ્ટથી કાળ થાય એ ભય તો મુખ્ય જ હોય છે. પણ એવિના બીજાં દુઃખનાં કારણો પણ સંતાપ આપનાર ઘણાં હોય છે. ત્યાં પુત્રી ન પ્રસવ થાય અને પુત્ર પ્રસવ થાય તો સારૂં, વળી તે અશ્લેષા,મઘા,મૂળ, જ્યેષ્ઠાવિગેરે નિષિદ્ધ નક્ષત્રોમાં પ્રસવ ન થાય તો સારૂં, તથા થયા પછી બંને આરોગ્ય રહે, અને ઉત્તરોત્તર સુખને ભોગવાય તો સારૂં, વિગેરે સંતાપ છેક અનિષ્ટપ્રાપ્તિપર્યંત થયા જ કરે છે; અને અનિષ્ટપ્રાપ્તિથી પછી તો દુઃખ જ છે. આ પ્રકારે આ ઇષ્ટ તથા અનિષ્ટરૂપ સં-

સાર ખરૂં જોતાં કેવળ દુઃખરૂપ છે. પણ દુઃખરૂપ દેખાતાં છતાં પણ આસક્તિના કારણરૂપ થઇ રહ્યો છે. તે આસક્તિ પણ દુઃખરૂપ તો છે જ, પણ સુખમિશ્ર જણાય છે. માટે તેથી રહિત થવાતું નથી. તેમ જ તે દુઃખરૂપ વિષયપદાર્થમાં આસક્તિ કરાવનાર કારણો જ્યાંસુધી આપણામાં હોય છે ત્યાંસુધી તે આસક્તિ પણ મટતી નથી. તેથી આ સંસાર સ્વરૂપે દુઃખરૂપ છતાં પણ પરસ્પરની આસક્તિવડે બંધાયેલા પ્રવાહની પેઠે આદિથી અંતપર્યંત વહ્યા કરે છે. આ જગતને કારણ સ્વરૂપે તો અનાદિ અને અનંત પણ કહ્યું છે, તથાપિ આ સ્થળે કાર્યરૂપે કહેવાનું છે તેથી તે આદિઅંતવાળું છે એમ કહ્યું છે. હે પવિત્ર મનના બ્રાહ્મણ! આ અનેક પ્રકારે પણ જેમ છે એમ કહ્યાથી સમજવામાં ન આવે એવું સંસારનું નિશ્ચિત સ્વરૂપ કહ્યું છે, તે લક્ષમાં રાખજો; તોપણ જેવું સ્વાનુભવથી નિશ્ચય થાય છે, તેવું અનુભવવિના શ્રવણ માત્રથી થતું નથી. માટે તમે પણ અનુભવથી આ સંસારના સ્વરૂપનો રૂડે પ્રકારે નિશ્ચય કરજો. હવે ઘણું ટુંકામાં કહું છું કે આ સંસાર કારણસહિત અનુભવ કરાય તો જ આ સંસારમાં ઉપજવું, રહેવું તથા ખપવું સાર્થક ગણાય છે. માટે તમે પોતાનાં કારણસહિત પોતાના સ્વરૂપને પ્રથમ જાણી આખા સંસારના સ્વરૂપને નિશ્ચય કરજો.

આ સંસારમાં પુનઃ પુનઃ જન્મમરણદુઃખને ભોગવતાં ભટકવું ન પડે એવું પુરૂષાર્થ સાધવું એ જ સારરૂપતા છે. તે પુરૂષપ્રયત્નના સ્વરૂપને પણ તમે પુછ્યું છે માટે હવે તે કહું છું.

આ શરીરમાંથી જેના અર્થે નાના પ્રકારની ઇચ્છાઓ પ્રકટ થાય છે, તે આ શરીરનો અભિમાની અથવા જીવાત્મા છે. તેને સ્વભાવથી તથા કર્મથી આ બહાર રહેલા સઘળા ભોગવવાયોગ્ય વિષયોમાં સુખની આશાથી બંધન પ્રાપ્ત થાય છે. એ બંધનથી છૂટવું તેને મોક્ષ કહે છે, અને તે મોક્ષને જ મૂળ પુરૂષાર્થ કહ્યું છે. આ મોક્ષ મેળવવાઅર્થે જીવાત્માની બહાર રહેલા વિષયોમાં ઉપજેલી સુખની આશા છૂટી જવી જોઇએ, અને એ સઘળા વિષયોનું તથા પોતાનું જે મૂળ સ્વરૂપ છે, અને જે ખરૂં સુખસ્વરૂપ છે, તેમાં આ જીવાત્માનું સુખની આશાથી પ્રવેશવું અર્થાત્ જોડાવું થાય, એ આ સંસારમાં જીવોનું કર્તવ્ય છે. એ કર્તવ્ય સિદ્ધ કરવામાટે આ વૃત્તિઓ જે અંદરથી વિષયસાથે સંબંધ કરતી ઉઠે છે, તથા આ ઇન્દ્રિયોને માર્ગે થઇને આ વિષયોસાથે સંબંધ કરે છે, તે વૃત્તિઓનો ઉપજવાનો તથા વિષયસાથે સંબંધ કરવાનો જે વેગ આપણા શરીરમાં છે, તે વેગને કારણસહિત રોકી દેવો જોઇએ; તથા આ ઇન્દ્રિયોનો પણ વૃત્તિના સંબંધથી વિષયસાથે સંબંધ કરવાનો જે વેગ હોય

છે તે વેગને પણ ધીરે ધીરે શમાવતાં નહિસરખો કરવો જોઇએ. આપ્રમાણે થવાથી તે વેગ બહાર સંબંધ કરવા જતો અટકીને મૂળ સ્વરૂપમાં જ શમી રહે છે, તેથી એને પરમ સુખ થાય છે. ત્યાં વૃત્તિઓ તથા ઇન્દ્રિયોનો જય કરવો, એમ આ કહેવાનો અર્થ નીકળ્યો સમજવો.

હવે કેટલાક પુરૂષો તો ઇન્દ્રિયના જયનું સ્વરૂપ એવું સમજે છે કે આ ઇન્દ્રિયોને કેવળ વ્યાપારરહિત કરવી; પણ સૌથી પ્રથમ એમ કરવાથી ઇષ્ટ ન થતાં અનિષ્ટ જ થાય છે. માટે વિવેકી પુરૂષોએ તો ઇંદ્રિયના કેવળ વ્યાપારરહિતપણારૂપ ઇન્દ્રિયજયને કરવા આદર ન કરવો, પરંતુ અત્યંત નિયમિતપણે આપણા અધીન ઇન્દ્રિયોના વ્યાપારનું રહેતું થાય, એવું ઇન્દ્રિયજયનું સ્વરૂપ જાણવું. કારણ કે યોગ્ય ક્રમવિના એકદમ ઇન્દ્રિયોના વ્યાપારને અટકાવી દેવાથી આ શરીરમાં ઘણા પ્રકારના રોગો થવાનો સંભવ છે. તેમ જ અંતરમાંથી ઉઠતી વૃત્તિઓના વેગને પણ ઉન્મત્તપણે એકદમ બળથી રોકવામાં આવે તો તે પણ પ્રસંગે રોગનું કારણ થાય છે. માટે ઇન્દ્રિય તથા વૃત્તિના જયને રૂડે પ્રકારે ક્રમથી કરવો. વૈદ્યશાસ્ત્રમાં પણ ભુખ, તરસ, છીંક, બગાસું, મળમૂત્રનો ત્યાગ, ઇચ્છાવિગેરે જે જે ક્રિયાને અનુસરીને આપણા શરીરમાંથી વેગ ઉઠે છે તે તે વેગને એકદમ રોકવાથી જુદા જુદા પ્રકારના રોગ થાય છે, એમ લખે છે. તે જુદા જુદા ચૌદ પ્રકારના ઉદાવર્તના નામથી વર્ણેલા રોગોનાં સ્વરૂપ વૈદ્યશાસ્ત્રમાં સ્પષ્ટ જ છે. માટે હે ભૂભાસ્કર ! આ અંદરથી ઇચ્છા થઇને થતા સઘળા વેગને યુક્તિથી વશ વર્તાવવારૂપ જય પ્રથમ કરવો ઘટે છે, અને પછી કેટલીએક બાબતમાં વ્યાપારરહિત થવું ઘટે છે; તે તો કાર્યમાં પોતાની મેળે જ આપણે વશ થયેલો આ ઇન્દ્રિય તથા વૃત્તિનો સમુદાય નિયમસર વ્યાપારરહિત થઈ જાય છે, માટે તેમાં પ્રયત્નની જરૂર નથી. આ ટુંકામાં સંપૂર્ણ સમજવા તથા કરવાયોગ્ય વાર્તાને તમારા પ્રશ્નથી કહી સંભળાવી છે. હવે એને નિરાંતે મનન કરીને દૃઢ કરી લેજો. હે શુદ્ધ અંતઃકરણવાળા ! આ સારરહિત સંસાર છે, એમ જાણવાને તો ઘણી સૂક્ષ્મ બુદ્ધિની જરૂર નથી. કારણ કે દરેક પ્રાણી દુઃખ ભોગવીને મરે છે, ત્યારે કશું સારરૂપ અત્રે રહેતું જણાતું નથી. તેમ જ આ વિષયરૂપ પદાર્થમાંથી કશું સાથે જતું જણાતું નથી માટે, તથા મરવાની ઇચ્છાવાળાંને મોત આવતું નથી, અને જીવવાની ઇચ્છાવાળાંથી ઇચ્છાપ્રમાણે જીવાતું નથી, નિરંતર આવતાં દુઃખથી બચવાની સૌને ઇચ્છા છે, પણ તે દુઃખથી બચી શકાતું નથી, અને સુખને પામવાની સૌને ઇચ્છા હોય છે, પણ તે ઇચ્છેલા સુખને સૌ પામી શકતાં નથી, માટે આ સંસાર અસાર છે, અને કોને વશ વર્તે છે તે પ્રત્યક્ષ સમજાતું નથી; તેમ જ જેને વશ વર્તે છે તે સંસા-

રના અધિપતિને પણ પ્રત્યક્ષ સૌ પ્રાણી જોઇ શકતાં નથી. તો આ પ્રત્યક્ષ પ્રમાણોથી નધણીયાતોસરખો જીવમાત્રને દેખાતો સંસાર સારવિનાનો છે, એમ જાણવામાં શી કઠિણતા છે? કાંઇ જ નહિ. એમ છતાં પણ આ સંસારમાં એ વાર્તા સર્વે સ્થળે પ્રસિદ્ધ છે કે આ જગત્‌ના પતિ પરમેશ્વર છે, તે એક છે, સર્વજ્ઞ છે, અને વાસ્તવ ઉપાયોથી તે પરમેશ્વર જાણ્યા જાય છે; જેમ દુધમાંથી મથીને ઘી પ્રત્યક્ષ કરાય છે, તલમાંથી પીલીને તેલ કઢાય છે, લાકડાંમાંથી ઘસીને અગ્નિ પ્રકટ કરાય છે, તથા પથ્થરસાથે ખરૂં લોઢું અથાડવાથી નહિ જણાતો અગ્નિ પ્રકટ જણાય છે, તેમ આ સંસારમાંથી પણ ખરા ઉપાયવિના ન જણાતા પરમેશ્વર યોગ્ય ઉપાયથી જીવને પ્રત્યક્ષ જણાય છે. તેથી હે શાંત સ્વભાવવાળા! એ સર્વેને સહજ નથી જણાતા એવા પરમેશ્વરને જાણવા એ જ આ જગત્‌માં સાર છે. એ સારને જાણવામાં સૂક્ષ્મ બુદ્ધિનું કામ છે, એમાં કાંઈ શંકા નથી. આ લોકમાં પણ એવો નિયમ જણાય છે કે જે વસ્તુ સર્વને વિના કષ્ટે પ્રત્યક્ષ છે, તેને જણાવવાને ઉદ્યમ કરનાર મોટી મહત્તાને પામતા નથી; પણ જગત્‌માં સૌને સહજ ન જણાતા એવા સૂક્ષ્મ પદાર્થોની શોધ કરનાર પુરૂષોની બુદ્ધિ જ વખણાય છે, તથા તે જ આ જગત્‌માં મોટી કીર્તિને પામેલા જણાયા છે. તેથી સર્વને સહજ સ્વભાવે જણાય છે, એવા આ જગત્‌ના અસારપણાને જાણનાર બુદ્ધિમાન્ તથા કીર્તિવાળા ગણાતા નથી. પણ સહજ નથી અનુભવાતા એવા જગત્‌ના અધિપતિ પરમેશ્વરને અનુભવમાં આણનાર પુરૂષ જ આ જગત્‌માં પૂજ્ય ગણાય છે. હે ભૂભાસ્કર! આ જગત્‌માં મોટા ઐશ્વર્યવાળા રાજાઓ જેટલા પૂજ્ય નથી ગણાતા, એટલા વિષયમાત્રથી રહિત મહાત્મા પ્રજાય મનાય છે. અને મોટા વૈભવવાળા ચક્રવર્તીસરખા રાજાઓએ પણ સર્વના મૂળરૂપ તથા સર્વેથી સહજ જાણ્યા નથી જતા એવા પરમેશ્વરના જાણનારા મહાત્માને મોટા સુખી તથા પૂજ્ય ગણેલા છે. માટે હે સદ્‌વૃત્તિવાળા! આ સંસારનું સ્વરૂપ મેં તો આટલી અવસ્થામાં એ જ નિશ્ચય કર્યું છે કે આ વિષયરૂપ વિષથી ભરેલો સંસાર, તેમાં આસક્ત પ્રાણીના કેવળ અનર્થનો જ હેતુ છે, તથાપિ નિર્વિષયી સ્વરૂપસુખાનુભવ કરવામાં તત્પર તથા વિષયને વિષરૂપ જાણી તેમાં આસક્ત ન થનાર નિત્યાનિત્ય વસ્તુવિવેકવાળા હંસરૂપ પુરૂષોના તો સર્વે અનર્થની નિવૃત્તિ કરી અજરામરત્વને આપનાર કેવળ સારરૂપ આ સંસાર છે. તેથી જો તમને યોગ્ય લાગે તો આ વિષયલાલસા અથવા જેને મહામોહ કહે છે તેને નિર્મૂળ કરવા નિરંતર પ્રયત્ન રાખજો, અને અંતમાં એ કર્તવ્યસિદ્ધિને પામ્યા પછી આ જન્માદિદુ:ખને ઉપજાવનાર હૃદયગ્રંથીના ભેદન-

પૂર્વક સ્વસ્વરૂપાકાર થઇ નિત્ય મુક્ત રહેજો. આ તમારા પ્રશ્નનું સંક્ષેપમાં યથામતિ ઉત્તર આપ્યું છે, તેમાંથી સાર લઇ સંતોષને પામજો. આ વૃદ્ધાવસ્થાને લીધે અંતઃકરણ યત્કિંચિત્ અસાવધપણાને પામ્યું છે, માટે બોલવામાં કંઇ અનિયમિતપણું થયું હોય તો તેનો હે સુજ્ઞ ગુણગ્રાહી! તમે દોષ ગણશો નહિ.

ભૂભાસ્કર પ્રસન્ન થતો દીનપણે કહે છે, હે ગુરો! આપનાં વચનો અમૃતથી પણ અધિક સુખદ ફળને આપનારાં જાણીને હું પરમ સંતોષને પ્રાપ્ત થયો છું. કરવાયોગ્ય તથા સમજવાયોગ્ય સર્વ આપનાં વચનમાં સ્પષ્ટ થયું છે. આજ મારા ઉપર આપે મોટો અનુગ્રહ કરયો છે, તોપણ હવે માત્ર સહજ પુછવાનું છે. જો આજ્ઞા હોય તો શ્રમ આપું.

વૃદ્ધ કહે છે, ભાઈ તમને ધન્ય છે કે તમે મારાં વચનમાં નિર્દોષપણું જોયું છે. ઘણાં મંદમતિ તો વસ્તુ માત્રમાં ગુણપ્રતિ અલક્ષ કરી દોષમાં જ દૃષ્ટિને યત્નવડે સ્થાપે છે; પણ તે સજ્જનોવડે નિંદાયેલી રીતિ છે. તેને નીચ પુરૂષો જ અનુસરે છે. અને તમે તો પવિત્ર મનના તથા કુલિન્ છો. ભાઇ! ભલે તમારે જો કાંઇ ઇચ્છા હોય તો પુછો. તેનું યથામતિ ઉત્તર આપી પછી શયન કરૂં.

ભૂભાસ્કર કહે છે, હે ભગવન્! આપનું આ લગભગ સો વર્ષનું આયુષ્ય પૂરૂં થયું એમ આપના કહેવાથી જણાય છે, તો આટલાં બધાં વર્ષમાં જ્યારથી આપ સમજણમાં આવ્યા ત્યારથી તે આજસુધીમાં આ જગત્માં આપે કરવાજેવાં કયાં કયાં કામ કર્યાં છે તે કૃપા કરીને કહો, કે જેથી અમે પણ તેવાં રૂડાં કામો કરવાને અમારી શક્તિપ્રમાણે પ્રયત્ન કરીએ. આ જગત્માં એવો નિયમ જ ચાલે છે કે મોટા પુરૂષોનાં આચરણ જોઇને તેપ્રમાણે બીજાં વિવેકી માણસો ઘણાં ખરાં ચાલે છે. હે ગુરો! આ સંસારમાં શું કરવાજેવું છે અને શું કરવાજેવું નથી એ જ અમે બરાબર જાણતાં નથી, તો કરવાજેવું જ કરીએ એમ તો બને જ કયાંથી? સારૂં તથા નઠારૂં શું છે તે આપજેવા અનુભવી પુરૂષના મુખથી સાંભળ્યાવિના અમે અમારી મેળે તો શી રીતે જ જાણી શકીએ? તેથી આપ કૃપા કરીને આપનું વર્ણન કરશો, તેમાંથી સારી રીતે અમારા જાણવામાં આવશે.

વૃદ્ધ કહે છે, ભાઈ ભૂભાસ્કર! સાંભળો. તમે ઘણી સારી પુછવાયોગ્ય વાર્તાને પુછી છે. આ જગત્માં વિવેકી પુરૂષોનો એવો નિયમ તો છેજ કે પોતાનાં વખાણ પોતાને મુખે કરવાં નહિ, તથા પોતે કરેલાં સારાં કર્મોને ખરા પ્રયોજનવિના પોતાને મુખેથી કોઇના આગળ કહેવાં નહિ. તોપણ તમે પોતે નિર્મળ મનના શ્રદ્ધાવાળા છો, અને પોતે સારા ગુણને જાણી ગ્રહણ કરવાને પુછો છો તેથી તમારા આગળ કહેવાને હું ચિંતા રાખતો નથી. જ્યારે

મારી પાંચ વર્ષની ઉમર થઇ ત્યારે વેદ તથા વ્યાકરણવિગેરે શાસ્ત્ર ભણવામાં મને અધિકાર આવે એવા વિચારથી મારાં માતાપિતાએ મને જનોઈ દેવાનો નિશ્ચય કરચો, અને તે નિશ્ચયપ્રમાણે જનોઇ દેઇને મને સૌથી પ્રથમ વેદ ભણાવવાનો આરંભ કરચો. હે બ્રાહ્મણ ! આપણા બ્રાહ્મણના પુત્રને વેદ ભણવાથી જ વાણી શુદ્ધ અને પવિત્ર થાય છે, અંતઃકરણના પાપરૂપ મળ બળી જાય છે, જીભમાં સરસ્વતી વાસો કરે છે, અને કપાળઉપર બ્રહ્મતેજ આવે છે. પવિત્ર અન્ન વેદ ભણવાના શ્રમથી પચે છે, તેથી ભણનારનું કલ્યાણ છે, તેમ જ તે વિદ્યાર્થી અવસ્થામાં આહાર કરવા વિદ્યાર્થીને માધુકરી ભિક્ષા અથવા અન્ન આપનાર ગૃહસ્થનું પણ આ લોકમાં તથા પરલોકમાં મોટું કલ્યાણ થાય છે. આ વાર્તા પૂર્વે તથા આજે પણ સર્વ વૃદ્ધો જાણે છે. હે ભાઇ ! એ રીતે પાંચમે વર્ષે મને જનોઇ આપ્યા પછી વેદ ભણાવતા, તથા ગાળામાં બીજું પણ શિખવતા. વળી એ બાળક અવસ્થામાં જ્યારે મને મારા હિતની તથા અહિતની પાકી સમજણ નહોતી ત્યારે વખતે હું ભણવામાં આળસ કરૂં અને રમતમાં વળગું, તથા વખતે માબાપનાં કહેલાં વચન ન માનીને આડાઇ કરૂં ત્યારે તે મારાં માબાપ મને વારાફરતી વખત બે વખત આપ્રમાણે શીખામણ આપતાં. ‘ હે દીકરા! તું અમારા કુળમાં પેદા થયો છે, માટે આ ખોટાં લક્ષણને છોડીને ચાલજે. વિદ્યા ભણવામાં આળસ રાખીશ તો આજે અણસમજણમાં તો ન ભણવાથી તને સારૂં લાગશે, પણ પાછળથી મોટો પસ્તાવો થશે. પ્રથમ તો તને કોઇ કુળવાન્ દીકરી પરણાવશે નહિ. કોઇ વિદ્વાન્ બ્રાહ્મણો તને વિદ્વાન્માં તો શું, પણ માણસમાંએ ગણનાર નથી, અને જ્યાં જઇશ ત્યાં તને સઘળાં સારાં માણસો ‘ મૂર્ખ છે, મૂર્ખ છે ’ એમ કહીને તિરસ્કાર કરશે. તેથી ભણીશ તો તને જ્યાં જઇશ ત્યાં બેસવા આસન મળશે. મોટા લોકો પણ તને વિદ્વાન્ બ્રાહ્મણ જાણી પૂજશે, તથા પગે લાગશે. તારી પાસે વિદ્યા તથા ગુણ મેળવવાની આશાથી હજારો લોક આવશે. તને જોઇએ તેવાં ઉત્તમ વસ્ત્ર, અન્ન, વાહન, ઘર તથા જોઇએ એટલું ધન મળશે, નહિ તો તું દુઃખથી દહાડા કાઢીશ. જો ! આ પાંચ વર્ષસુધી તો અમે તને મારચો નથી, તેમ બીજી કશી સજા કરી નથી. કારણ કે બાળક પાંચ વર્ષનું થાય ત્યાંસુધી તો તેને લાડ લડાવવાં, હસાવવું, રમાડવું એમ શાસ્ત્રમાં કહ્યું છે. પણ હવે તો તું પાંચ વર્ષનો થઇ ગયો છે, માટે તને સારાં લક્ષણવાળો કરવાસારૂ અમારે તને વારંવાર ઘટતી સજા કરવી પડશે. માબાપે પોતાનાં છોકરાંને કેળવવાં જોઇએ, તેમાં છોકરીને કેળવવાનો મુખ્ય ધર્મ માનો છે, અને છોકરાને કેળવવાનો મુખ્ય

ધર્મ બાપનો છે. તોપણ છોકરા તથા છોકરીને સામાન્ય રીતે બોધ કરવાનો તો બંનેનો સરખો ધર્મ છે. આથી જો અમે તને શીખામણ ન દેઇએ તો બીજું કોણ દેનાર છે? લોકોને શું? જેના અંતરમાં તારા દુઃખની દાઝ છે, તે તને કડવા બોલ બોલી શીખામણ આપશે. માટે તું સમજીને બરાબર ભણવામાં જીવ રાખ.'

હે ભાઈ! આપ્રમાણે મને કહેતાં જાય, વખતે ટપલી મારતાં જાય, અને ભણાવતાં જાય, તથા સારી રીતભાત જણાવતાં જાય. હું પણ વખતે માબાપની કરડી નજર દેખું ત્યારે ભણવા બેસું, અને તેમની લગાર મીઠી નજર દેખું ત્યારે રમવા જાઉં. હું પણ બાળક અવસ્થામાં ઘણો તોફાની હતો. તે બીજા ઋષિઓના છોકરાને રમતમાં ચીડાઉં તો મારીને આવતો; ને તે છોકરાનાં માબાપ આવીને મારાં માબાપને ફરિઆદ કરે, મને પણ ધમકાવે, તોપણ બરાબર સમજણવિનાની બાળક અવસ્થા એટલે મારને કે ગાળને પણ હું ગણકારતો ન હતો. આપ્રમાણે ભણતાં, રમતાં જ્યારે મારી ઉમર બાર વર્ષની થઈ ત્યારે તો હું એક વારનાં, સંહિતા તથા બ્રાહ્મણ જે બે મળીને વેદ ગણાય છે, તે મારી યજુર્વેદની માધ્યંદિની શાખાનો સંપૂર્ણ ભણ્યો. પછી રોજ તેની આવૃત્તિ કરી પાઠ કરવા મહેનત કરતો. બાર વર્ષની ઉમર થયા પછી તો મારી બુદ્ધિ સ્થિર થવા લાગી. માબાપની બરાબર આજ્ઞા પાળવા લાગ્યો. લોકોમાં પણ મારાં વખાણ થવા લાગ્યાં. કોઇ છોકરાની પણ સોબત હું કરતો નહિ. કોઈજોડે લઢતો નહિ, અને ગુણદુર્ગુણને સમજીને રોજ સારા ગુણને ધારણ કરવાને મનને ખેડવા લાગ્યો. જ્યાં મોટા માણસો તથા વૃદ્ધો બેઠેલા હોય તેમના પાસે બેસતો. મારા બાપ મને કહેતા કે આપણા કરતાં વધારે સમજણવાળાં માણસની પાસે જ નવરાશમાં બેસવા ઉઠવાની ટેવ દરેક માણસે રાખવી જોઇએ. કારણ કે આપણા સરખી તથા આપણાથી ઓછી બુદ્ધિવાળાં માણસપાસેથી આપણને કોઈ નવી અને મેળવી લેવાજેવી વધારે સમજણ મળવાની તક આવતી જ નથી. આ મારા બાપની શીખામણથી હું ઓછી બુદ્ધિનાં માણસની સોબત જ કરતો ન હતો. ઉલટાં તેવાં માણસો મારા પાસે શિખવાની આશાથી આવી બેસતાં. આપ્રમાણે વધતાં જ્યારે મારી સોળ વર્ષની વય થઇ ત્યારે તો હું ઋષિઓનાં મંડળમાં એક વિદ્વાન્ ખાતે ગણાવા લાગ્યો. જ્યાં કંઇ વિદ્યાર્થીઓ ભણતા હોય ત્યાં ભણનારાઓમાં મારી ભણણીનાં વખાણ થતાં, અને તે જ રીત ભણવામાં સૌ રાખતા. પછી તો મને જુદાં જુદાં શાસ્ત્રનાં સૂત્રવિગેરે પાઠ કરાવવા માંડયાં. આપ્રમાણે જ્યારે હું વીશ વર્ષનો થયો ત્યારે તો આપણાં ઋષિઓનાં સંપૂર્ણ

બાળકોમાં હું જ શિરોમણિ ગણાવા લાગ્યો. પછી મારાં માબાપે મારૂં બ્રહ્મચર્ય છોડાવીને લગ્ન કરવાનો વિચાર કરચો. પછી કુળવાન્ના ઘરની કન્યા મારે માટે શોધીને વિવાહ કરચો. મારી કીર્તિ સઘળા આ તાપીના બંને કિનારાના ઋષિબ્રાહ્મણોમાં ચાલેલી, તેથી મને કન્યા આપવાને તો ઘણા બ્રાહ્મણોએ માગણી કરી. આખરે જેને મારે ઋણાનુબંધ હતો તેના સાથે નિશ્ચય થઇ લગ્ન થયું. પછી પણ મારૂં ભણવાનું બંધ રહ્યું નહોતું. વેદ, વેદાંગ, શાસ્ત્ર તથા સ્મૃતિઓને હું રૂડે પ્રકારે શિખ્યો, તથા જેથી આપણા આત્માનું જ્ઞાન, તથા આખા સંસારના સ્વરૂપનું, તથા પરમેશ્વરનું ભાન થાય એવી મોટી વિદ્યા જેને બ્રહ્મવિદ્યા કહે છે તે વિદ્યાના ગ્રંથો જેનું ઉપનિષદ્ નામ પ્રસિદ્ધ છે તે પણ સારી રીતે મેં જોયા. આ પ્રકારે ત્રીશ વર્ષની વયમાં તો હું સઘળી વિદ્યાનો જાણનારો છું એમ લોકોમાં મનાયું તથા મને પણ જણાવા લાગ્યું. લગાર મોં મલકાવીને કહે છે, ભાઇ સાંભળજો હોં! હું બાળપણમાં જે તોફાની હતો અને બીજાને મારી આવતો તે ઉચ્છૃંખલપણાની અસર હું મોટો વિદ્વાન્ થયો તોપણ મારામાં રહી. તેથી હું જ્યાં જ્યાં વિદ્વાનોની સભામાં જતો ત્યાં નાના પ્રકારના વાદ કરીને તે સર્વને જીતી આવતો; તેથી પછી તો મારૂં નામ લોકોમાં સભાજીત્ પડયું, અને તેવા સારા વિદ્વાનો તો સભામાં મારા સામા પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ કરવા બેસતા નહોતા. કોઇ અભિમાની વિદ્વાન્, બ્રાહ્મણોને જીતવા આવે તો તે સઘળા બ્રાહ્મણો મને દેખાડતા, અને કહેતા કે આને જીતો એટલે અમને સૌને જીત્યા જાણજો. પછી તે મારા સાથે વાદ કરીને હારીને પાછા જતા. આ મારી નવાણું વર્ષની ઉમરમાં મને કાંઈ એવું સાંભરતું નથી કે મારા સાથે વાદ કરીને કોઈ જીતીને ગયો હોય. પણ હે ભલા ભૂભાસ્કર! જ્યારથી મારી પચાશ વર્ષની વય થઇ છે, ત્યારથી મેં સભામાં જવા તથા જાણી જોઇને વાદ કરવાની ટેવ છોડી છે. કોઇ ઘર પુછીને આવે તો તેના મનનું સમાધાન કરતો; અને આ પચીશ ત્રીશ વર્ષથી તો છેક હારીને બેઠો છું. કારણ કે મેં કશામાં સાર દીઠો નહિ. વાદ કરવામાં પણ મને મોટો દોષ જણાયો. તે દોષ એ છે કે જે હારે તેનું સઘળું લોહી ઉકળીને તેનું મોં નિસ્તેજ થઈ જાય છે, તથા તેના મનમાં ઘણા દિવસસુધી અથવા તો જીવતાસુધી મોટો સંતાપ રહે છે. એશિવાય પણ તેને લોકલજ્જાથી ઘણું સહન કરવું પડે છે. માટે પાપરૂપ વાદમાં કશો સાર નથી, એમ જાણીને મેં તે ટેવ છોડી દીધી છે; ને હવે તો મને કોઇ કહે તો હું મારા મુખથી એમ જ કહું છું કે 'ભાઈ! હું સો વાર હારચો, અને તમે જીત્યા. કહો તો જીતપત્ર લખી આપું.' હે બ્રાહ્મણ! આપ્ર-

માણે સમજણ તથા અણસમજણની દશા તમને કહી. હવે તમે પુછ્યું છે કે તમે આટલા આયુષ્યમાં કરવાયોગ્ય શાં શાં કામ કર્યાં છે તે કહો, તો હવે સાંભળો. તે વાર્તા પણ ટુંકામાં કહું છું. મારે હાથે રાજા તથા શ્રીમંતોને ઘેર તો શતચંડી, મહારૂદ્ર, વિષ્ણુયાગવિગેરે મોટા મોટા યજ્ઞ ઘણા થયા છે. કારણ કે હું સર્વ વિદ્યામાં કુશળ રહ્યો એટલે જ્યાં જ્યાં યજ્ઞનો આરંભ થાય કે કુંડ રચ્યા પહેલાં જ મને બોલાવે, અને પછી સઘળી ક્રિયા મારી સમક્ષ સઘળા બ્રાહ્મણો કરે. એ યજમાનના કામમાં પણ આચાર્યને પુણ્યનો અંશ મળે છે. જ્યારથી હું વિદ્યા ભણવાના મોટા શ્રમથી પાર પડ્યો, ત્યારથી મેં ગાયત્રીનાં પુરશ્ચરણો કરવા માંડેલાં, તે મારી આખી ઉમરમાં ગાળે ગાળે મળીને આઠ ગાયત્રીપુરશ્ચરણ થયાં છે. હે સદ્વિવેકવાળા ! આ જગત્‌માં બ્રાહ્મણને ગાયત્રીના સરખો પરમ દૈવતરૂપ બીજો કોઇ મંત્ર નથી. સઘળી સિદ્ધિ તથા મોક્ષને પણ પવિત્ર બ્રાહ્મણો એ ગાયત્રીના બળથી પામે છે. આપણે માથે ત્રણસેં ને સાઠ ગાયત્રીનું તો રોજ દેવું ચઢે છે, અને એક દિવસ પડે તો બીજે દિવસ તે પડેલા દહાડાની બમણી કરવી પડે છે. એ નિત્યનું ઋણ આપીને જો ગાયત્રીપુરશ્ચરણ કરાય તો તેને આ જગત્‌માં કાંઇ દુર્લભ નથી. આ સઘળું જાણનારો હું આઠ પુરશ્ચરણો કરીને સર્વ વાતે તૃપ્ત થયો છું. હે ભૂભાસ્કર ! આ સારવિનાના સંસારમાં આપણા શરીરથી, મનથી તથા વાણીથી જે કંઇ પુણ્યકર્મ થાય છે એ જ માત્ર સારરૂપ છે. ત્યાં આપણા શરીરની મહેનતથી કોઇની પણ ખરી અડચણ કાઢવી તથા મનથી 'પ્રાણી માત્રનું ભલું થાઓ' એવી ઇચ્છા કર્યા કરવી, અને વાણીવડે સૌને અભય મળે તથા કલ્યાણ થાય એવાં હિત કરનારાં, સાંભળનારને વહાલાં લાગે એવાં, મુદ્દે સાચાં, અને કોઇ કાળે પણ તે સાંભળનારને નુકશાન નહિ કરનારાં વચન બોલવાં, એ શરીર મન તથા વાણીથી કરાતું પુણ્ય છે. એવું પુણ્ય પણ મારાથી ઈશ્વરની કૃપાથી નીપજ્યું છે. વળી માતાપિતાની રૂડે પ્રકારે સેવા કરવી, તથા આ જગત્‌માં આપણી સારી કીર્તિથી તેમના યશ ગવાય, અને લોકમાં આપણાં માબાપને ધન્ય ધન્ય કહેવાય, એવિગેરે માબાપને સંતોષ થાય, અને આ લોક તથા પરલોકમાં એમનો જય જયકાર થાય, એવી આપણે કૃતિ કરીએ તો એ માબાપના ઋણથી આપણે મુકાઇએ છીએ. ખરૂં જોતાં તો માબાપના ગુણનો બદલો આ જગત્‌માં કોઇ પણ પુત્ર વાળી શક્યો નથી, અને વાળી શકનાર

---

૧ શ્રીસદ્‌ગુરૂઉપદિષ્ટ મંત્રના જેટલા અક્ષર હોય તેટલા લક્ષ વાર વિધિથી તે મંત્રનો જાપ કરયેથી એક પુરશ્ચરણ થયું કહેવાય છે.

નથી. તોપણ કંઇક વાળ્યો એમ કહીએ તો એક શ્રવણે બદલો વાળ્યો ગણાય. કારણ કે તેણે પોતાના સંસારસુખની આશા તજીને કેવળ પોતાનાં માબાપની સેવામાં જ કાળ કાઢ્યો. તેમને કાવડમાં બેસાડીને ખાંધે લેઇ તીર્થમાં ફરયો, અને રાત્રદિવસ એક મનથી સેવા કરી. એવા પુત્ર તો સઘળા ક્યાંથી હોય, પણ જેમ બને તેમ કરીને માબાપની મરજી સાચવી સેવા કરાય, અથવા કીર્તિ મેળવી અપાય તો આપણો જન્મ સાર્થક ગણાય. તો એ પ્રકારની મારાથી પરમેશ્વરની કૃપાવડે કરવાયોગ્ય સેવા માબાપની પણ થઇ છે. વળી મારે હાથે કમાએલા ધનમાંથી દેવતાઓનાં ઋણ પણ અપાયાં છે; અને પ્રથમ મેં કહ્યું છે તેમ બ્રાહ્મણવિગેરેનાં ભોજન પણ તે ધનમાંથી ઘણાં થયાં છે. આ લોકમાં જેનાથી અન્ન, વસ્ત્ર, ધન, ગૃહ, પૃથ્વી, નાના પ્રકારના સોના રૂપાના અલંકાર, હાથી, ઘોડા, રથ, મ્યાના, પાલખીવિગેરે અનેક પ્રકારના દાનના પદાર્થો તથા વિદ્યા, એમાંનું કંઇ પણ સુપાત્રને જોઇને શ્રદ્ધા, ભક્તિસહિત પરમેશ્વરની પ્રીતિવાસ્તે નથી આપવામાં આવ્યું, તો તેનો જન્મ થયો છે, તોપણ નથી થયો જાણવો; અને આ જન્મમાં તેવાં સારાં કર્મ ન થયાં ત્યારે એમ તો સમજવું જ જોઇએ કે આગલા જન્મોમાં પણ તેવાં સારાં કર્મ થોડાં જ થયાં હશે, અને તે જ પ્રમાણે હમણાં નથી કરતા, એટલે આગળ પણ તે વસ્તુ મળશે નહિ, એટલે દાન પણ નહિ જ થશે, એ નિશ્ચય છે. કેટલાએકને આગળ કરેલાં કર્મનું ફળ મળે છે તે ભોગવે છે ખરા, પણ પાછા આવતા જન્મોમાં પામવાવાસ્તે કશું કરતા નથી તો તે માણસો મૂર્ખ ગણાય છે. તેથી હે ભૂભાસ્કર! એ સઘળા પદાર્થોમાંના કેટલાએક જે ઈશ્વરકૃપાથી મને મળી આવ્યા, તે તે પદાર્થનાં દાન પણ આ હાથથી થઇ ગયાં છે, એટલે એવિષે પણ હવે મને મનમાં કંઇ ઓછું આણવાસરખું રહ્યું નથી.

હે કુળવાન્ ગૃહસ્થ! બીજું આ સંસારમાં વિધિવત્ લગ્ન કરેલી સ્ત્રીને આપણે ઘેર આવ્યા પછી અન્ન, વસ્ત્ર, તથા અવશ્ય જોઇએ એવા પદાર્થોવડે સંતોષ પમાડવી, તથા આપણી શક્તિપ્રમાણે તેને સારો બોધ આપી અથવા અપાવીને પરમેશ્વરમાં પ્રીતિવાળી કરવી, તથા અંતે આ સંસારની વાસનાથી છૂટે એવાં સારાં કર્મ તથા ઉપાસનાવડે મોક્ષને આપનાર જ્ઞાનવાળી કરવી; તથા તે આપણે વશ રહેનાર કુળવાન્‌ની દીકરીને પ્રજા થઇ હોય અથવા ન થઇ હોય તોપણ મરણપર્યંત રૂડે પ્રકારે આપણા ઘટમાં પ્રાણ હોય ત્યાં પર્યંત પાળવી, અને પછી પણ આપણી શક્તિ હોય તો તેનું સારી રીતે રક્ષણ થાય એવી દેહાંતસમયપહેલાં યોજના કરવી, અને શક્તિ ન હોય તો ઈશ્વરેચ્છાઉપર રાખવું. આપ્રમાણે તે મારી

આજ્ઞાપ્રમાણે ચાલનાર સ્ત્રીને મેં મારી શક્તિપ્રમાણે દાનપુણ્ય કરાવીને સંતોષ પમાડી છે; તથા તેને કુલિન, સારા સ્વભાવવાળા પુત્રો પ્રાપ્ત થયા છે તેથી દેહ પડતાસુધી તેને અન્ન, વસ્ત્રવિગેરે જોઇતા તથા ઘટતા પદાર્થની અડચણ પડે એમ નથી. તેમ જ પરમેશ્વરમાં પ્રીતિવાળી કરીને તેનો મારા પ્રતિનો તથા આ સારવિનાના સંસારઉપરનો મોહ છોડવ્યો છે, અને જગત્‌નું સ્વરૂપ સમજાવ્યું છે, એટલે તેના મોક્ષમાં પણ કંઈ સંશય કરવાસરખું નથી.

હે સારી સમજણવાળા! આ સંસારમાં પુત્રપુત્રીના પિતાએ તથા માતાએ પોતાની પ્રજાને સારાં ગુણકર્મવાળી કરીને તેને સંતોષવી જોઇએ. ત્યાં પુત્ર તથા પુત્રીને બાળક અવસ્થામાં ખાવાપીવાના પદાર્થો આપીને તથા લાડ લડાવીને ઉછેરવાનો માબાપનો ધર્મ છે, તે તો પ્રથમ જ હું કરી ચુક્યો છું, અને પછી છોકરાઓને સારી વિદ્યા ભણાવી પંડિતસરખા કરવા જોઇએ, તથા તેમનું મૂર્ખપણું અને પાપબુદ્ધિ ટાળવી જોઇએ. કારણ કે વિદ્યાવિનાના મૂર્ખ પુત્રો પાપબુદ્ધિવાળા રહીને નિરંતર પાપથી પેટ ભરે છે, તેથી તેનાં માબાપ નરકમાં નિવાસ કરે છે; અને આ જગત્‌માં પણ તે મૂર્ખ છોકરા તેમનાં માબાપસહિત નિંદાને પામે છે. તેથી કુળની કીર્તિને ખોઇને મુવાસરખા તે વિદ્યાવિનાના છોકરા જીવે છે, તો પણ તે કુળનો ક્ષય થયો જ ગણાય છે. માટે મેં મારી શક્તિપ્રમાણે તે પુત્રોને રૂડે પ્રકારે વિદ્યા ભણાવીને પંડિત કર્યા છે, તથા ધર્માચરણી કર્યા છે. વળી માબાપે પોતાની પ્રજાને પરમેશ્વરમાં પ્રીતિવાળી કરવી જોઇએ, તે પણ મેં કર્યું છે; જેથી તે છોકરાઓ અદ્યાપિ ઈશ્વરના આરાધનમાં તત્પર છે. વળી તે છોકરાઓને માબાપની સેવા કરવા તથા માબાપને પરમેશ્વરસરખાં ગણીને તેમની હયાતીસુધી તેમની આજ્ઞા પાળવા તથા તેમના મરણપછી તેમની સઘળી શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે પાછળની ક્રિયા કરવા સારી સમજણ આવવી જોઇએ, તે પણ તે છોકરાઓમાં છે; એટલે મને એ વાતની પણ કાળજી રહી નથી. અને દીકરીઓને તો યોગ્ય વય થાય ત્યારે સારા કુળવાળા, ઉમરે દીકરીકરતાં આઠ દશ વર્ષે મોટા, રૂપમાં છોકરીકરતાં સારા, તથા ગુણ, વિદ્યા, અને ડહાપણમાં વધારે સારા, અન્નવસ્ત્રનું દુઃખ ન આપે એવા, રોગ તથા બીજા નઠારા સ્વભાવના લાંછનવિનાના તથા સારા સ્વભાવના, અને લોકોમાં સારી આબરૂ મેળવેલાં માબાપ, ભાઇઓવિગેરે કુટુંબવાળા, તથા સારાં સગાંના જથાવાળા ઉત્તમ વરને પરણાવવી, તથા આપણી શક્તિપ્રમાણે તે દીકરીને વસ્ત્ર, ઘરેણાં પહેરાવીને પરણાવવી, તથા તે જમાઇને આપણી શક્તિપ્રમાણે કન્યાદાનઉપર દક્ષિણા આપવી એ આ-

પણાં શાસ્ત્ર તથા વૃદ્ધોની નીમેલી નીતિ છે. તેપ્રમાણે પણ ઇશ્વરની દયાથી છોકરીઓને પરણાવી છે. ઘણાં દુષ્ટ માબાપો દીકરીઓને વેચીને પોતાનાં પેટ ભરે છે, તે ઘણા કલ્પસુધી નરકવાસ ભોગવે છે, અને લોભવડે ઘરડા, રૂપવિનાના, બળવિનાના, ગુણ,વિદ્યા, વિવેક અને આબરૂવિનાના, પાપાચરણી, અને તેવા જ અગણિત દુર્ગુણવાળા નિંદવાસરખા વરને દીકરી પરણાવીને આ લોકમાં પાપનાં બીજ રોપીને જાય છે. એવાં દીકરીની ઘાત કરનારાં માબાપને લાખગણો ધિક્કાર પણ ઓછો છે. એવો દુષ્ટ આચાર અમારા કુળમાં નથી થતો આવ્યો, તેથી અમે ઇશ્વરની પ્રીતિનાં પાત્ર છીએ એમ જાણીને પણ હું ઘણા સુખસંતોષને પામ્યો છું.

હે ભાઈ ભૂભાસ્કર ! સાંભળજો. આશિવાય પણ મારે હાથે જે જે કંઈ આ જગત્‌માં સારૂં કરવાસરખું કામ થયું હશે, તે તે સર્વ તમારા કલ્યાણમાટે સંભારી સંભારીને કહું છું. આ વૃદ્ધાવસ્થા છે તોપણ હજી ઇશ્વરની કૃપાથી મારી સ્મરણશક્તિ છેક ઘટી ગઈ નથી. ઘર માંડીને બેઠેલા સંસારીએ પોતાનાં સ્ત્રીછોકરાંને આપ્રમાણે સુખ આપવું એટલું જ નહિ, પણ જો કુળમાં તે સૌથી મોટો હોય અને બીજાં નાનાં ભાઇબહેનવિગેરે રક્ષણ કરવાસરખાં હોય તો તેમનું પણ રક્ષણ કરવું એ તેનો ધર્મ છે. જ્યાંસુધી ભાઇઓ પોતપોતાનું ઘર માંડીને બેઠા નથી અને બહેનોને લગ્ન કરી તેમને સાસરે વિદાય કરી નથી, ત્યાં લગી તેમનું અન્નવસ્ત્ર તથા બીજી સઘળી બાબતે રક્ષણ કરવાનું કામ ઘરમાં વડિલ ભાઈનું છે. તેથી પિતાના સ્વર્ગવાસ થયા પછી જો વડિલ ભાઈ ઘરમાં રહેલાં પોતાનાં નાનાં ભાંડુઓવિગેરે નિરાશ્રિત કુટુંબનાં માણસોને ન પોષે તો તે નરકનો અધિકારી થાય છે; તો તે વાર્તા પણ રૂડે પ્રકારે મારાથી સચવાઈ છે, અને સર્વેનું મારી શક્તિપ્રમાણે રક્ષણ કર્યું છે. વળી પોતાના ભાઈવિગેરે નિકટનાં સગાં આપણા ઘરથી જુદાં રહેતાં હોય તોપણ આપણી શક્તિપ્રમાણે તેમને આપત્તિકાળે અન્નવસ્ત્રવિગેરેની ઘટતી મદદ આપવી એ ધર્મ છે. તે પ્રસંગ પણ મારે માથે આવી ગયો છે, અને હવે તેવિષેની કાળજી કરવાસરખું નથી, એટલે મને નિરાંત થઈ છે.

હે પવિત્ર અંતઃકરણવાળા ! સંસારમાં જ્યાંસુધી આપણે મારૂં તારૂં કરતા ઘર માંડીને રહીએ છીએ ત્યાંસુધી ગૃહસ્થ ગણાઇએ છીએ. તેથી સંન્યાસી, બ્રહ્મચારી, બ્રાહ્મણ, કે તેવા જ પવિત્ર મનના તીર્થ કરનારા, માર્ગે જતા આવતા આપણે ગૃહસ્થને બારણે અન્નજળની આશા બાંધીને આવી ઉભા રહે છે, તેમને આદરસત્કાર કરવાનો તથા શક્તિપ્રમાણે અ-

જળ આપવાનો આપણો ધર્મ છે. જો તેવા પવિત્ર અતિથિ પુરૂષ આપણે બારણેથી નિઃશ્વાસ મુકી નિર્મુખ જાય તો આપણું આ લોક તથા પરલોકમાં મોટું અકલ્યાણ થાય છે. આ સઘળી વાર્તાને, હું સઘળી વાર્તાનો જાણનાર જાણું તેથી જ્યારે જ્યારે કોઈ તેવા પવિત્ર પુરૂષ મારે આંગણે આવતા ત્યારે હું સંમુખ જઈને નમસ્કાર કરીને ઘણા પ્રેમથી 'પધારો, પધારો, મારૂં મોટું ભાગ્ય છે કે આપ આ આશ્રમને પાવન કરવા પધાર્યા છો' વિગેરે વિનયનાં વચનો બોલીને ઘરમાં અથવા ઘરના બહાર સ્વચ્છ બેઠકની જગામાં આસન આપી બેસાડતો, તેમને આગળ પાછળની, તથા શાસ્ત્રની તથા અનુભવની વાર્તા પુછતો, અને પછી યથાશક્તિ અન્ન, જળ તથા પ્રસંગે વસ્ત્ર આપી વિદાય કરતો. આ પ્રમાણે જ્યાંસુધી હું ઘરમાં રહ્યો ત્યાંસુધી કરતો. એ પણ ગૃહસ્થના નિત્ય કરવાના યજ્ઞમાંનો યજ્ઞ જે અતિથિયજ્ઞ કહેવાય છે તે છે, એ તો તમને પણ અજાણ્યું નથી.

હે ભાઈ! આ રીતે રૂડે પ્રકારે ગૃહસ્થાશ્રમને પાળતાં ગાળે ગાળે મોટાં તીર્થોને પણ હું કરી આવ્યો છું. આ તીર્થ કરવામાં મોટો લાભ છે, તેને કેટલાંક મંદબુદ્ધિ મનુષ્યો તો મુદ્દલ જાણતાં નથી. સાંભળો ભાઈ! તીર્થમાં એક તો મોટા પુરૂષોનાં દર્શન તથા સમાગમ મળે છે. વળી મન તથા શરીર પવિત્ર થાય છે. ધનવિગેરે પદાર્થોને પ્રીતિવડે પુણ્યને માર્ગે ખરચવાની એ જગાઓમાં ઇચ્છા થાય છે. પવિત્ર સ્થાનોના રમણીય દેખાવથી ચિત્તની પ્રસન્નતા અધિક રહે છે. વળી નિરંતર ઘરમાં બેશી રહેનાર માણસો તો પોતાની મેળે એક જાળામાં જાળ બાંધીને મરતાસુધી તે જ જાળમાં બેશી રહેનાર કરોળીયાજેવાં છે. કારણ કે આ મારૂં ગામ, આ મારૂં ઘર, આ મારૂં કુટુંબ, આ મારાં સગાં, આ મારાં ક્ષેત્ર, એમ સઘળું મારૂં મારૂં કરીને પોતાની મેળે સ્ત્રી, પુત્ર, ઘરવિગેરે પદાર્થરૂપ જાળ બાંધીને તે જાળમાં જીવતાસુધી પ્રીતિપાશથી બંધાઈ બેશી રહેવું, એ કરોળીયાના સરખું જ છે, અને ખરૂં જોતાં અજ્ઞાની મનુષ્યમાં અને કરોળીયાવિગેરે જાતિમાં રહેલા જીવોમાં કાંઈ પણ મોટો ફેર વિદ્વાનોએ માન્યો નથી. માત્ર શરીર જુદાં છે, એટલું જ. હે ભાઈ! જેમ ઘુડ પક્ષી માટીની ભેખડવાળી બોમાં પેશીને બેશી રહે છે, તેમ એક જ જગાએ ઘણો કાળ બેશી રહેવું, એને મેં સારૂં ગણ્યું નથી. જેમ નદીમાં વહેતું પાણી નિર્મળ અને હલકું હોય છે, અને ધરામાં ભરાઈ રહેલું પાણી ભારી અને મેલું હોય છે, તથા ખાડાનાં પાણી ઘણે દહાડે ગંધાઈ ઉઠે છે, તેમ દેશવિદેશ ફરનાર માણસની શરીરસુખાકારી સારી તથા બુદ્ધિ ઘણી તેજ રહે છે; અને ઘણો કાળ એક જ જગાએ રહેનારનાં

શરીર રોગી, બુદ્ધિ મલિન અને દુર્બળ થઈ જાય છે. માટે મારા વિચાર-પ્રમાણે તો દરેક ગૃહસ્થે દર વર્ષમાં થોડો ઘણો પણ પ્રવાસ કરવો જોઇએ; અને તે પ્રવાસ નકામો ન જાય માટે ઉત્તમ તીર્થક્ષેત્રોમાં જ કરવો સારો. અરે ભાઈ! શરીરના સુખમાં વધારે સુધારો ફરવાથી થાય છે, એટલું જ નહિ, પણ જુદાં જુદાં ઠેકાણાંના લોકો તથા તેમની રીતભાત, તથા જુદી જુદી બોલી, તથા તે અનેક જગાના લોકોનાં સુખદુઃખ, તથા તે દેશ દેશમાં નીપજતાં પ્રાણી અને પદાર્થો જાણવામાં આવે છે. વળી બુદ્ધિમાન્ વિદ્વાન્ લોકોના વિચાર જાણવામાં આવે, એવિગેરે અનેક પ્રકારના લાભ વિચરવામાં છે, એમ હું જાણતો, તેથી દર વર્ષ કટકે કટકે પણ ચાર છ માસ ઓછામાં ઓછા તીર્થાટનમાં કાઢતો. ભાઇ ભૂભાસ્કર ! તમે જાણો છો ? વિદ્વાન્ તથા જ્ઞાનવાન્ પુરૂષોએ તો જરૂર આ પૃથ્વીમાં જુદાં જુદાં સ્થળોએ ફરતા રહેવું જ જોઇએ. એમાં તે વિદ્વાન્ જ્ઞાનવાન્‌ને પ્રવાસથી થતા શરીરસુખવિગેરે લાભ તો થાય છે જ, પણ વધારામાં તેમની કીર્તિ દિશા દિશામાં ફેલાય છે, અને તેથી વળી તેમને મળનાર હજારો માણુસનાં કલ્યાણ થાય છે. શું કરૂં ? હવે તો મારી છેક વૃદ્ધાવસ્થા થઈ છે, નહિ તો હજી હું તો મારૂં ચાલે તો પૃથ્વીપ્રદક્ષિણા કરવા જાઉં. પણ એક તો શરીર અટક્યું છે, અને બીજું એ કે મેં કરવાજેવું સઘળું કર્યું છે, ભોગવવાયોગ્ય ભોગવ્યું છે, અને જાણવાનું સર્વ જાણ્યું છે; એટલે હવે આ વૃત્તિ ધરાએલા વ્યાઘ્રજેવી થઇ છે, તે જ્યાં છીએ ત્યાંથી દૂર જવા ઇચ્છા કરતી નથી. તોપણ આ પગ જ્યાંસુધી ચાલે છે ત્યાંસુધી હું એક સ્થળમાં ઘણામાં ઘણી પાંચ રાત્રિથી વધારે રહેતો નથી. વળી હવે શરીરને પડવાની સંધિ પણ ગણાય, માટે તેવા સમયમાં આ સૂર્યદેહાજેવું પવિત્ર તીર્થ મુકીને બીજે કયાં જવું ? આ ગંગા, યમુના, નર્મદા, સરસ્વતી, ગોદાવરી, કાવેરી, સરયૂવિગેરે ઘણાં પવિત્ર તીર્થો છે, પણ જેનું નામ સ્મરણ કરતાં જ પાપ મુકાય એવી તો આ તાપીમાતા જ છે. માટે એને ત્યજીને હવે કયાં જાઉં ? આપ્રમાણે મેં જે જે કર્મો કરવાયોગ્ય કર્યાં છે, તેમાંનાં મોટાં મોટાં આ ટાણે યાદ આવ્યાં તે તમને કહ્યાં છે, માટે એમાંથી જે કાંઇ તમારે જાણવા સમજવાજેવું હોય તે ગાંઠે બાંધી લેજો. તમે પણ સર્વ વાર્તાના જાણ છો, તોપણ મારો વૃદ્ધનો કહેવાનો ધર્મ છે, માટે કહું છું. હે ભાઈ! આ ઉગ્ર પુણ્યના બળથી તથા ઇશ્વિરની કૃપાથી હજી આ મારી બુદ્ધિનું બળ ક્ષીણ થયું નથી. બાકી સાઠથી સીત્તેર વર્ષમાં સામાન્ય રીતે બુદ્ધિનો ક્ષય થાય છે, એ વાર્તા વૈદ્યશાસ્ત્ર લખનાર અનુભવી વિદ્વાનોએ પણ લખી છે. પરમેશ્વર તમને ઘણું આયુષ્ આપે, અને સઘળાં સુખ ભોગવીને અંતે પરમેશ્વરમાં પ્રીતિ રાખતાં તમે પરમે-

શ્વરના પદને જ પામો, એ જ મારો ખરા અંતઃકરણનો આશિર્વાદ છે. મારી આવી વાર્તાનો કંઇ અંત આવે છે? માટે* હવે ઘણી રાત્ર જવા આવી છે, તેથી આખા દિવસનાં થાકેલાં પાકેલાં સુખપૂર્વક પરમેશ્વરને નમસ્કાર કરીને સુઈ જાઓ. કૌશિકીને કહે છે, બહેન કૌશિકી! તમને આજે મારા આવવાથી ઘણું દુઃખ થયું છે. પણ ભલા, પરમેશ્વર તેનું ફળ તમને આપશે. તમે મને જમાડ્યો છે માટે આ પાત્રમાં જળ પણ ભરી આપજો, કેમકે જમેલાને પાણીની જરૂર પડે છે, અને પછી સુખે સુઇ જાઓ.

કૌશિકી કહે છે, અરે ગુરૂ! એ શું બોલો છો? તમે તો પૂજવાયોગ્ય છો. અમારૂં ભાગ્ય છે કે આજે અમારે ઘેર પધાર્યા છો. એમ બોલી પાણી લાવી આપે છે, ને પછી બંને જણાં એમને સુવાની જગાએ ઠીક કરી આપી પોતાને સ્થાને જઈ સુએ છે.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ! આપ્રમાણે વાર્તા કરીને તે વૃદ્ધ પણ ઇશ્વિરનું સ્મરણ કરતા સુઈ ગયા. હવે વળી આગળ કહીશું, માટે સૌસૌના કામે લાગો. હે બ્હેન! ઘણું કરીને આજે સાંજનાં આણે નીકળેલાં માણસો અત્રે આવી પહોંચશે. તેમની આપણે પણ રૂડે પ્રકારે પરોણાગત કરવાની છે. એમ કહીને સૌ ઉઠી જાય છે, અને પછી પોતપોતાને કામે લાગે છે.

**મનોહર**—બોલો 'જય જય શ્રીસદ્ગુરૂ દેવ.'

**દાસ**—ઓહોહો! આ દોસાને પન ઢન છે! એનું આતલું આવડડા પન સાડઠક છે! આજના વખટમાં એવા પુડસ લાખ્ખોમાં કોઇ એક પન ભાગ્યે મલે! નહિ વાકુ ભતજી મા'ડાજ?

**મનોહર**—ખરૂં કહો છો. આજે તો પાખંડી એટલા થયા છે કે તેમાંથી ખરા ખોટાની પરીક્ષા કરી લેવી પણ ઘણી કઠિણ છે. તેમ આજની પ્રજા પણ ઘણી ખરી તેવી જ છે. બંને સરખું થઈ બેઠું છે, એટલે ચિંતા નથી.

**વિઠ્ઠલજી**—ત્યારે ભટજી મહારાજ! હવે કંઈ દયા થવી હોય તે થાય એટલે સૌ ઉઠે.

**મનોહર**—હા, એમ કરો. (ભજન ગાય છે)

**પદ.**

જ્ઞાન જગત્માં સાર, સુજનો, જ્ઞાન જગત્માં સાર.<br>
પામીએ જેથી પાર, સુજનો, જ્ઞાન૦ ટેક.<br>
વિષયજળે આ ભવસાગર તો, ભર્યો દીસે દિશ ચાર, સુ૦<br>
એ જળ તરવા ભક્તિ જ્ઞાન જ, નાવ દીસે નિરધાર, સુ૦

ભક્તિથી આ અંતરના સૌ, સહજ ટળે છે વિકાર, સુ૦
શુદ્ધ હૃદય થાતાં પ્રકટે છે દોષરહિત વિચાર, સુ૦
તે નિર્દોષ વિચારવડે આ, છૂટે મમત્વભાર, સુ૦
મમત્વ જાતાં હુંપણું ટળતું, તેથી ટળે યમમાર, સુ૦
અંતે જ્ઞાન પ્રકટી અંતરમાં, કરે વાસના છાર, સુ૦
વાસના ક્ષય થાતાં તત્ક્ષણ આ, મનનો લય થાનાર, સુ૦
મનનો લય થાતાં દુઃખ જાતાં, થાવું સ્વરૂપાકાર, સુ૦
મનહૃર હરિપદમાં મળી જાવા, પછી નવ લાગે વાર, સુ૦

**દાસ**—બોલો સી કનૈયાલાલકી જે. વાહ વાહ! ઢન છે અમને કે આવો આનંડ લેવાનો અમને પન ડા'રો આવ્યો છે. કેમ વિથ્થલજી! ખડું કેની?

**વિઠ્ઠલજી**—ખરૂં જ છે. એમાં લગાર પણ સંશય નથી. આપણાં સૌનાં પુણ્યનો ઉદય જ થયો જાણવો, નહિ તો આવો આનંદ રોજ કયાંથી થાય? આ વાર્તા શોધી જડતી નથી. પરમેશ્વર આવો ને આવો આનંદ સદા રાખે એ જ અમે તો માગીએ છીએ.

**ચંચળા**—(વીજળીને ધીમેથી) અલી! તારા બનેવીને લગાર કહેની કે પેલું તમે કહેવાનું કહ્યું'તું તે હવે કહોની, પછી સૌ ઉઠી જશે ત્યારે શું કહેશો?

**વીજળી**—શું કહેવાનું છે? કંઇ સંદેહ પુછવાનો છે કે શું? વળી લાંબું ચાલે એવું હોય તો કાલે રાખો.

**ચંચળા**—ના ના, એ તો અમથું લગાર વારમાં પતી જાય એવું છે. તું તારે મારૂં નામ દઇને કહેને એટલે એમને યાદ આવશે.

**વીજળી**—(દાસને) બાળમુકુંદદાસ! સાંભળો છો? આ મારાં બ્હેન કહે છે કે પેલું તમે કહેવાના હતા તે ભૂલી ગયા કે? કહી નાંખોને એટલે પછી સૌ ઉઠે. બધાંના ગયા પછી શા કામનું?

**દાસ**—(લગાર હસીને) એંહ! એમાં ટે સું બોલવું'ટું! આ સમુડડ જાં ઝપાતા માડટો ચાલે છે, ટેમાં વલી એક તીપું પાની નાંખીએ ટો સું, ને નહિ નાંખીએ ટોએ સું?

**વિઠ્ઠલજી**—કેમ દાસ! શી છાની વાત છે જે આટલું ગુંચાઓ છો? અમારો પડદો હોય તો કહો તો ઉઠી જઇએ. તમે પણ હજી મનમાં આટલી ગડીગાંગડી રાખતા દેખાઓ છો!

**દાસ**—ના ના વિથ્થલજી! ટમને સમજન નહિ પરી? એ ટો સે'જ વાટ છે. જાનો જ છો કેની, બૈડાંની બુદ્ધિ ટે લગાડ કંઇ સુંથનો કતકો આવે કે ગાંઢી ઠઇને બેસે એવું છે.

**વિઠ્ઠલજી**—ત્યારે પછી અડચણ શી છે? બોલોને ખુલાસાથી જે હોય તે. અહીં કંઇ કોઈ પરભાર્યું છે? આ તો સૌ આપણું ઘરનું ઘર છે.

**દાસ**—જાઓ માડા સાહેબ! એમ સું બોલો છ? ટમાડાડી માડે અંટડ સેનો છે? સાંભલો, જડા ભતજીને નિવેડન કડવાનું છે. એક ડા'શે મેં એમને વિનંટિ કડેલી કે આ ભજન લખવામાં કંઈ લાંબું ભનવાની જડુડ ખડી? ટાડે ભતજીએ મને હુકમ કડેલો કે ના ના, એમાં કંઈ મોતી વાટ નડી. ફ્કટ આપના મનની વાટ એક એક તુકમાં બંઢ બેસાડવી, ને એતલો સુમાડ ઢાનમાં લેવો કે ડડેક લીતીને અંટે જે અકસડ આવે ટે પડાસ ને અનુપડાસ કહેવાય છે. ટેની સડટ ડાખવી, ને ઉપડની લીતીમાં છેરે જે સબ્ડ આવે ટેવા પડકાડનો બીજો સબ્ડ નીચેની લીતીમાં આવે. આ પડમાને કહેલું, ટેઉપડ સડટ ડાખીને, મેં કહ્યું, લાવ ટો ખડો, જોઉં માડાડી કંઈ હાય છે? ટે આજે બે કીડટન ગાંઢાં ઘેલાં લખ્યાં'ટાં. ટે એમના આગલ મેં વાટ કડેલી, ટેઠી કે'છે કે આ સૌના ડેખટાં ગાઓ ટો ખડા! મહીં ભૂલચૂક હોય ટો ટેની સમજન ટો પરે!

**મનોહર**—હા હા, ત્યારે તો બોલો દાસ! સૌને આનંદ થશે, જેવાં હોય તેવાં. તેની કંઇ ચિંતા નહિ. આ તો પહેલવહેલું છે એટલે ભૂલચૂક હોય.

**દાસ**—બોલો સી ડવાડકાંઢીસકી જે. લો આપનો હુકમ છે ટો બોલું છું. આ ટો એક ગડબો આજે ડુકાને બેથાં બેથાં લખેલો ટે કહું છું. એમાં નાગડમનનો પડસંગ ભાગવટમાંઠી લીઢો છે. ( ગાય છે )

## ગરબો.

ટમે સજ્જન સુનજો વાટ, કહું ભગવાનટની,
ટાલે મનનો ઉકલાત, ડુઃખ સૌ મુલઠી હની. ટેક.
આ મથુડાંમાં હડિ જનમ ઢડીને, ગોકુલમાં જઈ વસીયા ડે,
ડુઃખ ડેખી ગૌ ગોપીજનનું, જમનાજીમાં ઢસીયા, કહું૦
કાલીનાગને નાઠી લાવ્યા, મડ ટેનો સૌ હનીયો ડે,
હજાડ ફેનટનો ઢની ઝેડી, ભય ટેનો ના ગનીયો, કહું૦
જુદ્ધ કડીને હડવ્યો કાલી, નાગની લાગી પાય ડે,
'ડયા ઢડી હડિ જીવટો ડાખો, પટિ અમાડો હાય,' કહું૦
મેહેડ કડી ગોપીપટિએ ને, જીવટો મેલ્યો નાગ ડે,
ટે ડા'રાઠી જમનાજીનો, નાગે કીઢો ટયાગ. કહું૦
ટે ડા'રાની રાટે હડિએ, ડાવાનલ પન પીઢો ડે,
બાલમુકડનો ઢની પાટલીઓ, ડેસે ડંકો ડીઢો, કહું૦

બોલો સી ગોવડઢનનાઠકી જે. ( સૌ બોલે છે. )

**મનોહર**—ધન્ય છે દાસ! આથી ખાતરી થાય છે કે આગળ જતાં તમે તમારા વિચાર કવિતામાં જણાવી શકો એવી સારી રીતે જોડી શકશો. પણ રોજ ઉદ્યમ રાખજો.

**ચંચળા**—ત્યારે પેલું બીજુંએ સાથેલગું કહી નાંખોને એટલે પછી ઉઠીએ.

**દાસ**—લો સૌની મડજી છે ટો ટે પનબોલું છું. (પછી જય બોલાવીને ઘેર ચંચળાઆગળ ગાયેલું બીજું પદ ગાય છે. તે ગાઈ રહ્યા પછી )

**વિઠ્ઠલજી**—શાબાસ છે દાસ! તમારી બુદ્ધિને! પહેલાકરતાં પણ આ તો ચઢે એમ છે. તમે તો અમને પણ મ્હાત કર્યા ને શું?

**દાસ**—એમાં ટે સું મોતી વાટ કડી છે? આ આપના ભતજી મા'ડાજની ઓઝતમાં આવ્યા ટેનું પુન છે હોં. બાકી હું ટો ખડું પુછો ટો છનું અરઢ ટન નો'ટાં સમજટો.

**વિઠ્ઠલજી**—ના ના, ઘણું સારૂં. આપ્રમાણે રોજ લખતા રહેશો તો તમારી બુદ્ધિ આગળ જતાં ઘણી ઉઘડશે. લો ચાલો હવે ઉઠીશું? ( પછી સૌ ' જય જય શ્રીસદ્‌ગુરૂ દેવ' બોલીને ઉઠે છે. )

**વિજયા**—( સૌના ગયા પછી મનોહરને ) આ દાસે તો હવે ભજન પણ જોડવા માંડયાં હોં. એની બુદ્ધિ તો સારી જણાય છે, નહિ વારૂ? બચારો બોબડું બોલે છે, એટલો જ પરમેશ્વરે એનામાં દોષ મુકયો છે.

**મનોહર**—એક દોષ છે, પણ એ તો ઈશ્વરની દેનગી છે, માટે એ કંઇ દોષ ગણાય નહિ. એના જેવો ભોળો, પાપવગરનો, પવિત્ર મનનો, સમજણવાળો, શ્રદ્ધાવાળો, તથા પરમેશ્વરમાં પ્રીતિવાળો આ આખી વસ્તીમાં બીજો મળવો કઠિણ છે. એનું તો કલ્યાણ થયેલું જ જાણવું. એવાંઉપર પરમેશ્વરની પણ વહેલી દયા થાય છે.

**વિજયા**—આ આજે અતિથિએ ઘણો સારો બોધ આપ્યો છે. ઈશ્વર કરે ને એને બચારાને બે ચાર દહાડા રાખે તો આપ્રમાણે જોતાં તો એ ભૂભાસ્કરની કાસળ કાઢી નાંખે એવું જણાય છે, એમાં તો કાંઇ શક નથી. વારૂ, પણ એનું સો વર્ષનું તો વય થયું, અને હજી તો ખબરદાર છે! ત્યારે માણસનું આવરદા તે કેટલું હશે વારૂ?

**મનોહર**—આયુષ્યનો કંઈ મેળ નથી. એ તો વધાર્યું વધે ને ઘટાડયું ઘટે, એમ છે. તોપણ શાસ્ત્રમાં સાધારણ રીતે ૧૨૦ વર્ષની મર્યાદા ઘણે ઠેકાણે લખી છે. આ વૈદ્યકશાસ્ત્ર લખે છે કે:—

बाल्यं वृद्धिश्छविर्मेधा त्वग्दृष्टिः शुक्रविक्रमौ ।
बुद्धिः कर्मेन्द्रियञ्चेतो जीवितन्दशतो ह्रसेत् ॥

એમાં એવી મતલબ છે કે દશ વર્ષે બાળકપણું મટે છે, વીશ વર્ષે શરીરનું વધવું અટકે છે, ત્રીશ વર્ષે કાંતિ ઓછી થવા માંડે છે, ચાળીશ વર્ષે સ્મરણશક્તિ ઓછી થાય, પચાશ વર્ષે ચામડી દુર્બળ થાય, સાઠ વર્ષે નેત્રની શક્તિ ઓછી થાય, સીત્તેર વર્ષે વીર્ય ઓછું થાય, એંશી વર્ષે પરાક્રમ ઓછું થાય, નેવું વર્ષે બુદ્ધિ ઓછી થાય, સો વર્ષે કર્મેન્દ્રિયના બળમાં છેક ઘટાડો થાય, એકસો દશ વર્ષે ચેતના ઓછી થાય, અને એકસો વીશ વર્ષે જીવિત ઓછું થાય છે. આ રીતે જોતાં એકસો વીશ વર્ષનું આયુષ્ સાધારણ રીતે ગણાય. તેમાં આ વૃદ્ધને સોનો સુમાર થયો છે, માટે હજી વધારે ગણાય નહિ.

**વિજયા**—એમણે તો સાઠથી સીત્તેરમાં બુદ્ધિ ક્ષીણ થાય એમ કહ્યું છે, તે સાચું કે આ?

**મનોહર**—તે તો આપણા લોકમાં કહેવત જ છે કે 'સાઠી ને બુદ્ધિ નાઠી' માટે તે ખરૂં જ છે, ને આમાં કહ્યું છે તે પણ ખરૂં છે. ચાળીશ વર્ષે પછી સ્મરણશક્તિ ઘટે, એટલે ઘણી પાઠ કરવાની વિદ્યા તેનાથી શિખાય નહિ, અને નેવું વર્ષે બુદ્ધિ ઓછી થાય એટલે ત્યાર પછી નવા નિશ્ચય કરવામાં સામર્થ્ય ઘટે છે. પછી એ નિયમ કંઈ સૌને લાગતો નથી. કારણ કે સઘળાં માણસ ક્યાં પૂરાં સો વર્ષ જીવે છે? લો ચાલો હવે પથારી તૈયાર છે કેની?

**વિજયા**—હા, ઇચ્છા હોય તો સુઇ જાઓ.

**મનોહર**—હું આ પથારીમાં સુતાં સુતાં સાંભળું છું; તેં આજે જે પદ પાઠ કર્યું હોય તે બોલ.

**વિજયા**—આજે જેની છેલ્લી કડીયો પાઠ કરી રહી છું, તે પદ કહું છું. ભૂલ પડે તો મને કહેજો. ( જય બોલી ગાય છે )

**ગરબી.**

આ સ્તુતિ અંતરમાં ધરજો રે, સંકટના સાથી,
પાપ તાપ ત્રિવિધિને હરજો રે, સંકટના સાથી. ટેક.
જન્મ ધરીને જગમાં જોયું, આ મન મિથ્યા મોહ,
પણ નવ અંતે સાર નિરખીયો, જગ ત્યજી જાતાં રોય રે, સંકટ૦
આજ મળે સુખ કાલ મળે એમ પ્રતિદિન આશા બાંધે,
મળે, મળે ના, તોપણ તૃષ્ણા, વધી નિશદિન ઉર રાંધે રે, સંકટ૦
સુખની આશા જીવ ધરે પણ, સુખ સાચું નવ દેખે,
ક્ષણ સુખસરખું ભાસે મનમાં, પળ પછી સુખ ના લેખે રે, સંકટ૦
આધિ વ્યાધિ સમીપ રહીને, દુઃખ દીએ છે અપાર,
કામ ક્રોધ ભય લોભ મોહ આ, ભવનો ન આણે આર રે, સંકટ૦

અંતર બાહિર સમજી જોતાં, સુખી નથી સંસાર,
તોપણ જીવકૃતિ જોઈ જાણું, ભીતિ ન દેખું લગાર રે, સંકટ૦
ભયમધ્યે પણ નિર્ભયસરખા, જીવ જણાતા વહેતા,
તોપણ અંતર અગ્નિ બળે તે, એકબીજાનું ન લહેતા રે, સંકટ૦
સુખીઓ સુખી જગતને દેખે ને, દુઃખીયો દુઃખરૂપ ભાળે,
ઉભયરહિત દ્રષ્ટા થાનારો, છે તેમ નિશ્ચય ન્યાળે રે, સંકટ૦
અનેક યુક્તિવડે જન જોશે, દુઃખમય સઉ વ્યવહાર,
વાસ્તવ અળગાને અનુભવથી, સુખદુઃખનો ના ભાર રે, સંકટ૦
પણ એ અનુભવ સૌને ના'વે, માટે જગત્ દુઃખરૂપ,
હે જગત્રાતા દાતા દયાળુ, ટાળો આ ભ્રમકૂપ રે, સંકટ૦
દશ દિશ અંતર બહિર તપાસું, ન દીસે અવર આધાર,
આપ પદે વળી વળી આ વૃત્તિ, તેથી કરે નમસ્કાર રે, સંકટ૦
સ્વતંત્ર જીવ ન એ અનુભવથી, આપ સ્વતંત્ર જ એક,
ફરી ધરી હરી ક્રમથી ફરી ફરી આ,—ચલવ્યાનો શું ટેક રે, સંકટ૦
જગત્ જાળમાં ફસી મરવામાં, હિત ના જીવનું જણાય,
તેમ ન આપતણું પણ ભાસે, તો કો કૃતિએ તણાય રે, સંકટ૦
એ અનુમાનથી જાણી કહું જીવ જીવકૃતિથી પીડાય,
ના નિશ્ચય કો કૃતિથી જીવના, દુઃખનું દ્વાર ભીડાય રે, સંકટ૦
અલ્પજ્ઞ જીવ મથી થાકે પણ, જાણી શકે ન યથાર્થ,
કો વિધિ દુઃખ સમૂળ હડે ને, કેમ સધાય સ્વાર્થ રે,' સંકટ૦
માટે ત્યજી અભિમાન સદા પ્રભુ, આપ પદે જ શમાય,
એવી મતિ આપો આ જીવને, જેથી ન દુઃખે દમાય રે, સંકટ૦
સ્તુતિ કરી ન શકાય તથાપિ, આપ દયાળુ ઈશ,
ભાવાભાવ ન નિરખી, ધારો—શુભ કર જીવને શીશ રે, સંકટ૦
અલ્પમતિ અબળા કે પુરૂષો, આપતણા ગુણ ગાય,
મનહર પ્રભુ તેનું શુભ કરજો, જન્મમરણદુઃખ જાય રે, સંકટ૦
'જય જય શ્રીસદ્ગુરૂ દેવ.' (પછી ઇષ્ટસ્મરણ કરતાં સુઈ જાય છે.)

---

# द्वितीय अलंकार समाप्त.

---

### દોહરા.

જગપતિ અતિ કરૂણા કરી, ટાળે ઉરના તાપ,
વળી આ વાચકવર્ગનાં, સહજ શમાવે પાપ.

ભામિનીભૂષણ ગ્રંથનો, આ દ્વિતીયાલંકાર,
પ્રીતે વાંચી ઉર ધરે, તેના હરે વિકાર.



॥ ॐ ॥

# ॥ अथ कार्यप्रशंसा ॥

जीवब्रह्मसुकर्मतत्फलसुखोपायादिचिंतापरं
संव्याप्तं सरसैः सुखैश्च विविधाऽऽख्यानैः पवित्रैर्भृशम् ।
षच्छत्रूरगहारि युक्तिनकुलै निर्वाणसंपत्प्रदम्
कार्यं श्रीप्रकृतेः सदा जयति तच्छ्रीभामिनीभूषणम् ॥१॥

शास्त्रं वादग्रस्तं धर्मैकार्थ एव स्मृतेश्च
सूत्राद्यस्पष्टं नो कालेनानुरुद्धं पुराणम् ।
संदिग्धीभूता दुर्ज्ञाना ऋक्प्रधानागमाश्च
ग्रंथोऽयं सर्वश्रेष्ठो दोषैर्विनिर्मुक्त एतैः ॥ २ ॥

तरति भवसमुद्रं सत्वरं यो मुमुक्षुर्
भजति सततमेनं योऽधिकारी हितेच्छुः ।
हरति सकलदोषान्दर्शनादस्य लोको
ज्वलति सततमीर्ष्योदूषितो दुष्टबुद्धिः ॥ ३ ॥

द्वितीयोऽप्यद्वितीयोऽयमलंकारोऽतिमूल्यवान् ।
एतन्महापुराणस्य शोभां यच्छति सोऽनिशम् ॥४ ॥

**અર્થઃ**—૧ જેમાં જીવબ્રહ્મનાં સ્વરૂપ, સત્કર્મ તથા તેનાં ફળ, સુખના અનેક ઉપાયો–વિગેરે અનેક વિષયોપર નાના વિચાર દર્શાવ્યા છે, જેની અંદર રસથી ભરપૂર, સુખનાં આપનાર, અનેક અત્યંત પવિત્ર આખ્યાનો સ્થળે સ્થળે આવી રહ્યાં છે, જે કામાદિ ષટ્ શત્રુરૂપ સર્પોને અનેક યુક્તિરૂપ નકુલોવડે હણીને તેથી મળતી નિર્વાણરૂપ લક્ષ્મીને આપનાર છે તે શ્રીમહેશ્વરની સત્તાના કાર્યરૂપ શ્રીભામિનીભૂષણ સદા વિજયિ છે.

૨ શાસ્ત્ર વાદગ્રસ્ત છે. સ્મૃતિઓ પ્રવૃત્તિધર્મને જ (પ્રધાનપણે યુક્તિઆદિથી રહિતરૂપે) પ્રતિપાદન કરે છે. સૂત્રબદ્ધ ગ્રંથો વિગેરેના અર્થ સ્પષ્ટ નથી. પુરાતન કાળમાં રચાયેલાં પુરાણો વર્તમાન કાળને અનુકૂળ નથી. તથા એ સર્વનું મૂળ જે વેદો તેના અર્થ તો વળી હાલ અત્યંત સંશયાત્મક થઇ ગયા છે તથા સમજવાને પણ બહુ આયાસની જરૂર રાખે છે. માટે એ સમગ્ર દોષના કોષથી રહિત આ શ્રીભામિનીભૂષણ એ સર્વથી પણ શ્રેષ્ઠ છે.

૩ મોક્ષની જ ઇચ્છાવાળા લોકો આ શ્રીભામિનીભૂષણ ગ્રંથના દર્શનથી ભવસમુદ્રને સહજમાં તરી જવાના, કલ્યાણની ઇચ્છાવાળા અધિકારી લોકો આ ગ્રંથનું નિરંતર સેવન કરવાના, લોકસમૂહ પણ સર્વ દોષને હણી શકવાનો, અને એ જ ગ્રંથના દર્શનથી ઈર્ષ્યારૂપ દોષથી દૂષિત અંતઃકરણવાળા પાપબુદ્ધિ લોકો સદા બળવાના.

૪ મહાપુરાણરૂપ શ્રીભામિનીભૂષણનો આ દ્વિતીય છતાં વિષયે કરીને અદ્વિતીય અતિમૂલ્યવાન્ અલંકાર છે, તથા તે (ધારણ કરનારને) અહર્નિશ અપૂર્વ શોભા આપે છે.

**श्रेयःसाधक अधिकारिवर्ग.**



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૩ | તિરસ્કાર, પ્રભુ૦ | તિરસ્કાર, |
| ૨ | ૩૨ | કેટલાકને | કેટલાંકને |
| ૨૭ | ૧૭ | પેટમાં | પેટીમાં |
| ૩૩ | ૧૯ | જાદા | જૂદા |
| ૩૬ | ૧૯ | સૌથા | સૌથી |
| ૫૧ | ૩૧ | ઇચ્છું | ઇચ્છયું |
| ૫૫ | ૧૯ | કરીને ગયો | કરીને લઈ ગયો |
| ૫૬ | ૯ | નહાં | નહિ |
| ૭૨ | ૨૫ | એ જ | એમ |
| ૭૭ | ૧ | લાક | લોક |
| ૮૩ | ૨૪ | પોચે | પાયે |
| ૮૫ | ૫ | તે | તેં |
| ૯૧ | ૧૯ | પાનજીવનનો | પાનજીવનો |
| ૯૧ | ૨૭ | રહ્યું | ડહ્યું |
| ૯૨ | ૧૭ | કશી | કસી |
| ૯૮ | ૧૦ | ચંચળી | ચંચળા |
| ૧૦૨ | ૩૨ | મજબત | મજબૂત |
| ૧૦૭ | ૩૪ | ગાતે | ગીતે |
| ૧૧૧ | ૩૩ | દ્દન | ઢન |
| ૧૧૫ | ૩૨ | કોઇ પછી | તે પછી |
| ૧૧૬ | ૨૦ | એશવાથી | એસવાથી |
| ૧૨૦ | ૮ | જ્ઞાનમાર્ગ | જ્ઞાનમાર્ગે |
| ૧૨૧ | ૧૮ | તાર | તારા |
| ૧૨૨ | ૫ | કો | કોઈ |
| ૧૨૪ | ૨૦ | બમ | બૂમ |
| ૧૩૪ | ૯ | પછી | પાછી |
| ૧૩૫ | ૧૫ | ક્યા | કયા |
| ૧૩૫ | ૨૭ | હવે ટાઢાં | હવે કેમ ટાઢાં |
| ૧૩૮ | ૧૯ | જેમ | જેમ પાપ |
| ૧૩૯ | ૧૫ | અટલે | એટલે |

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૭ | ૪ | છે, તોપણ | છે, પણ તેને ન માનનારા કેટલાક લોકો તે ઈશ્વરને પણ ન ઘટે એમ બોલે છે તોપણ |
| ૧૫૭ | ૩૨ | ગઈલી | ગયેલી |
| ૧૬૦ | ૨૬ | વના | વિના |
| ૧૬૨ | ૮ | તે | જે |
| ૧૬૮ | ૧૧ | નવૃત્તિએ | નિવૃત્તિએ |
| ૧૭૭ | ૨ | એક | છેક |
| ૧૯૪ | ૩૦ | પાતને | પતિને |
| ૨૦૫ | ૯ | જીવોના | જીવોના ઉપર |
| ૨૧૯ | ૨ | આપણે | આપને |
| ૨૪૫ | ૭ | પૂવનો | પૂર્વનો |
| ૨૪૮ | ૩૩ | વસવાથી | વસવા |
| ૨૫૩ | ૩૦ | જાયાં | જાગ્યાં |

# સૂચના.

## શ્રેયઃસાધક અધિકારિવર્ગદ્વારા પ્રસિદ્ધ થયેલા ગ્રંથો.

| | | મૂલ્ય | ટપાલ ખર્ચ |
|---|---|---|---|
| ૧ | શ્રી સુરેશચરિત્ર ( પૂર્વાર્ધ ) | રૂ ૧–૮–૦ | ૦–૧–૬ |
| ૨ | શ્રી સિદ્ધાંતસિન્ધુ ( પ્રથમ રત્ન ) | રૂ ૧–૮–૦ | ૦–૨–૦ |
| ૩ | શ્રી ભામિનીભૂષણ ( પ્રથમાલંકાર ) | રૂ ૧–૦–૦ | ૦–૧–૬ |
| ૪ | શ્રી ભામિનીભૂષણ ( દ્વિતીયાલંકાર ) | રૂ ૧–૦–૦ | ૦–૧–૬ |
| ૫ | શ્રી નૃસિંહવાણીવિલાસ ( પ્રથમ પુસ્તક ) | રૂ ૦–૮–૦ | ૦–૧–૦ |
| ૬ | શ્રી નૃસિંહવાણીવિલાસ ( દ્વિતીય પુસ્તક ) | રૂ ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૭ | શ્રી મંગલવિચાર | રૂ ૦–૪–૦ | ૦–૦–૬ |

## ઉપરના ગ્રંથો નીચે લખેલાં સ્થળથી મળશે.

**વડોદરા**—परमात्मस्वरूप श्रीमन्नृसिंहाचार्यजीना आश्रममां.

રા૦ રા૦ છોટાલાલ જીવણલાલપાસેથી. ભૂતડીને ઝાંપે.

**અમદાવાદ**—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

રા૦ રા૦ ત્રિકમલાલ અચરતલાલ. પંચમુખી હનુમાનની સામે પંડિતજીની પોળમાં કુવાપાસે મંદિરમાં. રાયપર.

રા૦ રા૦ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંગવી. લાલાવસાની પોળ. સાંકડીશેરી.

**મુંબઈ**—પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી. કાલકાદેવીના રસ્તાપર ઝવેર બાગસમીપ.

રા૦ રા૦ જેકીશનદાસ જેઠાભાઈ કણીઆ. બી. એ. ૩૦ વચલો ભોઇવાડો.

**સુરત**—રા૦ રા૦ નાથાભાઈ ફકીરભાઈ કીનખાબવાળા. મહીધરપુરા વાણીયાશેરી.

**વીરમગામ**—રા૦ રા૦ હરિલાલ મોહનલાલ વકીલ.